શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત

# રેણુની મા

અનુવાદક :

દયાશંકર ભ. કવિ



હરિહર પુસ્તકાલય
બુકસેલર્સ અને પબ્લીશર્સ
ટાવર રોડ : સુરત

રાખાલ રાજના નવા મિત્રનું નામ તારકનાથ હતું. ત્રણેક માસનો પરિચય હોવા છતાંય વાતચીતમાં સંબોધનાર્થે "તમે"ને બદલે "તું" શબ્દનો પ્રયોગ છૂટથી થઇ રહ્યો હતો. હવે એનાથી એક ડગલું નીચે જવામાં બેમાંથી કોઇને હરકત જેવું ન હતું.

બરાબર અઢી વાગે તારક ચોક્કસ આવનાર હતો. એક ખાસ અત્યંત જરૂરી બાબતને અંગે તેને સલાહ લેવી હતી પરંતુ હજી તે દેખાયો ન હતો. આ બાજુ ઘડિયાળમાં ત્રણ વાગ્યા. રાખાલ ઉતાવળ કરતો હતો. જરૂરી બાબત ઉપર વિચાર કરી સલાહ આપવા માટેજ નહિ પરંતુ બરાબર ત્રણ વાગે તેને પોતાનેય બહાર જવાનું હતું. ભવાનીપુરમાં એક સુશિક્ષિત-સુધારક કુટુંબમાં રાત્રે મહિલા મંડળની બેઠક હતી. સંસ્કારી સ્ત્રીઓ મોટી સંખ્યામાં આવવાની સંભાવના હોવાથી ગૃહિણીએ પોતે જ તેને બોલાવવાને ખાસ માણસ મોકલ્યો હતો. વખતસર ન જવાથી ખરાબ લાગે એમ હતું એટલે તેને ગયા વિના ચાલે તેમ ન હતું.

આ તરફ તેની બહાર જવા માટેની પુરેપુરી તૈયારી થઇ ગઇ હતી. બબ્બે વાર દાઢીમુછ સાફ કરીને ચારેક વાર સ્નો લગાડવાનું કામ તેણે પુરૂં કરી નાખ્યું હતું. પથારી તળે સંકેલીને દબાવી રાખેલ પંજાબી સિલાઇનું રેશમી પહેરણ, દેશી ધોતીયું અને ચાદર, પૉલીશ કરેલા પમ્પશુ, ટીપૉય ઉપર સોનાના પટાવાળું સોનાનું રીષ્ટ વોચ વગેરે સ્ત્રીઓનું ચિત્તાકર્ષક કહેવાતું બધુંય તૈયાર હતું. ટેબલ ઉપર ટીપૉટમાં

ચહાનું પાણી ઠરીને ઘટ્ટ થઈ પીવાને અયોગ્ય થઈ ગયું, છતાં ય મિત્રવર્ય પધાર્યા નહિ. મિત્રનો જ દોષ હતો એટલે બારણે તાળું લગાવીને ચાલ્યા જવામાં શો દોષ હતો? પરંતુ જેમ જેમ મોડું થતું હતું તેમ તેમ એ તરફનું આકર્ષણ અનિવાર્ય બની રહ્યું હતું.

પ્રબળ ચંચળતાપૂર્વક રાખાલ પગમાં ચંપલ પહેરીને એક વખત ગલીના નાકા સુધી આંટો મારી આવ્યો. ત્યાર પછી ટીપોટમાંથી એકલા જ ચહા ગાળવાનું શરૂ કરી મનમાં ને મનમાં છેલ્લી વારના જેવો જ નિશ્ચય કરી લીધો, કે આ પ્યાલો પુરો થઈ જાય એટલે બસ! બીજું કાંઈ નહિ. જહન્નમમાં જાય એની બાબત અને એનો વિચાર! ખરેખરૂં કામ હોત તો તે અડધા કલાક વહેલો આવી પહોંચત. નહિં તો નહિં. નહિં તો પછી કાલે સવારે એક વાર તેની કલબમાં આંટો મારી આવીશ. બસ!

તારકનો પરિચય તો હવે પછી થશે, પરંતુ રાખાલનો થોડોક ઇતિહાસ તો હમણા જાણીજ લઈએ.

પરંતુ તેને પુછતાં તે કહેતો કે હું તો સંન્યાસી માણસ છું. માબાપ ઉપરાંત કુટુંબના બધા ય માણસ મરણ પામ્યા છે. ફક્ત હું પોતે જ એકલો બાકી રહ્યો છું. આ લોકને ઉજ્જવળ કરનારા એ બધા ય એક વેળા આ ધરતી ઉપર હતા, પરંતુ રાખાલને એની બરાબર કાંઈ જ માહીતી ન હતી. અને તે જે કાંઈ પણ જાણતો હતો એ કોઈ ને કહેવાને પણ તે ઈચ્છતો ન હતો. તે પટલડાંગામાં રહેતો હતો. મકાન-માલિક બે ઓરડાવાળું મકાન કહેતો જ્યારે તે એક ઓરડાવાળું જ મકાન કહેતો હતો. મકાન-માલિક અને પોતાની વચ્ચેની આ તકરારનો ફેંસલો દોઢ ઓરડાનું ભાડું ગણવાના નિર્ણયથી આવ્યો હતો. એકી બાંધણીનું આ આખું ય મકાન ભેજથી ભરપુર હતું. મકાનમાં હવા ન હતી પણ પ્રકાશ તો હતો. દિવસની વેળાએ દિવાસળી સળગાવીને જોડા શોધવા પડતા ન હતા. જો કે ઘર તો જરા એવુંજ હતું પણ રાખાલનો સરસામાન કંઈ કમી ન હતો. સરસ પલંગ, સરસ ગાદલાં, સુંદર ટેબલ-ખુરશી, બે આલ્મરીઓ-એક ચોપડીઓ

માટે અને બીજી કપડા લત્તાથી ભરચક હતી. એક કીમતી વિજળીનો પંખો હતો. દિવાલ પર ટાંગેલી ઘડિયાળ પણ કાંઈ ઓછી કિંમતની ન હતી. બીજી પણ શોખની નાની મોટી ઘણી વસ્તુઓ ઓરડામાં હતી. એક ઘરડી ચાકરડી રાખાલના ચહાના વાસણકુસણ અને કુકર વિગેરે માંજી જતી, ઘરમાંથી કચરો વાળી જતી, કપડાંલત્તા ધોઇ જતી, અને વખત મળે તો બજારમાંથી આવશ્યક વસ્તુઓ પણ ખરીદીને લઈ આવતી. રાખાલ તેને વારતહેવારે બક્ષિસ તરીકે કાંઇક રકમ આપતો હતો. એ માસિક પગારની રકમ આપવી ઘટે એનાથી યે વધુ થતી હતી. રાખાલ તેને માનપૂર્વક "નાની" કહેતો. અને નાનીને પણ રાખાલ માટે બહુ લાગણી હતી.

રાખાલ સવારમાં છોકરાઓ ભણાવતો હતો. બાકી આખો ય દિવસ સભા-સમિતિ કરતો-ફરતો હતો. એ રાજનૈતિક નહિ પણ સામાજીક પ્રવૃત્તિ હતી. તે પોતાને સાહિત્યક કહેતો. રાજકારણની ગરબડ સમજવી તેને અઘરી પડતી હતી.

તે છોકરા ભણાવતો પણ કોલેજનાં નહિ-સ્કુલના; અને એ ય ઘણા નીચા વર્ગના! પહેલાં નોકરી મેળવવા માટે ઘણા યત્નો એણે કરેલા પણ મળી શકી ન હતી. હવે તો તેણે એ માટે યત્ન કરવો જ છોડી દીધો હતો.

પરંતુ એક વાર નાના છોકરા ભણાવવામાં કેટલું સુખ-સ્વચ્છંદ હોઈ શકે છે એ તેની સમજમાં ન હતું. તે સાહિત્યક હતો પરંતુ પ્રચલિત સાપ્તાહિક કે માસિક પત્રોમાં તેનું નામ શોધ્યું જડે તેમ ન હતું. રાત્રે-અનેક રાત્રીઓ જાગરણ કરીને એ લખ્યા કરતો પરંતુ પછી એનું શું કર્યું, એ તે કોઈને કહેતો નહિ. સ્કુલ-કોલેજમાં તે શું ભણ્યો હતો એ કોઈ જાણતું ન હતું. પુછવામાં આવતા તે એક એવો ભાવ ધારણ કરતો કે તે સિનીયર ટ્રેન્ડથી માંડીને ડૉકટરેટ સુધી કાંઈ પણ થઈ શકે તેમ હતો. તેની આલ્મરીમાં દરેક જાતનાં પુસ્તકો હતાં. કાવ્ય, સાહિત્ય, દર્શન, વિજ્ઞાન વિગેરે વિષયો ચર્ચતા મોટા મોટા સુંદર ગ્રંથો

હતા. તેની વાતચીત સાંભળતાં એકાએક કોઈ જાતિ છુપાવતો એ મહા-મહોપાધ્યાય હતો એવી શંકા સહુ કોઈને થતી હતી. હોમિઓપથી શાસ્ત્રથી માંડીને વાયરલેસ સુધીનું સર્વ કાંઈ તે જાણતો હતો. એને મોઢેથી વિદ્યુત્-તરંગોના પ્રવાહનું જ્ઞાન સાંભળતા તેને માર્કોનીથી જરાક જ ઓછો કહેતાં જીભ ખચકાતી ન હતી. કોન્ટિનેન્ટલ ગ્રંથકારોનાં નામ રાખાલને કંઠસ્થ હતા. કોણે કેટલાં પુસ્તકો રચ્યા હતા એ તે વિના ભૂલે કહી શકતો હતો. હ્યુમ સાથે લકનો કેટલો વિચાર વૈષમ્ય છે અને સ્પિનોઝા સાથે ડેકાર્ટ મૂળમાં ક્યાં મળતો આવે છે તેમજ ભારતીય દર્શનની સરખામણીમાં એ કેટલા ક્ષુલ્લક છે એ બધી તાત્વિક વાતો તે પંડિતની માફક કહી શકતો હતો. બોઅર-વિગ્રહના સેનાપતિ કોણ કોણ હતા? રુશો-જાપાન વિગ્રહમાં શા કારણે રશિયાનો પરાજય થયો? અમેરિકા કેમ આટલું સમૃદ્ધ થઈ ગયું? એ સર્વનું વિવરણ તેને આંગળીને ટેરવે હતું. ભારતીય ચલણના હુંડીયામણનો દર કેટલો ઉચિત છે, રિવર્સ કાઉન્સિલ વેચી ભારતના કેટલા રૂપિયા બરબાદ થયા. ગોલ્ડ સ્ટાન્ડર્ડ રિઝર્વમાં કેટલું સોનુ પડ્યું છે અને કરન્સીમાં કેટલી રકમ જમા રહેવી જોઈએ એ બધીયે બાબતોમાં તે પુરેપુરો ચોક્કસ હતો. ન્યુટનની સાથે આઈન્સ્ટીનના મતવાદનું કેટલું સરખાપણું જણાશે એ વિષયમાં પણ તેને ભવિષ્ય ભાખતા વાંધો જણાતો ન હતો. તેની વાતો સાંભળીને કેટલાકને હસવું આવતું અને કેટલાક તો શ્રદ્ધાથી ગળી પણ જતા હતા. પરંતુ એક વાતનો તો બધાય મુક્ત કંઠે સ્વીકાર કરતા હતા કે રાખાલ પરોપકારી હતો. બીજાને બને તેટલી મદદ કરવામાં તે કદીયે પાછી પાની કરતો નહિ.

રાખાલને ઘણાં કુટુંબોમાં જવા-આવવાનો સંબંધ હતો. તેને માટે બારણા ખુલ્લા હતા. કામકાજ કરાવવામાં પણ કોઈ તેને છોડતું નહિ. તેનાથી મોટી ઉંમરની બધીય સ્ત્રીઓ માયાથી બોલતી કે, "રાખાલ, આ તું બહુ ખોટું કરે છે. હવે લગ્ન કરીને સંસારી બની જા. આવી રીતે કેટલો વખત કાઢીશ? હવે તો તારી ઉંમર થ'"

રાખાલ કાને હાથ મુકીને કહેતો કે, "બીજું બોલવું હોય તે બોલો પણ એ સલાહ ન આપશો. હું જેમ છું, એજ ઠીક છે."

આમ છતાંય આદેશ-ઉપદેશમાં કસર જણાતી ન હતી. જે વધારે પડતા શુભેચ્છકો હતા તે દુઃખ કરીને બોલતા કે, "એ કાંઇ સાંભળતો જ નથી. એ તો સ્વદેશ અને સાહિત્યની પાછળ ગાંડો થઈ ગયો છે."

આવી વાતો તે લક્ષમાં લેતો નહિ પરંતુ તેને ગાંડો કહેવા સિવાય કોઈ એવું શુભેચ્છક જણાતું ન હતું કે જે આવીને કહે કે, "રાખાલ, તારે માટે એક કન્યા શોધી છે, એ તને ગમશે?"

આ પ્રમાણે રાખાલના દિવસો પર દિવસો વિતતા હતા અને સાથે વય પણ વધતી જતી હતી.

આ પ્રસંગે એક બીજી વાત કહેવાની જરૂર છે. દર્શન-વિજ્ઞાને ગમે એ હોય પણ સંસારમાં પોતાનું કહેવાય એવું તેનું કોઇ સ્થળે કોઈ જ ન હતું; અને ભવિષ્યમાં મેળવવાની બાબતમાં ભાગ્યને પાંદડે શૂન્યનો આંકડો પડ્યો હતો. આ વાત કોઈકનીય આંખમાં આવે પણ આ સ્ત્રીઓની આંખમાં નહિ આવી શકે એમ રાખાલ સારી રીતે જાણતો હતો. જેઓ આ વસ્તુ જાણતા હતા તેમની તે લગ્નના નકારમાં સહાનુભૂતિ અને સદિચ્છા ગ્રહણ કરતો હતો. તેમનું તે વગર આશાએ કામ કરતો હતો એથી વધારે સંબંધ રાખતો નહિ. ઘરવટનો સ્વાભાવિક સંયમ અને મિત્રાચાર તેનું રક્ષણ કરતા હતા.

ચહા પીવાનું કાર્ય સમાપ્ત થતાં રાખાલ કપડાં ઠીકઠાક કરી, રેશમી પહેરણને એક વાર ફરીથી ઝાપટીને પહેરવા જતો હતો ત્યાં જ સામેથી તારકે આવીને ઓરડામાં પ્રવેશ કર્યો.

"કેમ, મગ્નમાંને! આ જ તારું જરૂરી કામને? ક્યાં ફરે છે તું?" તારકને જોતાં જ રાખાલે બોલવા માંડ્યું.

"પણ હવે બપોર બધી ઘરમાં જ બેસીશું."

"ના રે ના. મારાથી એ નહિ બને. હવે અત્યારે સંભવ નથી. તારી બાબત પર કાલે વિચાર કરીશું." કહેતો રાખાલ પહેરણ ઉપર પંજાબી ખમીસ પહેરવા લાગ્યો.

"તો પછી તારી સલાહ લેવાનું પ્રયોજન શું? કાલે સવારે તો હું ઘણે દૂર જઈ બેસીશ. અત્યારે નહિ તો પછી કયારે? તારક, એ નહિ બને. કારણકે ઘણા દિવસ સુધી હવે મારો મળવાનો સંભવ નથી." રાખાલ તરફ ક્ષણભર જોઈ રહ્યા પછી તારકે કહ્યું.

"એટલે?" રાખાલે ધબ લઈ ખુરશી ઉપર ફરી બેસતા પ્રશ્ન કર્યો.

"એટલે એજ કે મને એક નોકરી મળી છે. વર્ધમાન જીલ્લાના એક ગામમાં નવી નિશાળના હેડમાસ્તરની જગ્યા ખાલી થઈ છે."

"પ્રાઈમરી?"

"ના, ના. હાઈસ્કુલ."

"હાઈસ્કુલ! મેટ્રિક! પગાર?"

"લખે છે તો નેવું રૂપીઆ. ઉપરાંત એક નાનું સરખું ઘર રહેવા માટે મફત આપશે."

રાખાલ એકદમ **હી હી** કરતો હસી પડયો.

"જુઠ્ઠો જુઠ્ઠો. બધુંય જુઠ્ઠું! શું તું મસ્કરી કરે છે? એ તો એકસો રૂપીઆ ઉપર થયું ને! કેમ એમને તારા સિવાય કોઈ બીજો માણસ જ ન જડયો?"

"એમજ લાગે છે! ગામડા ગામમાં એમ સહેલાઈથી કોણ જાય?"

"નજ જાય! એકસો રૂપિયા માટે લોકો જમને ઘેર પણ જાય તો આ તો વર્ધમાન! અરેરે! ત્રણ ને દશ થઈ ગઈ! હવે મોડું કરવું ચાલે એમ નથી! લે હવે, મૂર્ખાઈ કરવી રહેવા દે. કાલે સવારે બધી વાત થશે. કોણ લખે છે અને શું લખે છે એ બધું કાલે જોઇ લેવાશે. એ નથી સમજતો કે એકસો રૂપિયા! અજાણ્યો—અણપારખ્યો—સટ્ટો!—એપ્લીકેશન—અરજીનો જવાબ હશે!"

" ફક્ત દશ મિનિટજ ભાઈ, સાચુંખોટું જે હોય તે ખરું, પણ મારે તો રાતની ગાડીમાં જવુંજ જોઇએ." તારક વિનંતિ કરી બોલ્યો.

"કેમ? મને તારી વાતમાં વિશ્વાસ નથી એમ તું ધારે છે?" તારકે રાખાલને જવાબ ન આપ્યો.

" જાણે એવીજ ટેવ પડી ગઇ છે કે દિવસમાં એકવાર મળ્યા ન હોઇએ તો જીવ ગભરાયા કરે છે."

" અને મને તો જાણે એમ થતું જ નહિ હોય ને?" રાખાલે કહ્યું.

ક્ષણભર બંને જણા ચૂપ રહ્યાં.

તારક બોલ્યો: " કદાચ જીવતા હોઇશું તો લાંબી રજાઓ પડતાં આપણે ફરીથી ભેગા થઇશું. ત્યાં સુધી તો......"

તારકે ઘણા સમયથી વપરાતી સોનાની મોનોગ્રામવાળી વીંટી આંગળીમાંથી બહાર કાઢી ટેબલની એક બાજુએ મુકી દીધી. " ભાઈ રાખાલ, તારી પાસેથી......"

" આ શું બ્યાનું આપે છે?" કહેતો રાખાલ ઝડપભેર વીંટીને લઇ બારીમાંથી બહાર ફેંકી દેવા જતો હતો ત્યાં તારકે તેનો હાથ પકડી લીધો. તેણે મૃદુ સ્વરે કહ્યું: " ના, ના, આ કાંઈ બ્યાનામાં મુકતો નથી. વેચું તો એના દશ રૂપિયા ય કોઈ ન આપે. પણ એ તો મારું સ્મૃતિ–ચિહ્ન છે! જતાં પહેલાં તારા હાથમાં હું પોતે જ એ પહેરાવીશ." આટલું બોલી તેણે જોર કરીને તેની આંગળીમાં એ વીંટી પહેરાવી દીધી.

" તારી દશ મિનિટ લીધી હતી, પણ પંદર મિનિટ થઈ ગઈ છે. હવે તું છુટો છે. લે કપડાં–બપડાં પહેરાવું?" કહેતો તે હસવા લાગ્યો.

મહિલા મંડળનું દ્રષ્ય તે સમયે રાખાલની નજર સામે આંખું પડી ગયું હતું. તે ચૂપ થઈને બેસી રહ્યો. ડ્રેસિંગ ટેબલના અરીસામાં જોડાજોડ બન્ને મિત્રોની છબી દેખાવા લાગી. રાખાલ ઠીંગણો, ગોળમટોળ, ગૌરવર્ણ હતો. તેના ભરાવદાર મુખ પર સહૃદય અને સરળતા અત્યંત સ્પષ્ટ હતી. તે જાણે ખરેખર સારો માણસ જ હતો. એમાં

શંકા જન્મે તેમ ન હતું, છતાંય તારકનો ચહેરો તેવી જાતનો ન હતો. તે દીર્ઘાકૃતિ, પાતળો, રંગે કાળો મેશ હતો. બહારથી સ્પષ્ટ ન્હોતું જણાતું છતાંય સમજાતું હતું કે તે અતિશય બળવાન ન હતો. ચહેરો જોઈને કોઈ પ્રકારનો ખ્યાલ બાંધવો મુશ્કેલ હતું, છતાંય તેના દ્રષ્ટિપાતમાં એક આશ્ચર્યકારક વૈશિષ્ટ્ય હતું. વિસ્તૃત કે સુંદર નહિ પણ ઠીક ઠીક કહી શકાય એવી આંખો ખરી. સુખ-દુઃખના ભાર સહવાની તેનામાં તાકાત હતી. ઉંમર સત્તાવીસ-અઠ્ઠાવીસ વર્ષની હતી. રાખાલ કરતાં તે બે ત્રણ વર્ષે નાનો હતો પરંતુ કોઈ તેને તેનાથી મોટો ધારવાની ભૂલ કરી બેસે ખરૂં.

"પણ હું એમ કહું છું, કે તારે ત્યાં જવાની જરૂર નથી." રાખાલ ઓચિંતો મોટેથી બોલી ઉઠ્યો.

"કેમ ?"

"કેમ શું ? એક હાઇસ્કુલ ચલાવવી એ શું સાધારણ વાત છે ? મેટ્રિક ક્લાસના છોકરા ભણાવવા પડશે, તેમને પાસ કરાવવા પડશે. એ ક્વોલિફિકેશન શું..."

"ક્વોલિફિકેશનની તેમને જરૂર નથી. તેમને તો યુનિવરસિટીની છાપ જોઈએ છે. એમને સરકારી માર્કાની જરૂર હોઇ મારી અરજી મંજૂર થઈ ગઈ છે. છોકરાઓને ભણાવવાનો ભાર મારે માથે અને પાસ કરાવવાનો એમને માથે."

"એમ કહેવામાં કાંઈ ન વળે, ભાઈ!" રાખાલ માથું હલાવતો હલાવતો બોલીને થોડીવાર ચૂપ થઈ ગયો. બીજી જ પળે તે ગંભીર થઈને બોલ્યો: "પણ મને ય તું સાચી વાત નથી કહેતો તારક. તું કહેતો હતો કે ભણાવવા-ગણાવવાનું કામ તો તું કરતો નથી."

તારક હસી પડ્યો.

"એમ તો હું હજીયે કહું છું. હું ભણ્યો છું ખરો, પણ મેં હજી ભણાવ્યુંકર્યું નથી. અને મને એ માટે મોકોજ ક્યાં મળ્યો છે? એકડે એકથી શરૂ કરીને ભણતર પુરૂં થતાંજ નોકરીની ઉમેદવારી કરવા

લાગ્યો. એ ત્રણ વરસ કાઢ્યાં ત્યાં તો નસીબ જોગે તારી દયા થઈ અને કલકત્તામાં થોડું ખર્ચા જોગું મેળવતો થયો."

"જો તારક, પછી ફરી તું..."

રાખાલનું બોલવું પુરું થાય ત્યાં તો અકસ્માત અરીસામાં બે મિત્રોનાં માથાં ઉપર એક બીજી છાયા આવી પડી. એ નારી-મૂર્તિ હતી. બન્ને જણાએ મોઢું ફેરવીને જોયું તો એક અપરિચિત સ્ત્રી ઓરડાની વચ્ચોવચ્ચ આવીને ઉભી હતી. એની કંઈક ઉંમર થઇ હતી. યૌવનને એક છેડે તે પગ મુકતી હતી પરંતુ એ નજરે પડતું ન હતું. રંગે એકદમ ગૌર, જરાક શ્રીફિકી હતી પણ સારાયે અંગ પર ઘેરાઇ વળેલી મર્યાદાની સીમા ન હતી. કપાળમાં સૌભાગ્યચિહ્ન હતું. અંગ પર રેશમી સાડી, હાથમાં ને ડોકમાં પ્રચલિત રીતના બેચાર દાગીના, ફક્ત સામાજીક રીતરિવાજના પાલન પુરતા જ હતા. પ્રથમ તો બન્નેય મિત્રો થોડીવાર સુધી સ્તબ્ધ બની વિસ્મયપૂર્વક એને જોઈ રહ્યા. પછી રાખાલ ચમકીને બોલી ઉઠ્યો: "કોણ નવી-મા!" તેણે આગળ આવીને આગન્તુક મહિલાને પગે પડીને માથાને બન્ને પગથી સ્પર્શી પ્રણામ કર્યા. જાણે હવે માથું ઉંચકી ઉભો જ નહિ થાય!

તેને ઉભો કરીને નવ આગંતુક સ્ત્રીએ હાથ વતી તેના ચિબુક સ્પર્શીને ચુંબન કર્યું. તે ખુરશી પર બેઠી અને રાખાલ જમીન પર બેઠો. તારક પણ જઇને તેની બાજુમાં બેઠો.

"એકદમ તમને ઓળખ્યા નહિ મા!"

"ન બને એવીજ વાત છે ને રાજુ!"

"પહેલાં તમને જોયાં ત્યારે મારી નજર તમારા વાળ પર ઠરી હતી. લીલી સાડી પર લટકી ઠેઠ કમર સુધી નીચે પહોંચતા વાળવાળી સુંદર સ્ત્રી કોઇએ કયાંય ન્હોતી જોઇ એટલે બધાય કહેતા હતા કે તમારામાંથી થોડુંક સૌન્દર્ય લઇ બીજી પ્રતિમા શણગારી શકાય એમ છે. યાદ છે ને મા?"

તે જરાક હસી પરંતુ વાત દાબી દીધી.

" રાજુ, હું ધારું છું કે આ જ તારા નવા મિત્ર છે! કેમ? શું નામ છે એમનું?"

"તારક ચેટરજી. પણ તમે એ કેવી રીતે જાણ્યું?"

તેણે એ પ્રશ્નને પણ દબાવી દીધો. તે ફક્ત એટલું જ બોલી: " સાંભળ્યું છે કે તને એમને માટે ખૂબ લાગણી છે."

"હા, પણ એ તો હવે અહિં રહેવાના નથી. એ આજે જ વર્ધમાન જીલ્લાના એક ગામડામાં ચાલ્યા જવાના છે. સ્કુલના હેડમાસ્તર બન્યા છે. પણ હું તો કહું છું કે એમણે એમ. એ. પાસ કરી છે તો ત્યાં માસ્તરગીરી કરવા જવાની શી જરૂર છે? અહિંયાજ કયાંક વ્યવસ્થા થઇ જશે. પણ એમને મારા આ કથનમાં ભરોસો નથી. કહેછે કે એ ખોટું છે."

આ સાંભળતાં તે મૃદુ હાસ્ય કરતી બોલી: "તારા બોલવા ઉપર ભરોસો ન રાખ્યો એમાં ખોટું શું છે રાજુ? તારક બાબુ, શું સાચેજ તમે આજે ચાલ્યા જવાના છો?"

"આ તો એના કરતાં ય વધારે ખોટું! રાખલ રાજનું ઘરનું પાડેલું નામ સ્વચ્છંદે કાઢી નાખીને એને એક નાનો સરખો "રાજુ" બનાવી દીધો; અને મારાં નસીબે "બાબુ" શબ્દ આવી પડ્યો. આ ભાર તો નહિ ઉંચકાય નવી–મા. એને કાઢી નાખવો પડશે." તારક વિનયપૂર્વક બોલ્યો.

"એમ થશે ત્યારે તારક." તે જરા નીચી વળીને બોલી.

સંમતિ મેળવી તારક કૃતજ્ઞ–ચિત્તે કંઇક બોલવા જતો હતો પણ તેને મોકો જ ન મળ્યો. તેના સસ્મિત મુખ પર એકાએક જાણે કોઇ દિલગીરીની છાયા પ્રસરી ગઇ. ગળાનો અવાજ પણ બદલાઇ ગયો.

"રાજુ, આજકાલ એ ઘેર તું જાવ–આવ કરે છે ખરો કે?"

"શું જાઉં? નવી મા! ત્યાં પણ કંઇક ને કંઇક પંચાતોમાં પંદર વીસ દિવસે..."

" રેણુનાં લગ્ન લીધા છે. એ તું જાણે છે?"

"ના રે! ના! શું કહ્યું?"

"ખરું કહું છું. આજે દશ વાગે તો તેને અંગે પીઠી પણ ચઢી ગઈ. તેનું લગ્ન તારે બંધ કરાવવું જ પડશે."

"શા માટે?"

"એ લગ્ન થવા અસંભવ છે. મૂરતીઆનો દાદો ગાંડો થઈને મરી ગયો હતો. એક ફોઈ પણ ગાંડી થઈને મરી ગઈ. બાપ ગાંડો નથી પણ થયો હોય તો સારૂ! હાથે પગે દોરડાં બાંધીને રાખવો પડે."

"અરેરે! વ્રજ બાબુએ એ બધી તપાસ ન્હોતી કરી?"

"એમને તો તું જાણે છે. છોકરો રૂપવાન ને ભણેલોગણેલો છે. એ ઉપરાંત વળી એની પાસે પુષ્કળ પૈસો છે. તારે તો એની સાથે ગાઢ સંબંધ છે. તું તો જાણે છે કે જે બોલે તેનો તે વિશ્વાસ કરે છે. બીજું જાણવા જેવું પણ શું છે? બધા ગુણ હોવા છતાંય તે બધુંય પુરૂં જાણી ન શકે એમાં શંકા જેવું પણ શું છે?"

"તેથી જ ને!" રાખાલ વિષાદ પામી બોલ્યો.

તારક શાંત રહીને સાંભળતો હતો પણ પોતાના મિત્રના આ નિરૂત્સક અવાજથી તે એકાએક ઉત્તેજીત થઈ ગયો.

"તેથી જ એટલે? લગ્ન થતાં અટકાવવાનો પ્રયાસ નહિ કરે અને એ થઈ જશે? આટલી ભારે ભૂલ?"

"એ સમજ્યો, પણ મારા કહેવાથી લગ્ન બંધ કેમ રહે ભાઈ? ફક્ત બાપ જ નહિ પણ બીજા બધાં શી રીતે રાજી થશે?"

"કેમ નહિ થાય? મુરતીયાના ઘરની માફક કન્યાને ઘેર પણ શું બધાં ગાંડા થઈ ગયા છે, કે બોલીએ તે સાંભળે જ નહિ ને લગ્ન જ કરી નાખશે?"

"પણ અંગે પીઠી ચઢી ગઈ છે તે? એ કેમ ભૂલી જાય છે?"

"ચઢી એ તો પીઠી. છોકરીને તો જીવતી ચિતા પર ચઢાવી દેવા માગે છે કે શું?" કહેતા તેણે પેલી અપરિચિત રમણી સામે દૃષ્ટિ ફેરી જોયું તો તે એની તરફ શાંતિથી જોઈ રહી હતી. લજ્જિત

થઇને તે અવાજને જરા શાંત કરીને પાછો બોલ્યો : "એ કોણ છે તેની મને ખબર નથી, એટલે એમની વાત કરવી ઠીક નહિ, પણ રાખાલ, મને એમ થાય છે કે તારે જીવને જોખમે પણ એ લગ્ન થતું અટકાવવું જોઈએ. કોઈ પણ રીતે એમ નહિ થવા દેવું જોઇએ."

"એ એટલે કોણ રાજુ? કન્યાની મા નહિ. તેને ચિંતા કરવાનો અધિકાર નહિ?" પેલી રમણીએ પુછ્યું.

રાખાલ ચૂપ રહ્યો. તે પોતેજ થોડી વાર શાંત રહીને પાછો બોલ્યો : "તારે એકવાર છોકરાના મામાની પાસે બાગ બજાર જવું પડશે. કહે છે કે એ ઘરમાં એજ એક કર્તાહર્તા છે. એને કન્યાની માનો ઇતિહાસ સંભળાવીને રોકવો જોઈશે. મને ખાત્રી છે કે એમ કરવાથી કામ પાર પડશે અને જો ન થાય તો પછી ભાર મારા ઉપર રહ્યો. હું રાત્રે અગિયાર વાગ્યા પછી ફરી એકવાર અહિં આવીશ. લે, હવે હું જાઉં છું ત્યારે." કહી તે ઉઠીને ઉભી થઈ ગઈ.

રાખાલ વ્યાકુળ થઈને બોલ્યો : "પરંતુ નવી મા, રેણુનું પછી લગ્ન નહિ થાય. બધી વાત ફેલાઈ જતાં..."

"નહિ રે ભાઈ. એ તો વધારે સારૂં."

રાખાલે બીજો સવાલ કર્યો નહિ. પહેલાંની જ માફક ઉભા થઇને ભક્તિભાવે પ્રણામ કર્યા. તેનું જોઇને તારકે પણ તેના પગ પાસે આવીને પ્રણામ કર્યાં. તે બારણા સુધી જઈને, જરા પાછી વળીને ઉભી રહી.

"તારક, તને કંઈ કહેવું મારે માટે ઉચિત નથી, પરંતુ રાજુના એક મિત્ર તરીકે તને કંઈ કહું તો ખોટું નહિ લગાડતો. આ બે દિવસ તું ક્યાંય જતો નહિ. આટલી મારી વિનંતી છે."

તારક મનમાં જરા વિસ્મીત થયો પરંતુ તરતજ કશો જવાબ દઈ શકયો નહિ. નવી માએ તેની આશા પણ ન રાખી. તે બહાર ચાલી ગઈ. રાખાલે બારીમાંથી ડોક લંબાવીને જોયું કે તે પગે ચાલતી ચાલી ગઈ હતી. ફક્ત ગલીના વળાંક આગળ દરવાન જેવો કોઈ એક માણસ તેની રાહ જોતો ઉભો હતો. તેણે શાંતિથી તેની પાછળ ચાલવા માંડ્યું.

## ૨

રાખાલે પહેરણ ઉતારી નાખ્યું.

"બહાર નથી જવું ?" તારકે પૂછ્યું.

"ના...પણ તું ? તારે આજે વર્ધમાન જવું છે ?"

"ના. તું શું કરે છે તે મારે જોવું છે. સ્વેચ્છાએ તું કાંઈ નહિ કરે તો હું તને પરાણે કરાવીશ."

"ચહાની કીટલી ફરીથી ચડાવું છું !"

"ચડાવ."

"કાંઈ નાસ્તો લાવીશું ?"

"હા...હા."

"ત્યારે તું ચહા માટે પાણી મુક, હું બજારે જઈ આવું છું."

આમ કહીને પાટલીમાંથી અડધું ધોતીયું કાઢી અંગે ઓઢી પગમાં ચંપલ પહેરી એ બહાર ચાલ્યો ગયો. ગલીને નાકે જ મીઠાઈવાળાની દુકાન હતી. રોકડા પૈસાની જરૂર ન હતી કારણકે એને બધું ઉધાર મળતું હતું.

નાસ્તો કરી લઈ, સાંજ પડી ગઈ હોવાથી દીવો સળગાવી બન્ને મિત્રો ચહાના પ્યાલા લઈ ટેબલ પર બેઠા.

"પછી શું થયું ?" તારકે રાખાલને પૂછ્યું.

"મારી ઉંમર ત્યારે દશ–અગિયાર વરસની હશે." રાખાલે પોતાની વાત શરૂ કરી કહેવા માંડ્યું. "ચાર પાંચ દિવસ પહેલાં મારા બા કોલેરામાં મરી ગયેલા. બધા કહેવા લાગ્યા કે બાબુજીની વચ્ચેટ ... અવિતા પુજાના તહેવાર પર બાપને ઘેર આવી છે. તું એને

જઈને મળ. બાબુજીનો એક વૃદ્ધ મહેતો મને પોતાની સાથે એને ઘેર લઈ ગયો. એ દિવાલને અઢેલી બેસીને સુપડા વતી તલ સાફ કરી રહી હતી. મહેતાએ કહ્યું: "વચ્ચેટ બ્હેન, આ બ્રાહ્મણનો છોકરો તમારૂં નામ સાંભળીને ભિક્ષા માગવા આવ્યો છે. એકાએક એનો બાપ મરી ગયો છે. ત્રણ લોકમાં એનું એવું કોઈ નથી કે જેનો વારસો મળવાથી એનો ઉદ્ધાર થાય."

આ સાંભળતાં જ એની આંખોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં. તે મારી તરફ જોઈને બોલી: "શું તારૂં કોઈજ નથી?"

"માસી છે પણ મેં એને કદાપી જોઇ નથી." મેં જવાબ આપતા કહ્યું.

"શ્રાદ્ધ કરવામાં કેટલો ખર્ચ થશે?"

"પુરોહિત મહારાજ કહે છે કે પચાસ રૂપિયા થશે."

તે તલનું સુપડું નીચે મુકીને ઉભી થઈ ગઈ. બીજી એક પણ વધારે વાત તેણે મને પુછી નહિ. થોડીક વાર પછી પાછી આવીને તેણે મારા ઉપરણાને છેડે દશ દશ રૂપિયાની પાંચ નોટો બાંધી દીધી.

"તારૂં નામ શું ભાઈ?" તેણે મને પુછ્યું.

"ટુંકું નામ રાજુ. મોટું નામ રાખાલરાજ."

"તું મારી સાથે મારા સાસરાના ગામે આવીશ? ત્યાં સરસ નિશાળ છે, કૉલેજ છે. તને કશુંય દુઃખ નહિ પડે. આવીશ?"

હું તો જવાબ આપી ન શક્યો. મહેતાજી પણ ગભરાઈને જાણે કંપવા લાગ્યા.

"આવશે બ્હેન! આવશે. હમણા જ આવશે. આટલો મોટો ઉપકાર એના પર કોણ કરવાનું છે? એના જેવો નિરાધાર આ ગામમાં કોઈ નથી. મા દુર્ગા તમને ધન-પુત્રનું અખંડ સુખ આપે." કહેતાં કહેતાં એ વૃદ્ધ મહેતો મોટેથી રડવા લાગ્યો.

આ વાત સાંભળતાં તારકની આંખમાંય આંસુ ભરાઈ આ

"પિતૃશ્રાદ્ધ અને મહામાયાની પુજા–બંનેય સમાપ્ત થયા." રાખાલે પાછી પોતાની વાત આગળ કહેવા માંડી. "તેરસને દિવસે રવાના થઇ હંમેશને માટે ગામ છોડીને તેને સાસરે જઈ મેં આશરો લીધો. તે બીજીવારની સ્ત્રી હતી, એટલે બધા ય તેને નવી મા કહેતા હતા. મેં પણ તેને નવી–મા જ કહેવા માંડી. તેને સાસુ–સસરા ન હતા પણ સંબંધીઓ ઘણા હતા. ઘરની સ્થિતિ ઘણી સારી હતી. નિઃસંશયે પૈસાદાર કહી શકાય એવી હતી. એ ઘરમાં તે ગૃહિણી જ નહિ પણ ઘરની પુરેપુરી કર્તાહર્તા હતી. પતિની ઉંમર પાકટ થઈ ગઈ હતી. માથા પરના વાળ સફેદ થવા લાગ્યા હતા, પણ સ્વભાવે તે એક નાના બાળક જેટલો સરળ હતો. તેના જેવો મીઠો માણસ તો મેં ક્યારેય ક્યાંય જોયો નથી. મને જોતાંજ તે છોકરાની માફક હાથમાં ઉંચકી લેતા. ગામડામાં તેના જર–જમીન અને ઘર–બાર હતા. એકાદ બે નાની જાગીરો પણ હતી. એ ઉપરાંત કલકત્તામાં પણ તેનો મોટો કારભાર ચાલતો હતો. આટલું છતાંય મોટે ભાગે તે ઘરમાં જ બેસી રહેતા હતા. દિવસનો અડધો જેટલો ભાગ તે પૂજા–પાઠમાં જ વ્યતિત કરતા હતા. દેવ–સેવા, પુજા–આહ્નિક, જપ–તપ, બધુંય તે કરતા હતા.

હું નિશાળમાં દાખલ થયો. ચોપડીઓ, નોટ–પેન્સીલો, કાગળ–કલમો વિગેરે આવ્યા. કપડા–લત્તા, બુટ–મોજા વિગેરે પણ આવ્યાં. જાણે કે હું પણ એ ઘરનો જ છોકરો ન હોઉં તેમ ઘેર ભણાવવા ખાસ માસ્તર પણ રાખ્યો. નિરાધાર જાણીને મને સાથે લાવેલા એ વાત જ જાણે ભુલાઈ ગઈ. તારક, આ જીંદગીમાં જાણે એ સુખના દહાડા ફરીથી આવવાના જ નથી. હજુ યે હું ઘણીવાર શાંતિથી પડ્યો પડ્યો એ બધી વાતોનો ખ્યાલ કર્યા કરું છું." કહેતો રાખાલ ચૂપ થઈ ગયો; અને ઘણી વાર સુધી એક પ્રકારના એ ધ્યાનમાં શાંત બેસી રહ્યો.

"રાખાલ, કોણ જાણે કેમ મારાં હૈયામાં જાણે ધબકારા વાગે છે. પછી?" તારક બોલ્યો.

"ત્યાર પછી જાણે કે ઘણા ય દિવસો વીતી ગયા." રાખાલે પાછી આગળ વાત કહેવા માંડી. "સ્કુલમાં મેટ્રિક પાસ કરીને હું કૉલેજમાં એફ. વાય. એ. ના કલાસમાં દાખલ થયો. એ સમયે ઓચિંતું જ જાણે એક દિવસે બધું ય ઉલટ-સુલટ વિશ્વબ્રહ્માંડની જેમ છિન્નભિન્ન થઈ ગયું. ભંગાતા-તૂટતાં કયાં ય કશું ય બાકી ન રહ્યું." આટલું કહી તે પાછો શાંત થઈ ગયો.

પરંતુ તે વધુ સમય શાંત રહી શકયો નહિ. તેણે પાછી પોતાની વાત કહેવા માંડી.

"આજ સુધી મેં કોઈને કશી વાત કહી નથી, અને કહું પણ કોને? આજે પણ એ વાત કહેવી યોગ્ય છે કે નહિ એની મને ખબર નથી. પરંતુ હૈયામાં તો જાણે ભારે તોફાન જાગ્યું છે."

તેણે તારકના મુખ પર અસીમ કુતૂહલ જોયું પણ કાંઈ પૂછ્યું નહિ. રાખાલ પોતાનાં મનમાં જ કાંઈ યુદ્ધ કર્યા પછી શ્વાસભેર બોલી ઉઠયો: "તારક, સગી માને તો મેં જોઈ નથી. મા કહેતાં મને નવી-મા જ યાદ આવે છે. આજ મારી તે નવી-મા."

અત્યાર સુધી ખરેખર તેનો કંઠ રૂંધાઈ ગયો હતો. પ્રથમ તો બંને આંખોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં. તે પછી થોડાંક આંસુ સરી પડયાં.

બે ત્રણ મિનિટ પછી આંખો સાફ કરીને તે પોતે જ શાંત થયો. તેણે આગળ કહેવા માંડયું: "તારક, તે તને એક બે દહાડા રહી જવાનું કહેતી ગઈ છે. કદાચ તેને તારું કામ હશે. બાર તેર વરસ પહેલાંની વાત છે. એ દિવસે શું બન્યું તે હું તને કહી સંભળાવું છું. એ સાંભળ્યા પછી તારે રોકાવું કે નહિ એ તારી મરજીની વાત છે."

તારક શાંત હતો, તે શાંત જ બેસી રહ્યો.

"ત્યારે તેમનો કોઈ એક સંબંધી કલકત્તામાં તેમને ઘેર આવતો હતો." રાખાલ પાછો બોલવા લાગ્યો. "કોઈ વાર એકાદ બે દહાડા તો કોઈવાર સાત આઠ દહાડા પણ તે કાઢી નાખતો. તેની સા[illegible]ંપી

કરનાર નોકર, હુક્કો ભરનાર ચાકર, ગાડીમાં દેખરેખ રાખનાર દરવાન, અને જાતજાતનાં ફળ–ફૂલ, મિષ્ટાન્નનો તો હિસાબ જ નહિ. વાર-તહેવાર પર ભેટ–સોગાદો આપવાની તો હદ જ રહેતી નહિ. તેની સાથે તેમનો ઠઠ્ઠા મશ્કરીનો પણ સારો સંબંધ હતો. ફક્ત કોઈ જાતનો સંબંધ હતો એટલા માટેજ નહિ પરંતુ પૈસા ટકાની બાબતમાં પણ એ ઘરમાં તેનો આદરસત્કાર ઘણો ભારે થતો હતો. પરંતુ ઘરનો સ્ત્રી વર્ગ ધીરેધીરે તેની ઉપર જાણે કોઈ એક પ્રકારનો સંદેહ કરવા લાગ્યો. ધીમે ધીમે આ બધી વાત વ્રજબાબુને કાને ગઇ પણ તેઓ તે વાત માનવાને બદલે ઉલ્ટા એથી ગુસ્સે થયા. દૂરના સગપણવાળી એક ફોઇઆત બ્હેનને તેને સાસરે ચાલ્યા જવું પડયું. કહે છે કે એમ જ થયા કરતું નથી. એ તો જગતનો સાધારણ નિયમ છે. તેથી ય આટલું તો તેમને પોતાને જ મોઢે સંભળાતું કે વ્રજબાબુ જેવો સરળ દિલનો ભલો માણસ આ જગતમાં ભાગ્યે જ કોઈ હશે! ખરેખર એમ જ હતું. કોઈનું જરા જેટલું ય કલંક તેના મનમાં વસે એ વાત જ અસંભવિત હતી; અને શંકા પણ કોને માટે લાવે? નવી–મા માટે? એ તો સર્વથા અસંભવ!

જેમ દિવસો વીતતા ગયા, તેમ બહારથી વાત પણ દબાઈ ગઈ, પરંતુ દ્વેષ અને ઝેરના બીજ સંબંધીઓને ઘરને ખુણેખુણે વેરાઈ ગયાં. નવી–માએ પોતે જેને બધાય કરતાં ય મોટી મદદ કરી હતી તેમનામાં ય ઇર્ષ્યાની આગ ભભુકી ઉઠી હતી. ફક્ત મને જ કાંઈ 'મારી સાથે આવીશ કે ભાઈ?' કહીને તેડી લાવ્યા હતા એમ ન હતું. તેણે એવા અનેકને સાથે લઈ આવી પોતાને ત્યાં રાખ્યા હતા. તેનો તો એ સ્વભાવ જ હતો. તેમની ફોઈઆત બ્હેન ચાલી ગઈ હતી, પણ ફોઈ એનું વેર વાળવાને રહી હતી."

તારકે ફક્ત ડોક હલાવીને જ હકાર ભણ્યો.

રાખાલ કહેવા લાગ્યો: "આ દરમ્યાન એ મામલો કેટલો ધુંધવાયો અને ભયાનક થઈ ગયો, એની ખબર મને અકસ્માત એક ગંભીર

રાત્રે પડી. એક જાતના દબાયેલાં ગળાના કર્કશ કોલાહલે મારી ઉંઘ ઉડાડી દીધી. ઓરડાની બહાર આવીને સામેના ઓરડા તરફ નજર નાખી જોયું તો ઓરડાને બહારથી સાંકળ વાસેલી મને દેખાઈ. ચોકમાં કૈંક પાંચ ખુ ફાનસ પડયાં હતાં. વરંડાની એક બાજુએ સ્તબ્ધ-મુખે વ્રજબાબુ બેઠા હતા, અને એ ઓરડાની સામે જ નવીનબાબુ ઉભા હતા. વ્રજ-બાબુના તે પિતરાઈ નાના ભાઈ થતા હતા. બંધ ઓરડાના બારણાને અવિરતપણે ઠેલતા ઠેલતા ભારે અવાજે એ વારંવાર બૂમો મારતા હતા કે, 'રમણીબાબુ, બારણું ખોલો. અમારે ઓરડો જોવો છે' કહું છું કે જલ્દીથી બહાર નીકળી આવો!"

તે કલકત્તામાં આડતના ધંધામાં વીસ પચીસ હજાર રૂપિયા ગુમાવી દઈને કેટલાક સમયથી અહિંયા આવીને રહેતો હતો.

ઘરની સ્ત્રીઓ વરંડામાં આવીને એક બાજુએ ઉભી રહી. મને જણાયું કે નોકર-ચાકરો અંદર અંદર કૈંક ગુપચૂપ પુછપાછ કરતા હતા. ઉંઘથી ઘેરાયેલી આંખોએ બધી વાત હું પહેલા તો સમજી શક્યો નહિ, પરંતુ પાછળથી મને બધી સમજ પડી ગઈ. આવો ભીષણ બનાવ બનશે એ ભયથી મારૂં આખુંય શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું. આંખે અંધારા વળી ગયા. કદાચ ભાન ગુમાવીને ત્યાં જ પડી જાત, પણ એમ કાંઈ થયું નહિં. બારણું ખુલતાં રમણી-બાબુનો હાથ ઝાલીને નવી-મા બહાર ચાલી આવી અને બોલી: "તમે કોઈ એમનાં શરીરને હાથ લગાડશો નહિં. હું તમને ના કહું છું. અમે બેઉ હમણાં જ ઘરમાંથી બહાર ચાલ્યા જઈએ છીએ."

ઓચિંતો જાણે વજ્રપાત થયો. શું સાચે જ એ ઘરની નવી મા હતી? પરંતુ તેનું અપમાન કોણ કરે? ઘરનાં બધાંય માણસો જાણે શરમથી મરી ગયા. જે જ્યાં હતાં ત્યાં જ સ્થિર થઈ ઉભા રહ્યા. જ્યારે તેણે મોટા દરવાજો પસાર કર્યો ત્યારે વ્રજબાબુ એકાએક ગભરાઈને રડી ઉઠ્યા અને બોલ્યા: "નવી, તારી રેણુ રહી જાય છે. કાલે હું તેને શું કહીને સમજાવીશ?"



નવી મા એક અક્ષર પણ ન બોલી. નિઃશબ્દે તે ધીરે ધીરે ચાલી ગઈ. એ દિવસે એ રેણુ ત્રણ વર્ષની હતી. આજે એને આજ સોળ વર્ષ થયાં છે. બસ એ પછી આજે પહેલીજ વાર દીકરીને દુઃખમાંથી બચાવવા માટે જ ઓચિંતાં નવી મા દેખાયા."

આટલું કહી જરા શ્વાસ લઈ, પછી તારક નિસાસો નાખી બોલ્યો: "આ તેર વરસમાં મા એ દિકરીને પોતાની નજરથી દૂર કરી શકી નથી. ફક્ત છોકરીને જ નહિ પરંતુ તમને બધાને ય તે ભુલી શકી નથી."

"એ જ લાગી આવે છે ને ભાઇ! પણ આવો બનાવ કોઈ ઠેકાણે સાંભળ્યો છે ખરો?" રાખાલે પૂછ્યું.

"ના, સાંભળ્યો તો નથી પણ નવલકથાઓમાં વાંચ્યો છે તો ખરો!" એક અંગ્રેજી નવલકથામાં વાંચ્યાનો મને આછો ખ્યાલ આવે છે. એનો ઉપસંહાર પણ જાણે એના જેવો જ આબાદ આવી ન ગયો હોય એવો મને ભય રહે છે!"

"નવી મા પ્રત્યે તને ઘૃણા જન્મી હોય એમ હું ધારું છું તારક!"

"મારી જગ્યાએ તમે હો, તો પણ એમજ જન્મે એ સ્વાભાવિક છે રાખાલ!"

"તારકનો જવાબ સાંભળી રાખાલ ચૂપ રહ્યો. તેને આ જવાબ ઠીક ન લાગ્યો. તેના મનમાં એથી ભારે આઘાત લાગ્યો.

"એ પછી તે દેશમાં રહેવા ગઈ નથી. વ્રજબાબુએ કલકત્તા આવીને ફરીથી લગ્ન કર્યા એ પછી તે અહિંયા જ રહેલ છે." રાખાલે વાત આગળ કહેવા માંડી.

"અને તું?"

"હું પણ સાથેજ આવ્યો હતો. ફોઈબા મને ઘરમાંથી કાઢી મુકવાની સીફારસ કરીને કહેતા: "વ્રજ, એ અભાગીયણ આ બલાને પણ તેડી લાવી હતી. એને પણ કાઢી મુક."

નવી માનું સ્નેહપાત્ર હોવાને લીધે ફોઇબા મારા તરફ પણ નારાજ રહેતા હતા.

વ્રજબાપુ આમ તો સ્વભાવે ઘણા શાંત માણસ હતા, પરંતુ આ મારી વાત સાંભળતા તેમની આંખનો ખુણો જરા લાલ થઈ ગયો. આમ છતાં ય તે શાંત ભાવે જ બોલ્યા: "એ તો એને એક પ્રકારનો એવો રોગજ હતો ફોઇબા. આવી આફત અને બલા તો એ ઘણી યે લાવી હતી! ફક્ત આ બિચારાને કાઢી મુકવામાં આપણને હવે શું મળી જવાનું છે?"

ફોઇબાની પોતાની વાત તો એ વખતે ઘણી જુની થઈ ગઇ હતી. એ વખતે તેને એ યાદ પણ નહિ હોય!

"તો શું આને ખાવા–પહેરવાનું કાયમ આપ્યા કરવું પડશે કે? ના, ના. એ જ્યાંથી આવ્યો હોય ત્યાં જઇને રહે. એને મોટેથી બાબાપની દીકરીની કીર્તિની વાત તો સાંભળો. પોતાના વંશનો જરાક પરિચય તો મેળવો."

"એ તો છોકરૂં છે. એ વખતે તેને બોલતાં ય આવડતું ન હતું. ફોઇબા, એને માટે તમે બીજી વ્યવસ્થા કરો." વ્રજબાપુ ફરીથી જરાક હસીને બોલ્યા.

જવાબ સાંભળીને ફોઈબા ગુસ્સો કરીને ચાલ્યા ગયા. જતા જતા કહેતા ગયા: "ભલે તમને જે ઠીક લાગે તે કરજો. હું હવે એ બાબતમાં નહિ બોલું."

નવી માના ચાલ્યા ગયા પછી એ ઘરમાં ફોઈબાનો પ્રભાવ કંઇક પ્રમાણમાં વધી ગયો. તેની બુદ્ધિમાં પણ કેટલો અનાચાર ભરાઈ ગયો હતો એ બધા સારી રીતે જાણતા હતા. અત્યારસુધીના લક્ષ્મી મનાતી સ્ત્રી તો ચાલી ગઈ હતી. નવીનબાપુના નામ પર ચાલતા કારભારમાં જે મોટી નુકસાની થતી હતી તેના મૂળમાં આ ગુપ્ત પાપ જ હતું, નહિં તો કોઈની નવા માણસ સામે એવી મતિ સુઝે નહિ. ફોઇબાએ પણ એમ બોલવાનું શરૂ કરી દીધું. તે કહેતા કે "ઘરની લક્ષ્મી

ચંચળ થઈ તો તેની સાથે જેને કોઇને સંબંધ હોય તે પણ ચંચળ થશે." અને થયું પણ તેમજ.

તારક અત્યાર સુધી શાંતિપૂર્વક બેસી રહ્યો હતો. તેણે થોડીકવાર પછી પ્રશ્ન કર્યો: "કલકત્તામાં આવીને પણ તું એમને ત્યાં જ રહેતો હતો કે?"

"હા, દશેક વર્ષ સુધી હું ત્યાં રહ્યો."

"તો પછી એ ઘર છોડયું કેમ?"

"મને પછી ત્યાં ફાવતું ન હતું." રાખાલ બોલ્યો.

"બસને? એ સિવાય બીજું કાંઇ કહેવા જેવું નથી ને?"

"કહેવામાં લાભ પણ નથી. શરમાવા જેવું છે." રાખાલ ફરીથી થોડીવાર શાંત રહીને બોલ્યો.

તારક બીજું કાંઈ જાણવા માગતો ન હતો. તે શાંતિથી બેસીને વિચાર કરવા લાગ્યો. છેવટે તે બોલી ઉઠ્યો: "તને આટલું બધું દાબ-દબાણ કરી ગઈ તે નવી મા કોણ ત્યારે? એકવાર વ્રજબાબુને ત્યાં પાછો જઇશ ખરો કે નહિ?"

"તેનો જ હું વિચાર કરૂં છું. નહિ તો કાલે..."

"કાલે! પણ તે તો કહી ગયા છે કે આજ રાત્રે તે અહિં આવવાના છે. તો એ વખતે તેમને શું કહીશ?"

રાખાલે હસીને ડોક હલાવી.

"ડોક હલાવવાનો કાંઈ અર્થ? આવવું છે કે નહિ એ કહેવા માગે છે કે નહિ?" તારકે પૂછ્યું.

"એનો જ હું વિચાર કરૂં છું. એટલી મોડી રાત્રે એ અહિં આવે એ બનવા જોગ નથી."

આ સાંભળીને તારક વધારે ગંભીર થયો.

મને એની ખાત્રી છે. જો બનવા જોગ ન હોત તો તે એમ નહિ. મને પુરેપુરી ખાત્રી છે કે એ આવશે. બરાબર અગિયાર

વાગે જ આવશે. પણ એ વખતે જવાબ દેવા જેવું તારી પાસે કંઈ નહિ હોય!"

"કેમ ?"

"કેમ શું? તેમની એટલી ભારે ચિંતાની દરકાર કર્યા વગર તું એક ડગલું પણ ખસ્યો નહિં હોય એટલે એ વાત તું કયે મોઢે કરશે? ના, ના, એમ ન બને રાખાલ, તારે જવુંજ જોઇએ."

રાખાલ તારકના મુખ પ્રતિ દષ્ટિ સ્થિર કરી થોડીક વાર એકી ટસે જોઈ રહ્યો.

"હું જઇશ તો પણ કશું વળવાનું નથી તારક! એ ઘરમાં મારી વાત કોઇ સાંભળવાનું નથી." રાખાલે કહ્યું.

"કારણ?"

"કારણ કે ગાંડા મુરતીયાના ઘરમાં જેમ એક મામો કર્તાહર્તા છે, તેમ કન્યાને ત્યાં પણ એક મામો છે. વજબાબુનાં પક્ષનો—ઉંચા કુટુંબનો એ—ભારે શક્તિશાળી માણસ છે. ખરી રીતે એ મામાના કારભારનો બહુ પરિચય મને નથી પણ એ મામાના વિલક્ષણ પરાક્રમોને તો મેં જાણ્યા છે. નાનપણમાં કોઈની આટઆટલી ખટપટોથી પણ મને ઘર બહાર કાઢી શકાયો ન હતો પણ એની આંખના એક ઇશારા માત્રથી મારે પોતાને પોતાની મેળેજ ગાંસડા પોટલા બાંધીને વિદાય લેવી પડી." આમ કહેતાં કહેતાં રાખાલ હસી પડયો.

"ભગવાન જે કંઇ કરે છે, તે સારું જ કરે છે." રાખાલ પાછો બોલવા લાગ્યો: "નારે ભાઈ, હું તો ઘણો ગરીબ માણસ છું. છોકરાં ભણાવું, ઘેર રાંધું, ખાઉં અને સુઇ જાઉં છું. ફુરસદ મળે તો અવળાસવળા વિચાર વગર મોટા લોકોનું કામકાજ કરું છું, બક્ષીસની આશા રાખતો નથી. એ બધું નસીબદારોને માટે છે. મારા નસીબની ઝડપ તો બરે[illegible] મેં જાણી રાખી છે. મને એનું દુઃખ પણ નથી. એક રીતે હું [illegible] ગયો છું. દિવસ ખરાબ નથી જતા, પણ એનો એવો અ[illegible]

થતો કે મામા–મામા વચ્ચે કુસ્તી લડાવીને હું તેમાંથી મારો બચાવ કરી લઉં."

તારક આ શબ્દો સાંભળી હસી પડયો. રાખાલને તે સમજતો હતો તેટલો ભોળો તે ન હતો.

"બન્ને બાજુ મામા છે, તેથી તેમની વચ્ચે મલ્લયુદ્ધ થશે એમ તેં શા ઉપરથી જાણ્યું?" તારકે પૂછ્યું.

"તો તો જરાક સ્પષ્ટતાથી કહેવું પડશે. મામા મહાશયે મને ઘરમાંથી હાંકી કાઢ્યો છે પણ તેની માયાને આજે પણ હું પૂરી સમજી શકયો નથી, થોડી થોડી ખબર સાંભળવામાં આવેલી છે. કહે છે કે બનેવીની પુત્રીના લગ્ન ન થયાં તેથી સાળાને નિરાંત ન હતી. આ પણ તેનું જ કામ છે. તેથી જ આ બાબત મને સોંપવાથી કશું વધારે થવાનું નથી તેમજ જો બીજા કોઇને સોંપી હોત તો પણ કંઇ થવાનું ન હતું. ચાંદલા, આશિર્વાદ અને પીઠી ચઢવા સુધીનું બધુંય થઈ ગયું છે, એટલે હવે લગ્ન થવાં જ જોઇએ."

"તો આ બાજુ મામાને કન્યાની માની વાત કહી સંભળાવવી પડશે. પછી વાતને ફેલાતાં વાર નહિ લાગે. એનું ફળ પણ ચોકકસ મળશે. અને એ છોકરી કોઈ સારા ઘરમાં નહિ પરણે."

"મને ભય છે કે છેવટ સુધી બધું જેમ છે એમ જ રહેશે."

"પરંતુ કન્યાનો બાપ તો આજે ય હયાત છે ને?"

"ના, બાપ ના. ફક્ત વ્રજબાબુ હયાત છે."

"રાખાલ, ચાલ એકવાર જઈ આવીએ." તારકે થોડીવાર ચૂપ રહ્યા પછી કહ્યું.

"બાપ પુરેપુરો મરી ગયો છે? ના, ના, તેનામાં કંઈએ બાકી તો [illegible] જ હશે. ચાલ, આપણે એ જોઈ આવીએ."

[illegible] તું આવીશ?"

[illegible] કેમ, શો વાંધો છે? કહેજે કે એ મુરતીઆનો પાડોશી છે. [illegible]ે ઘણી વાતો જાણે છે."

"ઠીક અક્કલ ચલાવે છે. પહેલું તો મૂળ વાતજ ખોટી. બીજું જવાબ દેતાં તું જરાક ગુંચવાઈ જઈશ તો તેને પુરેપુરો શક આવી જશે કે તું ગામડાનો માણુસ છે અને વ્યક્તિગત અંગત શત્રુતાને લીધેજ તું વિવાહ ભંગાવવા આવ્યો છે. તેનાથી કામ સરવાનું તો બાજુએ રહ્યું પણ એથી સાવ ઉલ્ટું પરિણામ આવશે."

"એ તો ખરૂં." તારક મનમાં ને મનમાં રાખાલની વ્યવહારિક દક્ષતાની પ્રશંસા કરવા લાગ્યો.

"એ ય ઠીક. આપણે જરા થોભવું પડશે. નવી-મા પાસેથી આ કરતા વધુ વિગતો જાણવી જરૂરની હતી. ઠીક, તું મને ત્યાં તારા એક દોસ્ત તરીકે ઓળખાવજે."

"હા, ઓળખાવવો પડે તો એમ જ કહીશ."

"તને આ લગ્ન બંધ કરાવવામાં મદદ કરવાની મારી ઇચ્છા છે. બીજું તો કાંઇ નહિ, પણ એ મામાને એકવાર નજરે જોઈ લેવો છે, અને જો નસીબ પાંસરૂં હશે તો ફક્ત વ્રજબાબુ જ નહિ પણ તેના ત્રીજા પક્ષનો પણ મેળાપ થઈ જશે."

"એ કાંઇ અસંભવિત નથી."

"પણ એ સ્ત્રી કેવી છે રાખાલ?"

"ગોળમટોળ, પુષ્ટ શરીરવાળી, સુખી, બંગાળી-ઘરની એક મોટી વયની સ્ત્રી હોય તેવીજ."

"એ તો હું સમજ્યો, પણ એક માણુસ તરીકે કેવી?"

"માણુસ તરીકે તો બંગાળીના ઘરના સ્ત્રી જેવી છે. દેશની બીજી દશ સ્ત્રીઓના જેવી જ—એક કપડાં-લત્તામાં પુષ્કળ પ્રીતિ ધરાવનારી, [illegible] અને અંધ સંતાનવત્સલ, પરાયાને દુઃખે રડી પડે, બે-ચાર આન[illegible] કરે અને ક્ષણ વાર પછી એ બધું ય પાછું ભૂલી જાય. સ્વભાવે [illegible] નહિ, સારી કહેવામાં વાંધો નહિ. અલ્પ સ્વલ્પ ક્ષુદ્રતા, જ[illegible]રા ઉદારતા, થોડી ઘણી......"

તારકે તેને વધુ બોલતો અટકાવ્યો. “બસ, બસ. આ બધું તું વ્રજબાબુની સ્ત્રીને માટે કહે છે કે સમસ્ત બંગાળની સ્ત્રીઓને અનુલક્ષીને જેમ મોઢે આવે છે તેમ બોલ્યે જાય છે?”

“બન્ને ય ભાઈ, બન્ને ય. ફક્ત એમાંથી તાત્પર્ય ગ્રહણ કરવાનું એ સાંભળનારની બુદ્ધિ અને અભિરૂચી પર આધાર રાખે છે.”

તારક આ સાંભળી ખરેખર વિસ્મય પામ્યો.

“સ્ત્રીઓને વિષે તારા મનમાં આટલી બધી ઉપેક્ષા વૃત્તિ હશે, એવી મને ખબર ન હતી. એમ છતાં ય હું એમ વિચારૂં છું કે...”

“બરાબર સમજી ગયો ભાઇ, તારા કહેવાનો અર્થ હું બરોબર સમજી ગયો.” રાખાલ વચ્ચે જ બોલી ઉઠ્યો. “એટલી બધી ઉપેક્ષા તો નથી કરતો પણ એ લોકો બોલાવે ત્યારે તરત દોડી જાઉં છું, અને ન બોલાવે તો પણ અભિમાન નથી કરતો. ફક્ત દયા લાવીને તેમનું કામ કરવામાં હું ધન્ય માનું છું. સમય આવે સ્ત્રીઓ યોગ્ય ઉપકાર પણ કરે છે. તેમની નિંદા તો હું ન જ કરી શકું.”

“પણ એવો ઉપકાર કરનાર કોઈ એકાદનો પરિચય તો કરાવ જોઉં.”

“હમણા કરવો અઘરો છે. એથી હું ગભરાઈ જાઉં છું. આ ઉંમરમાં બહુ બહુ જોયું છે ને સાંભળ્યું છે. અનુભવ પણ ઓછો નથી થયો, પરંતુ આ સ્મરણશક્તિ એટલી મંદ છે કે કશું ય યાદ જ નથી આવતું. નથી તેનો બહારનો ચહેરો યાદ આવતો કે નથી તેના અંતરના ભાવ યાદ આવતા. રૂબરૂમાં બધું ઠીક ઠીક ચાલે છે પણ જરા દૂર થતાં બધું ય લોપાઈ જઇને એકાકાર થઇ જાય છે. એક બીજા વચ્ચેનો ભેદ હું સમજી નથી શકતો.”

“હું તો ગામડા ગામનો રહીશ.” તારક બોલ્યો. “શેરીની બે ચાર પાડોશીના ઘરની સ્ત્રીઓ સિવાય બહારની કોઇ સ્ત્રીને હું ઓળખું કે જાણું નહિં. સ્ત્રીઓને વિષે તો મારૂં આટલુંજ જ્ઞાન છે પરંતુ આ [illegible] શહેરમાં તો કેટલી નવિનતા, કેટલી વિચિત્રતા—”

રાખાલે તેનો હાથ દબાવીને તેને આગળ બોલતો ચૂપ કરી દીધો.

"એમાં ચિંતા કરવા જેવું કાંઈ નથી તારક. ગામડાની કહીને તું જેની અપેક્ષા કરે છે અને અંતરમાં જેને માટે ડર્યા કરે છે, તેને પણ શહેરમાં લાવીને રોઝ પાઉડર, સ્નો, ક્રીમ, વિગેરે જરા જરા લગાડી એએક મહિના સારાં સારાં નાટક – નોવેલ અને સાથે સાથે ચાલુ ફેશનના બે પાંચ ગીત મોઢે કરાવી દીધાં કે બસ! પણ તું કહેશે કે એને અંગ્રેજી ન આવડે તો! ભલેને ન આવડે. બધું કાંઇ બોલવું પડતું નથી. અમુક સરસ સરસ વાતચીત પૂરતા અંગ્રેજી વાક્યો ગોખાવી નાખવાના એટલે પછી ગામડીઆ જેવું કંઈ રહેવાજ નહિ પામે! આટલી ફેશન–ટાપટીપ ને એટીકેટની હવા જ્યાં લાગી ત્યાં બીજી મુંબઈ ફેશન મડમ થઈ ગઈ સમજી લેવી! અને એમ થાય...કે પછી..."

તારક કંટાળી ગયો. તેણે એને વિશેષ બોલતો બંધ કરી દીધો.

"બસ બસ બહુ થયું. એ પછીનું મારે કશું કામ નથી, રાખાલ. હવે તને ઉત્સાહ કેમ નથી એ હું સમજ્યો. એ છોકરીનું ગમે એ ઠેકાણે ગમે તેની સાથે લગ્ન થાય તેમાં તારે જરાકે લાભ – નુકસાન જેવું નથી. ખરી વાત એજ છે કે તને એને માટે કશી લાગણી જ નથી."

"અને લાગણી હોય તો મારે શું કરવું જોઇએ એ પણ તું સાથે સાથે કહી શકીશ કે નહિ?" રાખાલે આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો.

"કહીશ. અર્થ વગરનું મળવા–કરવાનું ઓછું કર. જેને તેં ગુમાવ્યા છે તે ફરીથી એકવાર પાછાં મળી શકે એ સંભવીત છે. અને તેથી જ તું નવી માની આશાને સ્વચ્છંદે નકારી શકે છે."

રાખાલ થોડીક ક્ષણો પર્યંત ચૂપચાપ તારક તરફ જોઈ રહ્યો. તેની મશ્કરીનો મર્મ તેને ધીરે ધીરે સમજાયો.

"આ વખતે ભૂલ થાય છે પણ તારી પહેલી વાત કંઈક સાચી છે. તેમના વિષે બધી વાત જાણવામાં લાભ કરતા નુકસાન વધારે છે. હવે તારું કહેવું યાદ રાખીશ પણ હું જેને વિષે હમણા બોલ્યો એ તો સાવ સાધારણ સ્રી છે. હજારમાં નવસોનવાણુંના જેવી! જ્યારે નવી એમાંની નથી; કારણ જે એક બાકી રહે છે તે એ છે. તેને

પડાય એમ નથી. એમ કરવા માગીએ તો પણ તે બને તેમ નથી. તું કોને લીધે આજે વર્ધમાન નથી જઈ શકતો એ તું નથી જાણતો, પણ હું જાણું છું. કોના તકાદાથી તું પરાણે ધકેલીને મને મામા બાબુની ગુફામાં મોકલવા માગે છે તેનું કારણ મારી પાસે છુપું નથી. પરંતુ હું સમજું છું કે એનો જૂનો ઇતિહાસ સાંભળીને તું કહેતો હતો કે એ સ્ત્રીની ઘૃણા કરવી સ્વાભાવિક છે પણ તારે એ મત કોઈ દિવસે પણ બદલવો પડશે. તેમ કર્યા વગર નહિ ચાલે."

"નહિં ચાલે તો પુછીશ." તારક જરા મોં મલકાવીને બોલ્યો. "પણ રાખાલ, ત્યાં સુધી પોતાની વાત બીજા કરતાં તું વધારે સારી રીતે જાણે છે એવો દાવો કરીને ચીડાઇશ નહિ. પણ એમ કહેવામાં શો અર્થ છે? જો આજસુધીમાંય તારી પાસે એક સ્ત્રી પણ શ્રદ્ધાને યોગ્ય થઈને આવેલી છે એ પણ મોટી આશાની વાત છે. તારી એક સ્ત્રી ઉપરની શ્રદ્ધાને જો બાકીની નવસો નવાણું પર રાખતા હું કરી શકીશ તો મારા જેવો એક સામાન્ય માણસ પણ ધન્ય થઈ જશે."

રાખાલે તેના કથનનો વિરોધ કર્યો નહિ, તેમ કાંઇ જવાબ પણ આપ્યો નહિ. કંઇક યાદ આવતાં તે મૂઢ જેવો થઈ ગયો.

"ત્યારે હવે આપણે જઈશું?"

"ચાલો."

"ત્યાં જઈને શું કહીશ?"

"જે સત્ય છે તે! કહીશું કે અમને એવી ખબર મળી છે કે...વિગેરે વિગેરે."

"વારૂ ચાલશે."

બન્ને મિત્રો ઉભા થઈ ગયા. રાખાલ બારણે તાળું લગાવી બે હાથે કપાળ દબાવી "દુર્ગા! દુર્ગા!" બોલ્યો અને તેઓ બન્ને [illegible]બાબુના ઘર તરફ જવાને ઉપડયાં.

તારક હસતો હસતો સ્વગત કહેતો હતો: "આજે કશું કામ નથી. નામના મહિમાની ખબર પડશે."

## ૩

બીજે દિવસે બપોર પછી બંને મિત્રો ચહાની બધી સામગ્રી સામે ગોઠવીને ટેબલ આગળ આવીને બેઠા. ટી પૉટમાં ચહા માટેના પાણીને તૈયાર થવાને વિલંબ થતાં રાખાલે ચમચો બોળીને અંદર હલાવી ઉતાવળ કરવા માંડી.

"કેમ! નામનો મહિમા તો જોયો ને?" તારક બોલ્યો.

"દુર્ગામાનો અવિશ્વાસ કરીને કંઈજ નહિં થાય એમ તેં કહ્યું તેથીજ આપણો ધક્કો ફોગટ ગયો. નહિં તો એમ ન બનત."

રાખાલને જવાબ આપવાને બદલે તારક ફક્ત હસી પડ્યો.

ખરેખર કાલે કામ થયુંજ નહિ. વ્રજબાબુ ઘેર ન હતા. કોઇ ઠેકાણેથી નિમંત્રણ મળેલું હોવાથી તેઓ ત્યાં ગયા હતા. મામા બાબુની પ્રકૃતિ કંઇક સ્વસ્થ ન હોવાને લીધે સવારમાં થોડુંક જમીને સુઈ ગયા હતા. રાખાલ ઘરની અંદર તપાસ કરવા ગયો ત્યારે હજુયે અમને યાદ કરો છો ખરા!" એમ કહેતી વ્રજબાબુની સ્ત્રી વિસ્મય પામી ગઈ. પાછા ફરતી વખતે બીજાને નજરે પડયા વગર રેણુ પણ પાસે આવીને મૃદુ કંઠે એવાજ માર્મિક અર્થનું કંઇક કહેતી ગઇ.

"તારા બાપુજીને કહેતા ભુલી ન જતી કે હું કાલે સાંજ પછી પાછો આવીશ. મારે ખાસ અગત્યનું કામ છે!"

"વારૂ, પણ નોકરને ય કહેતા જજો."

આથી રાખાલે વ્રજબાબુના ખાસ નોકરને પણ ભાર [illegible]ને આ સંદેશો કહી દીધો. ઉતાવળે જવા છતાં ય તે વખતસ[illegible]

પહોંચી શક્યો નહિ. ઘેર આવીને જોયું તો બારણાના કડામાં એક કાગળનો ટુકડો ભેરવાયેલો હતો. એની ઉપર પેન્સીલ વડે લખેલું હતું કે, "આજે મેળાપ થયો નહિ. કાલે સાંજના પાંચ વાગે આવીશ—નવી મા."

નવી–માનાં આગમનની આજે રાહ જોઇને બે મિત્રો બેઠા હતા. પરંતુ હજી પાંચ વાગવાને વીસ મિનિટ બાકી હતી. તારક ઉતાવળ કરતો હતો.

"તે આવે એ પહેલાં આ બધું પતાવી લઈએ તો ઠીક!" તારકે ચહા ગાળતા ગાળતા કહ્યું.

"કેમ? ચહા આજકાલ સેંકડે સત્તાણુ માણસો પીએ છે તેની તેમને ખબર નહિ હોય?"

"જો રાખાલ, સવાલ જવાબની અત્યારે જરૂર નથી. માણસ માણસ વિષે ઘણું ઘણું જાણે છે તો ય પણ તે તેનાથી ઘણું ઘણું છુપાવે છે. જાનવરને એની કાંઈ જરૂર નથી હોતી. નહિં તો આ બધું પણ શા માટે?" કહેતા કહેતા તેણે ઍશ–ટ્રે અને સીગારેટનું ટીન ઉચકી લીધાં. તે પાછો બોલ્યો: "મરદાનગી કરીને આ પણ તેમને બતાવવું જોઇએ."

રાખાલ હસી પડ્યો.

"જોશે તેમાંય કંઈ ડરવા જેવું નથી, તારક. દોષિત કોણ છે તે એ સારી રીતે સમજી જશે."

તારક જરાક ભોંઠો પડ્યો.

"એમ હું પણ ઇચ્છું છું. મારી ભૂલ તે જાણે એમાં મને કાંઈજ વાંધો નથી પરંતુ જેને ઉછેરીને મોટો કર્યો છે તેને ખરેખર પારખી ન શકે તો ખોટું થાય!" તારકે અણગમો છુપાવીને કહ્યું.

રાખાલે જરા ય ગુસ્સો ન કર્યો. તેણે તો ધીમું ધીમું હસતા ચહા ગાળવા માંડી.

તારક ચહા પીવાની શરૂઆત કર્યા પછી બે એક મિનિટ બાદ બો[illegible]: "કેમ એકાએક ચૂપ થઈ ગયો?"

"શું કરું ત્યારે? એમના આવતા પહેલાં એજ નવસો નવ્વાણુંનો ધક્કો મનમાં જરાતરા સંભારી રાખું છું." કહેતો તે ફરીથી હસવા લાગ્યો.

રાખાલના શબ્દો સાંભળીને તારક ચીડાઈ ગયો, પરંતુ આ વખતે ય તે શાંત રહ્યો.

ચહા પીધા પછી બધું ય ઠીકઠાક કરી બંને તૈયાર થઈ બેઠા. ઘડિયાળમાં બરાબર પાંચ વાગ્યા. ધીરે ધીરે પાંચ, દશ, પંદર મિનિટ ઉપર થતાં ઘડિયાળનો કાંટો નીચે નમવા લાગ્યો, છતાં ય જેની રાહ જોવાતી હતી, તેનાં દર્શન ન થયાં. ઉંચા મ્હોંએ અધિરતાપૂર્વક રાહ જોતાં જાણે આંખો યે ઓરડો અંદરખાનેથી કાંટાળો થઈ ગયો હોય તેમ ખુલ્લી રીતે કબુલ કરે નહિ તો ય બન્નેથી અજાણ્યું ન હતું. એ જ વખતે તારક એકદમ બોલી ઉઠ્યો, "એવાત બરાબર છે કે તારી નવી-મા એ અસાધારણ સ્ત્રી છે?"

રાખાલ વિસ્મયતાપૂર્વક ચૂપચાપ તેના મોઢા તરફ જોઈ રહ્યો.

"કાંઈક સ્ત્રીઓના ઈતિહાસ મેં ચોપડીઓમાં વાંચ્યા છે પણ આવી સ્ત્રી તો......"

એના બોલ એના મોઢામાં અધુરાં જ રહ્યાં. વાત પુરી ન થઇ શકી.

"રાજુ, અંદર આવું કે?" બારણા પાસેથી એકાએક અણચિંતિત કોમળ સાદ આવ્યો.

બન્ને મિત્રો ચોંકીને ઉભા થઇ ગયા.

"આવો." રાખાલે બારણા તરફ આગળ વધી નીચા વળીને પ્રણામ કરી કહ્યું.

તારક થોડીવાર જરા મુઝાઈ ગયો. પછી તેણે પણ તેના પગ પાસે જઈને નમસ્કાર કર્યા. ત્યારબાદ બધા યે બેઠા. પછી રાખાલ બોલ્યો: "કાલે બધે ગયો પણ ધક્કો પડયો. કાકાબાબુ ઘેર ન હતા. મામાબાબુ ખૂબ જમીને અસ્વસ્થ બની પથારીમાં પડ્યા હતા. તમને પણ ફોગટ ફેરો થયો. પણ એ બધામાં દોષ તારકનો જ છે. એના એટલા દોષ માટે મને ચીડ ચડી છે. પોતાનો અપરાધ સમજી તે

પણ દિલગીર થયો છે. દુર્ગામાને ગુસ્સે ન કરત તો અમારો આંટો પણ નિષ્ફળ ન જાત."

તારકે એ સંબંધી બધી વાત સ્પષ્ટ કરીને કહી સંભળાવી.

"તારક, મને લાગે છે કે તને એ વાતમાં મુદ્દલ શ્રદ્ધા કે વિશ્વાસ નથી!" નવી માએ હસતા હસતા કહ્યું.

"વિશ્વાસ છે એટલે તો મને ભય લાગ્યો. આજે મને લાગે છે કે કશું નહિ થાય."

તારકનો જવાબ સાંભળીને નવી-મા હસવા લાગી.

"કોઈનો પણ તને મેળાપ ન થયો?" નવી-માએ પૂછ્યું.

"થયો ને મા!" રાખાલે જવાબ આપતા કહ્યું. "વ્રજબાબુની નવી સ્ત્રીએ પૂછ્યું, કે: 'રસ્તો ભુલીને આવ્યો છે કે શું?' પાછા ફરતી વખતે રેણુએ પણ છુપાતા ઉભા રહી એવું જ સંભળાવ્યું. હું એને જ કહેતો આવ્યો છું કે બાપુજીને કહેજે કે હું કાલે સાંજે પાછો આવીશ. મારે ખાસ કામ છે. મને ખાત્રી છે કે બીજાં કોઇ કહેતાં ભૂલી જશે પણ એ નહિ ભૂલે."

"ત્યારે તું આજે પાછો જવાનો છે ખરો?"

"હા, સાંજ પડ્યા પછી."

"એ બધા છે તો મજા'માં ને?"

"હા."

નવી-મા ચૂપ થઇ ગઈ. થોડીક વાર પછી મનમાં ઉપજતો વિલક્ષણ સંકોચ દૂર કરીને તે બોલી: "વારૂ! રેણુ દેખાય છે કેવીક, રાજુ?"

નવી-માનો આવો વિચિત્ર પ્રશ્ન સાંભળી રાખાલ વિસ્મય પામ્યો. પહેલાં તો તે સ્તબ્ધ જ બની ગયો. પછીથી કૃત્રિમ ક્રોધિત સ્વરે બોલ્યો:

"આ સવાલ બરોબર નથી મા! આવું પુછવું તમને શોભાસ્પદ છે? નવી-માની દીકરી કેવી દેખાવી જોઇએ એની તમને પોતાને ખબર નથી? શરીરનો રંગ તો તેના બાપના જેવો છે, છતાં રાય ચંપાના



જેવો તો કહેવાય નહિ. અને એથી વિશેષ શું? એના અંગ પ્રતિ ધારી ધારીને જોવાની મેં ઈચ્છા નથી કીધી મા!"

પોતાની દીકરીનાં સૌન્દર્ય સંબંધી આટલી વાત સાંભળતાં માની બંને આંખોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં.

"તારો બહાર જવાનો વખત થઈ ગયો લાગે છે!" દિવાલ પરની ઘડિયાળ તરફ થોડીક વાર તાકીને જોયાં પછી આંખમાં આવેલાં પાણી વસ્ત્રના પાલવથી લૂંછતાં તે બોલી.

"ના, ના. હજી તો બે કલાકની વાર છે!"

તારકે ઝાઝી વાતચીત કરી નહિ. તે બંનેની વાતચીત ચૂપકીદીથી ધ્યાનપૂર્વક સાંભળતો હતો. જે અજાણી છોકરીનો અશુભ–અમંગલમય વિવાહ સંબંધ તોડી નાખવાનો સંકલ્પ કર્યો હતો તે દેખાવમાં કેવી હતી એ જાણવાનું તેને મન હતું પણ વ્યગ્રતા ન હતી. રાખાલે એ છોકરીનું વર્ણન કર્યું ન હતું પણ ફક્ત તેના રૂપ–રંગનો નિર્દેશ માત્ર જ કર્યો હતો. એટલાથી પણ તેના અંધકારાચ્છાદિત મનની દશે દિશાઓના દ્વાર જાણે ખુલી ગયા અને પ્રકાશથી ચકચકીત થતાં ચંચળ થઈ ગયો. અત્યાર સુધી તેણે જે જોયું હતું તે જાણે તેનું જોયેલું જ ન હતું. હવે મા તરફ જોતાં તેના વિસ્મયનો પાર ન રહ્યો.

નવી–માની ઉંમર પાંતીશ–છત્રીશ વર્ષની હતી. રૂપમાં કાંઈ ખોડખાંપણ ન હતી એમ ન હતું. મોઢામાં આગળના બે દાંત ઉંચા હતા. એ વાત કરતા હતા ત્યારે જણાઈ આવતા હતા. શરીરનો રંગ ખરેખર રાયચંપાના જેવો જ હતો પરંતુ હાથ–પગને માખણના પીંડા સાથે સરખાવ્યા સિવાય ચાલી શકે તેમ ન હતું. આંખો મોટા લીંબુની ફાડ જેવી હતી અને નાક પોપટના જેવું હતું એમ કહેતાં ભૂલ થવાનો ભય ન હતો. પડછંદ દેહમાં સૌન્દર્ય છલાછલ ભર્યું હતું. ક્યાં શું છે એ જાણ્યા વિના ઘણી જ સહેલાઈથી એટલું તો જણાઈ આવતું હતું કે ગુપ્ત મર્યાદાથી એ પરિણત નારી દેહ સર્વાંગે સ[illegible]ર્યું જ

હતો. આ બધા ય કરતાં તેનો કંઠસ્વર આશ્ચર્યજનક દેખાઈ આવતો હતો. મધુરતાનો જાણે અંત જ ન હતો.

તારકની ચમક નવી–માના એક પ્રશ્ને ભાંગી. તેણે એકાએક વ્યાકુળ બની પ્રશ્ન કર્યો:

"રાજુ, તને લાગે છે કે છોકરીનો બાપ આ લગ્ન થતાં બંધ રાખી શકશે?"

"તે તો કેમ કહેવાય મા!"

"તારા કાકાબાપુ કશું ય જોશે નહિ? શું તે કશું ય સાંભળવાના પણ નથી?"

"હવે તેમના આંખ ને કાન તેમના પોતાના રહ્યા નથી મા! તે મામાબાપુની આંખે જુએ છે અને બૈરીને કાને સાંભળે છે. આ વિવાહ પણ તેમણે જ કરેલો છે એની મને ખબર છે."

"ત્યારે એ પોતે શું કરે છે?"

"જે રોજ કરતા આવ્યા છે એ જ. એ જ ગોવિંદજીની સેવા! હવે એમની ઉગ્રતા પણ સોગણી વધી ગઈ છે. દુકાને જવાનો પણ હવે એમને પુરો વખત મળતો નથી. પુજાની ઓરડીમાંથી બહાર નીકળતાં મોડું થઈ જાય છે."

"ત્યારે પૈસા ટકાનો વ્યવહાર, વેપાર–રોજગારનો કારભાર અને ઘર–સંસાર કોણ સંભાળે છે?"

"કારભાર મામા ચલાવે છે અને ઘર–સંસાર સંભાળે છે તેની મા એટલે કે સાસુ. પણ મને એ તમામ પૂછવામાં લાભ શો છે એ કંઈ કહેશો? તમે શું નથી જાણતા?" કહેતો રાખાલ જરા થંભી ગયો અને પાછો બોલ્યો:

"અમે આજે ચોક્કસ જઈશું પણ એનું નિશ્ચિત પરિણામ તો તમે [illegible]ળથી જાણો છો મા!"

નવી-મા ચૂપ રહી. બીજી બાજુ મોઢું ફેરવીને તેણે એક ઉંડો નિઃશ્વાસ નાખ્યો. આ ઉપરથી એમ સ્પષ્ટ જણાતું હતું કે નિરૂપાય બની તેણે કરેલી એ છેલ્લી વિનંતિ હતી.

આ વખતે બહાર કોઈ પૂછપરછ કરતું હોય એવો અવાજ આવ્યો: "એઈ છોકરા, રાજુબાબુનું ઘર આજ કે?"

બાળકના જેવો અવાજ પ્રશ્ન પૂછનારને જવાબ દેતો હતો: "ના કાકા, આ તો રાખાલબાબુનું મકાન......"

"હા, હા. એજ રાજુ તેજ રાખાલને હું શોધું છું." એક પ્રૌઢ ભદ્ર પુરુષે બારણું ખોલીને અંદર ડોકીયું કરી બુમ પાડી.

"રાજુ છે કે? અરે...લે...આ રહ્યો..."

રાખાલ તરફ નજર જતાંજ સરળ સ્નિગ્ધ હાસ્ય કરતી તે વ્યક્તિ અંદર આવીને ઉભી રહી.

"મને લાગ્યું કે તું આજે જડશેજ નહિ. વાહ, રૂમ તો સરસ છે!" તે નવ આગંતુક ભદ્ર પુરુષ બોલ્યો.

થોડે દૂર ખુણામાં જરા ઓથે ઉભેલી સ્ત્રી તરફ એકાએક એની દૃષ્ટિ પડતાં એ જરા ગુંચવણમાં પડી ગયો એમ જણાયું. જરા પાછળ વળીને બારણા પાસે આવી તે સ્થિર થઈ ઉભા. થોડીક વાર સુધી ધારી ધારીને જોઈ રહ્યા બાદ તે બોલ્યો: "કોણ નવી વહુ કે?" આટલું બોલી મોઢું ફેરવી તેણે રાખાલ તરફ જોયું.

અપમાનનું એક ભારે મર્મભેદક દૃષ્ય વિજળીને વેગે રાખાલના અંતર-ચક્ષુ પર તરી આવતાં તેનું મોઢું શબના જેવું ફીક્કું પડી ગયું. તારક બધી બાબતને અંદાજે સમજી શકયો નહિ, છતાં ય કોઈ અજાણ ભયથી ખૂબજ ગભરાઈ ગયો. પેલો પુરૂષ દરેક તરફ વારા ફરતી નજર નાખી લઈને હસી પડ્યો.

"તમે બધા કરો છો શું? ષડયંત્ર! ચંડુલખાના પર પોલીસ ધાડ પાડે તોય તેઓ આટલા ચમકતા નથી. શું થયું છે નવી વહુ?"

ખુરશી પરથી ઉભા થઈને નવી માએ નીચા વળી હાથ જોડી પ્રણામ કર્યા પછી તે એક બાજુએ જઈને ઉભી રહી.

"બેસ, બેસ. તબિયત તો ઠીક છે ને?" કહેતાં આવનારે તેને બેસવાનો વિવેક કરી પોતે જાતે જ એક ખુરશી ખેંચીને તેની ઉપર સ્થાન લીધું.

"નવી વહુ?" એણે શરૂઆત કરી: "આપણા એ રાજુના મોં તરફ તો જરા જો. તેણે ધારી લીધું લાગે છે કે હું તને ઓળખતાની સાથે જ ઝઘડો કરવા લાગીશ અને ભારે મારામારી થશે. એનાં ઘરની બધી યે વસ્તુ કેમ જાણે સલામત નહિ રહી શકે! તમામ ભાંગીને ભુક્કો થઈ જશે!"

તેની બોલવાની ઢબથી કેવળ રાખાલ અને તારક જ નહિ, પણ નવી–મા કે જે હજી સુધી ઉભી જ રહી હતી, તે પણ મોઢું ફેરવીને હસી પડી. તારક હવે ચાક્કસ રીતે સમજી શક્યો કે એ વ્રજબાબુ હતા! તેના આનંદ અને વિસ્મયનો પાર રહ્યો નહિ.

"ક્યાં સુધી ઉભા રહીશ? નવી વહુ, બેસ..." વ્રજબાબુએ ફરી હાવકે મોઢે આગ્રહ કર્યો.

એમના આ બીજી વખતના આગ્રહનું પાલન થયું. નવી–મા બેઠી. એટલે વ્રજબાબુ પાછા બોલવા લાગ્યા: "પરમ દિવસે રેણુના લગ્ન છે. મુરતીઓ તંદુરસ્ત, સુંદર, ભણેલો–ગણેલો અને જાણીતા કુળનો છે. સાધન–સંપત્તિ અને પૈસા ટકા પણ ઠીકઠીક છે. કલકત્તામાં તેના ચારેક ઘર પણ છે. જ્યારે ઇચ્છા થાય ત્યારે દીકરી–જમાઈને જોવા માટે પણ આપણાથી જવાય. મને તો બધી ય વાતે વર ને ઘર બધું ઠીક જણાય છે."

જરાક વાર શ્વાસ લઈને પાછું તેમણે બોલવા માંડ્યું: "મને તો તું જાણે જ છે ને નવી, હું પોતે આવું ઘર જડી જતાં ઢીલ કરું એવો નથી. આ બધી ગોવિંદની જ કૃપા છે." આમ કહીને તેમણે જમણો હાથ સદ્‌ભાગ્ય સૂચવતા ભાલપ્રદેશે લગાડ્યો.

કન્યાના સુખ-સૌભાગ્યના નિશ્ચિત પરિણામની કલ્પના આવતાં તેમનું મોઢું સ્નિગ્ધ પ્રસન્નતાથી ઝળકી ઉઠયું. સહુ કોઈ ચૂપચાપ રહ્યાં. એમના અણગમતા પ્રસ્તાવની આ મીઠાશભરી માયાજાળને તેમની નજર સામે જ છિન્નભિન્ન કરી દેવાની હિંમત કોઈ કરી શકયું નહિ."

સર્વેનું મૌન જોઈને વ્રજબાપુએ આગળ ચલાવ્યું : "આપણા રાખાલરાજને તો હવે કંકોત્રી મોકલીને નિમંત્રણ કરવું નહિ પડે. એને તો હવે ઘેરજ લઈ જવો જોઈએ. એના વિના મારૂં કામકાજ પણ કોણ કરશે? કાલે રાત્રે બહારથી ઘેર આવ્યો ત્યારે રેણુને મોઢે મેં સાંભળ્યું કે 'રાજુ આવી ગયો હતો, પણ મળાયું નહિ. એને ખાસ કામ હતું. કાલે રાત્રે એ પાછો આવશે.' એજ વખતે મેં વિચાર કર્યો, કે હવે વાર લગાડવાની જરૂર નથી. કોઈ પણ રીતે એનું મકાન શોધી કાઢીને એને ત્યાં જઈ એનું ખાસ કામ મારે જાણવું જોઇશે! એટલે જ આજે બપોરે ઘેરથી સીધો નીકળીને અહીં આવ્યો. પરંતુ યાદ નથી આવતું કે કોનું મોઢું જોઇને ઘેરથી નીકળ્યો હોઇશ, કે એક કામમાં એ કામ તો શું પણ મારાં બધાય કામ એકી સાથે થઈ ગયાં."

વ્રજબાપુનાં વાકયે વાકય માર્મિક હતાં. એમના બોલવા ઉપરથી સ્પષ્ટ જણાતું હતું કે પોતાની એક માત્ર કમનસીબ કન્યાનાં લગ્નને અનુલક્ષીને જ તે આ બધું બોલતા હતા. દીકરીએ કેમ જાણે પોતાની આગમ જીવનયાત્રા શરૂ કરતાં જ આશા નહિ રાખેલા એવા જનેતાના આશિર્વાદ મેળવી લીધા!

"બહાર નિકળતી વખતે મામા બાપુ મળ્યા હતાને?" રાખાલ અત્યંત ગરીબ માણસના જેવો ચહેરો કરીને બોલ્યો.

"એમ કેમ?"

"એ નસીબદાર માણસ છે. બહાર નીકળતી વેળા એ એમનું મોઢું જોયું હોય તો......"

"હા હા. એમ જ થયેલું." વ્રજબાપુ હસી પડ્યાં.



નવી-માએ રાખાલ તરફ કોઈની નજર ન પડે એમ જરાક તીરછી દ્રષ્ટિએ જોઇ મોઢું ફેરવી લીધું. એના મોઢામાં એ ભાવ વ્રજબાબુની નજરે પડ્યો નહિ.

"રાજુ, તું આમ બોલે તે ઠીક નહિ. ગમે તેમ તોય સગપણમાં તો તે નવી-વહુના ભાઈ થાય. સાળાની નિંદા કોઈ દહાડો બનેવીથી સહન થઈ શકે નહિ. મને લાગે છે કે એમનેય મનમાં ખોટું લાગ્યું હશે."

રાખાલ હસી પડ્યો. વ્રજબાબુ પણ હસ્યાં.

"અસંગત નથી. એમાં ખોટું લગાડવા જેવું કાંઈ નથી." વ્રજબાબુએ કહ્યું.

તારકની સાથે તેમને હજુ પરિચય થયો ન હતો. એ લાભ તે મેળવી શક્યા ન હતા.

"આજે બહાર નીકળતી વેળાએ સાચે જ તમે દુર્ગાનું નામોચ્ચાર કર્યું હશે?"

વ્રજબાબુ આ શબ્દનું તાત્પર્ય સમજી શક્યા નહિ.

"રોજની ટેવ પ્રમાણે હું તો ગોવિંદનું નામ સ્મરીને બહાર નીકળું છું. આજે પણ મેં એમ જ કર્યું હતું."

"તેથી જ તમારો ફેરો સફળ થયો છે. બીજું નામ લીધું હોત તો ધક્કો માથે જ પડત."

આટલી સચોટ ને સંગીન ટકોર છતાંય વ્રજબાબુ પૂરો અર્થ સમજ્યા નહિ. તે તો એના મોઢાં તરફ જ જોઈ રહ્યાં. રાખાલે વાતનો વિષય બદલી પરિચય આપીને ગઈકાલની વાત વિસ્તારપૂર્વક કહી સંભળાવી.

"એના માનવા મુજબ દુર્ગાનું નામ લેવાથી કામ સફળ ન થાય. કાલે આપને મળ્યા વિના અમારે પાછા ફરવું પડયું એનું કારણ પણ એ જ હતું કે બહાર નિકળતી વેળાએ મેં દુર્ગાનું નામ ઉચ્ચાર્યું હતું. એ તો નસીબમાં લખાયું હશે તેમ થયું, પણ તારક એ નામની ઉપર જ બધો દોષ ઢાળી નાખે છે."

વ્રજબાબુ આ સાંભળીને પ્રથમ તો હસ્યા, પણ પછીથી એકાએક ગુપ્ત ગાંભીર્યથી મોઢાંને એકદમ ભારેખમ કરીને કહેવા લાગ્યા: "બનવા જેવું છે રાખાલ, અને બને એમ છે! એ જુઠ્ઠો નથી. જગતમાં કીર્તિ અને કલદારનો મહિમા આજે કોઈ બરાબર સમજતું નથી. હું તો એ બધું ઘોળીને પી ગયો છું. ભુંજેલા વટાણાનું નામ માત્ર લેવાથી કાંઈ આપણી પેટની ક્ષુધા ટળી જતી નથી."

હવે જિજ્ઞાસાપૂર્વક દરેકની આંખો એમનાં મોઢાં તરફ ચોંટી રહી!

"એમ કેમ?" રાખાલે હસતાં હસતાં પૂછયું.

"જો, ધ્યાન દઈ ને સાંભળ. મારૂં નામ વ્રજવિહારી હતું, છતાં ય નાનપણમાં મને બધા બલાઈ કહેતા હતા. ભુંજેલા વટાણા ખાવાનું મને ઘણું જ ગમતું હતું. વળી ખાનારો ય હું જબરો હતો. મારી એક દૂરના સગપણની મોટી બા મને એ વખતે ચેતાવતી:

બલાઈ, વટાણા ખાતો ના–

બારી ભાંગીને ઊંરી જાશે,

જોતાં ય પાછી જડશે ના–

અત્યારે હવે વિચાર કરતા મને જણાય છે કે હું નાનપણમાં ભુંજેલા વટાણા ખાતો હતો એથી ઘડપણમાં મને કેટલું નુકસાન થયું. જેમ વસ્તુઓના ગુણ દોષ હોય છે તેમ નામમાં પણ હોય છે. એમાં કશો ય ફરક હોતો નથી."

તારક અને રાખાલે શરમથી પોતાનાં માથા નીચાં ઢાળી દીધાં.

"છોકરાઓ સામે તમે આ શું કરી રહ્યા છો?" નવી માએ મોઢું ફેરવીને રૂંધાયેલે કંઠે રોષપૂર્વક કહ્યું.

"કેમ! એમને ચેતાવી દઉં છું કે જીવે ત્યાં સુધી તેઓ મારી માફક ભુંજેલા વટાણા ન ખાય!"

"ભલે ત્યારે, મારી ગેરહાજરીમાં તમે એ બધું એમને શિખવ્યા કરો. હું તો જાઉં છું."

"એ તારી ભૂલ છે નવી. હંમેશા ધમકી આપીશ અને ચીડાયા જ કરીશ કે? કોઈ દિવસ સાચી વાત જ નહિ બોલવા દે. સાચે સાચ દોષ કોનો હતો તેનો વિચાર કર્યો? આટલે વખતે આ વાત સાંભળીને તું ખુશી થઈ હોઈશ એમ મેં ધાર્યું હતું પણ આ તો થયું એથી ઉલટું!"

"થયું—હવે તમે બસ કરો. રાજુ?" નવી મા ગંભીરતાપૂર્વક બોલી.

રાખાલે મોઢું ઉંચું કરીને એમની તરફ જોયું.

"તું જે કામ માટે કાલે ગયો હતો એ એમને કહી સંભળાવ."

રાખાલ પહેલાં તો જરાક ગભરાયો પણ પછીથી ઈશારતથી આદેશ મળતાં સ્પષ્ટપણે તેણે કહી નાખ્યું: "કાકાબાબુ, રેણુના વિવાહ તમે હાલ કીધા છે એ ઘેર તો કોઈ રીતે પણ કરી શકાય એમ નથી!"

આકાશમાંથી વિજળી તૂટી પડે ને અચાનક કાનના પડદા ફોડી નાખે એવો કડાકો થાય, એમ વજબાબુ એકાએક આ ધડાકો સાંભળતા ચોંકી પડયા. એમણે આશ્ચર્યભાવે કંઈક કરડાકીથી પૂછ્યું:

"કેમ નહિ કરી શકાય વારૂ?

રાખાલે કારણ પણ કહી સંભળાવ્યું. "મુરતીઓ ઠીક નથી, એટલે!"

"તને કોણે કહ્યું?"

"નવી માએ." રાખાલે નવી મા તરફ આંગળી ચીંધી.

"અને એને કોણે કહ્યું વારૂ?"

"એ તો એમને પોતાનેજ પુછી જુઓ!"

વજબાબુ થોડીક વાર સ્તબ્ધ બની બેસી રહ્યા. તે પછી હિંમતથી નવી તરફ મોઢું ફેરવી બોલ્યા:

"નવી, શું રાખાલ સાચું બોલે છે?"

"હા, સાચું છે." નવી માએ વિનયપૂર્વક ગરદન નમાવી જવાબ વાળ્યો.

વજબાબુની ચિંતાનો હવે પાર ન રહ્યો.

"પણ...પણ...હવે એનો કોઈ ઉપાય નથી રહ્યો. રેણુને આશિર્વાદ આપવાનું, પીઠી ચોળવાનું વિગેરે તમામ કામ પુરૂં થઈ ગયું છે. પરમ દિવસે તો લગ્ન છે. એક દહાડામાં હું બીજો મુરતીઓ કયાંથી શોધી કાઢીશ?" થોડીક વાર નિરૂત્તર રહ્યા પછી તે કંઈક ગભરાયલે ચહેરે બોલ્યા.

"તમે જાતે તો એ મુરતીઓ શોધ્યો નથી ને? જે પસંદ કરી લાવ્યા હોય તેમને હુકમ કરો." નવી મા એમને ઉશ્કેરવા-પ્રેરણા આપવા કંઈક સાહસભર્યે અવાજે બોલી.

"પણ તે સાંભળશે કેવી રીતે? તું તો જાણે છે નવી, કે મને હુકમ કરતાં આવડતો નથી. મારી એ વાત કોઇ સાંભળશેજ નહિ. જાણે કે એ તો બધા પારકા છે, પણ તેંજ કોઇ દહાડો મારી કોઈ વાતને માનેલી કે? આજે સાચું કહી દે તો?"

ગયા ગુજર્યા દિવસોમાં કરેલા ગુન્હાની આબાદ ટકોર આ ઉલ્લેખમાં છુપાયલી હતી, એ આ જગતમાં એ બે જણ સિવાય બીજું કોઈ જાણતું ન હતું. નવી મા એનો જવાબ દઈ શક્યા નહિ. ભારે લજ્જાથી એણે માથું નીચું નમાવી દીધું.

કેટલીક પળો નીરવતામાં પસાર થઈ ગઈ. વ્રજબાપુએ ડોક હલાવીને ધીરેથી બબડતા હોય તેમ કહ્યું: "અશક્ય...અસંભવિત...બને એવું નથી."

"શા માટે અસંભવિત, કાકાબાપુ?" રાખાલે મૃદુ સ્વરે પૂછ્યું.

"નહિ બને એટલે નહિ જ બને. નવીને ખબર નથી, પણ તું તો જાણે છે!"

વ્રજબાપુના અવાજમાં અને આંખોની દ્રષ્ટિમાં નિરાશા તરવી રહી. જાણે કે તે બીજી કોઈ વાતનો વિચાર જ ન્હોતા કરી શકતા.

"નવી જાણતી નથી તો જણાવોને? એ ન કેમ બને? રેણુને મા નથી. તેના બાપ હવે જેની સાથે પરણ્યા છે તેનો ભાઈ છોકરીને ગાંડા સાથે પરણાવવા માગે છે. એથી અસંભવિત છે? કંઈ [illegible] જ

અને એજ તમારે કહેવાનું છે ને?" નવી-મા માથું ઉંચું કરીને બોલી. તેનાં મોઢાં ઉપર ક્રોધ, કરૂણા કે તિરસ્કારની-કંઈ છાયા દેખાતી હતી એ કહી શકાય તેમ ન હતું.

નવી વહુ પર પોતે આક્ષેપ મૂકયો છે, એ વ્રજબાબુને હવે એકદમ યાદ આવી ગયું. રાખાલને પણ યાદ આવ્યું કે બાલ્યકાળમાં હાથ ઝાલીને તેના ધણીને ઘેર તેને લાવનાર નવી મા પણ આજ હતી.

રાખાલ મુંઝાઈને એકાએક ઉભો થઈ ગયો.

"તમો ઘણી વાર પાન ખાતા હતા ખરૂંને મા? મને એ યાદ ન રહ્યું. મારી ભૂલ થઈ ગઈ."

નવી મા એનાં આ વિચિત્ર વર્તનથી જરાક આશ્ચર્ય પામ્યા.

"પાન! પાનની આત્યારે મને કંઈ જરૂર નથી. ભાઈ!"

"નથી કેમ? બંને હોઠ સુકાઈને તો કાળા થઈ ગયા છે. મને બહુ વાર નહિ લાગે. નાકા પરજ એક હિંદુસ્તાની પાનવાળાની દુકાન છે, ત્યાં હું જઈ આવું. ચાલ તો તારક, જરા ગલીના નાકા સુધી જઈ આવીએ." એમ કહેતાં જ તેણે ઇરાદા પુર્વક મિત્રના હાથને એક ભારે આંચકા સાથે ખેંચ્યો અને બેઉ જણા ઉતાવળા ઉતાવળા ઓરડાની બહાર ચાલ્યા ગયા.

એ વખતે એકાંત ઓરડીમાં સામસામા બેઠેલા બન્ને જણા ખૂબ જ સંકોચ પામ્યા. બે સંબંધ વગરના માણસોએ જાણે વાદળા-ઓની માફક અત્યાર સુધી સૂર્ય-પ્રકાશને રોકી રાખ્યો. તેમના અદ્રશ્ય થવાની સાથે જ હવે છુટાં થયેલાં સૂર્ય-કિરણોને કોઈ જાતનો અંતરાય રહ્યો ન હતો. પતિ-પત્નીનો ગંભીર અને નિકટનો સંબંધ કેવો ભયંકર, વિકૃત અને લજ્જાકારક થઈ શકે છે એ આ નિર્જનતામાં જણાઈ આવ્યું. અત્યાર સુધીની ઠઠ્ઠામશ્કરીમાં કેટલુંક અયોગ્ય તેમજ અસંગત બોલાયું હતું એ હવે વ્રજબાબુને સમજાયું અને અપરિચિત પુરૂષ સમક્ષ શરમથી ચૂપ થઈ ગયેલી સ્ત્રીને ઉદ્દેશીને તેમણે ભુંજેલા

વટાણાની જે રસિકતા વર્ણવી બતાવી હતી એ હવે તેમને પોતાને ય અસહ્ય લાગી. તેમને મનમાં ખૂબ જ લાગી આવ્યું કે " અરેરે આ મેં શું કર્યું ?"

પાન લાવવાનું બ્હાનું કાઢીને રાખાલ તેમને બેઉને એકલાં મુકી ગયો હતો છતાં ય વખત તો નિરવતામાં જ પસાર થઈ જવા લાગ્યો. આખરે નવી માની-અબળાની ધીરજ સ્વાભાવિક ખૂટી. એણે જ ધીમે રહીને જરા થડકાતી જીભે બોલવાની પહેલ કરી:

" તમે મને માફ નહિ કરો ?"

" માફ કરાય એમ છે એમ શું તું ધારે છે ?"

" ધારૂં છું, ફક્ત તમારા બોલ પર ! આ દુનિયામાં એમ બીજું કોઈ કરે તેમ નથી પણ તમે તો કરી શકો તેમ છો !" નવી-વહુની આંખમાં આટલા શબ્દો ઉચ્ચારતાં આ વખતે આંસુ આવી ગયાં.

" નવી, મારે સ્થાને તું હોત તો આવે પ્રસંગે પોતે માફ કરી શકત ખરી ?" વ્રજબાબુ થોડીવાર શાંત રહીને તેની પરીક્ષા લેતા બોલ્યા.

" હું તો કરી શકું છું. આ પૃથ્વી ઉપર એવી તે કઈ સ્ત્રી છે કે જેને સ્વામીનો અપરાધ માફ ન કરવો પડ્યો હોય ? પણ હું એનો અમુક દાખલો આપવા ઇચ્છતી નથી. મારા સદ્‌ભાગ્યે મને તન-મનથી નિષ્પાપ, બધી યે શંકા-કુશંકાઓથી પર સ્વામી મળ્યા હતા. પણ હું તમને એનો જવાબ કેવી રીતે આપી શકું ?" સાડીના છેડા વડે આંખો લુંછીને તે બોલી.

" પણ મારી માફી મેળવીને તું શું કરીશ ?"

" જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી માથે ચડાવી રાખીશ. તમે મને ભૂલી ગયા છો કે શું ?"

" તને શું લાગે છે ?"

આ પ્રશ્નનો જવાબ ન મળ્યો. ફક્ત સ્તબ્ધ, અવનત મસ્તકે બુંનેય બેસી રહ્યાં.

" માફીની જરૂર નથી, નવી. એ મારાથી બને તેમ નથી." થોડીક વાર પછી વજબાબુએ પાછું બોલવા માંડ્યું. "જીવીશ ત્યાં સુધી તારી ઉપર મારું એ અભિમાન અને આત્મ ગૌરવ નહિ જાય! આમ છતાં ય સ્વામીના નિસાસાથી તને દુઃખ થશે એમ ધારીને હું કદાપી તને અભિશાપ દેતો નથી. આવી વિચિત્ર વાતમાં તને વિશ્વાસ બેસશે ખરો?"

"વિશ્વાસ બેસે છે." મોઢું ઉંચું કર્યા વિના નવી વહુએ નીચી ગરદને જ જવાબ દીધો.

"તો હવે હું દિલગીર નહિં થાઉં. એ દિવસે બધાએ મને આંધળો કહ્યો. બધા ય કહેવા લાગ્યા કે અક્કલ વગરનો છે. બતાવી આપવા છતાં ય મને કાંઈ સુજતું ન હતું. સાબીતી મળવા છતાં ય વિશ્વાસ ન કરે તેની આવી જ દુર્દશા ન થાય તો કોની થાય! પરંતુ દુર્દશા થઈ છે એમ કબુલીને હું પોતે આંધળો છું એમ સ્વીકારવું? મારે એમ કહેવું કે જે કાંઈ બન્યું છે એમાં મારી ભૂલ હતી? એ પણ ખરું કે મને ભાઈએ ટોકયો હતો! મિત્રોએ ટોકયો હતો! સગા સંબંધી, નોકર ચાકર, મહેતા–મુનિમ બધાએ ટોકયો હતો! પરંતુ જ્યારે બધા ય મને તજીને ચાલ્યા જવા લાગ્યા હતા ત્યારે જ કમનસીબ ઘડીએ મેં લગ્ન કરીને તને એ ઘરમાં આણી હતી. તેં આવીને ધીરે ધીરે બધું ય બંધ કર્યું. બધી યે ખોટ ભરપાઈ થઈ ગઈ. તારા પર અવિશ્વાસ ન કરી શકયો એટલે હું આંધળો કહેવાયો! પછી કાવત્રું થયું. બહારના લોકોએ એકઠા થઇને તને ખેંચીને ઘરમાંથી મારી નજર સામે જ બહાર કાઢી મુકી! તેમના આક્ષેપ, તેમનાં પત્થર હૃદયની વાત ઉપર મેં ધ્યાન દીધું એટલે મારું અધઃપતન થયું. મારાં દુઃખનો સાચો ઇતિહાસ આ જ છે ને નવી?"

નવી–વહુ મોઢું ઉંચુ કરીને સ્વામીના મુખ પ્રત્યે બન્ને આંખોથી મીટ માંડીને કયારની નિહાળી રહી હતી, એનું તેને પોતાને પણ કંઈ

ધ્યાન ન હતું. વજબાપુનું બોલવું પુરું થતાં જ તે એકાએક ચમકી ઉઠી, અને પાછું મોઢું નીચે ઝુકાવી દીધું.

"તું પોતે જ વિચાર કર! પરણીને આવી ત્યારે તું પોતે કેવી સ્ત્રી હતી? ઘરની લક્ષ્મી, આખાય કુટુંબની વડિલ, મારા બધાય સગાવ્હાલામાં મોટામાં મોટી સગી, મિત્રોમાંય મોટી હતી. તારા કરતાં વધારે શ્રદ્ધા-ભક્તિ ધરાવનાર મારે માટે કોણ હતું? આવું મંગળ કોઇએ કયારે ય જોયું છે? પરંતુ એક વાતનો મને વારંવાર વિચાર આવે છે નવી, એનો જવાબ મને જડતો નથી. નસીબ જોગે આજ તું મળી ગઈ છે તો સાચું કહે એ દિવસે શું થયું હતું? આટઆટલી મારી થઈ ગઈ હતી છતાં ય શું તું ખરેખર મને પ્રેમ ન્હોતી કરી શકતી? તું અજાણ્યે તો કદાપી કશું કરે તેમ નથી. એનો મને સાચે સાચો જવાબ દઇશ? જો સાચો જવાબ મળશે તો કદાચ આજે જ હું ગુમાવેલી શાંતિ પાછી મેળવી શકીશ. તું જવાબ દઈશ?"

નવી-વહુએ મોં ઉંચુ કરીને જોયું પણ નહિ. તેણે નીચે મોઢે જ મૃદુસ્વરે ટુંકો ટચ જવાબ વાળ્યો: "આજે નહિ."

"આજે નહિ તો પછી કયારે કહીશ? ફરી કદી આપણે ભવિષ્યમાં ભેગા ન થયાં તો શું કાગળ લખીને જણાવીશ?"

"ના, ના. હું તમને કાગળ તો નહિ જ લખું. તેમ આ મોઢેથી—આ જીભેથી પણ નહિ કહી શકું." આ વેળાએ નવી વહુએ નજર ઉંચી કરીને જવાબ દીધો.

"તો પછી જણાવીશ કઇ રીતે?"

"એવા સંજોગો આપ મેળે જ ઉત્પન્ન થશે, ને હું પોતે જણાવી શકીશ ત્યારે જાણજો."

"આ તો બધી તારી ગોળગોળ દાંભિક વાતો છે!"

"નાથ, કૃપા કરી આજે મને આશિર્વાદ આપો કે જેથી હું એક દિવસ તમને એ દાંભિક વાત સમજાવી શકું."

બારણાની બહારથી અવાજ આવ્યો. “ અમને ઘણી વાર લાગી. ” રાખાલ અંદર આવ્યો. એક ડબ્બો ભરીને પાન સામે રાખીને તે બોલ્યો: “ પુષ્કળ કાળજી રાખીને પાન તૈયાર કરાવ્યા છે મા. એ અપવિત્ર પણ નથી થયા. એ ખાવામાં જરાય વાંધા જેવું નથી. ”

નવી–વહુએ આંખની ઇશારત કરી સ્વામીને બતાવ્યા. રાખાલે પાનનો ડબ્બો વ્રજબાબુની આગળ ધર્યો.

“મેં તો આજ તેર વરસ થયા પાન ખાવાનું છોડી દીધું છે. નવી, હવે તો તું તારે હાથે બનાવેલું પાન પણ મને ખવડાવી શકે એમ નથી. ”

પાનનો ડબ્બો જેમનો તેમ પડી રહ્યો. કોઇએ એમાંથી એક પણ પાન ખાધું નહિ.

તારક બહારથી અંદર આવ્યો. એને ઘેર જવું હતું પણ જતો ન હતો. નજીકમાં ક્યાંક તેને જવું હતું. ગમે તેમ હો પણ તે વધારે ઉભો રહેવા માગતો ન હતો. તેનું એ કુતૂહલ રાખાલે પારખ્યું હતું પણ તે ચૂપ રહ્યો.

“ નવી, તારો પેલો મોટો હાર તેં ભટ્ટાચાર્ય મહાશયની નાની દીકરીનાં લગ્ન વખતે આપવાનું કહ્યું હતું ને ? એ બાપડાનાં લગ્નને તો આજે ઘણા દિવસ થઈ ગયા. બે છોકરાં–છોકરી પણ થઇ ગયા છે. અત્યારસુધી મને કંઈ સુજ પડતી ન હતી પણ આ પૂજા વખતે એ આવ્યો ત્યારે હાર દીઠો અને તારી આ હારની વાત સાંભરી. હવે તું કહેતી હોય તો એને આપી દઉં ! ”

“ ભલે, ખુશીથી આપી દેજો. ”

“ બીજી એક વાત. તારા જે પૈસા મેં ધંધામાં રોક્યા હતા તેનું નિયમિત વ્યાજ આવે છે. એ રકમ પચાસ હજારની લગભગ થવા આવી છે ! એનું શું કરવું છે ? કહે તો ઉપાડીને તને અહીં મોકલી આપું ? ”

“ ઉપાડી લેવી શા માટે ? હજી ન વધે ? ”



"ના. ના. હવે એવું વિશેષ સાહસ નથી ખેડવું ! બારી સાલથી આવતી સોપારીમાં આ વરસે પેઢીને ઘણી ભારે ખોટ ગઈ છે."

"એનો મને ડર જ હતો.ગોકુળ શાહાને છોડીને તમે વીરેનને મોકલો. મારા પૈસા ડુબશે નહિ." નવી વહુ જરાક વિચાર કરીને બોલી.

વ્રજબાબુની બન્ને આંખોમાં એકાએક ઝળઝળીઆં ભરાઇ આવ્યાં.

"હવે તો હું યે ઘરડો થયો. હવે કેટલો કાળ કાઢીશ ? બધું ય સમેટી લઈ ને..."

"પુજાની ઓરડીની બહાર નિકળવું નથી એમજ ને ? ના, તે એમ નહિ બને."

વ્રજબાબુ ચૂપચાપ બેસી રહ્યા. ઘણીવાર સુધી તે એક પણ શબ્દ બોલ્યા નહિ. તેમના મનમાં શા શા વિચારો ઘોળાઈ રહ્યા હતા એનો આભાસ માત્ર એક જણને જ થયો.

"જો નવી, સોનાપુરનો થોડોક ભાગ મોટા ભાઈના દીકરાને આપી દેવાની વાત તને બરાબર લાગે છે ?" વ્રજબાબુ પાછા એકાએક કંઈક સાંભરી આવતા બોલી પડ્યા.

"તેની પાસે તો હવે કશું પણ રહ્યું નથી. એને બધું જ આપી દયો."

"બધું ય ?"

"કેમ કાંઈ વાંધો છે ?"

"ના, ના. તેમ કરીશ. તને જો યાદ હોય તો મોટા ભાઈની મોટી દીકરી જયદુર્ગાને પણ કંઈક આપવાની વાત થયેલી. જયદુર્ગા તો મરી ગઈ છે પણ તેની એક દીકરી છે. એની સ્થિતિ સારી નથી. ભાણીને એ લોકો કશું પણ આપવા માગતા નથી. એમાં તારો શો મત છે ?"

"સોનાપુરની આવક હજારેક રૂપિયા કરતાં વધારે હશે. જય-દુર્ગાની દીકરીને સો એક રૂપિયા જેટલી રકમ આપવાની ગોઠવણ કરો તો કાંઈ ખોટું નથી."

"વારુ, એમ કરીશું."

વળી પાછી થોડીક ક્ષણ બોલ્યા–ચાલ્યા સિવાય નિઃશબ્દે પસાર થઈ.

"અરે હાં...નવી, તારાં ઘરેણાં તો બધા પેટીમાં છે ને? ફક્ત ઘડાવીને મૂકયાં તે કોઈ દહાડો તેં પહેર્યાં પણ નહિ. એ બધાં તને મોકલી દઉં?"

નવી વહુ એકાએક આ વાત સમજી શકી નહિ. પણ સમજમાં આવતા વાર તેણે માથું નીચું નમાવી દીધું. થોડીક વાર પછી જણાયું, કે ટેબલ ઉપરથી ટપ્ ટપ્ કરતાં થોડાક જળબિન્દુઓ નીચે સરી રહ્યાં હતાં.

"હું ભૂલ્યો, નવી, એ તો હવે તારી રેણુ પહેરશે. ચાલ, જવા દે. અત્યારે એ વાતની જરૂર નથી." વ્રજબાબુએ વખત વિચારી જઈ એ હૃદયવિદારક વાત એટલેથી જ અટકાવી દીધી.

વળી પાંચ છ મિનિટ ચૂપચાપ વીતી ગયા પછી તે ઘડિયાળ તરફ નજર કરીને પાછા બોલ્યા:

"સંધ્યાકાળ થવા આવ્યો. ત્યારે હવે તો હું ઉઠીશ."

રાખાલ જાણતો હતો કે તેઓ તેમની સંધ્યા–આહ્નિક-ગોવિંદ પુજા વગેરે દૈનિક સેવા કાર્યનો સમય કોઈ પણ કારણે ચુકતા નહિ. તે પણ મુંઝાયો. પ્રૌઢ અવસ્થામાં વ્રજબાબુનું આ હમેશનું મુખ્ય અને મોટામાં મોટું કામ થઈ પડયું હતું તેની નવી વહુને ખબર ન હતી.

"ત્યારે પછી રેણુનાં લગ્નની વાત તો પુરી કરી જ નહિં!" સાડીના છેડાથી ફરી આંખો લુંછી નાખી નવી બોલી.

"તારી મરજી નહિ હોય તો એ ઘેર નહિ થાય!"

"સમજી." નવી–વહુ એક દીર્ઘ નિસાસો નાખીને બોલી.

"પણ લગ્ન તદ્દન તો બંધ રાખી નહિજ શકાય. અન્ય સુપાત્ર મુરતીઓ શોધવો પડશે. કંઇક ખાધે–પીધે સુખી છે કે નહિ એ પણ જોવું પડશે. રાજુ, તું તો ભાઈ ઘણે મોટે મોટે ઘેર જાય આવે છે, તો તું એવું એકાદ ઘર ગોતી કાઢને! આવી કન્યા કોઇને સહેજે મળે તેમ નથી."

રાખાલ તો નીચું મોં રાખીને મૌન જ રહ્યો.

"પણ એટલી ઉતાવળની શી જરૂર છે?"

"ના રે, એમ ન કરાય. નક્કી કરેલે દિવસે કન્યાદાન તો દેવું જ પડે. એ રીતરીવાજનું ઉલ્લંઘન કોઈ રીતે ન જ કરાય. એથી તો વળી કંઈ બીજું અમંગળ થાય!" રૂઢીચુસ્ત અને રીવાજનાં ગુલામ જેવા ડરપોક વ્રજબાબુએ માથું હલાવતા ઉત્તર આપ્યો.

"અને એટલા ટુંક સમયમાં જો કોઈ સુપાત્ર ન મળે તો?"

"ગમે એમ શોધી કાઢવો જ જોઇએ."

"પણ પ્રયત્ન કર્યા છતાંય ન મળે તો શું? ગમે તેવા કુપાત્રને દીકરી દેવાનું આંધળું સાહસ કરી નાખવું?"

"એ તો પછી જેવું દીકરીનું નસીબ!"

"તો પછી એના હાથ પગ બાંધીને એને દરિયામાં જ ડુબાડી દયોને કે ચિંતા પતી! એટલા માટે તો તમને ભગવાને દીકરી દીધી છે!"

સામાન્ય વાતચીતમાંથી આમ સામસામી ઉગ્ર ને ગંભીર ચર્ચા શરૂ થઇ જતી જોતાં રાખાલ વચ્ચે બોલી ઉઠયો: "પણ મામા બાબુ આ વાત જાણતાં ગુસ્સે થઈ જશે એનું શું છે કાકાબાબુ?"

"મારી રેણુના લગ્ન–સંબંધમાં એનું લાગે વળગે છે શું?"

"પરંતુ તું હેમન્તના સ્વભાવને તો સારી રીતે જાણે છે. એ કંઇ એકદમ કબુલે તેવો તો નથી જ." વ્રજબાબુ જરા ગંભીર થઇને બોલ્યા.

રાખાલને એની સારી રીતે ખબર હતી એટલે એ ચૂપ રહ્યો.

"દીકરી તમારી છે. તમે મરજી પડે ત્યાં પરણાવી શકો છો. મરજી ન પડે ત્યાં ન પરણાવો. એમાં હેમંતબાબુ વાંધો શા માટે કાઢે? અને એ વાંધો કાઢે તો તમારે સાંભળવો પણ શા માટે જોઇએ?"

પ્રત્યુત્તરમાં વ્રજબાબુએ પણ ડોકી તો નકારમાં ધુણાવી ના પાડી, પરંતુ બધા જોઇ શકયા કે એટલો ઉચ્ચાર કરવાનું ય એમનાં ગળામાં જાણે જોર ન હતું.

"તમારે દીકરા તો નથી, છે તો ફક્ત બે દીકરીઓ. એમને જે જડે છે તેના કરતા વિશેષ સુપાત્રનો કલકત્તા શહેરમાં તોટો નથી. તમારે હવે આમ કેટલા દિવસ ચૂપચાપ બેસી રહેવું છે? એ પીઠી ચોળેલા ભૂતપ્રેત જેવા ગાંડા જનાવરના હાથમાં આપણી દિકરીનો હાથ નહિ જ દેવાય! આ બધાં કારસ્તાન હેમંતબાબુના જ છે! સમજ્યા?"

"હા." વ્રજબાબુ ઉદાસ ચહેરે માથું હલાવી બોલ્યા.

"પણ મા, હેમંતબાબુને હજુ તમે બરાબર નથી ઓળખતા. રેણુને ઘણું ઘણું મળશે એમ કહી કહીને તેના નસીબે આજે મામાબાબુએ પોતાનો ગાંડો સગો શોધી કાઢ્યો છે. મને તો લાગે છે, કે એમાં એમનો સ્વાર્થ છે, અને એટલા માટે એઓ આ લગ્નની વાત જતી કરે એમ મને લાગતું નથી." રાખાલે કહ્યું.

"ત્યારે એનું કરશું શું? કહેતો ખરો!" વ્રજબાબુએ અકળાઇને એને પ્રશ્ન કર્યો.

રાખાલ જવાબ દેવા જતાં એકાએક અચકી ગયો.

"શરમાવા જેવું નથી રાજુ. મારી તને રજા છે." વ્રજબાબુએ રાખાલને બોલતાં અચકાતો જોઇ હિંમત આપતાં કહ્યું.

"એ નીચ માણસ આખરે પણ છેક છેલ્લે પાટલે બેસી જઈ તમારા શરીરને હાથ લગાડયા વગર છોડે તેમ નથી." આમતેમ વિચાર કરી અંતે તેણે કહી દીધું.

"કોનાં શરીરને હાથ લગાડશે, રાજુ? એમનાં શરીરને?" નવી મા સાશ્ચર્ય બોલી ઉઠ્યા.

"જી, હા. અગાઉ પણ એક વાર એણે ધક્કો મારીને એમને પાડી નાખ્યા હતા. પંદર સોળ દિવસ સુધી તો એમનાથી ઉઠાયું પણ ન હતું."

આ સાંભળીને નવી માની આંખમાં એકાએક અગ્નિજ્વાળા ભભૂકી ઉઠી.

"અને એ પછી પણ હજી એ એજ ઘરમાં રહે છે? ખાય-પીએ છે?"

"એકલો પોતેજ નહિ, એની માને પણ સાથે લાવ્યો છે–કાકાબાપુની સાસુને! એમને પરિવાર નથી, બધા ય મરી ગયા છે, નહિ તો તે બધા પણ આજ સુધીમાં આવીને હાજર થઈ ગયા હોત. તમે આશ્રય આપીને આણ્યો એટલે આટલા દિવસ સુધી મને કોઇ ખસેડી શકતું ન હતું, પણ મામાબાપુની વક્ર ભ્રકુટીનો નહિ જેવો તાપ સહન કરાયો નહિં અને મારે પણ નાસી છૂટવું પડયું. આ બધી હું સાચી વાત કહું છું મા! રેણુનાં લગ્નની બાબતમાં મને સહુ કરતાં કાકાબાપુ માટે જ વધુ ભય છે."

નવી-વહુ અંગાર ઝરતા વિસ્ફારીત નયને થોડી પળ આવેશ-ભેર નિહાળી રહી. એનાં અંતરમાં તો કંઈ કંઈ અવનવી ઉથલપાથલ થઈ રહી હતી, છતાં એ નિરૂપાય હતી. અને એને લીધે જ એની લાચાર નિષ્ફળ આંખમાંથી વહેતો અગ્નિનો ધગધગતો પ્રવાહ નિષ્પ્રયોજન નીતર્યો હતો.

"આજકાલ તો હેમંતબાપુ જ ઘરના કરતા-કારવતા અને એની મા માલિક બની બેઠા છે." રાખાલે ઇશારત કરીને વ્રજબાપુનું ધ્યાન ખેંચી બોલવા માંડયું: "છતાં એ પ્રચંડ દાવાનળમાં આ શાંત ગરીબ માણસને એકલા છોડી દેવામાં આપણને જેટલો ભય લાગતો નથી, તેથી વિશેષ ભય રેણુનાં જીવન સાથે ખેલાતી આ લગ્નની ચાલબાજીમાં આપણને લાગે છે. ગમેતેમ પણ એ ગાંડા મુરલીયાના હાથમાંથી તો રેણુને ઉગારવીજ જોઇએ. એ ગરીબ ગાય જેવી દીકરીને આવી વિપત્તિ-માંથી ઉગારવાનો આરો તમારા સ્વામીને જડતો નથી, એનો તુચ્છ વિચાર આવતાં જ મને તો માથું ફોડીને મરી જવાનું મન થાય છે."

નવી માએ જવાબ દીધો નહિ. સામેના ટેબલ ઉપર ધીરેધીરે માથું ટેકવીને તે સ્તબ્ધ થઇ ગઇ.

"આ દુનિયામાં આટલું શરમાવા જેવું છે એની એમને પહેલા તો કલ્પના પણ ન હતી, અને આ નિર્વાક, સ્થિર પાષાણ મૂર્તિ-એ

શો વિચાર કરતી હશે ?" તારક હવે ઉશ્કેરાઈને રાતોપીળો થઈને બોલ્યો.

બે ત્રણ મિનિટ એમ ને એમ નીરવ પસાર થઈ ગઈ. બીજી કેટલી મિનિટ પસાર થઈ જશે તે કોણ કહી શકે ? બહારથી બંધ બારણા પર ટકોરા પડ્યા. ઘર કામ કરનાર ઘરડી નોકરડી હશે એમ ધારીને રાખાલ બારણું ખોલવા ગયો, ત્યાં તો એક ગભરાયેલો બંગાળી નોકર અંદર ધસી આવ્યો અને બોલ્યો :

" મા ? મા ?"

" અરે ! અલ્યા તું અહિં કયાંથી ?" નવી માએ મોઢું ઉંચું કરી તેને એકાએક આ સ્થાને આવેલો જોતાં અજાયબીથી પૂછ્યું.

" ડ્રાઈવર તેડી લાવ્યો છે મા ! જલ્દી ચાલો. બાપુજી ખૂબ ગુસ્સે થયા છે." તે પુષ્કળ ઉત્તેજીત થઈને બોલ્યો.

જો કે વાત તદ્દન સામાન્ય હતી પરંતુ એ સાંભળતાં શરમની સીમા ન રહી. વ્રજબાબુએ મોઢું શરમથી એક બાજુ ફેરવી લીધું.

ગભરાયલા નોકરથી માનાં આગમનનો વિલંબ સહન થતો ન હતો. કેમ જાણે એ એના માલિકના આકરા સ્વભાવથી હદ બહારનો ગભરાતો હતો !

" ઉઠોને મા ! જલ્દી ચાલો. ગાડી લાવ્યો છું." ફરીથી તેણે ઉતાવળ કરતાં કહ્યું.

બિચારો નોકર જવાબ દેતા મુંઝાવા લાગ્યો અને એ ઉપરથી એટલું ચોકખું જણાતું હતું કે તેને કશો ય વિશેષ ખુલાસો કરવાની રજા ન હતી.

" બાપુજી, મને એકદમ...આટલી ઉતાવળથી કેમ બોલાવે છે વારૂ ?" નવી માએ ફરી એ થરથરતી બંધ જબાનને ઉઘડાવવા જિજ્ઞાસાભેર સવાલ કર્યો.

" ચાલોને પણ...રસ્તામાં બધું તમને કહીશ."

બસ ! એ પછી ફરીથી બીજો કોઈ સવાલ પૂછ્યા વિના નવી–મા ઉભી થઈ ગઈ. બારણા બહાર પગ મુકતાં પહેલાં એ બોલી :

"હું જાઉં છું ત્યારે."

"જાય છે?" વ્રજબાબુ ડોકી ઉંચી કરી બોલ્યા.

"ઇચ્છા ન હોય-તો ય જવું પડે! મારે તો હવે જવું જ પડશે. જેને તમે ક્યારે ય કાંઈ કહેતા નહિ તે તમારી નવી વહુને આજે આ પ્રસંગે ફરીથી એક વાર યાદ કરીને બરાબર જુઓ. સાથે જરા મનમાં સરખાવી જુઓ તો ખરા કે તે આજે સ્વભાવે ઓળખાય એવી રહી છે કે નહિ?"

વ્રજબાબુ એનાં મોઢાં તરફ નિર્નિમેષ નયને જોઈ રહ્યાં.

નવી માએ આગળ કહેવા માંડયું: "માણીની ભીખ માગી પણ આપી નહિ. એની અવગણના કરીને ઉલ્ટું સામે પૂછયું, 'કે એથી તને શું મળશે?' મેં તમારી પાસે કયારે ય કશું માગ્યું નથી. તમારી પાસે માગતાં મને શરમ આવે છે-અભિમાન થાય છે. પણ ગમે તે બોલજો પણ આજે કહ્યું છે એવું મને કયારે ય ન કહેતાં. બોલો કહેશો?"

વ્રજબાબુનાં અંતરમાં જાણે ધરતીકંપ થયો. ઘણા દિવસ પહેલાંનો એક પ્રસંગ યાદ આવ્યો. ત્યારે રેણુના જન્મ-સમયની તૈયારીથી નવી વહુ પીડાતી હતી. એકાદ અગત્યનાં કામને લીધે તેમને ઢાકા જવું પડે તેમ હતું. એ વખતે નવી વહુનો અવાજ આજના જેવી જ વ્યાકુળતાપૂર્વક વિનંતિ કરતો હતો. "મને ઉંઘતી છોડીને ચાલ્યા તો નહિ જાઓ ને?" એ વખતે મહામંહનતે કબુલાત આપીને તેમને ઢાકા જવાનું માંડી વાળવું પડયું હતું. બધાએ એ દિવસે એમને સ્ત્રૈણ મનોવૃત્તિવાળા કહીને મશ્કરીમાં ઉડાવવામાં બાકી રાખી ન હતી. પરંતુ આજે! આજે શું?"

કયારનો આવી ઉભેલો ને ઉતાવળ કરતો નોકર બાપડો આ બધા વાદવિવાદમાં કંઈ સમજ્યો નહિ, પણ પ્રસંગ ગંભીર જોતાં તેને કંઈક ડર લાગતા તે બોલી ઉઠયો.

"મા, તમારા નીચેના ભાડુતોમાંથી એક જણી અફીણ ખાઇને મરવા પડી છે. હું તેથી તમને બોલાવવા આવ્યો છું."

"કોણે અફીણ ખાધું?" નવી વહુએ હવે એની તરફ ફરીને ગભરાઈને પૂછયું.

"જીવનબાબુની બૈરીએ."

"જીવનબાબુ ક્યાં છે?"

"તેમનો તો સાત આઠ દિવસ થયા કંઈ પત્તો જ નથી. કહે છે કે ઓફીસની નોકરી છુટી જવાથી હતાશ થઈ એ નાસી ગયા છે."

"તો તારા શેઠ શું કરે છે? દવાખાને મોકલવાની ગોઠવણ નથી કરી?"

"કશું ય કર્યું નથી, મા. પોલીસના ડરથી એ તો દુકાને ચાલ્યા ગયા છે. તમારૂં ઘર ને તમારા ભાડુત છે એટલે તમે જ એની ગોઠવણ કરો. મોડું થશે તો પછીથી એ નહિ બચે."

"મારી જરૂર હોય તો હું પણ તમારી સાથે આવું." રાખાલે એકદમ ઉભા થઈ જઈને કહ્યું.

"સાથે એક મરદની જરૂર તો અવશ્ય પડશે જ, ચાલ."

જતાં પહેલાં ફરીથી તેણે સ્વામીના બંને પગને હાથ વડે સ્પર્શ કરી માથે લગાડયા.

બધા બહાર નિકળ્યા. રાખાલે ઓરડીને તાળું મારી નવી-માની પાછળ પાછળ ચાલવા માંડયું. વ્રજબાબુએ પણ આ બધા વિચિત્ર ને વિલક્ષણ બનાવે દિગ્મુઢ બની જઈ કોઈ પીધેલ પાગલની માફક ઘર તરફ વળવા ધીમે ધીમે પગલા માંડ્યા.

## ૪

**ન**વી મા એ રાખાલને બોલાવ્યો ન હતો. તે પોતેજ તેને મદદ કરવા ગયો હતો.

તે દિવસોમાં રમણીબાબુ રાખાલરાજને સારી રીતે ઓળખતા હતા. ત્યાર બાદ તેર વર્ષનો લાંબો ગાળો પસાર થઈ ગયો હતો. એટલે બંનેમાં ભારે પરિવર્તન થઈ ગયું હતું. આમ છતાંય તે તેને ન ઓળખે તેમ ન હતું.

ગાડીમાં બેઠા પછી રાખાલ વિચારવા લાગ્યો કે કદાચ તે દુકાને નહિં ગયા હોય તો? કદાચ પાછા આવ્યા હશે તો? કદાચ ઘર બહાર ગઈ હોવાને કારણે નવી–માને તે પોતાની સામે જ અપમાન કરીને ઉતારી પાડશે તો?–તો પછી શરમ અને દુઃખનો પાર જ નહિં રહે! આવી જાત જાતની ચિંતાઓ કરતો તે નવી–માની સાથે બેઠો હોવા છતાં ય અસ્થિર થઈ ગયો. તેને સ્પષ્ટ જણાઈ ગયું કે તેના અણધાર્યા આગમનને લીધે રમણીબાબુને ઉંડો વહેમ પેસી જશે અને રેણુનાં લગ્નની વાતને નવી–મા ગુપ્ત રાખવા માગે છે એ ઇચ્છા ખરેખર વ્યર્થ જશે. સાચું કે જુઠ્ઠું ગમે એ બોલવા જતાં પણ છેવટે તો તેને સાચી વાત જાહેર કરી દેવી પડશે.

પેલો જંગલી નોકર ડ્રાઈવરની પાસે બેઠો હતો. શેઠના ભયથી તેની ઉતાવળ કરવાની રીત અને પ્રત્યુત્તરમાં નવી–માએ કરેલી વેદનામય શરમભરી વાતચીત રાખાલને યાદ આવી. હવે એજ વાતો તે નોકરને મોઢેથી કેવી રીતે બોલાશે તેનો ખ્યાલ કરતાં વ્યાકુળ થઈ ગયો.

"મા! ગાડી જરા થોભાવો. હું ઉતરી જાઉં." રાખાલે એકાએક કહ્યું.

"કેમ? કોઈ ઠેકાણે કંઈ જરૂરનું કામ છે?" નવી-માએ વિસ્મય પામી પૂછ્યું.

"ના ના, એવું કંઇ નથી, પણ મને લાગે છે કે આજે હું તમારી સાથે ન આવું તો ઠીક."

"પણ જો એ બિચારી નિરાધાર બાઇને બચાવવી હોય તો તો આજે જ તારૂં કામ છે. પછી બીજે દહાડે કંઈ કામ નથી."

રાખાલને માની આ ટકોરનો જવાબ દેવો મુસ્કેલ થઈ પડયો. તે શરમ ને સંકોચથી સજ્જડ થઈ ગયો.

"મા, મને ડર એ લાગે છે કે મને તમારી સાથે જોતાં રમણી-બાબુ વળી પાછા કંઈક ઉંધો ખ્યાલ લાવશે તો!" રાખાલે ધીમા અને મૃદુ અવાજે અંતરની ડરામણી વાત જાહેર કરી.

આ સાંભળીને નવી મા હસી પડયા.

"ઓહ્ એમ છે! પણ કોણ શું ખ્યાલ બાંધશે? એનો વિચાર કરવા બેસતા તો પેલી બાપડી બાઈ મરી જશે. મોટા થવા છતાં ય મારી નારી-બુદ્ધિ તો એ જ રહી. વળી કહે છે, કે એનો ધણી ઘેર પણ નથી. પૈસાટકાને અભાવે કયાંક નાસી ગયો છે. કદાચ હજુ બીજા પાંચ સાત દહાડા સુધી મોઢું પણ નહિ દેખાડે."

રાખાલને આશ્વાસન ન મળ્યું. તેને બરાબર વિશ્વાસ પણ ન બેઠો. તેણે સામી દલીલ પણ ન કરી. એટલામાં તો ગાડી ઘર પાસે આવી ઉભી. જોયું તો તેની ધારણા ખરી હતી. એક પ્રૌઢ ઉમરનો ગૃહસ્થ ઉપલા માળની ગેલેરીમાં થાંભલાને ઓથે ઉભો ઉભો કોઈની રાહ જોતો હતો. ગાડી આવી પહોંચેલી જોઈ તે ઝડપથી નીચે ઉતરી આવ્યો.

તેની આંખોમાં, મોંમાં તેમજ કંઠસ્વરમાં ઉદ્વેગ ભરેલો હતો.

"આવ્યા? સાંભળ્યુ ને? આ જીવનની સ્ત્રીએ સર્વનાશ..." તે પુરૂં વાક્ય બોલી ન શક્યો. રાખાલ પર દૃષ્ટિ પડતાં જ તે બોલતો અટકી ગયો.

"રાજુને ઓળખો છો કે?" નવી-માએ કહ્યું.

"ઓહ્ રાજુ! આપણો રાખાલ! એ તો ઓળખાયો જ નહિ! ખરેખર!" તે પળવાર માટે અચકાઇને બોલ્યો.

રાખાલે પહેલાંની રીત મુજબ નીચા નમીને નમસ્કાર કર્યા.

"આટલા વખતમાં કોઈ વાર દેખાયો જ નહિ!" રમણીબાબુ તેના હાથ ઝાલી લેતા બોલ્યા: "ચાલો, ઠીક, જે થયું તે બરાબર જ થયું છે. પણ આણે કેવું સત્યાનાશ વાળી દીધું છે! પોલીસ હમણાં ઘરનાં બધા ય માણસોને નાહક હેરાન કરી મુકશે."

રમણીબાબુએ બોલતા અટકી જઇને એક ભારે ચિંતાભર્યો નિસાસો નાખ્યો.

"તને જ્યારે ને ત્યારે કહું છું કે તું ગમે તેને મકાન ભાડે નહિ આપ્યા કર. આવા ભાડુત કરતા તો ખાલી પડેલું સારૂં, એ મારી વારંવારની શિખામણ કંઈ ખોટી છે? હવે તું જ સંભાળ! મારૂં કહેવું તારે કોઈ દહાડો યે સાંભળવું જ નહિ, ને આમ વગર-કામની મુસ્કેલીમાં મુકાયા કરવું." રમણીબાબુએ બીજીવાર ને કચવાટ સાથે કહ્યું.

"એને હોસ્પીટલમાં મોકલવાની વ્યવસ્થા કેમ નહિ કરી?" રાખાલે ધીમેથી પૂછ્યું.

"હોસ્પીટલ! તો પછી બાકી શું રહેશે? આપઘાત જ ને?"

"પણ એને બચાવવાના પ્રયત્ન તો થવા જોઇએ ને? નહિ તો પછી આપઘાતમાંથી ખૂન થઈ જશે!"

રમણીબાબુ આ સાંભળતાં જ જરા ડરી ગયા.

"એ તો હું પણ જાણું છું." આટલું બોલીને વળી પાછા એ એકાએક ગભરાઈ ગયા અને બોલવા લાગ્યા: "એમ ગમે તે

કર્યે ચાલશે કે? કોઈ અનુભવીની સલાહ તો ખાસ લેવી જ પડશે!"

"તો ચાલો, કોઈ સારા એટર્નીની ઓફીસે જઈને પહેલેથી સલાહ લઈ આવીએ." નવી માએ કહ્યું.

આ સાંભળી રમણી બાબુ બળી ઉઠ્યાં.

"એ તમાસો કરવામાં કંઈ નહિ વળે. જો તેં મારૂં પહેલેથીજ સાંભળ્યું હોત તો આજે આ આફત ન આવત." રમણીબાબુએ અંતરનો બળાપો વ્યક્ત કરતા કહ્યું.

રાખાલ સમજી ગયો કે આ બધા અર્થહીન તર્કવિતર્કમાં કંઈ સાર ન હતો. નવી માએ કશો જવાબ ન આપ્યો. ફક્ત હસીને તેણે રાખાલને કહ્યું: "ચાલ ભાઈ, શું કરવું પડશે તે જોઈએ."

"તમે ઉપર જઈને બેસો. રાખાલને લઈને હું જે કંઈ કરવું ઘટશે તે કરી લઈશ. તમે ફક્ત એટલુંજ સાચવજો કે પોતે ગભરાઈને અન્ય લોકોને પણ ગભરાવી મુકતા નહિ." રમણીબાબુને ઉદ્દેશીને નવી મા બોલ્યા.

નીચે ભોંયતળીએ ત્રણ ચાર કુટુંબ ભાડે રહેતા હતા. પડદા નાખીને દરેક ઓરડાનાં બબ્બે ખંડ બનાવ્યા હતા. વરંડામાં થોડાક ભાગમાં પાટીઆ જડીને રસોડા બનાવવામાં આવ્યા હતા. એમાં રસોઈ કરવાનું અને જમવાનું કામ થઇ શકતું હતું. પાણીનો નળ, પાયખાનું વિગેરે બધા ભાડુતો વચ્ચે સામાન્ય હતા. બધાં ય ભાડુતો ગરીબ હતા. કારકુની કરતા ભાડુતોની માફક દરેક મહિને ઓછું ભાડુ કરવાની વાતો કરીને છેવટે ઘર બદલવાની નીતિ આ ભાડુતોની ન હતી, એટલે બધા જ ભાડુતો જુના પુરાણા હતા. ફક્ત જીવન ચક્રવર્તી જ એક એમનામાં નવોસવો હતો. એને એ ઘરમાં રહેવા આવ્યાને બેએક વર્ષથી વધારે વખત ન્હોતો થયો. આજે એનીજ બૈરીએ અફીણ ખાઈને ગડબડ મચાવી મુકી હતી. તેને પોતાને છોકરાં-છૈયાં ન હતા એટલે આડોશીપાડોશીઓના બધા છોકરાંનો ભાર તેની જ ઉપર હતો.

તેમને બધાને નવરાવવા, સુવડાવવા, ફાટેલાં કપડાંલત્તાં સાંધી આપવા— એ બધાં કામ તે કરતી હતી જેના ‘હાથ ચોકખા’ ન હોય તે તરત એનેજ બાપડીને બૂમ પાડીને રાંધવા કરવા ને કામકાજ માટે તેડાવતા. આટલી નાની ઉંમર છતાં એનામાં જરા જેટલી પણ આળસ નથી એમ બધા ય ભાડુતો એકમત થઈ કહેતા હતા. ગમે તેમ હોય પણ શાંત અને મુંગી પ્રકૃતિવાળી કહીને બધા તેને વહાલની નજરે જોતા, બધા ય તેની ઉપર સ્નેહ કરતા. પરંતુ તેના ધણીને આજે પાંચ છ મહિના થયા નોકરી ન હતી, અને સાત આઠ દિવસ થયાં તેની પોતાની પાસે કંઈ ન હતું એ વાત તેમણે બધાએ આજે જ જાણી! એટલા માટે તો તે મરવા બેઠી હતી. આટલું છતાં ય કેટલાંકને તેનાં વર્તન ઉપર વિશ્વાસ બેસતો ન હતો. જીવનની વહુ અફીણ ખાઈ શકે એ વાત જ કોઈને ગળે ઉતરે તેવી ન હતી.

રાખાલને લઈને નવી–મા તેની ઓરડીએ ગઈ ત્યારે ત્યાં કોઈ ન્હોતું. કદાચ પોલીસની ગડબડના ભયથી બધા એક બાજુ સંતાઈ ગયા હતા. એ ઓરડી ગરીબાઈની સાક્ષાત્ મૂર્તિ સમી હતી. દિવાલની પડખે બે નાનકડી ઘડમાચીઓ હતી. એક ઉપર પિત્તળનો અને બીજા ઉપર ટિનનો એક એક ડબ્બો હતો. નજીવી કિંમતના એક ખાટલા પર ફાટીતૂટી પથારીમાં તે પડી હતી. તેને હજી ભાન હતું. પુરૂષને જોતાં શિથિલ હાથને માથા તરફ ખેંચી સાડીના છેડાને ઠીક કરવાનો તેણે પ્રયાસ કર્યો, નવી–મા આવીને ખાટલાની ઇસ પર બેઠી.

“આવું શા માટે કર્યું બ્હેન? મને બધી વાત કેમ ન કરી?” નવી–માએ પોતાના હાથવતી તેની આંખનાં આંસુ લુછી નાખતા કહેવા માંડયું: “સાચું બોલજે બ્હેન, તેં કેટલું અફીણ ખાધું છે? ક્યારે ખાધું છે?”

હવે થોડી હિંમત આવતા ઓરડીમાં ઘણા પાડોશીઓ આવી ચૂક્યા હતા.

“ એની પાસે બહુ પૈસા ન હતા, મા! થોડુંક ખાધું હશે, અને એય બપોરે ખાધું હશે. અને જ્યારે ખબર પડી ત્યારે તો એ વમન પણ કરતી હતી. ” પડખેની ઓરડીવાળી એક પ્રૌઢ વયની સ્ત્રીએ કહ્યું.

રાખાલે નાડી જોઈ. હાથવતી આંખોના પોપચાં ઉંચકીને તેણે પરીક્ષા કરી જોઇ.

“ બહુ બ્હીવા જેવું નથી લાગતું નવી—મા. હું એક ગાડી લઈ આવું છું. આપણે એને તાકીદે હોસ્પીટલે જ લઈ જઇએ.” રાખાલે કહ્યું.

જીવનની વહુએ માથું ધુણાવીને હોસ્પીટલ જવાની પોતાની નામરજી બતાવી.

“ તો પછી આવી રીતે મરવામાં શું મળવાનું છે ? અને વળી આપઘાત જેવું બીજું મહા પાપ દુનિયામાં કયું છે વારૂ ? તેં કોઈ દહાડો કયાંય વાંચ્યું કે સાંભળ્યું છે કે ખરૂં કે નહિ ? ” રાખાલ અફીણુ ખાઈ મરવા સુતેલી સ્ત્રીને ઉદ્દેશીને સદ્‌બોધદાયક ઉપદેશના વાકયો બોલ્યો.

એક સ્ત્રીએ ડૉકટરને બોલાવીને તપાસ કરાવી જોવાની વાત કરી. તેના જવાબમાં રાખાલે નવી—માને કહ્યું: “ જો ડૉકટર ઘેર આવે તો પૈસાનો તો જાણે વાંધો નથી, પણ એથી કશું ય વળે તેમ નથી. હૉસ્પીટલ લઈ ગયા સિવાય છૂટકો નથી. ”

“ તો એમ જ કરને ભાઈ, મારી ગાડી ઉભી છે, એ તું લઈ જા. ” નવી—માએ એના વિચાર સાથે સંમત થતા કહ્યું.

તેના હુકમ મુજબ એક નોકરડી તેને ગાડી પાસે લઈ ગઈ. નવી—માએ રાખાલના હાથમાં થોડાક રૂપિયા મૂકયા.

સંધ્યા પુરી થઈ ગઇ હતી. ઉતરતી રાતના પ્રથમ અંધકારમાં રાખાલ એ અડધી સચેત અપરિચિત યુવતીને મહામહેનતે ઉંચકીને, ગાડીમાં સુવાડી હૉસ્પીટલે જવા રવાના થયો. રસ્તામાં ગેસની ઝગમગતી બત્તીઓના તેજમાં એ મૃત્યુ—માર્ગે પળેલી સ્ત્રીના ચહેરા પ્રતિ વારંવાર તેની દ્રષ્ટિ ખેંચાતી હતી. તેને તે ઘડીએ એમજ થવા લાગ્યું કે

જાણે આવી સ્ત્રી કદાપી જોઇ નથી. તેણે પોતાનાં જીવનમાં જુદી જુદી અવસ્થાની, જુદા જુદા ચહેરાવાળી, પાતળી, જાડી, તુંબડા જેવી, ઠીંગણી, ઉંચી, કાળી, ગોરી, ફીક્કી, ગોળ–લાંબા મોંવાળી અનેક સ્ત્રીઓ જોઈ હતી. આત્મિયતા અને પરિચયની ઘનિષ્ટતાને અંગે તેનો અનુભવ પણ વિશેષ હતો. એમના વિષે આ વયે પણ તેને અદેખાઈ રહી ન હતી. એમને માટે અભાવ નહિ પણ તેનાં હૃદયમાં કોઈ એક ખુણામાં એક છુપી તિરસ્કાર વૃત્તિ ગુપ્ત રીતે સંતાઇ પડી હતી. નવી–માને જોતાં કાલે તેને પહેલોજ ધક્કો લાગી ચૂકયો હતો. તેર વર્ષ પહેલાંની વાતને તે ભૂલી ગયો હતો, પરંતુ નવી માએ યૌવનને બીજે છેડે પગ મુકતા કાલે તેના ઘરમાં આવી દેખાવ દીધો ત્યારે તેણે સકૃતજ્ઞ ચિત્તે પોતે એજ વિચાર કર્યો હતો કે સ્ત્રીનું સાચું સૌન્દર્ય જોવું કેટલું દુર્લભ છે ! એ જગતના મોટા ભાગના માણસોથી અજ્ઞાત છે. આજે ગાડીમાં પ્રકાશ અને છાયામાં વચ્ચે વચ્ચે દેખાતી મરણોન્મૂખ સ્ત્રીને જોતાં તેને ફરીથી એજ વાત યાદ આવી ગઈ. તેની ઉંમર ૧૯–૨૦ વર્ષ જેટલી હતી. દરદાગીના કે કપડાં–લત્તાના ઠઠેરા વિનાની એ દરિદ્ર પણ સારાં ઘરની સ્ત્રી હતી. પેટ પૂરતું ખાવા–પીવાનું ન મળવાને કારણે તેના ફીક્કા ચહેરા પર મૃત્યુની છાયા પડી હતી, પરંતુ મુગ્ધ દ્રષ્ટિએ જોતાં રાખાલને એમ લાગ્યું કે મૃત્યુએ તેને એકદમ રૂપને પેલે પાર પહોંચાડી દીધી હતી. એ દેહની સુષુપ્તિમાં તે અંતરમાં છુપાયેલાં ગુપ્ત મહિમાને ચોક્કસ રીતે પીછાની શકયો નહિ. હોસ્પીટલમાં તે ન સમજાય તેવું વધારે સારી રીતે સમજી શકશે એમ તેણે ધાર્યું પરંતુ મહામહેનતે કરેલા શ્રમની નિષ્ફળતાની કલ્પના આવતાં તેની આંખમા પાણી આવ્યાં. સાથેની સ્ત્રીની ખાંધ પરથી તેનું માથું નીચે ઢળી જતું જોતાં ઓચિંતો તે ગભરાઈ ગયો. પોતાની જાતને સંભાળતા સંભાળતા તેણે તેના માથાને ઠીક કર્યું.

આ અપરિચિત સ્ત્રીની સરખામણી માટે તેની મોટા ઘરની કેટલીક ઓળખીતી સ્ત્રીઓમાંથી કોઈ દ્રષ્ટિએ ન ચડી. સૌન્દર્યની

લોલુપતા માટે તેમને ઉગ્ર અને બેહદ ભૂખ હતી ! ગરીબાઇના પડદા હેઠળ કેટલીક વિચિત્ર રચના જણાતી હતી. કેટલી ભારે સાધના અને કેટલો ભારે દુર્વ્યય હતા ! એક બીજા પ્રત્યે ઇર્ષ્યાથી કતરાતી દ્રષ્ટિની આલોચનામાં કોનો નાશ નથી થતો તે વારંવાર તેને નજર સામે જણાવા લાગ્યું.

અને સમાજને એક બીજે છેડે આ વસ્ત્રવિહોણી સ્ત્રી હતી. એ કુંઠિત લક્ષ્મી–અણુદીઠી મધુરતાને પણ અંહકારી દમામથી મશ્કરી કરી શું કલુષિત કરશે ?

તે વિચારવા લાગ્યો : "કોણ જાણે કોણ દેવાદાર–ભિખારી માત પિતાની એ કન્યા હશે ! કોણ અભાગી હિચકારાના હાથમાં તેમણે એને સુપ્રત કરી હશે ? કોણ જાણે કેટલા દિવસોના ભુખમરાને અંતે આજે એ શાંત સ્ત્રીનું ધૈર્ય ખુટયું હશે ! આમ છતાંય આ જગત તેને કશું નથી દેતું. હાથમાં ભિક્ષાપાત્ર લઇને એ તેને પોતાનું દુઃખ જણાવવા માગતી પણ નથી. જ્યાં સુધી બન્યું ત્યાં સુધી એણે મોં બંધ રાખીને તેનું કામ–તેની સેવા કરી છે. હવે એ શક્તિ રહી નથી–એ શક્તિ સર્વથા હણાઈ ગઇ છે–અને તે જ આજે આટલા ધિક્કાર–વેદના અને અભિમાનપૂર્વક તેની પાસે શું નાલાશી જણાવવા જાય છે ? વિધાતાએ તો તેના રૂપનું પાત્ર પૂર્ણ કરીને એને આ સંસારમાં મોકલી દીધી હતી.

કલ્પનાની જાળ છૂટી ગઈ. રાખાલે આશ્ચર્યપૂર્વક જોયું તો હૉસ્પીટલના આંગણામાં આવીને ગાડી ઉભી રહી હતી. સ્ટ્રેચરની વ્યવસ્થા માટે તે જતો હતો પણ પેલી સ્ત્રીએ એ માટે ના પાડી. તેણે પોતાની રહી સહી બધી શક્તિ ભેગી કરીને ઉભા થતાં કહ્યું : "મને ઉંચકી જવી નહિ પડે. હું પોતે જ આવીશ." કહેતી જ તે સાથે આવેલી સ્ત્રીના ખભા ઉપર હાથ મુકીને ધીરે ધીરે શ્રમપૂર્વક આગળ ચાલવા માંડી.

* * * *

ત્યાં તે કેવી રીત બચી ગઈ? કેવી રીતે કાયદામાંથી છટકી ગઇ? રાખાલે શું કર્યું? શું આપ્યું? તેણે કોને કોને કહ્યું અને શું કહ્યું? એ બધી વાતોનું વિગતવાર વિવરણ કરવું બીનજરૂરી છે. ચાર પાંચ દિવસ પછી રાખાલે એ અભાગીનીને કહ્યું: "જે દુઃખ નસીબમાં લખાયું હતું તે ભોગવવું પડયું. હવે ઘેર ચાલો."

પેલી સ્ત્રી પોતાની બન્ને કાળી આંખો નીચે ઢાળી ચૂપચાપ બેસી રહી. તે કંઈ પણ બોલી નહિ.

"અહિંના સુધરેલા, સુસભ્ય રીતરીવાજ પ્રમાણે તમારૂં નામ મીસીસ ચક્રવર્તી બન્યું છે, પણ હું એમ બોલીને તમારૂં અપમાન નહિ કરૂં. મારે તમને શું કહીને બોલાવવા એ મારે માટે એક ભારે કોયડો થઇ પડયો છે." રાખાલે પાછું બોલવા માંડયું.

"કેમ? મારૂં નામ તો શારદા છે. પણ હું તમારાથી ઘણી નાની છું, તમે મને મોટા નામે બોલાવો તેમાં મને શરમ આવે છે." રાખાલનું બોલવું સાંભળી જરા ભારે અવાજે તે સ્ત્રીએ જવાબ દીધો. રાખાલ હસી પડયો.

"એમા શરમ શી? હું ઉંમરમાં મોટો છું તેથી મારે જવાની બાત કરવી પડે છે. શારદા, હવે ઘેર ચાલ."

"પણ હું તમને શું કહીને બોલાવું? કંઈ નામ પાડયા વગર તો નહિ ચાલે."

"ન ચાલે તો એક ઉપાય છે. મારૂં કૌટુંબીક નામ રાખાલ—રાખાલ રાજ છે, અને તેથી નાનપણમાં નવી—મા મને રાજુ કહેતા. હવે એની સાથે જરાક 'બાબુ' શબ્દ લગાડી દઇને મને તું બોલાવશે તો ચાલશે."

"જુઓ એક વાત. મોટા જે કહીને બોલાવે તે જ આપણું નામ બની જાય. અમારા દેશમાં બ્રાહ્મણને દેવતા કહે છે. હું તમને પણ દેવતા કહીને જ બોલાવીશ."

"અરે! એ શું કહે છે? મારું એ બ્રાહ્મણત્વ હવે પુરેપુરું રહ્યું છે જ ક્યાં?"

"ભલે ન રહ્યું હોય પણ દેવત્વ તો સોળેસોળ આના છે. વળી બ્રાહ્મણોના સારાં માઠાંનો અમે વિચાર કરતા નથી. એવો વિચાર અમારાથી કરાય જ નહિ."

તેનો જવાબ સાંભળીને—ખાસ કરીને બોલવાની છટા જોઈને રાખાલ વિસ્મિત બની ગયો. શારદા ગામડીઆ ગામના કોઈ ગરીબ બ્રાહ્મણની છોકરી હતી એટલે અત્યાર સુધી તે તેને અભણ અને અસંસ્કારી ધારી બેઠો હતો. પણ એ કલ્પના હવે એ વધુ વાર ટકાવી શક્યો નહિ. તેને એક બીજી વાત યાદ આવી. ગામડામાં શુદ્ર જાતિના માણસો જ સાધારણ રીતે બ્રાહ્મણોને દેવતા કહે છે. તેના પોતાના ગામમાં પણ એનો પ્રચાર હતો. પરંતુ આ બ્રાહ્મણ-કન્યાને મોઢે એવો શબ્દ કોણ જાણે કેમ આવ્યો? એટલે આ બાબતમાં આ સ્ત્રીના અંતરમાં એ શબ્દનો કોઈ બીજો અર્થ હોય એ પણ બનવા જોગ હતું.

"વારૂ, તેમ કહીને બોલાવજે પણ હવે ઘેર ચાલ. હવે આ લોક તને અહિં નહિ રાખે."

શારદા નીચું મોઢું રાખીને ચૂપચાપ બેસી રહી.

રાખાલે થોડી વાર ઉત્તરની રાહ જોયા પછી કહ્યું: "શું વિચાર કરે છે? શારદા! ઘેર ચાલે છે ને?"

"એજ, કે હું ઘરભાડું કેવી રીતે આપીશ? ત્રણ ચાર માસનું ભાડું તો ચઢી ગયું છે, તે તો મારાથી આપી શકાતું નથી."

"તે માટે ફીકર ન કરીશ." રાખાલે હસીને કહ્યું.

"ફીકર કેમ ન કરૂં?" શારદાએ આશ્ચર્ય ચકિત થઈ પૂછ્યું.

"કારણ કે ઘરભાડું તો તારા ધણીને આપવાનું છે, તારે નહિ. શરમથી—પૈસાના અભાવથી બળીઝળીને તે કોઈ ઠેકાણે સંતાઈ રહ્યો હશે તે થોડા દિવસમાં પાછો આવી જશે. કદાચ આવી પણ ગયો હશે તો આપણે ઘેર જતાં જ તેને મળીશું પણ ખરા!"

"હું નથી ધારતી કે તે એટલામાં પાછા આવી ગયા હોય !"

"નહિં આવ્યા હોય તો આવશે એ ચોક્કસ છે."

"ના, એ નહિં જ આવે."

"નહિ આવે ? તને એકલી છોડી દઈને હંમેશને માટે શું ન્હાસી જશે ? એમ તે કંઇ બને ? જરૂર એ પાછા આવશે."

"ઉં હું..." નિરાશ શારદાએ નકારાત્મક ડોકું હલાવ્યું.

"પણ તું શી રીતે જાણે કે એ નહિજ આવશે ?"

"મને ખબર છે. હું જાણું છું..."

આટલું કહેતાં તેનો કંઠસ્વર ભારે થઈ જતો જણાતાં રાખાલને એ સંબંધી બીજો સવાલ કરવાનું યોગ્ય ન જણાયું.

"તો તારે સાસરે, નહિં તો પછી તારે પિયર ચાલ. હું તને ત્યાં પહોંચાડવાની ગોઠવણ કરી આપીશ."

શારદા નીચું મોઢું રાખી નિરૂત્તર બેસી રહી.

રાખાલે થોડીવાર સુધી તેના ઉત્તરની રાહ જોઈ.

"હં...તો ક્યાં જઈશ, સાસરે ?" રાખાલે ફરી જવાબ મેળવવા એકનો એક પ્રશ્ન ઉથલાવીને પૂછયો.

"ના." એણે માથું હલાવી ઉત્તર વાળ્યો.

"તો તારા માબાપને ત્યાં જવું છે ?"

"ના." પહેલાંની માફક જ એણે ફરીથી માથું હલાવી નન્નો વાળ્યો.

રાખાલની અધીરાઈનો હવે અંત આવ્યો.

"આટલી બધી મુસ્કેલી ! અત્યારે ઘેર પણ નથી જવું ! સાસરે કે પીયર પણ નથી જવું ! અને હોસ્પીટલમાં કંઈ હંમેશને માટે પડી રહેવાની જોગવાઈ થાય નહિ ! શારદા, કોઇ પણ એક ઠેકાણે તો તારે જવું જ પડશે !"

પ્રશ્ન પુરો થતાં જ તેણે તેની સામે જોયું તો આંખોનાં આંસુથી તેણીનું ઘુંટણ પરનું કપડું ભીંજાઈ ગયું હતું, અને એજ કારણથી

તે કશુંય બોલ્યા ચાલ્યા વિના માથું હલાવીને સવાલોના ટુંકા ટચ જવાબો આપ્યા કરતી હતી.

"આ શું શારદા? રડે છે કેમ? હું કાંઇ ખરાબ–તને ખોટું લાગે એવી વાત તો નથી બોલ્યો ને?"

આ સાંભળતાંજ તેણે એકદમ આંખો લુછી નાખી; પણ તે છતાંય તે તત્કાળ તો બોલી શકી જ નહિ. રૂંધાયેલાં ગળાને ખુલ્લું કરતાં તેને જરા વાર લાગી. અંતે તે બોલી:

"ના, ના. હું રડું છું એટલા માટે કે તમે મને મરવા કેમ દીધી નહિ?"

રાખાલ મનમાં ને મનમાં ચીડાયો. તેના છેલ્લા શબ્દોથી તે ખૂબ નિરાશ થયો. એ કટાક્ષ જાણે તેના પર જ કરેલો લાગ્યો છતાંય અવાજને પહેલાંના જેવો જ મૃદુ ને માયાળુ રાખીને તે બોલ્યો:

"માણસ માણસને ખોટું સાહસ કરતાં એક વાર રોકી શકે છે, પણ વારે ઘડીએ તેમ ન કરી શકે. જે મરવા જ માગે છે તેને કોઈ રીતે બચાવાતું નથી. અને જો હજુ કંઈ વિચાર કરવા ઇચ્છતી હોય તો તે માટે પણ ઘણો વખત છે. હમણા તું ઘેર ચાલ. હું ગાડી બોલાવી લાવીને તને પહેલાં ઘેર પહોંચાડી જાઉં. મારે બીજાં પણ બહુ કામ છે."

તે આ વાત સમજી કે નહિ તે કંઈ જણાયું નહિ.

"પણ હું ભાડું તો કોઇ પણ સંજોગમાં ભરી શકું તેમ નથી દેવતા!" તેણે રાખાલનાં મોઢાં તરફ જોઈને દયાજનક ચહેરે ગળગળે કંઠે કહ્યું.

"ન ભરાય તો ન ભરીશ."

"તમે મારી વતી એટલું માને કહી દેશો?"

"ના, ન્હાનો હતો અને બાપ મરી ગયા ત્યારે તારા જેવો નિઃસહાય થતાં હું પણ એક વાર એની પાસે ભીખ માગવા ગયો હતો. એણે શું આપ્યું તે તું જાણે છે? મારે જેની જરૂર હતી, મને જે જોઈતું

હતું તે બધુંય. એ પછી તે મને પોતાને સાસરે લઇ આવી. અન્ન આપ્યું, વસ્ત્રો આપ્યા, ભણાવ્યો–ગણાવ્યો અને મને આવડો મોટો કર્યો. આજે એની પાસે અન્યને માટે માગણી કરવા જાઉં? એ મારાથી નહિ બને. જે કરવું ઘટશે તે એ પોતે જ કરશે. તારે માટે બીજા કોઈને સીફારસ કરવી નહિ પડે, એટલો તું વિશ્વાસ રાખ!"

"તો આજ સુધીમાં તમને કોઈ દહાડો ઘેર આવતાં તો મેં જોયા નહિ!" અત્યાર સુધી ચૂપ રહેલી શારદાએ પૂછ્યું.

"તું કેટલો વખતથી એ ઘરમાં રહે છે?"

"આસરે એ એક વરસ થયા."

"તો એટલા વખતમાં મારે આવવાનું થયું જ નથી."

શારદા ફરી થોડી વાર શાંત રહી.

"કલકત્તામાં ઘણા માણસો નોકરી કરે છે. મને કોઈ એકાદ સારે ઠેકાણે નોકરડી તરીકે રખાવી આપશો?"

"હા, પણ તારી ઉંમર નાની છે. કદાચ કોઈથી તારી છેડછાડ પણ થઇ જાય. આજકાલ બધા મરદોના સ્વભાવ થોડા કંઇ એક સરખા હોય છે? વારુ, તારી ઓરડીનું ભાડું શું છે?"

"પહેલાં છ રૂપીઆ હતું, પણ હવે તો ફક્ત ત્રણ જ રૂપીઆ દેવું પડે છે."

"કેમ ઓચિંતું આટલું બધું ઓછું થઈ ગયું? ઘરવાળાનો જીવ તો એવો નથી લાગતો!"

"એ તો મનેય ખબર નથી. કોણ જાણે કદાચ તેમણે એમનું દુઃખ જાણી લીધું હોય તો!"

"એ તો સમજ્યો! તો જો, હું તને કહું છું કે તારે એની ચિંતા કરવી નહિ. વારુ, તારે ખાવા–પીવાનો ખરચ કેટલો થાય?"

"બીજા ત્રણ ચાર રૂપિયા." વિચાર કર્યા વગર જ શારદાએ કહી દીધું.

"મને લાગે છે કે તેં એકવાર ખાવાનો વિચાર કરી રાખ્યો છે. પણ હવે તેમ નહિં કરાય. વારૂ, તને બંગાળી લખતા-વાંચતા આવડે છે કે?"

"હા, મારા અક્ષર પણ ઘણા સારા આવે છે."

"ત્યારે તો કોઈ જાતની ફીકર નથી." રાખાલ ખુશ થઈને બોલ્યો. "હું તને લખવાનું કામ આણી આપીશ. તેની તું નકલો કરી આપીશ તો તને દશ, પંદર કે વીસેક રૂપીયા હું નિરાંતે અપાવી શકીશ; પણ લખવું પડશે જરા કાળજીપૂર્વક—બરાબર સ્પષ્ટ અક્ષરોએ. ભૂલ થાય તે નહિ ચાલે. કેમ એ તો બનશે ને?"

શારદાએ ઉત્તરમાં ફક્ત માથું હલાવ્યું. તેનું મોઢું આનંદથી ચમકી ઉઠ્યું. રાખાલ એ જોઇને ફરી એકવાર ચોંકી ગયો. અંધારા ઓરડામાં અકસ્માત વિજળીનો ઝબકારો થઇ જાય તેમ આ સ્ત્રીનાં અજબ રૂપથી તેને જાણે એક અતિશય આશ્ચર્યકારક મૂર્તિનો સાક્ષાતકાર થયો.

"જઇશું ત્યારે? ગાડી બોલાવી લાવું?"

"હા, બોલાવી લાવો, હવે મને વાંધો નથી. હું આટલા માટેજ મરી શકી નહિ એમ હવે લાગે છે. ભગવાને મને પાછી મોકલી."

રાખાલ ગાડી લેવા ગયો. શારદાએ પોતાના પર વિશ્વાસ મુક્યો છે એ વિચાર તેનાં મનમાં ઘોળાઈ રહ્યો હતો. એક બાજુ આ સામાન્ય રૂપિયા અને બીજી બાજુ? સરખામણી કરવા જેવું તેને કંઈ જણાયું નહિ.

ઘેર પહોંચતા રાખાલ નવી–માને શોધવા ઉપર ગયો. નવી મા ઘેર ન્હોતી અને તે ક્યાં ગઈ હતી તે કામ કરનારી જાણતી ન્હોતી. તે એટલું કહી શકી કે ઘરની મોટર ગેરેજમાં જ પડી હતી. બનવા જોગ હતું કે તે રસ્તામાંથી કોઇ ટેક્સી ભાડે કરીને અગર તો પગે ચાલતી કોઈ ઠેકાણે ગઈ હોય!

રાખાલે વિચારમાં પડી જઈને પ્રશ્ન કર્યો: "એમની સાથે કોણ ગયું છે વારૂ?"

"કોઈ નહિ. દરવાનને પણ મેં બહાર બેઠેલો જોયો છે."

"અને રમણીબાબુ?"

"અમારા બાબુ! તે રોજ અહીં આવતા નથી. આવે તો પણ રાતના નવ દશ વાગ્યે."

"રોજ આવતા નથી એટલે? તો એ રહે છે ક્યાં?"

"કેમ એમને ઘરબાર નથી?" નોકરડી જરાક હસીને મોઢું મચકોડીને બોલી.

રાખાલે બીજો કશો સવાલ કર્યો નહિ. તે મનમાં જ સમજી ગયો. મૂળ વાત તેનાથી અજાણી ન હતી. નીચે આવીને જોયું તો શારદાને ઘેરીને સ્ત્રીઓની ઠઠ જામી ગઈ હતી. હજુ સુધી નહિ સુતેલાં છોકરાંનાં ટોળાનાં આનંદ–કલરવથી જાણે બજાર ભરાયું હતું. રાખાલને જોતાં જ બધાં ખસી ગયા. જે પ્રૌઢ સ્ત્રીના કબજામાં શારદાની ઓરડી આવી હતી તે આવીને તાળું ખોલી ગઈ.

"કેમ, તારા ધણીની કંઈ ખબર મળી કે?" રાખાલે શારદાને પૂછ્યું.

"ના."

"અજબ થવા જેવું!"

"નારે! એમાં અજબ થવા જેવું શું છે?"

"શું કહે છે શારદા? એના જેવી બીજી અજબ વાત શી હોય?"

શારદાએ તેનો જવાબ દીધો નહિ.

"હું દીવો સળગાવું છું. તમે મારી ઓરડીમાં જરા બેસો. તેટલી વારમાં હું માને પ્રણામ કરી આવું."

"એ ઘેર નથી."

"નથી?" શારદા બોલી. "ક્યાં ગયા હશે? કાલીઘાટ! ના, ના. દક્ષિણેશ્વર ગયા હશે! એમ તો એ કંઈ કેટલી વાર જાય છે, પણ હમણાં જ પાછા આવશે. હું દીવો સળગાવું–હાથ મોઢું ધોવાને પાણી પણ લેતી આવું–જરાક બેસો. મારી ઓરડીમાં આજે તમારી પગરજ તો પડે!"

"પગરજ પડવાની બાકી નથી રહી, શારદા, એ તો તને જોવા આવ્યા, ત્યારે પહેલી વાર પડી જ ગઈ છે." રાખાલે હસતા હસતા કહ્યું.

"મને તેની ખબર છે. પણ એ તો મારી અજાણમાં–આજે મારી જાણમાં–મારી નજરે પડતી જોઉં."

રાખાલ શું બોલવું તેના વિચારમાં પડી ગયો. વિચાર કરવા જેવું કંઈ ન હતું, તેમ તેને ચૂપ થવા જેવું પણ ન હતું. તેણે તેને મૃત્યુનાં મુખમાંથી બચાવી હતી, અને જીવવાનો રસ્તો પણ દેખાડયો હતો. એ સ્ત્રી ગામડાની–ગમે તેવી થોડી ભણેલી હતી પણ એના કૃતજ્ઞ દિલમાં એવી એક દયાર્દ્ર વિનંતિ જન્મે એ સ્વાભાવિક હતું. એ વિનંતી તો ઠીક, પણ તે દર્શાવવાની ખાસ વિશિષ્ટતા જોતાં પણ તે વિસ્મિત થયો. તેને એના મુકાબલામાં અન્ય અતિ પરિચિત સ્ત્રીઓના ચહેરા અને અતિ પરિચિત કંઠસ્વરો પણ યાદ આવ્યા.

"વારુ ત્યારે દીવો સળગાવ. પણ આજે મારે કામ છે. કાલે કે પરમ દિવસે હું ફરીથી આવીશ." થોડીક વાર રહીને તે બોલ્યો.

દીવો સળગ્યા પછી તે થોડી વાર માટે અંદર આવીને ખાટલા પર બેઠો. ગજવામાંથી થોડાક રૂપિયા બહાર કાઢીને તેણે નીચે મુકી કહ્યું: "આ તારાં કામ કરવા બદલનો થોડોક બદલો તને અગાઉથી આપી રાખું છું."

"પણ દેવતા, મને તમે કામ આપશો ને હું એ કરીશ, એ તો જાણે ઠીક. પણ પહેલાં તો જરા ખરાબ થશે...પણ એમ ધીમે ધીમે હું ચોક્કસ શીખી લઈશ. મારા અક્ષરો જોશો? ખડીઓ કલમ લાવું?" કહેતી તે ખડીઓ કલમ લેવા ઉઠવા લાગી પણ રાખાલે તેને જવા દીધી નહિ.

"ના, ના. હમણા બેસ. તારા અક્ષરો સારા છે. એની તો મને ખબર છે. મારું ઘણું કામ થઈ જશે."

શારદા જરા હસી પડી.

"તમારાં ઘરમાં કોણ કોણ છે દેવતા?"

"અહિંયા મારે મોટું ઘર નથી—ઓરડી છે. હું એકલોજ રહું છું."

"તે ઘરવાળાને બોલાવતા કેમ નથી?"

રાખાલ એના આ પ્રશ્નનો જવાબ વાળવાની મુશ્કેલીમાં આવી પડયો. જો કે આ પ્રશ્ન તેને ઘણાએ પૂછયો હતો, કંઈ નવો ન હતો, છતાં હંમેશા તે જવાબ દેતા અચકાયો હતો.

"એમને શહેરમાં રાખવાનું કંઈ સહેલું છે?"

સહેલું નથી એ શારદા પણ સારી રીતે જાણતી હતી. કદાચ એ સાંભળતાં તેને પણ કોઇ ગ્રામ્ય જીવનની વાત યાદ આવી હશે! જરાક ચૂપ રહીને તેણે બીજો સવાલ કર્યો:

"ત્યારે અહિં તમારૂં કામકાજ કોણ કરે છે?"

"બાઈ રાખી છે."

"રાંધે છે કોણ? રસોઈયો?"

"મારા જેવા એક સાધારણ પ્રાણીને માટે વળી ખાસ રસોઇયો? હું તો હાથે જ રાંધી લઉં છું. કુકર નામની એક વસ્તુનું નામ સાંભળ્યું છે? તેમાં એની મેળે જ રંધાઈ જાય છે. ફક્ત ખાવાની ચીજો તૈયાર કરીને તેમાં ગોઠવી દીધી એટલે બધું ય પતી જાય છે." રાખાલે હસીને કહ્યું.

"હવે હું સમજી...... ખાવાપીવાનું થઈ ગયા પછી પેલી બાઈ બધું માંજી કરીને રાખી જાય. કેમ એમ જ ને?"

"હા, એમજ."

"તે બીજાં શાં શાં કામ કરે છે?"

"જે કરવાં જેવાં હોય તે બધાં કરે છે. હું તેને નાની કહું છું. મારે તો કશો વિચાર જ કરવાનો નથી હોતો. વારૂ, આજે તું શું ખાવાનું કરવાની છે? ઘરમાં રાંધવા જેવી વસ્તુ તો કંઈ દેખાતી નથી? બજારેથી મંગાવી આપું?"

"ના, આજે તો મારે બધાનાં ઘરનું આમંત્રણ છે. પણ તમારે ઘેર જઈને રાંધવાની કડાકુટ કરવી પડશે ને?"

" ના રે ના. જે કરવાનું હોય તે બધું તેણે તૈયાર કરી રાખ્યું હશે."

" ઠીક, પણ તેનું શરીર બગડયું હોય તો ?"

" ના, એમ ન થાય. તેના ઘરડા હાડ ભારે મજબુત છે. તારી માફક જરીવારમાં ભાંગી પડે એમ નથી."

" પણ એ તો રહી નસીબની વાત! એમાં કાંઈ કહેવાય નહિ. શરીર છે, બગડીએ જાય."

" તો ય કાંઈ વાંધો નથી. મારી ઓરડીની નજીકમાં જ સુખડીયાની દુકાન છે. મારા પર એને બહુ માયા છે. જરા ય દુ:ખ પડવા દે તેમ નથી." રાખાલ જરાક હસીને બોલ્યો.

" તમારા પર તો બધાને માયા છે. પણ તમને ચહા પીવા પર ભારે ભાવ છે, ખરું ને?"

" તને વળી એમ કોણે કહ્યું?"

" તમે પોતે જ તે દહાડે હોસ્પીટલમાં કહેલું. તમને યાદ નહિ હોય. કયારનું ય તમે કંઈ ખાધુંપીધું નથી તો હું હમણાં જ ચહા તૈયાર કરી લાવું! જરાક વાર બેસશો?"

"પણ ચહાની સગવડ તો તારે ત્યાં છે નહિ. કયાંથી બનાવી લાવીશ?"

" એ બધી સગવડ હમણા થઈ જશે." કહેતી શારદા ઉતાવળે પગલે જતી હતી ત્યાં રાખાલે તેને જતી રોકી દીધી.

" હમણા ચહા પીશ તો પછી મારાથી ખવાશે નહિ. શારદા!"

" તો થોડુંક ખાવાનું લાવી દઉં? ઘણો સમય થયાં તમે કંઈ ખાધું નથી. તમને ચોક્કસ ભૂખ લાગી છે!"

" પણ લાવશે કોણ? તારે ત્યાં કોઈ માણસ છે?"

" છે. હારૂ મારૂં કહ્યું માને છે. તેને કહેતાં જ તે જશે." એમ કહી તે ફરીથી ઉતાવળ કરવા જતી હતી પણ આ વખતે ય રાખાલે તેને રોકી. શારદાએ જીદ કરી ખરી પણ તેના દુ:ખી ચહેરા તરફ જોતાં ફરીથી રાખાલને તેની બહુ પરિચિત સ્ત્રીઓ યાદ આવી ગઈ. તેમની જોડે તેને ઘણી વાતચીત થતી, ઘણી ચર્ચાઓ થતી. સભ્યતા-

પૂર્વકની ઘણી લેવડદેવડ થતી પણ જાણે એક વસ્તુને તે હંમેશાં ભુલી ગયો હતો. તેને પોતાની માની યાદ નહિ જેવી હતી. તેનાં બચપણમાં જ તે સ્વર્ગે સીધાવી ગઈ હતી. એક ભાંગ્યા–તૂટયાં ઘરની દિવાલને વધારીને બનાવેલું એક નાનું રસોડું, ત્યાં રંગેલું છાયલ પહેરીને જાણે કોઈ રાંધતું હતું–કદાચ આ તેની બધી કલ્પના જ હતી–છતાંય તે તેની મા હતી. તે માનો એકાંત, અસ્ફુટ ચહેરો આજે જાણે તેની નજર સમક્ષ ખડો થયો. મનમાં સ્મૃતિ પ્રવાહ વહેવા માંડયો. તે જલ્દીથી ઉઠીને ઉભો થઈ ગયો.

"શારદા, ખોટું લગાડીશ નહિ. હું જાઉં છું. ફરીથી જ્યારે વખત મળશે ત્યારે હું પોતે આવીને તારી ચહા પી જઇશ–નાસ્તો પણ કરી જઇશ."

"ત્યારે હવે લખવાનું કામ કયારે આણી આપશો ?" શારદાએ ડોકમાં સાડીનો છેડો રાખી પ્રણામ કરી કહ્યું.

"વચ્ચે એક દહાડો આવીને આપી જઈશ."

"ઠીક."

પણ તે આટલી શાથી મુંઝાતી હતી તે વિચાર આવતાં રાખાલે પૂછ્યું: "બીજું કંઇ કામ છે?"

થોડીક વાર ચૂપ રહીને શારદા ધીરે ધીરે કહેવા લાગી:

"કદાચ શરૂઆતમાં મારી ઘણી ભૂલો થશે. તો એથી ચીડાશો નહિ. ચીડાઈને મને છોડી દેશો તો મારે ઉભા રહેવાની જગ્યા નથી."

તેના ડરતા અવાજવાળી કરૂણ પ્રાર્થનાએ તે પીગળી ગયો.

"ના રે શારદા! હું ચીડાઈશ નહિ. પણ તું શીખી લેવાનો પ્રયાસ કરજે."

તેણે ફરીથી ફક્ત માથું હલાવીને જ જવાબ દીધો. પછીથી તે શાંત ઉભી રહી.

રાખાલ ઘેર જવાને પગે જ ચાલી નીકળ્યો. ટ્રામમાં જઈને અનેકની વચ્ચે બેસવાની આજે તેને ઇચ્છા જ થઈ નહિ.

તે ગરીબ માણુસ હતો. કોઈને કહેવા જેટલું ભણ્યો ન હતો. નામ દેવા જેવા કોઈ સ્નેહી-સંબંધી ન હતા તોપણુ તે આ શહેરનાં ઘણાં કુટુંબોમાં બધાનો પોતાનો થઈને હરીફરી શકતો હતો. એ તેના પોતાના ગુણુનું જ પરિણામ હતું. તે છોકરાં ભણાવતો અને કલબ જેવી જગ્યાએ પડી રહેતો. તે કોઈને કહેતો નહિ, તે છતાંય તેની ઓરડીને સરનામે આમંત્રણ પત્રિકાઓ-કાગળ પત્રો વિગેરે ટપાલમાં ઘણીવાર આવતા હતા. પ્રીતિભોજનોનાં આમંત્રણોમાં તેનું નામ બાકી ન્હોતું રહેતું. અને એક દહાડો તે ગયા વગર રહેતો પણ નહિ. કોઈ દિવસે ન જવાય તો બેચાર દહાડે પણુ તેને ગયા વગર તો ચાલતુંજ નહિં. આટલી જીંદગીમાં તેણે કંઇક લગ્નોનાં કામ કર્યા હતા! કંઇકને કન્યા શોધી આપીને ઠેકાણે પાડી આપ્યા હતા! પારકાને કાજે તેની મહેનતનો પાર ન હતો. હર્ષથી ગદ્‌ગદીત થઇને તેઓ બધા કબુલ કરતા કે રાખાલ ઘણો સારો માણુસ છે-બહુ પરોપકારી છે. કૃતજ્ઞતાનું ઇનામ તેને હંમેશને માટે આ રીતે કેવળ શબ્દોથીંજ અપાયું હતું અને એને કોઈ પાસેથી એવો કોઈ ખાસ સ્વાર્થ હતો એમ પણુ ન હતું. ફક્ત કોઈ કોઈવાર નોકરી માટેના-નિષ્ફળ ઉમેદવારીના દિવસો વચ્ચે વચ્ચે તેને યાદ આવતા હતા; છતાં તે હતો એવો ને એવોજ હતો.

લોકોની ભીડમાંથી પસાર થતાં આજે ફરીથી વારંવાર પેલી બહુ પરિચિત સ્ત્રીઓના વિચારો એને આવવા લાગ્યા. તેમના કપડાં-લત્તા હાવભાવ, વાતચીત, ભણુતર-ગણુતર, હાસ્ય-રૂદન, એવું કેટલુંય સાંભરવા લાગ્યું. વ્યક્ત અને અવ્યક્ત કેટલી યે પ્રેમકથાઓ હતી! મિલન-વિયોગની કેટલી યે અશ્રુપૂર્ણ વિગતો હતી!

અને આજે? શારદા સાથેના સંભાષણુના શબ્દો તેનાં મગજમાં ફરી ડહોળાવા લાગ્યા. તેણે શું કહ્યું હતું? 'દેવતા, મારી ઘણી ભૂલો થશે પણુ તમે મને છોડી દેશો તો મારે ઉભા રહેવાની જગ્યા નથી.'

કદાચ એ જુઠુંય હોય પણુ...! એકાએક તેને પુષ્કળ હસવું આવી ગયું. પોતાનાં મનમાંજ તે ખીલખીલાટ હસી પડતા બોલ્યો :

" રાખાલ બહુ સારો માણસ—રાખાલ બહુ પરોપકારી માણસ છે."

બાજુ પર ચાલતો કોઇ અજાણ્યો માણસ અવાક્ થઈને તેનાં મોઢાં તરફ જોઇને હસી પડયો. વિચારને વમળે ગોથાં ખાતો રાખાલ ચમકયો ને જરા સ્વસ્થ બની તેણે એક નાની ગલીમાંથી ઝડપભેર ચાલવા માંડયું.

## ૫

ઘેર આવતા રાખાલને બે પત્ર મળ્યા. બન્ને લગ્નને લગતા હતા. એકમાં વ્રજવિહારીએ રેણુનાં લગ્ન અટકાવ્યાના સમાચાર નવી વહુને જણાવવાનું લખ્યું હતું, બીજી કેટલીક નજીવી વાતો પછી કાગળને અંતે તેમણે જણાવ્યું હતું 'કે કેટલાક ઝઘડાઓને લીધે બહુ કામમાં હોવાથી આવતા શનિવારને દહાડે બપોરે હું પોતેજ તારે ત્યાં આવીને બધી વાત વિસ્તારપૂર્વક કહીશ.'

બીજો પત્ર તે જેનાં છોકરાં ભણાવતો હતો તેની તરફથી આવ્યો હતો. તેણે દિલ્હીમાં પોતાના ભત્રિજાનું લગ્ન નક્કી કર્યું હતું, પણ એટલે દુર જવાનું તેનાથી બની શકે તેમ ન હતું, તેમજ એવો કોઈ વિશ્વાસુ માણસ પણ તેની પાસે ન હતો તેથી રાખાલને જ વરરાજાને લઈને જવાનું હતું. આવતે રવિવારે ગયા વિના ચાલે તેમ ન હતું એટલે પત્ર મળતાંજ તેને મળવા આવવાનું લખ્યું હતું.

ગમે તેમ હો પણ બન્ને ખબરો સારી હતી. રેણુનાં લગ્નની બાબતમાં તેના દિલમાં ભારે ઉદ્વેગ હતો. "અટકયા છે" નો અર્થ બરોબર બેસતો ન હતો છતાંય ગાંડા મુરતીઆ સાથેનાં લગ્ન થતાં હાલમાં તો રહી ગયાની ખબર જાણી તે ઘણો રાજી થયો. બીજી વાત દિલ્હી જવાની હતી. એમાં પણ દિલગીર થવા જેવું કંઇ ન હતું. ત્યાં પ્રાચીન સમયનાં ઘણા સ્મૃતિ-ચિહ્નો હજુ યે ઉભા હતા. અત્યાર સુધી તેણે એ બધું પુસ્તકોમાં વાંચેલું અને લોકોને મોઢે સાંભળેલું હતું પણ હવે તે બધું નજરે જોઈ શકાશે તેનો એને ખ્યાલ આવ્યો.

બીજે દિવસે સવારમાં તે કાગળ લઈને નવી મા પાસે ગયો. તેણે હસતા હસતા એ વાતની પોતાને પહેલેથી ખબર પડી ગયાનું જણાવ્યું, પણ તે બધી વાતને વિગતવાર જાણવાને અધીરી થઈ રહી હતી. એક પ્રબળ અંતરાય તેને રોકતો હતો, એ નિઃસંદેહ હતું, પરંતુ એ શાંત, દુર્બળ પ્રકૃતિના માણસ આટલું મોટું કામ કેવી રીતે કરી શકયા એ ખરેખર અચંબો પમાડે તેવું હતું.

“રેણુએ ચોક્કસ તેના બાપની હામાં હા કહી હશે નવી મા! નહિં તો એ લગ્ન કોઈથી બંધ કરી ન શકાત.” રાખાલે કહ્યું.

“એ તો હું શું જાણું, પણ એમે બને!” નવી મા ધીમે ધીમે બોલ્યા.

“પણ મને તો એની ખબર છે.” રાખાલે ભારપૂર્વક કહેવા માંડયું. “તમે જોજો મા, મારૂં ધારવું ખરૂં જ નીકળશે! એમના પોતાના સિવાય હેમંતબાબુને કોઈ અટકાવી શકે તેમ નથી.”

નવી માએ બીજો કોઈ સવાલ ન કર્યો.

“જે હોય તે, શનિવારે બપોરે હું પણ તારે ત્યાં આવીશ, રાજુ! મારે પોતાને કાને હું એ બધીય વાત સાંભળીશ. બીજું પણ એક કામ થશે—તારા કાકાબાબુની પગરજ ફરી એકવાર માથે ચઢાવાશે.” નવી માએ કહ્યું.

તેની પાસેથી વિદાય લઈને તે નીચે શારદા પાસે જરા વારને માટે ગયો. જોયું તો તે છોકરાંઓ પાસેથી કાગળ કલમ લઈને શાંત ચિત્તે અક્ષરો સુધારવા બેઠી હતી. રાખાલને જોતાં જ તેણે વ્યસ્ત થઈને બધું સંતાડી દેવાનો પ્રયાસ કર્યો નહિ પરંતુ ઉલ્ટા યથોચિત મર્યાદા-પૂર્વક ખુરશી પર બેસાડી પૂછયું: “જુઓ તો, આવા અક્ષરો ચાલશે?”

શારદાના અક્ષરો આટલા સુંદર ને સ્વચ્છ હશે એવી રાખાલને કલ્પના પણ ન હતી. તે ખુશી થઇને વારંવાર પ્રશંસા કરવા લાગ્યો: “આ તો મારા પોતાના અક્ષરો કરતાંય વધારે સારા છે. ચાલશે, ચાલશે. તું જરા કાળજી રાખીને થોડું થોડું લખતાં-વાંચતા શીખી

જાય તો તારે ખાવા–પીવાની ચિંતા નહિ રહે–કદાચ તું જ કેટલાકના ખાવાપીવાનો ભાર ઉઠાવી લઈ શકીશ!"

આ સાંભળી અકૃત્રિમ આનંદથી શારદાનું મોઢું ચમકી ઉઠયું. રાખાલ બે એક મિનિટ ચૂપચાપ જોઈ રહ્યો. ગજવામાંથી દશ રૂપિયાની એક નોટ કાઢીને તેણે શારદાને આપવા ધરી.

"શારદા, આ રૂપિયા તું તારી પાસે રાખ. એ તારા જ છે. હું એક મિત્રનાં લગ્નમાં દિલ્હી જાઉં છું. મને લાગે છે કે ત્યાંથી મને પાછા ફરતા લગભગ દશ બાર દહાડા થઈ જશે. ત્યાંથી આવ્યા બાદ હું તને લખવા–વાંચવાનું આપી જઈશ. કેમ બરાબર છે ને?"

"મારે પૈસાની હમણા જરૂર નથી દેવતા. તમે અગાઉ આપી ગએલા એજ પૈસા હજુ પુરા વપરાયા નથી!"

"વાંધો નહિ, આ રૂપિયા પણ ઉછીના જ ગણાશે. કદાચ ઓચિંતી જરૂર પડે તો તું કોની પાસે લેવા જઈશ? મારી ફીકર તું કરીશ નહિ. બનશે તેટલો જલ્દીથી હું આવી પહોંચીશ અને આવતા વાર જ તને લખવાનું પણ સોંપી દઈશ."

શારદા પાસેથી છુટો થઈને રાખાલ તેના શેઠને ત્યાં ગયો. શેઠ–શેઠાણી સાથે પુષ્કળ રકઝક કર્યા પછી એમ નક્કી થયું કે રવિવારે રાતની ગાડીમાં રાખાલે બધાને લઈ ને જવું. શેઠાણીએ તેને એમ પણ કહી દીધું: "રાખાલ, તારા કોઈ દોસ્ત–બિરાદર સાથે આવવા માંગતા હોય તો તેમને પણ ખુશીથી સાથે તેડી લઈ જજે. ખરચનો વાંધો નથી. એટલું ધ્યાનમાં રાખજે કે તું જ અમારા તરફનો વહીવટ કરનાર! પૈસાટકા, ઘરેણાંગાંઠાં, વગેરે બધા પર તારોજ અધિકાર છે."

રાખાલને સૌ કરતાં પહેલો તારક યાદ આવ્યો. તે હોંશિયાર માણસ હતો. તેને સાથે લેવો જોઈએ. વગર ખરચે આવી તક જવા દેવી ઠીક નહિ. ફક્ત એક જ આશંકા તેને રહેતી હતી અને તે તેની એક દેશીય નૈતિક બુદ્ધિની. ત્યાં આગળ યોગ્યાયોગ્યનો ખ્યાલ આવીને ઉભો થતાં તેને સમજાવવો ભારે પડે તેમ હતું. પણ આટલા

વખતમાં તો તે માસ્તર થઈને વર્ધમાન ચાલ્યો ગયો હશે એ વાતનો તેને ખ્યાલ જ ન રહ્યો. પાછા આવવાની આશા નહિ હોવાને લીધે તે ચીઠ્ઠી લખીને મુકી જાય એ પણ બનવા જોગ હતું. રવિવારને હવે ત્રણ જ દિવસ બાકી હતા. એટલામાં તો તે આવીને પોતાને મળી તો જશે જ, પણ એમ ન બને તો કાલે એક વાર પોતાને જ ફુરસદ લઈને તારકને કલબમાં જઇને તેને રૂબરૂમાં ખબર કરવી પડે તેમ હતું.

ઘેર આવીને રાખાલ અનેક કામોમાં ગુંથાઈ ગયો. એ શોખીન માણસ હતો. ઘણા દિવસની બેદરકારીને લીધે ઓરડી પણ અસ્તવ્યસ્ત થઈ ગઈ હતી. બહાર ગામ જતાં પહેલાં એ બધુ ઠીક ઠીક કરવું પડે તેમ હતું. સાહેબવાડીથી એક મોટી સારી ટ્રંક પણ વેચાતી લઈ આવવી પડે તેમ હતું, જેથી પરદેશમાં કોઈ તાળું ખોલીને ચોરી કરી ન જાય. જાનમાં પહેરવા માટે કયાં કયાં કપડાં તૈયાર પડયાં છે એ પણ એને જોઈ લેવાનું હતું, અને જો ન હોય તો તુરતાતુરત તૈયાર કરાવી લેવાની જરૂર પણ હતી. તારકને જ નહિ પણ યોગેશ બાબુને પણ કહેવાનું હતું. તેનો પશ્ચિમ તરફ જવાનો વિચાર ઘણા દિવસ થયા પૈસાના જ વાંધાને લીધે પુરો થયો ન હતો. ઓફીસના મેનેજરને સમજાવીને દશ દિવસની રજા મંજુર કરાવી લેવાય તો યોગેશ જીવનભર ઉપકાર માને તેમ હતું. શેઠને ઘેર પણ પાછું એકવાર જવું જોઈતું હતું, નહિ તો નાની મોટી ભૂલચૂકો કોણ યાદ કરાવે? પરદેશમાં તેને એકલાને માથે જે બધું જોખમ હતું એટલે જે તે વાતની ચોકસાઈ કરી લેવાની જરૂર હતી. આટલા થોડાક વખતમાં આટલું કામ શી રીતે પતાવી શકાશે તેનો તે ખ્યાલ કરી શકયો નહિ. શનિવારની બપોર પછીનો વખત તો નવી-મા અને વ્રજબાબુને મળવા માટે જ રાખવો પડશે, એટલે તે દહાડો તો નકામો જ જવાનો હતો. એટલામાં તેને યાદ આવ્યું કે પોસ્ટ ઑફીસમાંથી થોડાક રૂપિયા પણ ઉપાડી લાવવા પડશે, કારણ કે થોડા ઘણા પણ પોતાના પૈસા સાથે રાખ્યા વગર જવું એ પણ

ઠીક ન હતું. પુષ્કળ કામ અને ઉતાવળને લીધે રાખાલની આંખે જાણે અંધારા આવવા લાગ્યાં. તેના કાન તો તારકના કમાડ ખખડાવવાના અને પોતાને બોલાવવાના અવાજ સાંભળવાને સરવા થઈને બારણા તરફ ધ્યાન દઈ રહ્યા હતા, પણ તે તો આવ્યો જ નહિ. આ બાજુ તો ગુરૂવાર વીતીને શુક્રવાર આવી ગયો. બપોરે પોસ્ટ ઑફીસે તે પૈસા લેવા ગયો. પૈસા વધારે ઉપાડવા પડે તેમ હતું કારણ કે તારક કદાચ એમ કહી બેસે કે તેની પાસે બહાર જવા જેવાં કપડાંલત્તા નથી તો વળી એ મુસ્કેલીમાંથી થોડા તેને આપી દૂર કરી શકાય. જો કે એમ થવું મુસ્કેલ હતું કારણ એ કદી યે ઉધાર લેતો નહિ, દાન કે બક્ષિસ પણ તેને ખપતી ન હતી. આમ છતાં ય એ સ્વીકારશે એવી આશા હતી કારણ કે રાખાલના આગ્રહને તે માન આપતો હતો. હવે વખત ગુમાવવો પાલવે તેમ ન હતું. પોસ્ટ ઑફીસેથી એક ટેકસી કરવી પડશે. તારક જરા ગુસ્સે તો થશે પણ થવા દયો.

પરંતુ પૈસા લેતા વાર લાગી ગઈ. દિલગીર ચહેરે બહાર આવીને તે ગાડી ભાડે કરતો હતો ત્યાં તેના મહોલ્લાના ટપાલીએ આવી તેને એક કાગળ આપ્યો. એ કાગળ તારકનો હતો. વર્ધમાન જીલ્લાના કોઈ એક ગામમાં હેડમાસ્તર થયાની વાત તેણે કાગળમાં જણાવી હતી. એ ઉપરાંત નિકળતી વખતે તેને મળી ન શકાયાની બાબતમાં તેણે પોતાની દિલગીરી જાહેર કરી હતી. નવી મા અને વ્રજબાબુને પ્રણામ પાઠવ્યા હતા અને છેવટે જણાવ્યું હતું, કે કહ્યા વગર ચાલ્યા ગયાના અપરાધની જાતે જ માફી માગવા માટે તે થોડાક દિવસોમાં જ રજા લઈને પાછો આવવાનો છે. રાખાલે કાગળને ગજવામાં મુકી નિશ્વાસ નાખ્યો: "ઠીક, ટેકસી ભાડું બચી ગયું."

બીજે દિવસે બપોર પછી રાખાલ નવી ટ્રંકમાં કપડાંલત્તા ગોઠવીને મુકતો હતો. પાછા ફરતાં દશેક દિવસ થઈ જાય તેમ હતું. એટલામાં નવી મા આવી ઉભા. રાખાલે પ્રણામ કરી તેમને બેસવા માટે ખુરશી આગળ ધરી.

" કાલે રાત્રે જ તારે જવાનું છે કેમ ?" ખુરશી પર બેસતા નવી માએ પૂછ્યું.

" હા, મા. કાલે મારે બધાને લઇને અહીંથી ઉપડવું જ પડશે."

" પાછા ફરતા આઠેક દહાડા થઈ જશે એમ લાગે છે!"

" હા, આઠ–દશ દહાડા તો સ્હેજે થશે."

" કેટલા વાગ્યા રાજુ?" નવી માએ થોડી વાર શાંત રહી પૂછ્યું.

" પાંચ વાગી ગયા છે. મને ભય હતો કે તમને આવતાં મોડું થશે પણ આજે કાકાબાપુએ જ મોડું કર્યું." રાખાલ ભીંત પરની ઘડિયાળ તરફ જોઇને બોલ્યો.

" મોડું તો થાય ભાઈ, પણ હવે તો તે આવે ત્યારે ખરા!"

" ગાંડાની સાથે લગ્ન અટક્યા હોય તો હવે બીજી કાંઈ પીડા તો નથી. એ ન આવે તોય કંઈ વાંધા જેવું નથી." રાખાલ હસતા હસતા બોલ્યો.

" ના રે ભાઈ! ફક્ત રેણુ જ નહિ પણ તારા કાકાબાપુ પણ રહ્યાં છે ને!" નવી માએ માથું હલાવી કહ્યું. " એ ગરીબ, શાંત માણસ કોણ જાણે કેટલી પીડા, કેટલું દુઃખ વેઠતા હશે, તે હું શું જાણું?" કહેતાં કહેતા તેની આંખોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં.

રાખાલ મનમાં ને મનમાં મામાબાપુ હેમંતકુમારના ગોળ ચકરડા જેવા મોટા મોઢાંને યાદ કરી બોલ્યા ચાલ્યા વિના બેસી રહ્યો. એ કામ સહેલાઇથી નહિ જ થયું હોય એની એને ખાત્રી હતી.

" આ લગ્ન અટક્યાં છે એટલું જ એમણે લખ્યું છે પણ થોડા દિવસ માટે કે હંમેશને માટે તે તો કંઈ જ એમાં જણાવ્યું નથી." નવી–મા બોલી.

" હંમેશને માટે મા! સદાય ને માટે. એ ગાંડાનાં ઘરમાં આપણી રેણુ કોઈ દહાડો નથી જવાની એ તો ચોકકસ થઈ ગયું છે."

"ભગવાન કરે ને એમ જ હોય! પણ આ દુર્બળ માણસની વાતનો વિચાર કરતાં તો દિલને જરાય શાંતિ મળતી નથી. કેટલી ચિંતા! કેટલી બ્હીક! જે બધું હોય તે હું કહું પણ કોને?"

"તો તમને એ ઘણા જ દુર્બળ માણસ લાગે છે?"

"એ તો હંમેશા દુર્બળ પ્રકૃતિના જ છે. એમાં તો જરાય શક નથી." નવી-મા જરા ફીકકું હસીને બોલી.

"એક દુર્બળ માણસ આટલો આઘાત નિઃશબ્દે સહન કરી શકે ખરો કે મા? કાકાબાબુ જીવનમાં કેટલું દુઃખ સહન કરે છે તેની તમને ખબર નથી, પણ હું જાણું છું. જુઓ એ આવ્યા."

ખુલ્લી બારીમાંથી રાખાલે વ્રજબાબુને આવતા જોયા. ઝટપટ ઉઠીને તેણે બારણું ઉઘાડી નાખ્યું અને વ્રજબાબુ અંદર દાખલ થયા. રાખાલ એક બાજુએ ઉભો. નવી-મા પાસે આવીને ગળે સાડીનો છેડો નાખી પ્રણામ કરી પગરજ માથે ચડાની ઉભી રહી.

"રેણુનાં લગ્ન હવે ત્યાં નહિ થાય એ સાંભળ્યુંને નવી?" વ્રજબાબુ ખુરસી ખેંચીને તે પર બેસતા બોલ્યા.

"હા, સાંભળ્યું. મને લાગે છે, કે બહુ ધમાલ થઈ હશે?"

"તે તો થાય જ ને!"

"તમે નિર્વિરોધી, શાંત માણસ રહ્યા. એટલે મને એ જ થતું હતું કે તમે આ લગ્ન બંધ કેવી રીતે રખાવી શકશો!"

"મને શાંતિ જ ગમે છે. વિરોધ કરવાનું મન જ નથી થતું, એ વાત સાચી છે; પણ તારી દીકરી અને એનાં અજુગતાં લગ્નનો વાંધો ઉઠાવવા તું હાજર નહિ એટલે પછી બધોય ભાર મારે માથે આવી પડયો. મારે એકલાએ તે વહેવો પડયો. તે દિવસે મને વારેઘડીએ શું વિચારો આવ્યા કરતા હતા તે તું જાણે છે નવી? મને થતું કે જો તું આજે ઘરમાં હોત તો બધોય ભાર તારે માથે નાખી દઈને હું બગીચામાં એકાદ બેંચ પર આખી રાત સુઈ રહેત. એથી તો હું મનમાં ને મનમાં બોલેલો પણ ખરો, કે: "આજે એ હોત તો

એને ખબર પડત કે જુલમની પણ હદ હોય છે. દરેકની ઉપર એ બધું ચાલતું નથી."

સવિતા (નમી–મા) નીચું મોઢું રાખીને નિ:શબ્દ બેસી રહી. તે દિવસની વિસ્તારપૂર્વક ઘટના પૂછવાની હવે તેનામાં હિંમત ન રહી. રાખાલ પણ એવો જ સ્તબ્ધ બની ગયો હતો. વ્રજબાબુ પણ આથી કાંઈ વિશેષ બોલ્યા નહિ.

બે ત્રણ મિનિટ સુધી બધાંય ચુપચાપ બેસી રહ્યાં.

"કાકાબાબુ, આજે તમે બહુ થાકી ગયેલા દેખાવ છો." નિરવતાનો ભંગ કરી આખરે રાખાલ બોલ્યો.

"તારું કહેવું બરાબર છે રાજુ! આ છ સાત દિવસોમાં વેપાર રોજગાર અને કારભારના હિસાબકિતાબ જોવામાં બહુ વખત ગાળવો પડ્યો છે."

"છે તો બધું બરાબરને કાકાબાબુ?" રાખાલે ગભરાઈને પ્રશ્ન કર્યો.

"ખાસ કંઈ બરાબર તો નહિ જ." વ્રજબાબુએ રાખાલને જવાબ આપ્યો. "નવી, તારા પેલા રૂપિયા મેં બેએક વરસ પર લઈને બેંકમાં મુકાવી રાખ્યા હતા. મને થયું કે એના હાથ કરતાં મારા હાથમાં બ્હીવા જેવું ઓછું. હવે મને જણાય છે કે મારી ધારણા બરાબર ન હતી. છતાં હમણા તો એની ઉપર ભરોસો ન રાખ્યે છૂટકોજ નથી." વ્રજબાબુએ સવિતા તરફ જોઈને કહ્યું.

સવિતાએ આ વખતે મોઢું ઊંચું કરીને ગંભીરતાથી જવાબ આપ્યો: "ન રાખ્યે શું ચાલ્યા જવાની બ્હીક છે?"

"છે, નહિ તો શું? એમ કહેવાય તો નહિ."

સવિતા ચૂપ રહી.

"શું કહે છે નવી? આમ ચૂપ કેમ બેસી ગઈ?" વ્રજબાબુએ પૂછ્યું.

સવિતા એકાદ મિનિટ સુધી નિરુત્તર રહી, પછી ધીમી બોલી:

"હું બીજું શું કહું? પૈસા તમે આપ્યા હતા. એ તમારે માટે જ જો જાય તો ભલે જાય. પણ મારું તો હવે બીજું કોઈ નથી."

આ સાંભળતાં જ વ્રજબાબુ ચમકી ગયા.

"બરાબર છે નવી, એવું ખોટું સાહસ તો મારાથી થાય તેમ નથી. તારા પૈસા હું તને જ પાછા આપી દઈશ. કાલે એક વાર ફરી અહીં આવીશ?"

"તમે કહો તો આવું."

"ને તારાં ઘરેણાં?"

"મારા ઉપર તમે રોષ કરીને બોલો છો?"

વ્રજબાબુ એનો જવાબ તુરત દઈ શક્યા નહિ. તેમની દૃષ્ટિ વેદનાથી મલિન-ઝાંખી થઈ ગઈ.

"નવી, જેની જે વસ્તુ હોય તેને હું તે પાછી આપી દેવા માગું છું તેમાં રોષ શાનો? આજે તને ય પણ આવા વિચારો આવવા લાગ્યા?"

સવિતા માથું નીચું નમાવીને બોલ્યા ચાલ્યા વગર બેસી રહી.

"હું જરા ય રોષ કરતો નથી. સરળ દિલથી જ હું પાછું સોંપી દેવા માગું છું. તારી વસ્તુ તારી પાસે રહે. હવે એ બોજો ઉંચકવા જેટલી મારામાં તાકાત રહી નથી." વ્રજબાબુએ ગળગળે અવાજે કહ્યું.

સવિતા હજુ ય પહેલાંની માફક નિર્વાક જ રહી. તે કશો જવાબ દઈ શકી નહિ.

સમીસાંજ થઈ એટલે વ્રજબાબુ ઉઠીને ઉભા થયા.

"ત્યારે આજે તો હવે હું જાઉં છું. કાલે આજ વખતે તું અહીં આવી રહેજે. મારી વાતનો વિરોધ કરતી નહિ." વ્રજબાબુએ સવિતાને મળવા આવવાનું આમંત્રણ આપતા કહ્યું.

"કાકાબાબુ, એક મિત્રનાં લગ્નમાં કાલે રાતની ગાડીએ હું દિલ્હી જવાનો છું. ત્યાંથી મને પાછા ફરતાં બનતા સુધી આઠ-દશ દહાડા થઈ જશે." રાખાલ વ્રજબાબુને પ્રણામ કરીને બોલ્યો.

"ભલે! પણ તું બીજાઓનાં લગ્ન કરાવવા જ ફર્યા કરવાનો છે રાજુ? તારે પોતાને નથી કરવાં?"

"મને દીકરી દે એવો કમનસીબ આ દુનિયામાં કોણ હોય, કાકાબાપુ?" રાખાલે હસતા હસતા કહ્યું.

વ્રજબાપુ પણ આ સાંભળી હસી પડયા.

"છે, રાજુ, જેમણે મને કન્યા આપી હતી તે દુનિયામાંથી હજી મરી પરવાર્યા નથી. તને દીકરી દેનારનું કમનસીબ એના કરતાં વધારે નથી. મારા કહેવામાં જો વિશ્વાસ ન આવતો હોય તો એકાંતમાં તારી નવી માને પૂછી જોજે. એ તને જવાબ આપશે. નવી, હું જાઉં છું. કાલે ફરીથી મળીશું."

સવિતાએ પાસે આવીને પગરજ લઈ વ્રજબાપુને પ્રણામ કર્યાં. તે અસ્ફુટ રીતે આશીર્વાદ દેતા દેતા બહાર ચાલ્યા ગયા હોય એમ જણાયું.

બીજે દિવસે એ જ વખતે વ્રજબાપુ પાછા આવી ગયા. તેમના હાથમાં સીલ કરેલી એક ટીનની પેટી હતી. સવિતા પહેલેથી આવી ગઈ હતી. તેની સામે ટેબલ પર તેમણે પેટી મુકી.

"આ અત્યાર સુધી બેંકમાં મુકેલી હતી. એની અંદર તારાં બધાં ઘરેણાં મુકી રાખ્યા છે, તે જોઈ લે. અને આ તારા બાવન હજારનો ચેક. આજે મારું કામ પુરું થયું, નવી. આ બોજો ઉંચકયા કરવાનું પણ આજે પૂરું થયું."

"પણ તમે તો કહેતા હતા કે આ બધાં ઘરેણાં રેણુ પહેરશે."

"ઘરેણાં મારા નથી, નવી, એ તો તારાં છે. જો કોઈ દહાડો એ દિવસ આવે તો તું જ તેને આપજે." વ્રજબાપુએ કહ્યું.

રાખાલ વારેઘડીએ ઘડિયાળ તરફ જોયા કરતો હતો.

"તારો વખત થયો લાગે છે, રાજુ!" તેની તરફ ધ્યાન જતાં વ્રજબાપુએ કહ્યું.

રાખાલે શરમાતા શરમાતા ડોકી હલાવી હા પાડી.

"એમને ત્યાંથી બધાને સ્ટેશને લઈ જવા પડશે ને?"

"તો હું જાઉં, પણ પાછો આવીને મને એક વાર મળી જજે ભાઈ!" કહેતા તે ઉભા થયા. એકાએક કોઈ વાત યાદ આવતા તે વળી ઉભા રહ્યા.

"પણ આજે તો તારી નવી માને એકલા જવાની જરૂર નથી. સાથે કોઈને પહોંચાડવા જવું પડશે."

"એકલા નથી કાકાબાપુ! એમનો દરવાન એમની મોટર સાથે બહાર ઉભો છે." રાખાલે વ્રજબાપુ વાક્ય પુરૂં કરે એ પહેલા એમનાં અંતરની વાત સમજી જઈ જવાબ આપી દીધો.

"એમ છે! ઠીક, ઠીક. નવી, ત્યારે તો હવે હું જાઉં છું."

સવિતાએ પાસે આવીને પહેલા દિવસની માફક પ્રણામ કરી પગરજ લઈ ફરી માથે ચઢાવી.

"હવે ફરી ક્યારે મળી શકાશે?" સવિતા ધીમે પણ આર્દ્ર સાદે બોલી.

"જ્યારે કહેવડાવીશ ત્યારે આવી જઈશ. કેમ વારૂ, કંઈ ખાસ કામ છે?"

"ના, કામ તો એવું કંઈ નથી...પણ..."

"ખાલી મળવા જ માગે છે?" વ્રજબાપુ હસતા હસતા બોલ્યા.

આ પ્રશ્નનો શો જવાબ હોઈ શકે? સવિતા માથું નીચું રાખીને ઉભી રહી.

"હું કહું છું, નવી, કે મારે માટે તારે દીલમાં ઓછું આણવાની લગારે જરૂર નથી. મારે માટે તું મનમાં જરાય ફિકર-ચિંતા રાખીશ જ નહિ. નસીબમાં જે લખ્યું હશે તે થશે. ગોવિંદ મારૂં દરેક પ્રકારે હંમેશા રક્ષણ કરે છે. તું સુખી થા એજ મારો તો આશીર્વાદ છે. મારો અવિશ્વાસ કરીશ નહિ, હું સાચું જ કહું છું."

રાખાલને યાદ આવ્યું કે હવે મોડું થઈ શકે તેમ નથી. તરતજ ગાડી બોલાવીને પેટી મુકાવી દેવી જોઇએ. એ વાત કહેતો કહેતો મુંઝાતો-ગુંચવાતો બહાર નીકળ્યો.

સવિતાએ મોઢું ઉંચું કરીને જોયું. એની બંને આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. વ્રજબાબુ જરા એની આગળ આવીને ઉભા.

" તારી રેણુને એક વાર જોવા માગે છે નવી ?"

" ના, હું એ માટે નથી કહેતી."

" તો રડે છે શા માટે ? મારી પાસેથી હવે તું શી ઇચ્છા રાખે છે ?"

" ઇચ્છા પૂરશો ? માગું તે આપશો ? બોલો..."

વ્રજબાબુ એકાએક ઉત્તર દઈ શકયા નહિ. ફકત એનાં મોઢાં તરફ જોતાં એમને એમ સ્થિર ઉભા રહ્યા.

" હું કયાં સુધી જીવીશ ? હું શું લઈને બેસી રહીશ ?" સવિતા આગળ બોલી.

વ્રજબાબુ આ પ્રશ્નનો ઉત્તર પણ આપી શકયા નહિ. તે વિચારમાં પડયા. એજ વખતે બહારથી રાખાલનો અવાજ સંભળાયો. સવિતાએ ઝટપટ સાડીને છેડે આંસું લુછી નાખ્યાં. બીજી જ પળે રાખાલ બારણાને હડસેલી મારી ઓરડામાં દાખલ થયો.

" નવી મા, તમારો ડ્રાઇવર પુછે છે કે હજી કેટલી વાર થશે ? ચાલો, આ ભારે પેટી હું તમને મોટરમાં મુકી આપું."

" રાજુ, તું પણ મને ઝટપટ વિદાય કરવાજ માગે છે–હું એક આફત–બલા છું."

" માને મોઢે આવી બદનામી હોય ! જુઓ મા, આ રહ્યું તમારા રાજુનું દીલ્હી જવાનું–નાનો હતો ત્યારની જેમ આજે ફરીથી માના ખોળામાં આશ્રય લઉં છું. હવે અહિંથી તમને જવા નહિં દઉં મા ! ગમે તેવું દુઃખ પડે પણ છોકરાને ત્યાંજ રહો." રાખાલે હાથ જોડી કહ્યું.

સવિતા શરમથી જાણે મરી ગઈ. રાખાલ બોલી ચુકયા પછી પોતાની ભૂલ સમજ્યો પણ ભલા વ્રજબાબુએ તે તરફ ધ્યાન દીધું જ નહિ.

" મોડું થઇ ગયું છે નવી, તારી ગાડીમાં રાજુ પેટી મુકી આપે છે. હું તેટલી વારમાં એનું ઘર વાસું છું." કહેતા વ્રજબાબુએ પોતાને હાથે જ પેટી રાખાલના હાથમાં મુકી દીધી.

પ્રશ્નનો ઉત્તર બાકી રહી ગયો. રાખાલની પાછળ પાછળ નવી મા મુંગે મોઢે ધીમે પગલે બહાર નીકળી ગઇ.

# ૬

લગ્ન પતાવીને રાખાલ દશ બાર દિવસે દિલ્હીથી પાછો ફર્યો. તેણે પોતાને સોંપાયલી ફરજ બરાબર બજાવી હતી. એ કહેવાની જરૂર નથી. શેઠ–શેઠાણી બેઉ તેની કાર્યકુશળતાથી અનહદ આનંદિત થયા હતા.

પરંતુ તેનો આટલા દિવસનો દિલ્હીનો પ્રવાસ અફળ ગયો ન હતો. ત્યાં તે યોગ્ય પ્રભાવ અને પ્રતિષ્ઠાનો વિસ્તાર કરતો આવ્યો. તેનું એક ફળ પણ આવ્યું હતું કે લગ્નને યોગ્ય વયની એક કન્યા તેને દેખાડવામાં આવી હતી. એક ઠીક ઠીક સામાન્ય ઘરની એ કન્યા હતી. પશ્ચિમ તરફ રહીને તેનું શરીર અને વય વધ્યાં હતાં પણ મુરતીઓ શોધવાની મુશ્કેલીઓને લીધે હજી તેનો સંબંધ નક્કી થયો ન હતો. ગભરાતાં ગભરાતાં રાખાલ કહેતો આવ્યો હતો કે કલકત્તે જઈને તેના કાકાબાબુ અને નવી–માનો અભિપ્રાય જાણ્યા બાદ તે કાગળ લખશે. તેને આ તક અપાવનાર તેનો મિત્ર યોગેશ હતો. તે જાનૈયાઓ સાથે વગર ખરચે દિલ્હી, હસ્તિનાપુર, કિલ્લો, કુતૂબમિનાર, વગેરે જે જે લોકોને મોંઢે જોવા જેવું સાંભળ્યું હતું તે બધું જોઈ શક્યો હતો. આથી બંધુકૃત્ય બાકી ન રહી જાય એમ તેણે કૃતજ્ઞતાનું ઋણ સોળે સોળ આના અદા કરી દીધું હતું. ત્યાંના લોકો પૂછવા લાગ્યા હતા કે રાખાલબાબુ હજી સુધી પરણતા કેમ નથી? યોગેશે તેમને ઉત્તર દીધો : “એમની મરજી. આપણા જેવા સાધારણ લોકો સાથે એ મળે એવી આશા કરવી જ નકામી છે.”

કન્યાઓએ શરમાતા–અચકાતા પૂછયું : "એઓ કલકત્તામાં શું કરે છે?" ત્યારે યોગેશે તુરત જ ઉત્તર આપી દીધો : "ખાસ કાંઈ નહિ." પછી મુછમાં હસીને કહ્યું : "કરવાની જરૂર પણ શી પડી છે?"

આ ઉત્તરના અનેક માર્મિક અર્થ થતા હતા.

કલકત્તાના આગળ પડતા માણસોની જાતજાતની વાતો રાખાલ જાણે! ઘરનાં બૈરાંના નામ પણ એ જાણે. નવા બેરીસ્ટરો અને હમણાં જ પાસ થયેલાં આઈ. સી. એસ. ની વાતો પણ તે તેમનાં નામ દઈને કરતો. બચુ બોઝ, ડબલ સેન, પટલ બેનરજી, વિગેરે વિષે અવનવી વાતો સાંભળીને આટલે દૂર જઈને સાધારણ નોકરીઓ પર જીવતા બંગાળીઓ તો અજબ થઈ જાય; પણ અત્યાર સુધી લગ્નની વાતમાં રાખાલ પોતે જ બોલતા ગભરાતો હતો એમ ન હતું, અંદરખાનેથી તો તે ડરતો હતો, કારણ કે પોતાની સ્થિતિથી તે અજાણ્યો ન હતો. તે જાણતો હતો કે પોતાના ઓળખીતા સ્નેહીવર્ગને થોડી ઘણી શરમમાં નાખ્યા વિના તેને પોતાનાં કુટુંબનું પોષણ કરવું મુસ્કેલ થઈ પડે તેમ હતું. અત્યાર સુધી જ્યાં તે સ્વચ્છંદે ફરી શકતો હતો ત્યાં હલકા દેખાઈને રહેવાનું તેને ઠીક લાગતું ન હતું. તોપણ એકલવાયાં જીવનની જાત જાતની મુસ્કેલીઓ તેને દમતી હતી. વસન્તમાં લગ્નોત્સવનાં વાજાં કોઈ કોઈ વાર તેને ઉસ્કેરી મુકતાં. કોઈ કમનસીબ કન્યાનું કરૂણાજનક ફીકકું મોઢું જાણે તેને વારંવાર દેખાયા કરતું હતું. કદાચ એને અકારણ અભિમાનથી કોઈ વાર એમ પણ લાગી આવતું હોય કે આટલા પ્રાચૂર્ય, આટલો અભાવ, આટલા અંતર-વિહોણો એક એજ કોઈની નજરે ચઢતો ન હતો!' ફક્ત તેને જ વરમાળા પહેરાવનાર કોઈ કુમારીકા અવનિપટ પર ક્યાંય ન હતી!

પરંતુ આ બધા વિચારો ક્ષણભર માટેના જ હતા. મોહ દૂર થતો અને ફરીથી તે પોતાની જાતને સંભાળી લેતો હતો. તે હસતો, આનંદ કરતો, છોકરાં ભણાવતો, સાહિત્યચર્ચામાં ભાગ લેતો, આમંત્રણ આવે ત્યારે લગ્નમાં ભાગ લેતો, નવા વરકન્યાને ફુલના હારતોરા

આપી શુભેચ્છા દર્શાવતો. પાછા દિવસો પછી દિવસો જેમ જાય તેમ જવા દેતો. પરંતુ આટલા દિવસોના એ મનોભાવો દિલ્હી જઈ આવ્યા પછી બદલાઈ ગયા હતા. ફરીથી તેણે જોયું કે કલકત્તા જ બધી દુનિયા નથી. બહાર પણ બંગાળીઓ વસે છે. તેઓ પણ સારા માણસો છે. તેને પણ કન્યા આપે તેવા માતા-પિતા છે. કલકત્તામાં અત્યાર સુધી તે જે સમાજમાં અને જે સ્ત્રીઓના સમાગમમાં આવ્યો હતો તેમના કરતાં પ્રવાસ દરમ્યાન જોયેલી સામાન્ય ઘરની તે છોકરી ઘણી બાબતમાં પછાત હતી. આજે પણ તેને સાથે લઈને પોતાની સ્ત્રી તરીકે ઓળખાવતાં તેને શરમ આવે તેમ હતું. આમ છતાં ય એ નવા પરિચયે તેને શાન્તવન આપ્યું હતું, બળ આપ્યું હતું, વિશ્વાસ પણ આપ્યો હતો.

જગતમાં કોઇનો ભાર વહેવાની શકિત તેનામાં ન હતી. પારકાને જોરથી શીખેલો આત્મવિશ્વાસ તેને આટલા દિવસો સુધી દરેક વિષયોમાં દુર્બળ બનાવતો હતો. તે સ્ત્રી–પુત્ર–કન્યાની કલ્પના કરતો હતો! તેમની કેટલી જાતની કેવી કેવી જરૂરીયાતો હોય, ખાવું–પહેરવું અને ઘરભાડાથી માંડીને માંદા–સાજા થવા ને ભણવા–ગણાવવા સુધીની મગજમારીઓનો અંત જ ન આવે! આ ફરજો તે કેવી રીતે અદા કરશે? પરંતુ તેના સંશય પર શારદાએ પ્રથમથી જ ઘા કર્યો હતો. અસીમ સમુદ્ર વચ્ચે તેણે જે દિવસે તેને આશ્રય આપ્યો હતો ત્યારે પ્રત્યુત્તરમાં તેણે તેને અભયદાન આપતાં કહ્યું હતું: "શારદા, તું ગભરાઇશ નહિ. હું તારો ભાર મારે માથે લઉં છું." શારદા તેનો વિશ્વાસ કરીને ઘેર પાછી ફરી હતી–જીવવા ઇચ્છ્યું હતું. આ પારકા પરના વિશ્વાસે જ રાખાલને આટલા દિવસો સુધી પોતાના પર વિશ્વાસ મુકતો બનાવ્યો હતો. ફરીથી એ વસ્તુ પ્રવાસમાંથી પાછા ફર્યા બાદ અનેક ગણી વધી ગઇ હતી. તેને હવે એમ જ લાગી ગયું કે તે અક્ષમ કે દુર્બળ નથી. જગતમાંના અનેકોના જેમ તે પણ ઘણું કરી શકે તેમ હતું. એ નવ જાગ્રત ચેતનાથી ચિત્તને બલિષ્ટ બનાવી તે પહેલાં

શારદાને મળવા ગયો. ઘેર તાળું વાસેલું હતું. એક નાનો છોકરો રમતો હતો. તેણે કહ્યું: "ભાભી ઉપર ગયા છે. આજે રાત્રે અમારે અધ્યાયને જવાનું છે."

રાખાલે ઉપર જઈ જોયું તો કંઈક પ્રસંગની ધમાલ ચાલતી હતી. બધા પુષ્કળ ખાવાનું બનાવતા હતા. રમણીબાબુ કોઈ પણ કારણ વગર પુષ્કળ ગુંચવાયેલા જણાતા હતા. કામના કામ કરતાં તે નકામાં કામ વધુ કરતા હતા, અને શારદા કંઈ લુગડું વીંટીને જળસપત્ર ભંડારમાં લઈ જતી હતી. રમણીબાબુ તેને જોતાં જ બોલી ઉઠ્યા: "અરે રાજુ આવ્યો છે, નવી!"

સવિતા બીજે ક્યાંક જતી હતી ત્યાંથી આ શબ્દો કાને પડતાં જ દોડતી આવી ગઈ. રમણીબાબુ હાંફતા હાંફતા જરા અટકીને બોલ્યા: "રાજુ આવી પહોંચ્યો, બસ ભાઈ, આ બધો ભાર હવે તારે માથે."

"ચાલો ઠીક થયું! હવે તમે જરા અંદર જઈને આરામ લો, તો અમને પણ કંઈક નિરાંત થાય." સવિતાએ રમણીબાબુને કહ્યું.

શારદા ચુપચૂપ હસી પડી.

"ક્યારે આવ્યા?" શારદાએ રાખાલને પૂછ્યું.

"કાલે."

"કાલે? તો પછી કાલે જ અહિં કેમ નહિ આવ્યા?"

"પુષ્કળ કામ હતું. વખત ન મળ્યો."

"એને મરતી બચાવી એટલે એનો રાજુ ઉપર વધુ હક્ક છે." સવિતાએ હસતાં હસતાં ટકોર કરી.

શારદા શરમાઈને નીચું મોઢું કરી ત્યાંથી તરત ચાલતી થઈ ગઈ. રાખાલે રમણીબાબુને નમસ્કાર કર્યા અને સવિતાને પ્રણામ કર્યાં.

"આ બધી ધામધૂમ શાની છે નવી–મા?" રાખાલે પૂછ્યું.

"એમ જ જતો." સવિતાએ મોઢાં પર હાસ્ય ફરકાવી ઉત્તર દીધો.

"હં...એમ જ જતો. બહુ ભલી ભાઈ!" રમણીબાબુએ સવિતાના શબ્દો પર વ્યંગ કર્યો. પછી રાખાલ તરફ જોઈને બોલ્યો:

"ખરી વાત તો એ છે કે એણે અડધી કિંમતે એક મોટી એસ્ટેટ ખરીદ કરી છે, તેના આનંદમાં આ ભોજન સમારંભ છે. મારા સિંગાપુરના ભાગીદાર કલકત્તે આવ્યા છે. બી. સી. ઘોષાલનું નામ સાંભળ્યું છે? નથી સાંભળ્યું? ઠીક, આજે રાત્રે તેમને નજરે જોજે. એ કરોડપતી છે. અહિંયા મારા બીજા અનેક સ્નેહી–સંબંધીઓ છે. વકીલ, એટર્ની અને બેરીસ્ટરો પણ છે. એ બધાય આજ આવવાના છે. ગાનતાન પણ થશે. આજકાલ માલતીમાલા સારૂં ગાય છે. એનો જલસો રાખ્યો છે. એને ગાતી સાંભળવામાં મજા પડશે."

સવિતાએ તેમને બોલતા રોકવાનો જરા પ્રયત્ન કરતા તે બોલ્યા:

"રહેવા દે. છેતરે છે શા માટે? નસીબમાં હતું તે થયું. દેશમાં રહેતા કોઈ એક સાળાને એણે લાંબા સમય પર પુષ્કળ રૂપિયા ધીરેલા. ઓચિંતો આવીને તે એ પૈસા આપી ગયો. પૈસા જાણે કે લાંબા સમયથી ડુબી ગયા હતા ભાઈ, પણ એનાં નસીબનું ભારે જોર! ગભરાઈને બેટો કેવો આપી ગયો? પણ એટલાથી કાંઈ થોડું જ વળવાનું હતું? દશેક હજાર રૂપિયા ખૂટયા. એટલા રૂપિયા આપવાનું મને કહ્યું. મે કહ્યું તને આપવામાં વાંધો શું છે? આ દેહ–મન પ્રાણ બધુંય તારૂં જ છે ને!" આમ કહેતો તે અત્યંત અરૂચિકર સ્થૂળ રસિકતાના આનંદે પોતાની મેળે જ હી હી કરતો ખેંચાઈને હસવા લાગ્યો.

રાખાલે શરમથી મોઢું ફેરવી લીધું.

"મોડું થઈ ગયું છે તો હવે અહિંજ નાહી લઈને બે કોળીયા ખાઈ લેજે, ભાઈ. આ વખતે તારે ઘણું કામ પણ કરવું પડશે. તારૂં તો ઘણું કામ છે." રમણીબાબુના ગયા પછી સવિતાએ રાખાલને કહ્યું.

"કામથી તો ડરતો નથી મા! કરવાને રાજી છું, પણ અત્યારે વખત બગાડાય તેમ નથી. મારે એકવાર પડુના એમને ઘેર જવું પડશે."

"કાલે ગયો નથી?"

"ના."

"તો બોલ, પાછો ક્યારે આવીશ ?"

"આવીશ તે ચોક્કસ, પણ ક્યારે તે શી રીતે કહું ?"

"તારક અહિં નથી, ખરૂં ને ?"

"ના, તે વર્ધમાન જઈને માસ્તરગીરીમાં જોડાઈ ગયો છે. એ હોત તો પણ આવત નહિં."

સવિતા તેના મુખભાવમાં થયેલા તીવ્ર ફેરફારને પામી ગઈ. તેને ખુશ કરવાના ઇરાદાથી જ તે બોલી: "એમના પર ગુસ્સો ન કરીશ રાજુ, એ તો એમનો સ્વભાવ જ એવો છે."

બચાવના આ શબ્દોથી રાખાલ ઉલટો વધારે ચીડાયો.

"ના મા, હું ચીડાતો નથી. એવા એક જાનવર પર હું ચીડાઉં પણ કેવી રીતે ?" કહેતો રાખાલ માર્મિક ટકોર કરી ચાલ્યો ગયો. સીડી ઉતરતા તે બોલ્યો: "ના, કૃતજ્ઞતાનું ઋણ યાદ રાખવું મુશ્કેલ છે."

રાખાલને એટલું તો જણાઈજ ગયું હતું કે નવી–માને જે માણસે આટલા બધા પૈસા આપ્યા હતા તેનું નામ રમણીબાબુ જાણતા ન હતા. આમ છતાંય તે ધર્મપ્રાણ, સજ્જન મનુષ્ય માટે વપરાતી આવી અશિષ્ટ ભાષા માટે તેને તે મનમાં માફ કરી શક્યો નહિ. વળી નવી–માએ પણ જાણી જોઈને એનો જરાય વિરોધ કર્યો નહિં, જાણે કે વાતમાં કશુંય મહત્વ ન હતું! એમના તરફ લોકોની આવી હળવી રસિકતા હતી, પરંતુ તેને રોષ ન ચડયો. તેના અંતરની રોષ જ્વાળાને તેણે ધીમે ધીમે ઠંડી પાડી નાખી. વળી પાછો તે મનમાં બડબડયો: "જે થાય તે બરાબરજ થાય છે, અને એમજ થવું જોઇએ. હું નકામો બળી મરૂં છું."

બાઉ બજાર પર ટ્રામમાંથી ઉતરી તે ગલીમાં થઈને વ્રજબાબુના ઘર પાસે જઇને ઉભો. તેને લાગ્યું કે તેની આંખે અંધારા આવે છે. પોતે કોઈ બીજેજ સ્થળે આવી ચઢયો છે! આ શું ? દરવાજા પર તાળું લાગેલું હતું. ઉપરનાં બારીબારણાં બધાંય બંધ હતાં. ભાડું

ચુકવવા માટેની એક નોટીસ પણ બારણા ઉપર લાગેલી હતી. થોડી વાર સુધી ત્યાં ઊભો રહીને ગંભીર વિચારમાં પડી જઈ તે મનને જરા સ્વસ્થ કરી ગલીના નાકા પરની મોદીને દુકાને ગયો. એ દુકાનદાર ઘણા વરસનો જુનો હતો. આજુબાજુના બધા લોકો તેને ત્યાંથી માલ લેતા હતા. તેની પાસે જઈ તેણે તેને પૂછપરછ કરી.

"નવદ્વીપ, કાકાબાબુનાં ઘરનાં ભાડાનું શું છે?"

"કેમ! તમને કશી ખબર નથી રાખાલબાબુ?" મોદીએ તેને વિનયપૂર્વક અંદર બોલાવીને કહેવા માંડયું.

"ના, હું અહિં ન હતો."

"દેવું ચુકવવા માટે બાબુજીએ ઘર વેચી નાખ્યું." નવદ્વીપે કહ્યું.

"ઘર વેચ્યું? પણ એ બધા ગયા ક્યાં છે?" રાખાલ તો આ સાંભળીને આભોજ બની ગયો.

"એમની વહુ તેની છોકરીને લઈને પોતાના ભાઈને ઘેર ચાલી ગઈ. વ્રજબાબુએ રેણુને લઈને એક ભાડાની ઓરડી રાખી છે."

"એ ઓરડીની તને ખબર છે?"

"હા" કહીને તેણે હાથના ઈશારાથી દૂર સામે એક ઘર બતાવ્યું. "પેલું, સીધા જતાં ડાબા હાથની પેલી ગલીમાં બે ઘર મૂકીને ત્રીજું સત્તર નંબરનું ઘર."

રાખાલે નમસ્તે કરી તેની સાભાર રજા લીધી. સત્તર નંબરનાં ઘર આગળ આવી તેણે ઘરનું કડું ખખડાવ્યું. નોકરડી બારણું ખોલી તેને જોઈ રડી પડી.

"ફટિકની મા, કાકાબાબુ ક્યાં છે?" રાખાલે ગભરાયલે સાદે સવાલ કર્યો

"ઉપર રાંધે છે."

"કેમ! રસોઈયો નથી?"

"ના."

"નોકર?"

"મધુ છે, તે દવા લેવા ગયો છે."

"દવા શાની?"

"મોટી બ્હેનને તાવ આવ્યો છે. ડૉક્ટર પણ આવ્યા હતા."

"તાવનો પણ કંઈ વાંક નથી. વારુ, અહિંયા ક્યારથી આવ્યા છો?"

"આર દહાડા થયા. અને ચાર દહાડા થયા જ તાવ પણ આવે છે."

ઘરમાં ચારે બાજુ ભેજનો પાર ન હતો. ભાંગેલી સીડી પર ચઢીને રાખાલે જોયું તો સામેના વરંડાના ખુણામાં લોખંડની સગડી સળગાવીને વ્રજબાબુ બેઠા હતા. તે પરસેવાથી રેબઝેબ થઈ ગયા હતા. રસોઈ લગભગ તૈયાર થઈ ગઇ હોવા છતાં ય તે હાથ જોડીને બેઠા હતા. શાક પડી રહ્યું હતું અને ભાતમાંથી બળી ગયો હોય એવી ગંધ નિકળતી હતી.

રાખાલને જોતાં વ્રજબાબુ સંકોચ છુપાવવા બોલી ઉઠયા: "જો રાજુ, ફટિકની માનું કામ. કેટલી આંચ લાગશે એનું ભાન રાખ્યા વગર તેણે સગડીમાં કેટલા બધા કોલસા નાખી દીધા છે. તને ભાત બળી ગયાની ગંધ આવે છે, નહિ?"

"હા, હા, પણ તમે ઉઠો કાકાબાબુ, ગોવિંદની પૂજા કરી લો. હું તેટલી વારમાં ભાત ફરીથી મુકી દઉં છું. રેણુ ક્યાં છે?" કહેતા તેણે બાજુની ઓરડીમાં જઇને જોયું તો જમીન પર પાથરેલા બીછાના પર તે સુઇ રહી હતી. રાજુભાઇને જોતાં તેની બંને આંખમાં ઝળ-ઝળીઆં આવી ગયાં. રાખાલને આખે શરીરે આ કરૂણ દ્રશ્ય નિહાળતાં કંપારી વછૂટી પણ બીજીજ પળે તે પોતાની જાતને સંભાળી લઈને બોલ્યો: "રડે છે શું કરવા? કોઇને તાવ નહિ આવતો હોય? આવા બે દહાડા તો હમણા જ ચાલ્યા જશે. અને વળી હું મરી તો નથી ગયો રેણુ? તને થાય છે શું? જરા ઉઠીને બેસ, વાસી મોઢું ધોઈ નાખ. આ તારાં કપડાં પણ ગંધાતાના થયા છે ને?"

રેણુએ સૂતા સૂતા ડોકી હલાવી. રાખાલે મોટેથી બુમ પાડી : "ફટિકની મા, તારી મોટી બ્હેનને સાબુચોખાવાળું દુધ દઈ જા. કેટલું મોડું થયું છે, એની કંઈ ખબર છે કે?"

ફટિકની મા આવી પહોંચી; એટલે એને સંભળાવતો તે પાછો બોલ્યો:

"આ ભાત તો બળી ગયો છે. એ કામમાં નહિ આવે. તું, હું, મધુ અને કાકાબાબુ–ચાર જણ જેટલા બીજા ચોખા ધોઈ આપ, ત્યાં તો નીચે જઈને હું હમણા ઝટપટ નાહીને આવું છું. બીજા ચોખા તો ઘરમાં છે ને?"

ફટિકની માએ હકારમાં ડોકું હલાવ્યું.

"બસ, એને જરા સાફ કરી રાખ."

બાજુના બારણા ઉપર સુકવેલા ભીનાં કપડાને ખેંચી લઈ રાખાલ નીચે ચાલ્યો ગયો. જતાં જતાં તે કહેતો ગયો: "કાકાબાબુ, હવે તમે તમારે ત્યાંથી ઉઠી જાવ. રેણુ, નાહીને આવતાં જ હું તને બતાવી દઉં છું કે જાણે ખાવાનું આ તૈયાર થઈ ગયું સમજ. અને મધુ આવી જાય એટલે પછી આપણે બધા..."

શોકથી ઘેરાયેલા નિરવ ઘરમાં એકાએક જાણે ક્યાંથી આટલી બધી ગડબડનું તોફાન ધસી આવ્યું.

ન્હાવાની ઓરડીમાં પ્રવેશીને બારણા બંધ કરીને રાખાલ ભેજવાળી જમીન પર બેસી બે ત્રણ મિનિટ સુધી મોટેથી રડી પડ્યો. બાલ્યાવસ્થામાં કોલેરામાં જ્યારે તેના બાપ મરી ગયા હતા ત્યારે તે આજ પ્રમાણે રડ્યો હતો. ત્યાંથી બેઠો થઈ, થોડી વાર સુધી માથા પર પાણી પડવા દઈ વસ્ત્ર બદલી તે બહાર આવ્યો. ફરીથી તે હતો તેવો થઈ ગયો. ઓરડીનું બારણું બંધ કરી અંદર બાળકની માફક તે જમીન પર બેસી શું કરતો હતો તે કોણ કહી શકે?

રાખાલ રાંધવામાં કુશળ હતો. પોતાને માટે એ કામ તો તે દરરોજ કરતો હતો. જોતજોતામાં તો તેણે બધું બનાવી લીધું. તેની ઉતાવળથી દેવપુજા, ભોગ વિગેરે પુરૂં થતાં આજે વધારે વાર લાગી નહિ. રાખાલ

પીરસીને બધાને જમાડી, પછી નીચે જઈને પલાળેલાં ધોવાનાં કપડાં સુકાતાં નાખી ઉપર આવ્યો, ત્યારે ત્રણ વાગ્યા હતા. રેણુ સામે બેઠી બેઠી બધું જોતી હતી. બધું પુરૂં થતાં તે બોલી: "રાજુભાઈ, તમે અમારે માટે બહુ તસ્દી લીધી. ખરેખર, તમને બહુ નસીબદાર વહુ મળશે. પણ તમે લગ્ન કેમ નથી કરતા?"

"શું કરૂં રેણુ, એવી કોઈ નસીબદારને હું જોવા પામીશ ત્યારે જ થશેને?" રાખાલ હસતાં હસતાં બોલ્યો.

"ના, ના, એમ નહિ બને. બાપુજીને કહી હું ચોક્કસ તમારે માટે કોઇ લાયક છોકરી શોધી કઢાવીને લગ્નનું નક્કી કરાવી દઇશ."

"ભલે, તો કરાવી દેજે. વારૂ, ડૉકટરે આજે શું કહ્યું? તાવ ઉતર્યો છે કે નહિ?"

"ડૉકટરબાબુ આજે ઘેર તો નથી આવ્યા. પરમ દિવસે આવેલા, ને દવા આપી ગએલા, તે આજ સુધી ચલાવી." ફટિકની મા પાસે ઉભી હતી તે બોલી પડી.

રાખાલ એ સાંભળતાં સ્તબ્ધ થઈ ગયો. તેના શંકીત મુખ તરફ જોતાં રેણુને શરમ આવી.

"રોજ દવા લાવવી ને પીવી એ મને પસંદ નથી. ડૉકટરને રોજ નકામા પૈસા આપ્યા કરવાથી કંઈ રોગ જલ્દી ચાલ્યો જતો હશે ફટિકની મા! હું તો એમ જ—વગર દવાએ સારી થઈ જવાની છું, તું જોજે ને!"

રાખાલ ચૂપ રહ્યો. તે સમજી ગયો કે દુર્દશાને અંગે પોતાના ગરીબ બાપને થોડાક રૂપિયાનો પણ સમજુ દીકરી હવે ખરચ કરાવવા માગતી ન હતી. તેનું હૈયું ભરાઈ આવ્યું. તે જવાને ઉભો થયો. એટલે રેણુએ પૂછયું:

"તમે જાઓ છો રાજુ ભાઈ?"

"આજે અત્યારે તો જાઉં છું. કાલે સવારે ફરી પાછો આવીશ."

"ચોક્કસ આવશો ને?"

"ચોક્કસ આવીશ. હું ન આવું ત્યાં સુધી કાકાબાબુને મુક્તા પાસે જવા જ નહિ દેતી, રેણુ!"

આ સાંભળતાં રેણુ સંકોચ પામી.

"કાલે જો મને તાવ નહિ હોય તો તો હું જ રાંધીશ, રાજુભાઈ!"

"એમ કશું કરવાનું નથી." કામ કરનારીને તેણે ચેતવણી આપતા કહ્યું: "હું ન આવું ત્યાં સુધી કોઇને કશું પણ કરવા દેતી નહિ, ફટિકની મા!" પછી તે બહાર ચાલ્યો ગયો.

ડૉકટર વિનોદ એ મહોલ્લાનો જ રહેવાસી હતો. જરાક દૂર તેનું મકાન હતું. નીચે ભોંયતળીએ તેનું દવાખાનું હતું. ત્યાં જ તે રાખાલને મળી ગયો.

"રેણુનો તાવ કેવો છે? આજે બે દિવસથી તમે એને જોઈ કેમ નથી?" રાખાલે ડૉકટરને પૂછયું.

"હકીકત ઉપરથી તો ઓછો હોય એમ લાગે છે, પણ આજે એને કેમ છે, તે તો બે દિવસ થયા એને જોઈ નથી એટલે હું કેમ કહી શકું? મધુ આજે બે દિવસે હકીકતથી દવા લઈ ગયો." ડૉકટરે કહ્યું.

વિનોદ એ કુટુંબનો બહુ જુનો ડૉકટર હતો. તે બધાને ઓળખતો હતો. આ પછી તેણે વ્રજબાબુના આકસ્મિક દુર્ભાગ્ય પ્રત્યે પોતાની દિલસોજી દર્શાવી. થોડી અજાયબી પણ બતાવી. છેવટે તેણે કહ્યું: "રાખાલ, તું આવી ગયો છે એટલે હવે ફીકર નહિ. કહે, તો કાલે સવારે હું જરૂર જઈ આવું."

"ચોક્કસ જજો ડૉકટરબાબુ, અમારી પાસે તમને બોલાવવા આવે એવો કોઈ માણસ નથી!"

"બોલાવવાની જરૂર નથી, રાખાલ, હું પોતે જ જઈશ."

રાખાલ પોતાની ઓરડી પર આવીને સુતો. એકાએક આ હૃદય-દ્રાવક દ્રશ્ય નિહાળતાં તેનું દિલ ભાંગી ગયું હતું. વ્રજબાબુની દુર્દશા કેટલા વિશાળ અને સર્વનાશના પરિણામમાં ગંભીર રીતે પરિણમી હતી, તેનો વિચાર કરવાનો વખત તેને બીજાં કામકાજને લીધે મળ્યો ન હતો.

નિર્જન ઘરમાં અત્યારે તેની બે આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. એનો ઉપાય શો, અને આ દુઃખના દિવસોમાં તે પોતે શું કરી શકે તેમ હતો? તેનો તે વિચાર ન કરી શકયો. આ બધું આટલી ઝડપથી શી રીતે બની ગયું? તેની તે કલ્પના પણ કરી શકયો નહિ. વળી રેણુ બીમાર હતી. એ મહોલ્લામાં ટાઈફોઈડ ઘણાને થતો હતો તેની તેને ખબર હતી. ડૉકટરની વાતચીતમાં પણ તેને એની શંકાની સૂચના જણાઈ હતી. એમને કોઈ સમજાવનાર કે કોઈ ચાકરી કરે તેવું પણ ન હતું. બનતા સુધી ડૉક્ટર પાસે રેણુને ફરીથી તપાસાવવાના પૈસા પણ વજબાબુ પાસે કદાચ ન હશે. આવા ગરીબ, નિર્વિરોધી માણસના પહેલાંથી છેલ્લે સુધીના ઇતિહાસને યાદ કરતાં તેને તેની ધર્મ–બુદ્ધિ, ભગવદ્ભક્તિ, સાધુતા–એ બધાં પર જાણે ઘૃણા વછૂટી. દિલ્હીથી આવ્યા પછી આડા–અવળા ખરચમાં તેનાં પોતાના હાથમાં પણ કશું બાકી રહ્યું ન હતું. પોસ્ટ ઑફીસમાં કાંઈક બાકી પડયું હતું તેના પર એક દિવસ પણ ચલાવી શકાય તેમ ન હતું. તેને ખબર હતી કે જેને ત્યાં પોતે છોકરાં ભણાવવા જતો હતો તે લોકો ઘણા કંજુસ હતા. મિત્રો–સંબંધીઓ અલબત્ત ઘણા હતા પણ તેમની પાસેથી માગવા જવાથી પણ કંઈ વળે તેમ ન હતું. ઘણા 'મોટા માણસો' પણ ખાનગીમાં તેના પોતાના દેવાદાર હતા. જો કે તેમનું દેવું તે પોતે ભૂલ્યો ન હતો પણ એ લોકો તો ભૂલી ગયા હતા.

એકાએક તેને નવી મા યાદ આવી. પણ એ દીપશિખા ઝબકીને પાછી તરતજ હોલવાઈ ગઈ. ત્યાં 'આપો' કહીને ઉભા રહેવાની કલ્પનાજ તેને કુંઠિત કરવા લાગી. કારણ પુછાતાં તે કહે પણ શું અને બોલે પણ કેવી રીતે? એ રસ્તો બરાબર ન હતો. હવે તેની નજરે અન્ય એક પણ માર્ગ ન સુઝયો. પણ કોઈની પાસે પણ માગ્યા વગર તો ચાલે તેમ જ ન હતું. તેને કોઈપણ રીતે રેણુની દવા માટે પૈસા મેળવવા પડે તેમ હતું. કારણકે એ છોકરી તેની નજર સામેજ ઉછરીને મોટી થઈ હતી.

કામ કરનારી આવીને એને ખાવા વિષે પુછી ગઈ. તેણે પોતાને બીજે જમવા જવાનું છે એમ જણાવી દીધું. ઘણીવાર એમ ચાલતું એટલે તેને પણ કંઈ ખાસ વહેમ પડયો નહિ.

તેના ગયા પછી રાખાલે બારણે તાળું માર્યું. એ શોખીન માણસ હતો. કપડા પહેરવામાં જરાક જેટલી બેદરકારી પણ તેનાથી સહેવાતી ન હતી, પણ આજે તેને એ વાત યાદ જ આવી નહિં. જેમ હતો તેમજ પહેરેલે લુગડે એ બહાર નિકળી પડ્યો.

નવી-માને ત્યાં તે જઈ પહોંચ્યો ત્યારે સંધ્યાકાળ થઈ ગયો હતો. ઘર સામે કેટલીક મોટરો ઉભી હતી. વિશાળ અટારી વિજળીના અસંખ્ય દીવાથી દીપી રહી હતી. ઉપરના મોટા ઓરડામાંથી વિવિધ વાજાંઓના મધુરા અવાજો આવતા હતા. સવિતા આજે ભાગ્યવાન આમંત્રિતોના આદર-સત્કારમાં ચૂક ન થાય તેની ધમાલમાં રચીપચી હતી. રાખાલને જોતાં તે જરાવાર થોભી ગઈ.

"આટલી વારે અમે યાદ આવ્યા કે શું ભાઈ?" નવી માએ રાખાલને પૂછ્યું.

કેટલાય દિવસથી તે જે નવી માને જોતો આવ્યો હતો તે જાણે કે આજે ન હતી! બહુમૂલ્ય વસ્ત્રાભૂષણની સજાવટથી તેનાં વરસ જાણે દશેક જેટલાં ઓછાં થઈ ગયા હોય એમ દેખાતું હતું. રાખાલ થોડીવાર સુધી મૂઢની માફક એણે સજેલાં ભભકભર્યાં વસ્ત્રાલંકારોની શોભાને એનાં સોહામણા સૌન્દર્ય સાથે સોના સાથે સુગંધનો સુમેળ સાધતા જોઇને પથ્થરની પ્રતિમા માફક જડવત્ ઉભો રહ્યો. તેના પ્રશ્નનો તરત જવાબ પણ તે દઈ શકયો નહિં.

"આજે થોડુંક કામ કરવા લાગવાને કહ્યું હતું, છતાં તું તો બરાબર રાત્રે જ આવ્યો." નવી-મા ફરી ઠપકાભરી આંખે બોલી.

"જરા કામકાજમાંથી પરવારતાં મોડું થઈ ગયું મા! તે કરતાં ય હું ન આવ્યો હોત તો તેમાં ખોટું ય શું થઈ જવાનું હતું?" રાખાલે નમ્રભાવે કહ્યું.

"ના, ખોટું તો નહિં જ. પણ ત્યારે તે વખતે આગળથી જ કહી દીધું હોત તો સારૂં થાતને !"

નવી–માના અવાજમાં અને આંખમાં ઉદાસીનતાની સાથે પોતાને ખોટું લાગ્યાની ચોક્કસ છાયા જણાતી હતી.

"તે વેળા તેની મને પોતાનેજ ખબર ન હતી મા ! ઘેર ગયા પછીથી મને વખત જ ન મળ્યો."

એટલામાં કોઈએ બોલાવવાથી સવિતા ચાલી ગઈ. પાંચેક મિનિટ પછી પાછી આવીને જોયું તો રાખાલ ત્યાં જ ઉભો હતો.

"ઉભો છે કેમ રાજુ ? અંદર જઈને બેસ."

રાખાલ હૃદય–સંકોચને કોઇ રીતે દૂર કરી શક્યો નહિં. છતાં તે બોલ્યા વિના ન રહ્યો. ધીરે ધીરે તેણે જવાબ દીધો : "હું જલસાના સમારંભમાં ભાગ લેવા નથી આવ્યો, મા...પણ એક ખાસ મહત્વના કામને અંગે આવ્યો છું. મને તમારે આજે થોડાક રૂપીઆ આપવા પડશે."

સવિતા વિસ્મયભર્યાં નેત્રે જોઇ રહી. તેની જીભ બોલતા અચકાતી હોય એમ લાગ્યું. તે બોલી : "પૈસા ! મારી પાસે તો હાલ નથી, રાજુ ! જે હતા તે બધા આજે આ બધું લાવવા–મુકવામાં વપરાઈ ગયા."

"થોડા ઘણા પણ નથી મા ?" એ ગદ્‌ગદિત કંઠે બોલ્યો.

"નથી જેવું જ. ઘરમાં કદાચ કૈંક પડયું–કર્યું હોય તો તેને પાછું શોધવું પડશે. અને તે માટે અત્યારે મને વખત ક્યાં છે ?"

શારદા કામકાજ માટે જા આવ કરતી હતી તે આ વાત સાંભળતાં પાસે આવીને બોલી : "મારી પાસે દશ રૂપિયા છે, લાવી આપું ?"

રાખાલ તેનાં મોઢા તરફ પળવાર જોઈ રહ્યો.

"તું આપીશ ? ઠીક, લાવ ત્યારે."

શારદાએ રાખાલે તેને આપેલા રૂપીઆમાંથી બચાવેલા દશ રૂપીઆ તેના હાથમાં મૂક્યા. પછી તે બોલી :

"બીજા જોઇએ તો મિનુની મોટી મા પાસે છે. ખ્યાનામાં જણાવી લઈ ઉછીના આપશે."

" તું મને તેની પાસે લઈ જઈશ ?"

" કેમ નહિ ? એ તો બુઢ્ઢી છે. પરંતુ મારી પાસે કોઈ જાણુસ નથી."

" તું ચાલ તો ખરી ! જોઈ લઈશું."

" ચાલો."

તે બંને જવા લાગ્યા ત્યારે સવિતા બોલી : " જોજે, નીચેથી જમ્યા વિના એમને એમ પાછો ચાલ્યો ન જતો, રાજુ !"

રાખાલ પાછો ફરીને ઉભો રહ્યો.

" આજે બહુ કવખતે ખાધું છે મા. અત્યારે જરા ય ભૂખ નથી. આજે તો તમે મને માફ જ કરજો." કહેતો તે શારદાની પાછળ નીચે ઉતરી ગયો. સવિતાએ તેને વધુ આગ્રહ કર્યો નહિ.

રાખાલ ચાલ્યો ગયો. એનું ધારેલું કામ પાર પડયું. એ પછી શારદા નીચેની ઓરડીમાં બાકીનાં એકાદ બે કામ પુરાં કરી પાછી ઉપર આવવા જતી હતી ત્યાં સવિતાએ પ્રવેશ કર્યો. તે બીછાના ઉપર બેસી જઈને બોલી : " એક પાન બનાવી આપ તો બ્હેન..."

શારદાને એ ભાગ્ય કદાપી ન્હોતું સાંપડયું. તરત હાથ ધોઈ નાખી તે પાન બનાવવા બેસી ગઈ.

" ખાધા વગર રાજુ ખોટું લગાડીને ચાલ્યો ગયો !" સવિતા ધીમેથી બબડી. આટલા ઉમંગમાં તેને આ બનાવે અંદરખાનેથી જરા આઘાત પહોંચાડતો હતો. તેને તે મનમાંથી દૂર કરી શકતી ન હતી.

" ના મા ! એમને ખોટું લાગ્યું નથી." શારદાએ મોઢું ઉંચુ કરી જવાબ દીધો.

" ખોટું નહિ તો શું ? સવારથી જ એ ચીડાયો હતો. તેમાં હું પૈસા આપી શકી નહિ. તેં એને દશ રૂપિયા આપ્યા ખરું ને ?"

" હા મા, મારી પાસે એમનાજ આપેલામાંથી બાકી રહ્યા હતા, તે આપ્યા, અને બીજા મિનુની મોટી મા પાસેથી એમને એકસો રૂપિયા ઉછીતા આણી આપ્યા."

" એટલા બધા ! મીનુની માએ એમને એમ આપ્યા ?"

"ના મા, એમ નથી થયું. એમણે કાંડાની સોનાની ઘડિયાળ કાઢી મને આપી અને કહ્યું, કે આ આસરે ત્રણસો રૂપિયાની છે. એ રાખીને એ જે આપે તે લઈને ચાલી આવ. એમની પાસે ચહાના બગીચાના થોડાક શેર છે એ વેચીને આ મહિનામાં જ એ ઘડિયાળ પાછી છોડાવી જશે."

"પણ એને એકાએક એટલા બધા રૂપિયાની જરૂર શાથી પડી?"

"કહેતા હતા કે કોઈ એક છોકરી બહુ માંદી છે. તેને માટે ડૉકટર લાવવો પડે તેમ છે."

"એ છોકરી વળી કોણ છે કે જેને માટે રાતોરાત એ ઘડિયાળ પર રૂપીઆ લેવા નીકળે?"

"એની તો શી ખબર મા? પણ એમ લાગે છે કે તે બહુ જ સખત માંદી છે. એમને એવી બ્હીક છે કે તે પૈસાને અભાવે કદાચ મરી જાય. કહે છે કે એ છોકરીના બાપે એને નાનો હતો ત્યારે ઉછેરીને મોટો કર્યો હતો."

"નાનો હતો ત્યારે તેને ઉછેર્યો હતો એમ કહે છે? એ એની જોડી કાઢેલી વાત છે. રાજુને કોણે ઉછેર્યો છે તે હું જાણું છું. અને એ માણસની છોકરીને માટે ડૉકટર બોલાવવાને કોઈ બીજાને ઘડિઆળ ગીરો મુકવી પડે એમ છે જ નહિ."

શારદા તેનાં મોઢાં તરફ જોઈ રહી.

"જોડી કાઢેલી વાત નથી મા! એમને બોલતાં બોલતાં આંખોમાં આંસું આવી ગયા હતાં. એમણે કહ્યું, કે 'એમને પણ સુખ સંપત તો ઘણી હતી પણ ઓચિંતો ધંધો બંધ થઈ જવાથી દેવામાં ઘરબાર બધું વેચી દેવું પડયું. અને એ દિલ્હી ગયા તે પહેલાં એ બધું નજરે જોઈને ગયા હતા. આજે જઈને જોયું તો છોકરી પથારીવશ હતી. પાસે ચાકરી કરનારૂં કોઈ ન હતું. ઘરડો બાપ જાતે રાંધવા બેઠેલો પણ રાંધતા આવડે નહિ. હાથે દઝાય, ભાત બળી જાય, શાક બળીને ગંધાય! રાખાલબાબુએ બધું ફરીથી રાંધી આપ્યું ત્યારે બધાએ ખાધું. એટલે તો એમને

અહિં આવતાં મોડું થઈ ગયું. મને પણ એમણે એમના આ ખરાબ વખતે આવી મદદ કરવા કહ્યું હતું. છોકરીને મા નથી, એટલે એની દેખરેખ રાખવાની જરૂર છે. મેં તો રાજીખુશીથી કહ્યું કે તમે જ્યારે કહેશો ત્યારે આવીને જે કહેશો તે કરવાને હું તૈયાર છું."

શારદાએ પાન બનાવી હાથમાં આપ્યું, પણ તે એના હાથમાં ઝલાયેલું જ રહ્યું.

"રાજુએ એમ કહ્યું કે ઓચિંતો ધંધો બંધ થઈ જવાથી તેમને ઘરબાર વેચી દેવા પડ્યા? દિલ્હી જતાં પહેલાં એ બધું આંખે જોઈને ગયેલો?" સવિતાએ એકવાર સાંભળેલા વાક્યો ફરી ઉથલાવીને એને પૂછ્યા.

"હા, એમ જ કહેતા હતા."

"કદાપી ન હોય, એમ બને જ નહિ!"

બિચારી અજ્ઞાન શારદા ચૂપ રહી.

"રાજુએ એમ કહ્યું કે છોકરીની મા નથી?" સવિતાએ શારદાને ફરીથી સવાલ કર્યો.

"મા ન હોય તો મરી જ ગઈ હોય ને? બીજું શું હોય મા?"

સવિતા ઉઠીને ચાલી ગઈ. પાંચેક મિનિટ પછી શારદા દીવો ઓલવી નાખીને ઓરડી બંધ કરતી હતી, ત્યાં તે ફરીથી આવીને ઉભી. તેણે પહેલાં પહેર્યું હતું તે મૂલ્યવાન વસ્ત્ર ન હતું, શરીર ઉપરનાં બધાં કીમતી દાગીના ઉતારી નાખ્યા હતા. તેનું મોઢું ઉદ્વેગથી મ્લાન બની ગયું હતું.

"અત્યારે મારી સાથે તારે જરા બહાર આવવું પડશે." સવિતાએ શારદાને ધીમેથી કહ્યું.

"ક્યાં મા?"

"રાજુને ત્યાં."

"આટલી રાતે! હું ચોક્કસ કહું છું મા, કે એમને જરાએ દુઃખ થયું નથી, તેમ એ ખોટું લગાડીને ચાલ્યા ગયા નથી. વળી અહિં ઘેર

ડ્રામ પડેલું છે. કેટલા બધા લોકો આવ્યા છે. બધા ય તમારી શોધા-શોધ કરશે, મા!"

"કોઈ નહિ જાણે શારદા! આપણે જઈને હમણાં જરા વારમાં પાછા આવીશું."

"આ ઠીક નથી થતું મા! કદાચ ગરબડ થઈ જશે. કાલે બપોરે ખાધાપીધા પછી જઈશું તો કોઈ નહિ જાણે." શારદા સંદિગ્ધ સ્વરે બોલી.

"આજે રાત્રે જવું, કાલે સવારે જવું ને પછી બપોરે ખાવું-પીવું પતાવીને જવું એમ? એટલામાં તો હું ગાંડી થઈ જઈશ શારદા!" સવિતા થોડીક વાર સુધી તેનાં મોંઢા તરફ જોઈને બોલી.

શારદા એ અજબ ઉત્કંઠાનો હેતુ સમજી શકી નહિ. પણ હવે તેણે વિરોધ ન કર્યો. તે ચૂપ રહી.

જે બારણેથી ભાડુતો જાવ-આવ કરતા હતા તે દરવાજા પાસે આવીને બન્ને ઉભા રહ્યા. એકેક મિનિટ બાદ રસ્તે જતી એક ખાલી ટેક્સીને બોલાવી તે તેમાં બેસી ગયા. તે વખતે તેમની નજર ઉપર ગઈ. પ્રકાશથી દેદિપ્યમાન ઓરડામાંથી એ વખતે સંગીત અને હાસ્યઆનંદનો કલરવ બહાર આવતો હતો. રૂમાલમાં વીંટેલું એક બંડલ શારદાના હાથમાં સોંપી સવિતા બોલી: "એને લુગડામાં વીંટી રાખ, રાજુ બનતા સુધી મારે હાથે એ નહિ લે. એને તું એ આપી દેજે."

દશ મિનિટમાં જ તેઓ રાખાલની ઓરડી સામે આવી ઉભા. બહારથી બારણું બંધ હતું. અંદર કોઈ ન હતું. બન્ને જણ ચૂપચાપ પાછા ફરીને ગાડીમાં બેસી ગયા અને બીજી પાંચેક મિનિટમાં બાઉ બજારના એક વિશાળ મકાન પાસે આવીને તેમની ગાડી ઉભી રહી. નીચે ઉતરવું પડયું નહિ. જોયું તો ઘરનાં બારણા બંધ હતા. રસ્તા ઉપરનું અજવાળું ઉપરની બારી પર જઈને પડતું હતું. ત્યાં મોટા મોટા લાલ અક્ષરો વાળી એક નોટીસ લટકતી હતી:

"આ ઘર ભાડે આપવાનું છે."

ભયાનક વિપત્તી સામે પણ પોતાની જાતને થોડીવાર માટે સંભાળી શકવાની અસાધારણ શક્તિ સવિતામાં હતી. તેને મોઢેથી અત્યારે એક નિશ્વાસ પણ ન નીકળ્યો. ગાડીને ઘર તરફ લેવાનો હુકમ કરી ગાડીના એક ખુણામાં માથું રાખી તે પાષાણ મૂર્તિની જેમ જડ બેસી રહી.

શું થયું હતું તેનું અનુમાન શારદા બરાબર કરી શકી નહિ, પણ તેને એટલું સમજાયું કે રાખાલ જુઠું બોલવા આવ્યો ન હતો. અને સાચે જ કૈંક ભયંકર બનાવ બની રહ્યો હતો.

પાછા વળતી વખતે રસ્તામાં તેણે સવિતાના શિથિલ હાથને પોતાના હાથમાં ખેંચી લઇને પૂછ્યું: "એ કોનું ઘર હતું મા! એ જ ઘર વેચાઈ ગયું?"

"હા."

"એની જ છોકરીની માંદગી વિષે તેઓ કહેતા હતા?"

સવિતાએ એના એ પ્રશ્નનો કંઈજ જવાબ ન આપ્યો.

શારદા ફરીથી ધીમે ધીમે બોલી: "મા, એ ક્યાં હશે તેની તપાસ કરવાની જરૂર છે?"

"ક્યાં? કોની પાસે જઈને તપાસ કરીએ શારદા?"

"રાખાલબાબુ કાલે મને ચોક્કસ તેડવા આવશે."

"અને કાલે જો ન આવે તો? મારે ત્યાં હવે એ પગ મુકવા ન માગે તો?"

શારદા શાંત બેસી રહી. એ એમ સમજતી હતી, કે રાખાલને રૂપિયા જોઈતા હતા પણ પોતે તે આપી શકી ન હતી, એથી જ નવી-માને આટલી બધી ઉત્કંઠા, આવેગ અને આત્મગ્લાનીથી મનમાં ગુંગળામણ થતી હતી. તેને સંદેહ હતો કે ખરેખર એ પ્રમાણે કાંઈ નહિ હોય પણ એની પાછળ કદાચ કાંઈ બીજુંજ ક્રુર રહસ્ય છુપાયું હશે. સવિતા રમણીબાબુની પરણેતર સ્ત્રી ન હતી એ વાત ન જાણવાનું સમજતાં હોવા છતાંય ઘરના બધા માણસો જાણતા હતા. તેઓ કોઈ જાતના ભયથી નહિં પણ શ્રદ્ધાને લીધે જ એમ

સમજતા હતા. બધા જાણતા હતા કે એ કોઈક મોટા ઘરની સ્ત્રી, મોટા ઘરની વહુ, આચાર–વિચારમાં મોટી, હૃદયમાં મોટી, દયા દાક્ષિણ્ય અને સૌજન્યમાં તો તેથી ય મોટી–પણ તેનું એ દુર્ભાગ્ય કોઈને રાજી થવાની નહિં પરંતુ શોક અને ગંભીર લજ્જાની વસ્તુ હતી. ઘણા દિવસ સુધી સાથે રહેવાને લીધે બધા તેને ચહાતા હતા.

ગલીનો વળાંક લેતા કોઈ એક દુકાનના તીવ્ર તેજની રેખા આવીને પલકવાર માટે સવિતાના મુખ પર પડી. એ પ્રકાશમાં શારદાએ જોયું તો તેનામાં જાણે જીવજ ન હતો. હાથનો પંજો ઓચિંતો ઠંડો પડી ગયો હોય એમ એને લાગ્યું. તેણે ગભરાઈને એકાએક બૂમ પાડી: "મા! મા!"

ઘણી વાર સુધી કશો જવાબ મળ્યો નહિ. અંધકારમાં શારદાને લાગ્યું કે તેની આંખોમાંથી આંસુ વહે છે. હિંમત કરીને તેણે હાથ લંબાવીને ખાત્રી કરી જોઈ તો તેમજ થતું જણાયું. સાડીના છેડાથી તે આંસુ લુછવાનો પ્રયાસ કરી બોલી: "મા, હું તમારી દિકરી જ છું. મારે મારું કહેવા જેવું જગતમાં કોઈ નથી. મને તમે જે કરવાનું કહેશો તે હું કરીશ."

વાત સાવ સાધારણ હતી. સવિતા જવાબમાં કશું બોલી નહિ. ફક્ત હાથ લંબાવીને તેણે તેને પોતાની છાતી પાસે ખેંચી લીધી. ખળખળ વહેતાં આંસુની ભીનાશથી તેનું આખું શરીર કંપી ઉઠ્યું. મોટાં મોટાં આંસુનાં ટીપાં એક પછી એક શારદાનાં માથા ઉપર ટપકવા લાગ્યાં.

બન્ને જણ જ્યારે હતાશ હૈયે ઘેર પાછા ફર્યાં ત્યારે પણ માલતીમાલાના સંગીતનો જલસો ચાલુ જ હતો. એ આનંદની રેલમછેલની ધમાલમાં એમની બંનેની થોડાક વખત માટેની ગેરહાજરી કોઈની ધ્યાનમાં આવી નહિ. સવિતા નીચેથી સ્નાન કરીને ઉપર ગઈ. તેની નોકરડીએ તેને આ સ્થિતિમાં જોઈ પ્રશ્ન કર્યો: "મા, હમણા કંઈ નાહ્યાં? માથું દુખતું લાગે છે!"

"હા." તેણે ટુંકો ને ટચ જવાબ વાળ્યો.

"તો કપડાં બદલીને જરા સુઈ જાઓ. આખો દહાડો કામ કર્યું છે ને!"

"હું પણ અહિંયા જ છું મા! હવે કંઈજ કામ નથી. કામ પડશે તો હું બોલાવીશ." શારદા બોલી.

"બોલાવજે ત્યારે. હું સુઈ જાઉં છું."

તે રાત્રે ખાવાનું આપવા–મુકવાનું રહી જ ગયું. ભિખારીઓ એક પછી એક નિરાશ થઇને રાહ જોઇ જોઇને અંતે વિદાય થઈ ગયા. સવિતાના પલંગને છેડે બેસીને શારદા ધીરે ધીરે એને માથે તેમજ કપાળે હાથ ફેરવી રહી હતી, ત્યાં રોષિત પગલે રમણીબાબુએ અંદર પ્રવેશી તીખા તમતમતા અવાજે કહ્યું: "આ શી રમત માંડી છે? ઘેર કશું કામ હોય ત્યારે પણ મારે તને ટકોરવી પડે! તને એ ટેવ જ પડી ગઈ છે. બધા પરોણાઓ ચાલ્યા ગયા છે. હવે ચાલ, ઢોંગ–ધતુરા છોડી દઇને બેઠી થા. જરા ઠીક લુગડું પહેરી લે. વિમલબાબુ ખાસ તને મળવા આવે છે."

રમણીબાબુની આ પ્રકારની બોલવાની ઢબ કાંઈ નવી ન હતી. વસ્તુતઃ સવિતા પણ મનમાં એવી જ કોઈ શંકા કરી રહી હતી.

"અત્યારે મળવાનું શા માટે?" તે શ્રમિત સ્વરે બોલી.

"શા માટે? કેમ! તે કૈં ભિખારી છે, કે તેને ખાવા નથી મળતું? એને અહિં જમવા બોલાવાય, ને પછી તું ઘરની શેઠાણી થઇને મળે કે આવકાર આપે નહિ!"

"નિમંત્રણ હોય એ બધાને ઘરની શેઠાણીએ મળવું જ જોઇએ એવી કંઈ રીત છે?"

"રીત! રીત નથી તે તો જાણે જાણ્યું. પણ પરણેતર બૈરી હોય તો કોઈ તેની સાથે વાતચીત કરવા માગે નહિ, પણ તારી બાબત તો બધા ય જાણે છે, એટલે..." રમણીબાબુ ગુસ્સામાં ને ગુસ્સામાં આટલું બોલી અટકી ગયા.

શારદાની હાજરીમાં સવિતા એમનાં મોઢામાંથી નીકળેલા આ શબ્દો સાંભળી શરમથી મરી ગઈ. શારદાએ પોતે પણ ત્યાંથી ચાલ્યા જવાનો પ્રયાસ કર્યો પણ તે ઉઠી શકી નહિ. આ તરફ રમણીબાબુ એકવાર ઉશ્કેરાયા પછી બુમાબૂમ કરી મુકે એનો સવિતાને સંપૂર્ણ ભય હતો, એટલે એ નમ્રતાપૂર્વક બોલી: "અત્યારે મારું શરીર ઠીક નથી. એમને કહેજો કે આજે મને મળાશે નહિ."

પરંતુ આ ઉત્તરનું પરિણામ ધારવા કરતાં કંઈ ઉલટું જ આવ્યું. એના આ સ્વાભાવિક અસ્વિકારથી રમણીબાબુ ચીડાઈ ગયા. તે બરાડવા લાગ્યા: "ઠીક, ઠીક, જોયું જશે. એ કરોડપતિ માણસ છે તે જાણે છે? દર વરસે મારો કેટલા રૂપિયાનો માલ લે છે તેની કંઈ તને ખબર છે? હું કહું છું કે..."

બારણા બહાર જોડાનો ખડખડાટ સંભળાયો અને નોકરે આગળ આવીને કોઈ ખાસ જાણીતી વ્યક્તિને ત્યાં આવવાનો હાથ વતી રસ્તો બતાવ્યો.

સવિતા માથા પર લુગડાનો છેડો કપાળ સુધી ખેંચીને બેઠી થઈ ગઈ. વિમલબાબુ ઓરડામાં દાખલ થઈ નમસ્કાર કરી પોતે જ પોતાને માટે એક ખુરસી ખેંચી લઈ બેસતા બોલ્યા: "મેં સાંભળ્યું કે તમે એકાએક બહુ જ અસ્વસ્થ થઈ ગયા છો! પણ મારે કાલે જ કાનપુર જવું પડે તેમ છે એટલે કદાચ ફરીથી અહિં પાછા આવી પણ નહિ શકાય. મુંબઈ થઈને સીધા સ્ટીમરમાં ચાલ્યા જવું પડશે. એટલે મને થયું કે ગમે એમ પણ થોડીક મિનિટ માટે બને તો એમને મળી આવીને રૂબરૂમાં જ કહેતો જાઉં કે આપના આતિથ્ય—સત્કારથી હું ઘણો રાજી થયો છું."

"મારા અહોભાગ્ય!" સવિતા ધીરે સાદે સવિનય બોલી.

વિમલબાબુની ઉંમર લગભગ ચાલીશેક વર્ષની હશે. વાળ ધોળા થવા લાગ્યા હતા પણ યત્નપૂર્વક કાળજીથી શરીર સ્વાસ્થ્ય અને રૂપમાં પરિપૂર્ણ હતા. તેમણે કહ્યું: "ખબર મળી છે કે રમણીબાબુનું શરીર હમણા હમણા નરમ ગરમ રહે છે; અને આપનું શરીર પણ ઠીક

નથી રહેતું એ તો હું મારી નજરે જોઈ શકું છું. તમારા વરસો પહેલાના ફોટામાંના ચહેરા જેવો જ હજુ તમારો ચહેરો રહ્યો છે."

સવિતા એ સાંભળતાં મનમાં ને મનમાં શરમાઈ ગઇ.

"તમે મારો ફોટો જોયો છે?"

"જોયો છે શું વળી? આપનો બન્ને જણાનો સાથે પાડેલો ફોટો રમણીબાબુએ મને મોકલેલો. ત્યારથી જ મેં મનમાં નક્કી કરી રાખ્યું હતું કે ફોટા માંહેની એ ભાગ્યશાળી વ્યક્તિને એકવાર નજરે જોઇશ. આજે મારી એ ઇચ્છા પૂરી થઈ છે. એકવાર તમે અમારા સિંગાપુર આવો. થોડાક દિવસનો સમુદ્ર પ્રવાસ પણ થશે અને શરીર સ્વાસ્થ્ય પણ જરા સુધરશે. ક્રોસ સ્ટ્રીટમાં મારૂં એક નાનું સરખું મકાન છે. તેની ઉપરને મજલે રાતદિવસ સાગરનો પવન સુસવાટાબંધ વહ્યાજ કરે છે. સવાર સાંજ સૂર્યોદય ને સૂર્યાસ્ત પણ જોઈ શકાય છે. રમણી બાબુ તો આવવાને તૈયાર છે. ફક્ત તમારાં મોઢામાંથીજ જો હું હા–નો જવાબ મેળવી શકું તો મને પણ લાગે કે મારૂં દેશમાં આવવાનું સાર્થક થયું!"

રમણી બાબુ આનંદપૂર્વક બોલી ઉઠ્યા: "મેં તો તમને કહ્યું છે વિમલબાબુ, કે હું તો સાત દિવસમાં જ આવવાને અહીંથી નીકળી શકું તેમ છું. સમુદ્ર કીનારાની સુકી હવાની તો મને ખાસ જરૂર છે. શરીર સુધરે એ સહુ કરતા પહેલું!"

"ત્યારે તો જો ભાગ્યમાં હશે તો આપણે એક જ સ્ટીમરમાં સાથે જ મુસાફરી કરી શકીશું." રમણીબાબુને એટલું કહી સવિતાને ઉદ્દેશીને વિમલબાબુ પાછા હસતા હસતા બોલ્યા: "જો તમારી ખુશી હોય તો જવાની વ્યવસ્થા કરૂં. મારી ઑફીસે એક તાર કરી દઉં. ત્યાં કોઈ જાતની અગવડ નહિં પડે. બોલો, શું કહો છો?"

"ના ના, હમણા ક્યાંય જવાની મારી ઇચ્છા નથી." સવિતા માથું નકારમાં હલાવી મૃદુ સ્વરે બોલી.

"પણ કેમ ઇચ્છા નથી? કહે તો ખરી? દરવાન ને ચાકર ઘેર રહેશે. ભાડુતો પણ રહેશે. પછી તને જવામાં વાંધો શો છે? ના, એમ નહિ થાય વિમલબાબુ, હું એને સાથે લઈને જ આવીશ. એ ના કહેશે તોય હું પરાણે લાવીશ. મારૂં શરીર ઠીક નથી, એટલે ત્યાં મારી સંભાળ કોણ રાખે? તમે ખુશીથી તાર કરી દેજો." રમણીબાબુ સવિતાની ઇચ્છાની ઉપરવટ થઇને આકળા સ્વભાવે બોલી પડ્યા.

"ભલે, તો તાર કરી દઉને?" વિમલાબાબુએ ફરીથી સવિતાને સંબોધીને તેની સંમતિ મેળવવા પ્રયત્ન કર્યો.

જવાબ દેવા જતા બન્ને જણાની આંખો એક થઈ ગઈ.

"માફ કરો, આ વખતે તો હું આવી શકીશ નહિ." સવિતાએ આટલું કહી શરમથી નજર નીચે ઢાળી દીધી.

"પણ નહિ કેમ? હું કહું છું કે તારે જવું જ પડશે. હું તને સાથે લઇને જ જઈશ." રમણીબાબુએ ક્રોધપૂર્વક પોતાનો મમત પકડી રાખ્યો.

વિમલબાબુનો ચહેરો આ હા-નાની રસકીન ખેંચાખેંચીથી અપ્રસન્ન જણાયો.

"કેવી રીતે લઈ જશો રમણીબાબુ, બાંધીને?" વિમલબાબુએ ટહુકો કર્યો.

"હા, એક વાર તેમ કરવું પડશે તો તેમ."

"એમ હોય, તો પછી કોઈ બીજી જગ્યાએ લઈ જજો. હું એ અન્યાય સહન કરી શકીશ નહિ. વારૂ, આજ તો હું જાઉં છું. તમે આરામ

કરો. નરમ લખિયતમાં તમને મેં નાહક આગ્રહ કરીને હેરાન-પરેશાન કીધા હોય, તો જતાં પહેલાં મારો એ ગુન્હો માફ કરજો. હું દર મહીને તમને રીપ્લાઇ રેગ્યુલર કરીશ. પછી જોઉં છું, કે કેટલી વાર ચૂપ રહીને તમે તેનો જવાબ નથી આપતા?" કહેતા તે જરા હસીને બોલ્યા : "નમસ્કાર. નમસ્કાર રમણીબાબુ, હું જાઉં છું."

તે બહાર ગયા. તેમની સાથે સાથે રમણીબાબુ પણ હોઠ પીસતા ને ખીજવાતા નીચે ચાલ્યા ગયા. રમણીબાબુના મિત્ર તરીકે અને અશિક્ષિત વેપારી તરીકેની એમને માટે સવિતાની જે ધારણા હતી તે આજે ભૂંસાઇ ગઈ. એને થયું કે ખરેખર એમ ન હતું. વિમલબાબુ ખરેખર વિમલ સ્વભાવના હતા! એમના ને રમણીબાબુના સ્વભાવમાં આભ-અવની જેટલું અંતર હતું!

# ૭

"**મા!** જરાક ખાશો?" શારદાએ પૂછ્યું.

"ના."

"એક પ્યાલો પાણી ને એક પાન આપવાનું કહેતી જાઉં?"

"ના, જરૂર નથી."

"દીવો ઓલવીને બારણું બંધ કરી જાઉં?"

"હા, જા શારદા, તને પણ નાહકનો ઉજાગરો થાય છે."

આમ છતાંય ઉંહુ...ઉંહુ કરતાં તેને ઘણું મોડું થઈ ગયું. રમણીબાબુ પાછા આવીને ઉભા અને એક નિસાસો નાખીને બોલ્યા: "આજને માટે તો બચી ગયા! કોઈ રીતે માન તો સચવાયું. બહુ સર્જન, અને લાયક માણસ છે. આટલો મોટો માણસ છે છતાં દીલમાં જરાય અભિમાન નહિ! તારે માટે તો એમને બહુજ લાગણી છે. સો વાર ના કહી છતાં કહે કે કાલે સવારે મને એની ખબર કહેવડાવજો. કોણ જાણે કદાચ કાલે કોઈ મોટા ડૉક્ટરને તેડીને પણ આવી પહોંચે—કંઈ કહેવાય નહિ. એમને કંઈ આપણી માફક પૈસાની માયા નથી. દશવીસ હજાર આવ્યા તોય શું ને ગયા તોય શું? રોથમાર કંપનીના ડીરેક્ટર કહો કે શેરહોલ્ડર કહો, એજ મિસ્ટર ઘોષાલ કરોડપતિ! જર્મની અને હોલેન્ડ સાથે એનો પુષ્કળ વેપાર છે. વરસમાં બે ચાર વાર એમને યુરોપ ફરી આવવું પડે છે. જાવાની ખાંડનો ગઈ સાલ મોટો વેપાર કર્યો હતો, અને તેમાં એને ભારે તડાકો પડ્યો હતો.

સવિતા એમના આ ગુણાનુગાનના લવારામાં મુદ્દલ રસ ન્હોતી લેતી. એણે વાત ટાળવા વચ્ચેજ પૂછ્યું: "તમે પાછા કેમ આવ્યા? ઘેર ન ગયા?"

"કેવે પ્રસંગે કેવી વાત!" અચાનક આ પ્રશ્ને તેની આનંદ રેખામાં અજાયબી ને આઘાતનો બોજો પથરાયો. તેને એમ લાગ્યું, કે જેના તે વખાણ કરતો હતો, તે મોટા માણસ માટેનું વિવેચન સવિતાએ અક્ષર માત્ર પણ ધ્યાનમાં ન્હોતું લીધું. જરા અચકાઇને તે બોલ્યો: "ઘેર! ના, આજે હવે નથી જવું."

"કેમ?"

"ના, આજે વળી..."

સવિતા જરાવાર તેમની તરફ જોઈ રહી.

"દારૂની ગંધ આવે છે. તમે દારૂ પીધો છેને?" સવિતાએ પૂછ્યું.

"દારૂ! મેં! હા...ફક્ત થોડો જ. એક પેગ જ પીધો છે!" એણે લોચા વળતી જીભે પરાણે સાચું કહ્યું.

"ક્યાં પીધો? અહિંયા!"

"આ તું કેવો વિચિત્ર પ્રશ્ન પૂછે છે વારૂ? અહિં નહિં તો ક્યાં કલાલની દુકાને જઇને પી આવ્યો?"

"પણ અહીં દારૂ લાવવાનું કોણે કહ્યું હતું?" એણે આંખો ફેરવી જરા સખ્તાઇથી સવાલ કર્યો.

"કોણે કહ્યું હતું? લે વળી...ઘેર પાંચ દશ સારા માણસોને બોલાવીએ, જલસાપાણીની ગમત કરીએ, ને રંગરાગમાં થોડાક છાંટા–પાણી ન લાવીએ, તો ચાલે કેમ? એ તો..." એની જબાન જવાબ દેતા પીધેલની માફક જરા તોતડાતી હતી.

"બધાએ પીધો?" સવિતાએ બીજો પ્રશ્ન કર્યો.

"હાસ્તો વળી...આવે પ્રસંગે આવી લહેજતદાર મોંઘી વસ્તુની ઓફર કરવામાં આવે, તો એનો લાભ કોણ કમઅક્કલ ન લે વારૂ? તને શું આમાં નવાઇ લાગે છે?"

"ત્યારે શું તમારી બધાની સાથે વિમલબાબુએ પણ શરાબ પીધો ?"

"ના, આજ એ એક જ ચાલબાજી કરી ગયો. નહિં તો એની કીર્તિ કંઈ મારાથી અજાણી નથી. બધી ખબર છે." રમણીબાબુ જરા મુંઝાઈ ને બોલ્યા.

સવિતા થોડીકવાર ચૂપ રહીને બોલી : "જાણવાથી શું થયું ? ઠીક, જાઓ. બહુ મોડું થઈ ગયું છે. ઘેર ન જવું હોય તો સામેના ઓરડામાં જઈને સુઈ જાઓ."

એની બોલવાની રીત ફક્ત કર્કશ જ નહિ પણ તેજસ્વી, અપમાન-કારક, સત્તાસૂચક ને રૂદ્ર હતી. શારદાને પણ એમાં કંઇક મગરૂરી લાગી. આજે સાંજ પછીથી સવિતાની નીરસ વાતચીત કરવાની કર્કશ ઢબછબ રમણીબાબુને સાલ્યા કરતી હતી. એના આ છેલ્લા ફરમાનથી અગ્નિમાં ઘી પડે ને ભડકા થાય એમ એ ભભુકી ઉઠ્યા.

"પણ આજે તને આ થયું છે શું તે તો કહે ? મીજાજ કંઈ બહુ ગરમ છે ! જો સવિતા, આપણી સાથે ઝાઝી પંચાત ને બેલગામ જબાન ઠીક નહિ..."

શારદા ગભરાઈ કે જરૂર હમણા બંને વચ્ચે કંઈ ભારે તકરાર જામશે, પણ સવિતા આંખો મીંચીને આ સાંભળ્યા છતાં ચૂપચાપ હતી એ જ સ્થિતિમાં પડી રહી. તેણે જવાબ દેવાને જીભ સરખી હલાવી નહિ. આથી રમણીબાબુનો મિજાજ વધુ તપી ગયો. એ મગજનું સમતોલપણું ગુમાવીને બોલ્યા:

"વધારામાં આજે તને એ પણ કહી દઉં છું કે તું મારી વૈરી નથી તે બધા જાણે છે, એટલે જ્યારે ને ત્યારે આમ સળગી ઉઠે છે. પણ એ વાત કોણ નથી જાણતું ? શારદા નથી જાણતી કે ઘરના બાકુતો અજાણ્યા છે ? એવી જુઠી વાત કેટલા દહાડા દબાયેલી રહેશે ? અને એમાં મેં તારું શું અપમાન કર્યું તે તો કહે !"

સવિતાથી વધુ ન સંભળાયું. લેશ માત્ર બોલવાની ઇચ્છા ન છતાં તે લાલચોળ આંખે પલંગમાં બેઠી થઈ ગઈ. તેની દ્રષ્ટિ ભાલાની ધાર જેવી તીક્ષ્ણ અને કરડી હતી.

"આવી વાત તમારા સિવાય કોઈ મરદ—જો એ ખરેખર મરદ હોય તો મોઢે બોલતાં શરમાય. પણ તમને તો શું કહેવું ? મેં તમને એક પણ વાર એમ કહ્યું નથી કે તમારા એ શબ્દોથી મને અપમાન લાગે છે. છતાં તમે..." આટલું એક શ્વાસે બોલતાં એનું ગળું ભરાઈ આવ્યું.

"તમે પણ શું કરવા માંડયું છે મા! હવે બહુ થયું. બસ કરો!" શારદા ભયથી ગભરાઈ એને પલંગમાં પાછી સુવડાવવાનો પ્રયાસ કરતી વચ્ચે બોલી.

"મોઢેથી નથી બોલતી એમાં શું ? બાકી મનમાં તો તું એમ જ માને છે." રમણીબાબુએ પોતાનું કથન સત્ય ઠરાવવા ભાર મૂકયો.

"ના, ના, મોઢેથી બોલતી ય નથી ને મનમાં પણ માનતી નથી. તમારા સ્ત્રી–પરિચયથી અમારી મર્યાદા વધતી નથી. એથી આંખની શરમ જ રહે. નહિ તો એ શરમથી તો અંદર ને અંદર બળીને ખાખ થઈ જવાય."

"કેમ! એમ શાથી?"

"સાંભળવાથી—જાણવાથી શું થશે? તમે એ સમજો છો, કે હું જેની સ્ત્રી છું તેના પગની ધૂળ બરાબર પણ તમે નથી." આટલું આવેશભેર બોલીને શારદા ફરી ભયથી વ્યાકુળ થઈ ગઈ.

"આટલી રાત્રે તમે આ શું કરો છો? બસ કરો મા! મારા તમને સોગંદ છે. અને બાબુજી, તમે પણ થોડી વારને માટે હમણા જરા આઘા પાછા થઈ જાવ." શારદાની ધીરજ હવે ખૂટવા માંડી.

પણ બેમાંથી કોઇએ તે બાપડીનું કહેવું સાંભળ્યું નહિ.

"એમ! એમ છે કે?" રમણીબાબુએ કટાક્ષયુક્ત સ્વરે કહ્યું.

"એમ છે કે નહિ તે તમે પોતે કયાં નથી જાણતા? એટલામાં જ બધું ભુલી ગયા? તે દિવસે મેં સંસાર છોડયો ત્યારે મારી રક્ષા કરે

તેવું કોઈ હતું ? ફક્ત હાડ–માંસનું રક્ષણ ન્હોતું કરવાનું ! માન–ઇજ્જતનું પણ ! તે એમણે કર્યું. પોતે ગમે એટલો મોટો માણસ હોવા છતાં પણ તેણે મારી એટલી માગણી પુરી કરી ! એની એ ઉદારતાનો કોઈ વેળા પણ વિચાર કરી શકો છો ? હું એની સ્ત્રી છું. મારી એ ભૂલ માટે જેટલું તેણે સહન કર્યું છે, એટલું અન્ય કોઈ સહન કરશે ?"

"જ્યારે એમજ છે, ત્યારે પછી તું વાતવાતમાં આમ આટલું ખોટું શા માટે લગાડયા કરે છે ?" રમણીબાબુ એની આ તેજસ્વી લપડાકે કોઈ ઉત્તર ન જડતા જે મોઢે આવ્યું તે બોલી પડયા.

"ફક્ત આજેજ હું બોલતી નથી, પણ પહેલેથીજ બોલતી આવું છું. વાત કડવી હોય છે તો સાંભળતાં કાનમાં વાગે છે, પણ એક નિસાસો નાખીને બોલી જવાય છે કે આમાંથી મારૂં કોઈ નથી અને ખરેખર મારી સાથે કોઇનો સાચો સંબંધ પણ નથી, એ જ સારૂં છે !" એણે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

શારદા અવાક્ થઈને માનાં મોઢાં તરફ જોઈ રહી. અશિક્ષિત રમણીબાબુ આ બધાં વાક્યોનો ગંભીર અર્થ બરાબર સમજે તેમ ન હતા. તે માત્ર એટલું સમજ્યા કે એ કંઇક પોતાને માટે બહુ જ કડક અને અપમાનજનક ભાષામાં બોલી હતી. તેમણે એને અપમાનીત કરવા મર્મભેદક આઘાત લાગે એવો પ્રશ્ન કર્યો: "મારા કરતા તારો એ ઉદાર આત્મા જો એટલો બધો ગુણવાન છે, તો પછી તને એણે લોકલાજથી ડરીને–વ્હેમને વશ થઈને છોડી કેમ દીધી ? તું તેની પાસે ન જતાં મારી પાસે આવીને શા માટે રહે છે ?"

સવિતા એના આ હૃદયવિદારક સવાલનો સમશેરની ધા જેવો જવાબ દેવા જતી હતી, ત્યાં શારદાએ એકાએક તેના મુખ પર આડો હાથ દાબી તેને બોલતી બંધ કરી દઈ પોતેજ બોલી: "કોની સાથે ઝઘડો કરો છો, મા ? આજ ગુસ્સામાં તમે સાન–ભાન ને વિવેક–વિચાર બધું જ ભૂલી જાઓ છો ?"

"તું ખરું કહે છે, શારદા, હવે હું ઝઘડો નહિ કરું. એક શબ્દ પણ નહિ બોલું. એ ભલે એમને મોંઢે આવે તે બોલે. હું ચૂપ રહીને સાંભળીશ." સવિતાએ તેના હાથ પોતાના હાથમાં લઈ માથે મૂકતાં પલંગમાં પડતું નાખ્યું.

"ઠીક, કાલે એની ગોઠવણ કરીશ." કહીને રમણીબાબુ ઓરડામાંથી દમામભેર બહાર નિકળી ગયા. બે એક મિનિટ પછી ધોરી રસ્તા ઉપર તેમની મોટરનો અવાજ સંભળાતાં એમ સમજાયું કે તે એ ઘર છોડીને ચાલ્યા ગયા હતા.

"ગોઠવણ શાની મા?" શારદાએ ડરતા ડરતા પ્રશ્ન કર્યો.

"શી ખબર શારદા? એવું તો મેં એને મોઢે ઘણીયે વાર વાર સાંભળ્યું, પણ એનો અર્થ કંઈ સમજાતો જ નથી."

"પણ એમાંથી કાંઈ ખોટું થઈ જશે તો?"

સવિતા ચૂપ રહી. શારદા પોતે પણ ક્ષણ ભર શાંત રહીને બોલીઃ

"બહુ મોડું થઈ ગયું. હવે હું જાઉં છું મા!"

"જા બ્હેન!"

× × × × ×

સવાર થતાં જ શારદાના બારણા પર ટકોરો પડ્યો. તેણે ઉઠીને બારણું ઉઘાડતાં સવિતાએ અંદર દાખલ થઈ કહ્યું:

"રાજુ આવે ત્યારે મને કહેવાનું જરૂર ભૂલતી નહિ, શારદા."

તેનાં મોઢાં તરફ જોતાં શારદાને શંકા ગઈ.

"ના મા, નહિ ભૂલું. આવતા વાર જ કહી જઈશ."

"મેં તપાસ માટે મોકલેલો દરવાન ખબર લાવ્યો છે કે રાત્રે રાજુ એને ઘેર પાછો જ ન્હોતો આવ્યો. પણ ગમે ત્યાં હોય તોય તે તને તેડવા માટે આજે અવશ્ય આવશે જ."

"એમ તો તેમણે કહ્યું જ છે, અને હું પણ માનું છું."

"ચોક્કસ આજે આવવાનું કહ્યું છે ને?"

" ચોક્કસ તો હું શું જાણું ? બાકી કહી તો ગયા છે. એ તો એમ કે પેલી છોકરીની માંદગીમાં મને મદદ કરવા માટે ખાસ તેડી જવાને."

" હા, હા. એ તો હું સમજી. પણ તેં હા તો પાડી છે ને ? "

" હા, મેં હાજ પાડી છે."

" જરા જેટલી પણ આનાકાની કે હા–ના નથી કરી ને ? "

" ના મા, ના."

" ત્યારે હું હમણાં જાઉં છું. તું ઘરનું કામકાજ ઝટપટ આટોપી લે. એ આવે કે તરત મને ખબર કરજે." કહી સવિતા ચાલી ગઈ.

રાખાલનાં આગમન માટે માની વધતી જતી આતુરતાથી શારદાનાં વહેમમાં વૃદ્ધિ થતી રહી, છતાં એને મા માટે લાગણી હતી. એનાં સુખદુ:ખમાં ભાગ લઈ બનતો દીલાસો દેવા એ બનતું બધું કરી છુટવા તૈયાર હતી. એટલે જલ્દી જલ્દી ઘરકામથી એ પરવારી ગઈ. રાખાલ તેડવા આવે તો જરાય વાર ન લાગે એટલા માટે પેટી ઉઘાડીને જે એક બે સારા કપડાં હતાં તેની પણ તેણે પોટલી બાંધી રાખી. અવિનાશબાબુની વહૂ સાથે તેને સારો સંબંધ હતો એટલે તેને પણ જઈને કહી રાખ્યું કે એનાં ઘરના ચાલી એ તેની પાસે મુકી જશે, તો તેણે સાંજે ઘર ઉઘાડીને જરા દીવો કરવો. બહુ દુરના સગપણની તેની એક બ્હેન માંદી હતી એટલે તેને તેની ચાકરી કરવા જવાનું હતું એવું કારણ પણ તેણે તેને બતાવી દીધું હતું.

દશ વાગતા સવિતા તેની ઓરડીમાં ફરી વાર આવી.

" કેમ ! હજુ રાજુ નથી આવ્યો શારદા ? "

" ના મા ! "

" કદાચ, તું નહિ આવી શકે એવી એને શંકા તો નહિં હોય ? "

" એવી શંકા હોય એ બને તેમ નથી મા. મેં જરાય આનાકાની કરી નથી. હું તો ઉલટી ખુશ થઈ હતી."

"તો પછી એ કેમ નહિં આવ્યો? સવારે જ આવવાનું કહ્યું હતું ને!"

જરાક દિલગીર થઈને તે પાછી બોલવા લાગી: "દરવાનને ફરી એને ત્યાં મોકલું છું. જોઈ આવે કે એ ઘેર આવ્યો છે કે નહિ." આટલું કહીને તે ચાલી ગઈ.

કાલથી શારદા વિચાર કર્યા કરતી હતી કે એ માંદી છોકરી કોણ હતી? તેના કુતૂહલની સીમા ન હતી. અપૂર્વ જીજ્ઞાસા હોવા છતાં ચિંતાગ્રસ્ત ને અસ્વસ્થ ચિત્તવાળી સવિતાને પુછીને પોતાની શંકાનું સમાધાન કરવા જેટલી તેની હિંમત ન્હોતી થતી. કાલે રાખાલને જો પૂછ્યું હોત તો એનો જવાબ મળી જાત પણ તે વખતે એને એ જાણવાની જરૂર પણ ન હતી—એને એ વિષે કલ્પના પણ ન હતી!

આમ કરતાં સવાર ગઈ, બપોર ગઈ, બપોર પછીનો સમય પણ વીતી ગયો ને ફરીને પાછી રાત્રી આવી રહી, પણ રાખાલ તો જણાયોજ નહિ. જ્યારે તેનાં આગમનની મુદ્દલ આશા ન રહી, ત્યારે સવિતા આવીને નાનાં બાળકની પેઠે શારદાની પથારીમાં લેટી પડી. એક અક્ષર પણ એનાં મોઢાંમાંથી ન નીકળ્યો. ફક્ત આંખોમાંથી ચોધાર આંસુ સરતાં હતાં. અનુકંપિત કરે તે લુછવા જતાં સવિતાએ શારદાનો હાથ ખસેડી નાખ્યો. એટલામાં નોકરડીએ આવીને ખબર આપી: "વિમલબાબુ મળવા આવ્યા છે, મા!"

"એમને કહો, કે બાબુજી ઘેર નથી."

"તે એ જાણે છે. એ તો કહે છે, કે હું તારી બાઈને મળવા આવ્યો છું, બાબુજીને નહિ."

સવિતાની આંખમાં વિરક્તિ અને ક્રોધ ઉભરાવા લાગ્યા, પરંતુ કંઈક વિચાર કરીને એ બોલ્યાચાલ્યા વિના ઉભી થઈ અને ચાલી ગઈ. રસ્તામાં નોકરડી બોલી: "મા, આ કપડાં બદલી નાખજો, બહુ મેલાં લાગે છે!"

આજે એની એ તરફ નજર ન હતી. નોકરડીના શબ્દો સાંભળતાં તેને લાગ્યું, કે ખરેખર એ કપડાં પહેરીને કોઈને મળવું ઠીક ન હતું.

દશ પંદર મિનિટ બાદ જ્યારે તે બેઠકના ખંડમાં દાખલ થઈ ત્યારે કશી ખોડ-ખાંપણુ રહી ન હતી. લીલા રંગના ઝાંખા તેજમાં તેનાં મોંઢાંની શુષ્કતા પણુ છુપાઈ ગઈ હતી.

વિમલબાબુએ ઉભા થઈને નમસ્કાર કર્યાં.

"કદાચ તમને તકલીફ આપી હશે પણુ કાલે તમને બહુ અસ્વસ્થ જોઇને ગયો હતો એટલે આજે આવ્યા વગર ચાલ્યું નહિ." વિમલબાબુએ પોતાનાં આગમનનું કારણુ વ્યકત કરતાં જણાવ્યું.

"આજે મને ઠીક છે. તમે કાનપુર નહિ ગયા?" સવિતાએ પૂછ્યું.

"ના, અહીંથી ગયા પછી મેં સાંભળ્યું કે મારા મોટા કાકા બહુ માંદા છે, એટલે..."

"તમારા સગા કાકા?"

"ના મારા સગા તો નહિ, પણુ મારા બાપના કાકા......"

"તમારાં બધાં કુટુંબીઓનું એકઠું જ ચાલતું હશે?"

"ના એવું નથી. પહેલાં એમ હતું પણુ..."

"અહિંથી જઇ ને તરત તમે એમની માંદગીની ખબર જાણી હશે?"

"ના, એમ તો નહિં. ઘણો વખત થયા માંદા છે...એટલે..."

"ત્યારે તો કાલે પણુ કદાચ તમારાથી નહિં જઈ શકાય. બહુ નુકસાન વેઠવું પડશે તમારે!"

"વેઠવું તો પડશે. પણુ માણુસ કંઈ ફક્ત વેપાર-ધંધા અને નફા-તોટા પર જ જીવે છે? રમણીબાબુ પણુ એક વેપારી જ છે ને? પણુ ધંધા ઉપરાંત બીજુ કાંઈ કરતા નથી, ખરું ને?"

"કરે છે, પણુ ન કરતા હોય તો જ સારું." સવિતા હસીને બોલી.

"કાલની રીસ આજે જણાતી નથી. રમણીબાબુ કયારે આવશે?" વિમલબાબુ હસતા હસતા બોલ્યા.

"શી ખબર? કદાચ નહિ પણુ આવે!"

"નહિ આવે! એવા તે આજે કયાં ગયા છે?"

"આજે નહિ, કાલે રાત્રે તમારા ગયા પછી એ ચાલ્યા ગયા છે."

વિમલબાબુ થોડી વાર ચૂપ બેસી રહ્યા પછી બોલ્યા.

"આશા રાખું છું કે હવે વધારે બોલાચાલી નહિ થાય. કાલે એ જરાક અસ્વસ્થ હતા એટલે એવી વગર કારણની જબરજસ્તી કરતા હતા. આજે ચોક્કસ એમને એમની ભૂલ સમજાઈ હશે!"

સવિતા પાસેથી એનો કશો ઉત્તર ન મળતાં તે આગળ બોલવા લાગ્યા:

"કાલે તમારી પણ ઓછી ભૂલ ન્હોતી થઈ. સિંગાપુર આવવાના આમંત્રણનો અસ્વીકાર કર્યા પછી વારે વારે તમને આગ્રહ કર્યા કર્યો છતાં તમે પણ તમારો મમત પકડી રાખ્યો, એ બરાબર ન હતું. નહિ તો એવું કશું થાત જ નહિ. મને પણ જરા ખોટું લાગ્યું હતું. કાલે તમારૂં શરીર ઠીક ન હતું પણ આજે તો ઠીક હશો! સાચું કહેજો, કે એકની ઉપર રીસ કરીને તમે બીજાને તેનો દંડ ન્હોતો દીધો?"

જવાબ દેવા જતા બન્ને જણની આંખો ભેગી મળી ગઈ. સવિતાએ દ્રષ્ટિ નીચે નમાવી દીધી.

"આજે મને જરા ઠીક છે. પણ ન હોત તો તમે તેનો શો ઉપાય કરત વિમલબાબુ?" સવિતાએ વિચિત્ર પ્રશ્ન પૂછ્યો.

"ઉપાય કરવો કંઈ અઘરો નથી. તમારી રજા મળવી અઘરી છે. જો એ મને આપો...તો..." એ આગળ બોલતા અચકાયા.

"ના, તે તમને નહિ મળે."

"નહિ મળે, તો પછી રમણીબાબુને ફોન કરીને જણાવવાની રજા આપો. તમે પોતે તો નહિ જણાવો?"

ના, નહિં જણાવું, પણ તમે એમને જણાવવા આટલા વ્યસ્ત કેમ છો તે તો કહો?"

વિમલબાબુ કેટલીક વાર સુધી સ્તબ્ધ બની બેસી રહ્યા.

"કાલ કરતા આજે તમે ઘણા જ ખુશમીજાજમાં લાગો છો, તે તો ઘરમાં પગ મુકતાં જ હું નજરે જોઈ શકયો. છું. છુપાવવા

માગો તો પણ એ છુપાવાય તેમ નથી." નિરવતાનો ભંગ કરી તેમણે ઉત્તર આપ્યો.

એમનાં આ કથનનો ઉત્તર આપતા સવિતાને જરા વાર લાગી.

"પોતાની આંખને આટલી સાચી માનતા વિમલબાબુ આપને બહુ ઠગાવું પડશે." સવિતાએ કહ્યું.

"એમ ન થાય એવું હું કહેતો નથી, પણ બીજાની આંખો ભૂલ કરતી નથી? જગતમાં જો ઠગાવાનું જ હોય તો પોતાની આંખો માટે જ ઠગાવું સારૂં. એથી થોડુંક શાન્તવન પણ મળે!"

સવિતાની માનસિક અવસ્થા અત્યારે હસવા જેવી ન હતી, અને હસવા જેવું કંઈ હતું પણ નહિ. અનિશ્ચિત અજ્ઞાન ભયથી તેનું મન ગુંચવાયેલું હતું, છતાં પણ વિમલબાબુના આ છેલ્લા વાક્યે તેને અચાનક હસતું આવી ગયું. એ હાસ્ય માનવીની સચરાચર દ્રષ્ટિએ ન પડે તેવું અને જો પડે તો લોહીમાં નશો ચડે તેવું હતું. વિમલબાબુ વાત ભૂલી જઈને એકી નજરે એ જોઈ રહ્યાં. એની ભાષા સ્વતંત્ર હતી. પરિપૂર્ણ મદિરાપાત્ર તૃપાર્ત દારૂડીઆની દ્રષ્ટિને કુદરતી રીતે જરાક વારમાં વિકૃત કરી નાખે એવી હતી. એ આકર્ષણનો નિગૂઢ અર્થ એ સ્રીની દ્રષ્ટીમાં ગુપ્ત ન રહ્યો! સવિતાને લાંબા સમયથી જે સંદેહજનક અને સંભવિત લાગતું હતું તેની આ વેળા સંપુર્ણ ખાત્રી થઈ જતાં તેનાં આંખો ય શરીર પર લજ્જાની કાળાશ છવાઇ ગઈ. તેને એમ લાગ્યું કે આ માણસ પોતાને એક સ્રી નહિ પણ વેસ્યા ધારતો હતો. એ અપમાનથી તે અંદરખાનેથી જેટલી સળગી ઉઠી હતી તેટલી તીવ્રતાથી બૂમ પાડી પોતાનો બચાવ કરવા માટે એની સામે મર્યાદાહાનીનો અભિનય કરવાની પણ તેણે કોશીશ ન કરી. ગઈ રાતનો બનાવ તેણે યાદ કર્યો. તે વખતે અપમાનના જવાબમાં તેણે પણ ઓછું અપમાન ન્હોતું સહ્યું, પરંતુ આ માણસ કુત્સિત ઇચ્છાવાળો કે ઓછું ભણેલો રમણીબાબુ ન હતો. એ બે વચ્ચે બહુ મોટું અંતર હતું. કદાચ આ અપમાનના જવાબમાં

એ એક અક્ષર પણ ન બોલે—કદાચ અવજ્ઞાપૂર્વક મુછમાં હસતો હસતો વિનયભેર નમસ્કાર કરી, ક્ષમા માગીને ગુપચૂપ ચાલ્યો પણ જાય !

બે ત્રણ મિનિટો શાંતીમાં વીતી ગઈ.

"કાં મને કંઈ જવાબ દીધો નહિ વારૂ ?" વિમલબાબુએ પૂછ્યું.

"તમે શું પૂછ્યું હતું એ મને યાદ જ નથી રહ્યું." સવિતાએ મોઢું ઉંચું કરી વાત ફેરવવાનો પ્રયત્ન કર્યો.

"વળી પાછા એટલી વારમાં આમ વિહ્વળ ચિત્તના કેમ થઈ ગયા ?"

આનોય ઉત્તર ન મળતા વિમલબાબુએ આગળ ચલાવ્યું:

"હું એમ કહું છું, કે શું આજે પણ ત્યારે તમને જોઈએ એમ ઠીક નથી. તમને શું થયું છે તે તો કંઈ જણાવશોને ?"

"કંઇ જ નહિ."

"મને નહિ કહો તો ડૉક્ટરને તો કહેશોને ?"

"ના, તેને પણ નહિ કહું."

"આ તમે બહુ ખોટું કરો છો. એથી તો જેની કસુર છે તેને દંડ થતો નથી અને જે તદ્દન નિર્દોષ છે તે નાહકનો દંડાઈ જાય છે."

આ વાતનો પણ કાંઈ જવાબ મળ્યો નહિ.

"કાલે જોઈ ગયો હતો તે કરતાં પણ આજે તમારો સ્વભાવ વિશેષ ખરાબ લાગે છે. કયાં તો પછી કદાચ મારા જોવામાં ને સમજવામાં ભૂલ થાય છે. કદાચ નજરે દીઠેલું પણ જુઠું માનવાને તમે કહેશો પણ આજે તો હું તમને એક વાત કહીશ. નાનપણથી હું અનેક ઘર ફર્યો છું. હું આ બે આંખોએ જગતમાં ઘણુંય જોવા પામ્યો છું. એની બહુ ભૂલ થતી નથી, નહિ તો મધ દરિયે નાવ ડુબાવી દેત—કિનારો જડત જ નહિ. આજે મારી એ બે આંખો સ્પષ્ટ જણાવે છે કે તમને અહીં ઠીક નથી, છતાંય હું કશુંય કરી શકવાનો નથી—મનમાં સમજીને જ ચાલ્યો જઈશ—એ સહન કરવું કઠણ છે."

ફરીથી બે જણની આંખો સામસામી મળી. પણ આ વખતે સવિતાએ નજર નીચી નમાવી નહિ. ચૂપચાપ જોઇ જ રહી. વિમલબાબુ પણ તેવા જ ચૂપચાપ થઈને બેઠા હતા. તેમની લાલસાભરી આંખોમાં ઉદ્વેગની સીમા ન હતી. તે સવિતાની ના–ને ગણકારવા માગતા ન્હોતા. તેઓ ડૉક્ટરને બોલાવવા જવા ઇચ્છતા હતા.

અને ત્યાં ? પૈસા ન હતાં, માણસ ન હતાં, કોઇ એક અજાણ્યાં ઘરમાં તેનું સંતાન માંદગીનાં બિછાના પર પડ્યું હતું. નિરૂપાય માતૃ-હૃદયની અંદર ભારે ગરબડ મચી રહી. એ માત્ર અવ્યક્ત વેદના જ નહિં પરંતુ શરમ અને અસહ્ય પશ્ચાત્તાપને લીધે હતી. હવે તે વધારે વાર બેસી શકે તેમ ન હતું. આંખમાંથી વહી રહેલાં આંસુને તે બનતે પ્રયાસે રોકીને જલ્દીથી ઉભી થઇ ગઈ અને એકાએક બોલી ઉઠીઃ "હવે મને વધુ બોલાવશો નહિં વિમલબાબુ, મારે કશું જોઈતું નથી હું તદ્દન સારી છું."

આટલું કહી, નમસ્કાર કરી તે અંદરના ખંડમાં સપાટાબંધ ચાલી ગઈ. વિમલબાબુ અજાયબ થયા પણ ખોટું લગાડ્યું નહિ. એ સમજ્યા કે અહિંયા માન–અભિમાનનો સવાલ અઘરો હતો–હજુ બે એક દિવસ લાગશે!

* * *

બીજે દિવસે દશ વાગે ગાડીને ઘણે દૂર ઉભી રાખી હરવાનની પાછળ સવિતા સત્તર નંબરના ઘર નજીક આવીને ઉભા રહી. ફટિકની મા બહાર જતી હતી તેણે અચકાઈને ઉભા રહીને પૂછ્યું: "તમે કોણ છો?"

"તું કોણ છે?"

"હું ફટિકની મા! આ ઘરમાં ઘણા દહાડા થયા કામ કરૂં છું."

"ક્યાં જાય છે?"

"દુકાને તેલ લેવા સારુ. બાપુજીનો પગ લપસી જતાં બધું ય તેલ ઢોળાઈ ગયું એટલે ફરીથી લેવા જાઉં છું." ફટિકની માએ હાથમાંની વાટકી દેખાડીને કહ્યું.

"રસોઇયો નથી આવ્યો ?"

"ના, મા ! હજી નથી આવ્યો. કહે છે કે કાલે આવશે. આજે તો બાપુજી હાથે રાંધે છે."

"કેમ, રાજુ ઘરમાં નથી ?"

"એને ઓળખો છો ? ના મા, તે ઘરમાં નથી. છોકરાંને ભણાવવા ગયા છે. થોડી વારમાં આવવાનું કહી ગયા છે."

"આજે રેણુને કેમ છે ? ફટિકની મા !"

"એમનું એમ. કોણ જાણે કેમ તે તાવ હજુ જતો જ નથી મા. બધાને ચિંતા થયા કરે છે."

"એને જોવા કોણ આવે છે વારુ ?"

"અમારા વિનોદ ડૉક્ટર. હમણા આવશે. તમે કોણ છો મા ?"

"હું એમના ગામવાળી છું. બહુ દૂરનું સગપણ છે. કલકત્તામાં રહું છું. મેં સાંભળ્યું કે રેણુનું શરીર ઠીક નથી એટલે એને જોવા આવી છું. બાપુજી મને સારી રીતે ઓળખે છે."

"ત્યારે એમને ખબર કરી આવું ?"

"ના, જરૂર નથી. હું પોતે જ ઉપર જાઉં છું. તું તારે તેલ લઈ આવ."

દરવાન ઉભો હતો. તેને તેણે કહ્યું : "મહાદેવ, તું નાકે જઈને ઉભો રહેજે, મારે જવાનો વખત થશે એટલે તને બુમ પાડીને બોલાવીશ. ગાડી છે ત્યાં જ પડી રહેવા દેજે."

"બ્હોત અચ્છા માયજી !" કહેતો મહાદેવ ચાલ્યો ગયો.

સવિતા ઉપર ગઈ. વરંડાની જે બાજુ વજબાપુ રાંધવાના કામમાં ગુંથાયેલા હતા તે તરફ જઈને તે ઉભી રહી. કોઈના પગનો અવાજ કાને પડ્યો પણ પાછા ફરીને જોવાની તેમને ફુરસદ ન હતી. ફટીકની મા

આવી હશે, એમ સમજીને તે બોલ્યા: " તેલ લાવી ? પાણી તો ઉકળી ગયું છે. ફ્રિકની મા, બટાટા-પરવળ એક સાથે ચડાવું ? ના, ના, પરવળને તો પહેલાં બાફવા મુકવા પડશે. "

"બધું ય એક સાથે ચડાવી દો. જે હશે તે બધું ય ચડી જશે." સવિતા બોલી.

"નવી ! તું કયારે આવી ?" વ્રજબાબુ મોઢું ફેરવીને સવિતાને જોતાં અજબ થઈને બોલ્યા: "બેસ, બેસ. ના, ના, જમીન પર નહિ, જમીન પર નહિ. ધૂળ બહુ છે. હું આસનીયું આપું છું." કહેતાં તેઓ હાથમાંના વાસણને નીચે મુકવા જતા હતા પણ સવિતાએ હાથ લાંબો કરી તેમને ઉભા થતા રોકી મોટેથી કહ્યું: "આ શું કરો છો ? તમે મને આસનીયું દેશો તો હું બેસીશ કેવી રીતે ?"

"ઠીક, પણ હવે દોષ નહિ. પેલી ઓરડીમાંથી લાવી આપું ?"

"ના."

સવિતા ત્યાંજ જમીન પર બેસી ગઈ.

"દોષ તો ત્યારે ય હતો, હજુ પણ છે અને મરણ પછી પણ રહેશે, સમજ્યા ? પણ એ બધી વાત આજે રહેવા દો. કાં રસોઈયો મળતો નથી ?"

"મળે છે તો અનેક, પણ ગળામાં જનોઇનો તાંતણો હોય એટલે કંઈ એના હાથનું ખવાય નહિ. રાખાલ કાલે એક જણને તેડી લાવ્યો હતો પણ મને વિશ્વાસ ન આવ્યો. ફરી કાલે એક જણને તેડી લાવવાનું તે કહી ગયો છે."

"પણ એ માણસ પણ તમારાં ધ્યાનમાં નથી આવવાનો."

વ્રજબાબુ જરાક હસ્યા.

"એમાં નવાઈ નથી. ખરું જોતાં મને એજ ડર લાગે છે. પણ એનું કરવું શું ?"

"હું જો કોઈને લાવીને અહિં રાખવાનું કહું તો રાખશો કે ?"

"જરૂર રાખીશ !"

"આડા અવળા સવાલ જવાબ પુછી એની પરીક્ષા તો લેશો નહિ ને?"

"ના રે ના. નહિ લઉં. મને એટલી તો ખાત્રી છે કે એ તારી પરીક્ષામાં પાસ થયેલો જ આવશે. તું ગમે તે કરે પણ આ ઘરડા બ્રાહ્મણની જાતને નહિ અભડાવે એનો મને વિશ્વાસ છે." વ્રજબાબુ ફરીથી હસીને બોલ્યા:

"છેતરાશો તો નહિ ને?"

"ના, ના, નહિ છેતરાઉં. કોઇને છેતરવાનો તારો સ્વભાવ જ નથી."

સવિતાની બન્ને આંખોમાં આંસુ આવી ગયાં. તરત જ મોઢું ફેરવી લઈ એ પાછળ ફરી ગઈ. વ્રજબાબુ આ જોઈ શકયા નહિ.

થોડી વારમાં રાખાલ આવી ગયો. તેના બે હાથમાં બે ટોપલીઓ હતી. એકમાં શાકભાજી હતા અને બીજામાં સાબુદાણા, જવ, શેરડી, ફળ વિગેરે માંદા માણસ માટેની વસ્તુઓ હતી. નવી માને જોતાં પ્રથમ તો તે આશ્ચર્ય પામ્યો. પછી હાથમાંનું વજન નીચે મુકી તેની પગરજ લઈ પ્રણામ કર્યા.

"આજે બહુ મોડું થઈ ગયું કાકાબાબુ! હવે તમે પુજામાં બેસો. હું હમણા નીચે નાહી આવીને રાંધવા-સીંધવાનું પતાવી દઉં છું." કહેતો રાખાલ રસોડા તરફ નજર કરી બોલ્યો: "તપેલીમાં શું મુકયું છે?"

"બટાટા-પરવળ."

"અને બીજું?"

"બીજું! જોને આટલો ભાત ચાલશેને રાજુ?"

"આટલા બધા માણસો આટલામાંથી શું ખાશે કાકાબાબુ? પાણી કયાં છે? વાટવા-કુટવાનું કયાં છે? રસોડામાં તો હું કશું ય જોતો નથી. વરંડામાં સાવરણી પણ નથી. પુષ્કળ ધૂળ બાઝી ગઈ છે. આટલી વાર સુધી તમે કર્યું શું? રેણુની મા કયાં ગઈ છે?"

"મારા પગની ઠેસ લાગી જતાં એચિંતુ તેલ ઢોળાઈ ગયું એટલે એ દુકાને ફરી લેવા ગઈ છે. હમણા આવતી હશે!" વ્રજબાબુએ જરા પણ ગુંચવાયા સિવાય જણાવ્યું.

"અને મધુ!"

"મધુને પેટમાં દુખે છે, તે સવારનો ઉઠી શક્યો જ નથી. માંદાનું કામ, ઘરનું કામ, ને ફટિકની મા એકલી......"

"બહુ સારૂ" કહેતા રાખાલે મોઢું ગંભીર કર્યું. તેની નજર છાશના ભરેલા વાસણ પર પડી. તેણે પૃછ્યું: "આ કોણ લાવ્યું?"

"એ છાશ નથી. એ તો *છાનાનું પાણી છે. સારા બન્યા છે ને? રેણુને ખાવાનું મન થયું હતું ને તેથી......"

આ સાંભળતાં જ રાખાલ ઉશ્કેરાઈ ગયો. તે બોલ્યો: "એટલું ઠીક થયું કે હજુ એણે એ ખાધા નથી."

ઘરનો બધો ય ભાર તેની ઉપર હતો. રાત્રે ઉજાગરા કરી કરીને, પૈસા ટકાની ફીકર કરીને, આમતેમના નાનાં મોટાં કામ કરીને તે ખુબ જ થાકી ગયો હતો. તેનો મિજાજ બહુ તેજ બની ગયો હતો. તે ચીડાઈને બોલ્યો: "તમારૂં કામ જ એવું છે. આ બનાવીને રોગીને ખવડાવશો?"

સવિતાની નજર સામે પોતાની અણઆવડત માટે ઠપકો ખાતા વ્રજબાબુ એવો સંકોચ પામી ગયા કે તેમનું મોઢું જોતાં દયા આવે! તેમણે કશો બચાવ કર્યો નહિ. રાખાલને એમના મુખભાવ જોવા જેટલો વખત જ ન હતો. તે બોલ્યો: "ઉઠો, તમે દેવપુજામાં બેસો. જે કંઈ કરવાનું છે તે હું મારે કરી લઈશ."

વ્રજબાબુ શરમાતે મોઢે ઉભા થયા. દેવસેવાનું કશું કામ હજી સુધી થયું ન હતું. તેમને બધું કરવું પડે તેમ હતું. તેઓ ફરી એક વાર ન્હાવા માટે નીચે જતા હતા ત્યાં સવિતા સામે આવીને ઉભી રહી.

---

* છાના: ફાટેલા દુધમાંથી બનાવેલી એક ખાવાની વસ્તુ.

"આજે પુજા—આન્હિક ઝટપટ કરી લેવા પડશે. મોડું કરશો તે નહિ ચાલે."

"કેમ ?"

એમના એ પ્રશ્નનો ઉત્તર સવિતાએ આપ્યો નહિ. તેણે મોઢું ફેરવીને રાખાલને કહ્યું: "ન્હાવા પછી જજે, પહેલા તારા કાકાબાબુને આ શેરડી છોલી આપ. ગઈ કાલે એમની અગિયારશ ગઈ છે. હજી સુધી તે પાણીને પણ અડકયા નથી."

રાખાલ અને વ્રજબાબુ—બન્ને જણ વિસ્મય પામતા તેનાં મોઢા તરફ જોઈ રહ્યાં.

"એ વાત હજી તને યાદ છે નવી?"

"કાં! નવાઇ લાગે છે? પણ હવે મોડું કરવાનું નથી, એ કહી દઉં છું. નહિ તો ગોવિંદ સામે જઈને એવી ગડબડ કરી મૂકીશ કે દેવના મંત્રને પણ ભૂલી જશો. જાવ, ચૂપચાપ પૂજા કરો. હવે તમારે કશો વિચાર કરવાનો નથી." સવિતા બોલી.

ફટિકની મા તેલ લઇને આવી પહોંચી. રાખાલે સ્ટવ સળગાવી જવ ઉકાળવા મુક્યા પછી પૂછ્યું: "હવે બીજું દુધ નથી ફટિકની મા ?"

"ના બાબુજી એ બધું બગાડી નાખ્યું."

"હવે શું કરશું? રેણુ પાશે શું?"

નવી મા અત્યારે કંઇક હસી. તે બોલી: "દુધ ન રહ્યું હોય તો તેમાં બ્હીવા જેવું શું છે? અત્યારે તો જવના પાણીથી ચાલશે જશે. પણ જોજે, તું પોતે એમની માફક હવે એ જવને બગાડતો નહિ."

"ના મા, હું એવો બે ધ્યાન નથી. મારે હાથે કશું બગડતું નથી."

આ સાંભળતા નવી માને ફરીથી હસવું આવ્યું. તે કશું બોલી નહિ. થોડીકવાર પછી ત્યાંથી ઉઠીને તે નીચે ચાલી ગઈ. એક બાજુએ ન્હાવાની ઓરડી હતી એ નળના અવાજ પરથી જણાઈ ગયું. એને એ શોધવી પડી નહિ. બારણા ઢાંકેલાં હતાં તે ધક્કો દેતાં ખુલી ગયાં.

સવિતા અંદર પ્રવેશીને બારણા અંદરથી બંધ કરીને બોલી : "મારે તમારી સાથે વાત કરવી છે."

"ઠીક લે ચાલ, બહાર જઈએ." સ્નાન કરી રહેલા વ્રજબાબુએ કહ્યું.

"ના, બહારના લોકો જોઈ જશે. અહિં એકાંતમાં તમારી પાસે મને શરમ નહિ આવે."

"એવી તે વળી શી વાત છે નવી?" વ્રજબાબુ જડ જેવા થઈ ને ઉભા રહ્યા ને વિસ્મયતાપૂર્વક બોલ્યા.

"જો હું આ ઘરમાંથી હવે ન જાઉં તો તમે મને શું કરો વારૂ?"

વ્રજબાબુ તેનાં મોઢાં તરફ જોઇને બુદ્ધિશૂન્ય બની ગયા.

"એટલે!"

"જો હું ન જાઉં તો તમારી નજર સામે મારાં શરીર પર કોઈ હાથ ઉગામી શકે તેમ નથી. તેમ પોલીસ બોલાવીને પણ તમે મને પકડાવી શકો એમ નથી. બીજા પાસે મને બદનામ કરવાનું પણ બને તેમ નથી. તો પછી હું અહીંથી ન જાઉં તો તમે શું કરો?"

"આવી મશ્કરી શું કરે છે નવી? તારૂં મગજ ઠેકાણે નથી. હું નાવી રહ્યો છું. બારણું ખોલ, મને મોડું થાય છે." વ્રજબાબુ ભયના માર્યા પુતળાની માફક ડરી જઈ ને બોલ્યા.

"હું મશ્કરી નથી કરતી પણ સાચું જ કહું છું. જવાબ નહિ આપો ત્યાં સુધી કોઈ રીતે આ બારણું ખુલે તેમ નથી."

વ્રજબાબુ વધારે ગભરાઈ ગયા.

"મશ્કરી ન હોય તો પછી આ તારૂં ગાંડપણ છે અને ગાંડપણનો તે કાંઈ જવાબ હોય?"

"જવાબ ન હોય તો ગાંડાની સાથે એકજ ઓરડીમાં પુરાઈ રહો. આ ગાંડી હવે બારણું નહિં ખોલે.

"અરે, પણ લોકો શું કહેશે?

"એમને મન ફાવશે તે કહેશે!"

"ભારે આફત છે આમ બળાત્કારે રહેવાની વાત તે દુનિયામાં ક્યાંય સાંભળી છે? એમ થાય તો કાયદા–કાનુન ને ન્યાય ટકે જ નહિ. બળાત્કારે પોતપોતાની મરજી પ્રમાણે જગતમાં કોઈ કશું કરી શકે છે?"

"આ...કરી શકે છે જ ને? કહો, ત્યારે તમે શું કરશો?"

"અહિં જ રહીશ? તારે ઘેર કદી પણ નહિ જાય?"

"ના, મારૂં પોતાનું ઘર તો આ જ છે. જ્યાં ધણી છે–છોકરી છે તે જ મારૂં ઘર. અત્યાર સુધી હું પારકે ઘેર હતી પણ હવે ત્યાં નહિ જાઉં."

"પણ અહિં રહીશ ક્યાં?"

"નીચે આટલી બધી ઓરડીઓ છે. તેમાંની એકાદમાં પડી રહીશ. લોકોને મારી ઓળખ નોકરડી તરીકે આપીશ. તમારે જુઠ્ઠું બોલવું નહિ પડે."

"તું ગાંડી છે નવી, એવું તે કદી બને ખરૂં?"

"એવું ન બને પણ મને ખસેડવાનું કામ બહુ ભારે છે. એ શી રીતે થશે? હું કોઈપણ ઉપાયે જવાની નથી એ તમને ચોક્કસ કહી દઉં છું."

"ગાંડી છે ગાંડી!"

"ગાંડી શા માટે? બળાત્કારે રહેવા માગું છું તેથી? તમારી ઉપર હક નહિ કરૂં તો જગતમાં બીજા કોની ઉપર કરીશ? અને મારા એ હકની અવજ્ઞા પણ આજે તમે કરી શકો તેમ નથી."

"કેમ ન કરી શકું?"

"કેમ કે તમારી પાસે હવે પૈસા–ટકા નથી; ગરીબ થઈ ગયા છો. એટલે કેસ ક્યાંથી માંડશો?"

વ્રજબાબુ હસી પડયા. સવિતા ઘુંટણે પડી તેમના બન્ને પગ પર માથું રાખી ચૂપ રહી. આજે ત્રણ દિવસ થયા તે દરેક રીતે દિલગીર હતી. અસ્થિર મને, ધ્યેય વિનાના શૂન્ય પથ પર મૂઢની જેમ તે ભટકી રહી હતી. એમાં તેને પોતાની જાત તરફ જોવા જેટલો ય

સમય ન હતો. તેના અસ્તવ્યસ્ત રૂક્ષ વાળ વર્ષા સમયે ચોદિશામાં પ્રસરાયેલાં વાદળોની જેમ સ્વામીના પગ પરથી ચોમેરની ભીની માટી પર જોતજોતામાં વિખરાઈ પડયા. વ્રજબાબુએ નીચું જોયું. તેની પર દૃષ્ટિ પડતાં જ તે ચંચળ થઈ ઉઠ્યા, પણ તે ક્ષણે પોતાની જાતને સંભાળીને તે બોલ્યા : "તને તારી દિકરી માટે લાગણી થાય છે નવી? ઠીક હું જોઇશ."

સવિતાએ તેમને પુરૂં બોલવા દીધા નહિં. તેણે મોઢું ઉંચું કરી તેમની સામે જોયું. બેઉ આંખ આંસુએ ભરાઈ ગઈ હતી.

"ના, મને દિકરી માટે હવે કંઈ લાગતું નથી. તેની કાળજી લેનાર માણસ તો છે. પણ તમે? એ ભાર માથે નાખવા એકાદ દહાડો તમે મને આ ઘરમાં લાવ્યા હતા." સવિતા બોલી.

એ ઓચિંતા વાત કરતા અટકી પડી. એમની વાત પુરી થઇ શકી નહિં. બહારથી કોઇએ બૂમ પાડી : "રાખાલબાબુ!"

"રાખાલે ઉપરથી જવાબ દીધો : "આવો ડૉક્ટર બાબુ."

સવિતાએ સત્વર ઓરડીનાં બંધ બારણાં ઉઘાડી નાખ્યાં. તે ખસીને એક બાજુએ થઈ ગઈ. વ્રજબાબુ સપાટાબંધ બહાર નીકળી ગયા.

# ૮

પૂજાની ઓરડીમાં વ્રજબાબુ બેઠા હતા અને બહાર ઉઘાડા બારણાથી જરાક જ દૂર બેસીને સવિતા નિર્નિમેષ નયને સ્વામીનું કામકાજ નિરખી રહી હતી. એક દહાડો એ પૂજાનો બધો ભાર એની ઉપર હતો. એ ન કરે તો પતિને ગમતું નહિ. એ વખતે વખત ન મળવાને લીધે એને સંસાર-વહેવારના ઘણાં કામ જતાં કરવા પડતાં હતાં. તેની ફોઇજી જુદી જુદી રીતે તેની નાની નાની ભૂલો શોધી કાઢીને પોતાના છુપા વેરનો બદલો લેવાની તક શોધતી હતી. આશ્રયે આવીને રહેલી નણંદો પણ આડું અવળું બોલીને મનનો ક્ષોભ શાંત કરતી હતી. તે કહેતી કે: "શું અમે બ્રાહ્મણની દિકરીઓ નથી? દેવ-દેવતાનું કામકાજ નથી જાણતી? પૂજા-અર્ચના, દેવ-ઠાકોર શું નવી વહુના બાપને ઘેરથી આવ્યા છે કે એજ ફક્ત શીખીને આવેલી છે?" એ આ બધા કડવા ઝેર જેવા બોલના જવાબ સવિતા કોઈ દહાડો પણ દેતી નહિ. જો કોઈક દહાડો દેવનું કામ બીજા કોઈની પાસે કરાવવું પડતું તો તે ગૂપચૂપ આવીને દેવ પાસે ક્ષમા યાચી કહી જતી: "હે ગોવિંદ! આજે મારા હાથ હેઠા છે એ હું જાણું છું. પણ પ્રભુ, એ વિના બીજો ઉપાય નથી."

તે દિવસે અખંડ શુચિતા અને નિચ્છિદ્ર અનુષ્ટાનથી તેની કેટલી તીક્ષ્ણ નજર હતી. અને આજે? એજ ગોપાલ-મૂર્તિ તે વખતની માફક આજે પણ શાંત મુખે એની તરફ જોઈ રહી હતી. એ બે આંખોમાં અભિમાનના કોઈ ચિહ્ન ન હતા.

આ પરિવારમાં આટલો ભારે પ્રલય થયો, આટલી ભાંગફોડથી આ ઘરમાં એક યુગાન્ત વહી ગયો, આટલું ભારે પરિવર્તન થયું, એ શું દેવ ન જાણી શકે? એ શું તદ્દન નિર્વિકાર અને ઉદાસીન છે? તેના અભાવનો ડાઘ કોઈ ઠેકાણે ય પડયો ન હતો. તેની આટલા દિવસોની આટલી સેવા શું શુષ્ક જળ પ્રવાહની જેમ નિશ્ચિહ્ન થઈ ગઈ?

લગ્ન પછી જ તેને ગુરૂમંત્રની દિક્ષા મળી હતી. સગા સંબંધીઓ વાંધો ઉઠાવીને બોલેલા: "આટલી નાની ઉંમરમાં એને માટે એ યોગ્ય નથી કારણ કે દેવની અવહેલના થવાથી દોષિત થઈ જવાનો સંભવ હતો." પણ વ્રજબાબુ એવી વાત પર કાન દેતા નહિ. તેમણે કહેલું કે: "ઉંમરમાં ભલે નાની છે પણ તે આ ઘરની માલિકણ છે. મારા ગોવિંદની સેવા-પુજાનો ભાર એ ઉપાડી લેશે એમ ધારીને તો હું એને ઘરમાં લાવ્યો છું; નહિ તો એની શી જરૂર હતી?" એ પ્રયોજન પૂરૂં થયું નહિ. ઇષ્ટ મંત્ર તો જો કે તે ભૂલી ગઈ ન હતી. છતાં બીજું બધું ય ચાલ્યું ગયું હતું. એ દેવની ઓરડીમાં પ્રવેશવાનો પણ તેને આજે અધિકાર ન્હોતો રહ્યો. તેને બહાર દૂર બેસવું પડયું હતું.

ડૉકટરના વિદાય થયા પછી રાખાલ હસતો-કુદતો ત્યાં આવી બોલવા લાગ્યો: "માના આશીર્વાદ જેવી દવા છે મા? ઘરમાં પગ મુકયો ને જોઉ છું કે હવે બ્હીવા જેવું નથી. રેણુ બચી ગઇ."

નવી મા એનાં મોઢાં સામે જોઇ રહી. વ્રજબાબુ બારણા પાસે આવીને ઉભા. રેણુને હવે તાવ સાધારણ છે, એ જાણતા એઓ પણ ખૂબ રાજી થઈ ગયા. રાખાલે પાછું બોલવા માંડયું: "ડૉકટરે કહ્યું છે, કે આજે તો જરા સરખો ય છે પણ કાલે હવે મુદ્દલ તાવ નહિ આવે, અને એએક દિવસમાં બધું મટીને એ સારી પણ થઇ જશે. હવે બીજી બ્હીક નથી. પણ નવી મા, સાચું પુછો તો આ બધું દવાનું નહિ પણ તમારા આશિર્વાદનું ફળ છે, નહિ તો આટલું જલ્દી આમ થાત નહિ. આજે રાત્રે આપણાથી નિશ્ચિન્ત થઈ ને જરા ઉંઘી શકાશે. કાકાબાબુ, હવે તમારી રેણુ બચી ગઈ."

આ ખરેખર અકલ્પ્ય જ હતું. સહુ કોઈ જાણતા હતા કે રેણુની પીડા સાધારણ ન હતી. ધીમે ધીમે એ પલટો ખાતી હતી. એને ભારે રોગ હતો. જીવન–મરણના કઠણ માર્ગ પર લાંબા સમય સુધી અનિશ્ચિત સંગ્રામ કરતી એ બધાને છોડી જવાની તૈયારી કરતી હતી, ત્યાં આશાના આ અણધાર્યા સમાચાર આવ્યા. સવિતા ગળે સાડીનો છેડો નાખી ઘણીવાર સુધી જમીન પર માથું ટેકવીને પ્રણામ કરી બેઠી રહી. પછી આંખો લુછી નાખીને તે બોલી: "રાજુ, તું જીવતો રહેજે ભાઈ, ને સુખી થજે!"

માના આવા આશિર્વાદથી રાખાલના હરખનો પાર ન રહ્યો. તેનાં માથા પરથી આજે એક બોજો ઓછો થયો હતો. એ બોલ્યો:

"મા, પહેલાંના રાજા–રાણીઓ તો ખુશ થઈ જતા ત્યારે ગળાનો હાર કાઢીને ઈનામ આપતા હતા; ખાલી મોઢાની શાબાશી કે લુખ્ખા આશિર્વાદ નહિ."

રાખાલનું બોલવું સાંભળીને સવિતા હસી પડી.

"હાર તો તારે ગળે નહિ પહેરાવું ભાઈ! જો જીવતી હોઈશ તો વહુરાણી આવશે તેને ગળે પહેરાવીશ."

"આ જન્મમાં તો એ ગણું શોધ્યું જડવાનું નથી, મા! એનાથી હું વંચીત જ રહેવાનો છું. જાણો છો મા, મારાં કીસ્મતમાં મોઢે આવેલો કોળીઓ ધૂળમાં પડી જાય પણ ખવાય તેમ નથી!"

સવિતા સમજી ગઈ. એ તે દહાડાની તેનાં ઘરનાં નિમંત્રણની વાતની યાદનું માર્મિક સૂચન હતું. રાખાલ બોલવા લાગ્યો: "રેણુ સારી થઈ જાય તો ભલે હાર ન મળે પણ ગળ્યું મોઢું કરવાનો હક્ક કંઈ થોડો જતો રહેવાનો છે! પણ એ બધી વાત પછી. આજે તો જરા રસોડા તરફ ચાલો. આજે કેટલાય દહાડા થયાં ફક્ત ભાત ખાઈને જ દહાડા કાઢું છું. બીજું કશુંય ખાતો નથી; પણ આજે તો એમ નહિં ચાલે. આજે તો સારી રીતે જમવું છે. ચાલો એની વ્યવસ્થા કરી આપો, મા......"

"ચાલ ભાઈ, આવું છું." કહેતી સવિતા ઉઠી. ત્યાં દૂર બેસી રાખાલને બતાવી તેણે બધું રંધાવ્યું, અને વખત થતા બધા આજે હસીખુશીને નિરાંતે ભરે ભાણે જમ્યા. બધા જાણતા હતા કે હજી સુધી સવિતાએ કશું ખાધું ન હતું પણ એને જમવા બેસવાનું કહેવાનો વિવેક કોઇએ મોઢેથી પણ ન કર્યો. ફક્ત ફટિકની મા નવું માણસ જાણીને અને ખબર ન હોવાથી બોલવા જતી હતી પણ તેને રાખાલે આંખને ઇશારે બોલતી અટકાવી દીધી હતી.

દરેકનાં મુખ પર આજે અસીમ આનંદનો ભાવ જણાતો હતો, જાણે કોઇ જાદુ મંત્રથી ઓચિંતા જ આ ઘરમાંથી ભૂતનો ઉત્પાત દૂર થઈ ગયો હોય ને! રેણુને તાવ ન હતો. તે નિરાંતે ઉંઘતી હતી. રાખાલ એક ખાટલો ઢાળીને તે પર થાક્યો પાક્યો આંખ મીંચીને પડ્યો હતો. મંટુનો પણ અવાજ ન્હોતો સંભળાતો. બનવા જોગ હતું કે તેની પેટની પીડા શમી ગઈ હતી. નીચેથી ખન્ ખન્ ઝન્ ઝન્ નો અવાજ આવતો હતો. ફટિકની મા ખાધેલાં વાસણો અજવાળી રહી હતી. સવિતા આવીને વ્રજબાબુની ઓરડીનું બારણું ખોલી તેમના ખાટલાની પાસે બેસી ગઈ.

"તમે જાગો છો કે?" સવિતા બોલી.

વ્રજબાબુ જાગતા હતા. તે પથારીમાં બેઠા થઇ ગયા. "કેમ શું છે?"

"તમે મને કશો જવાબ નહિં દીધો ત્યારે!" સવિતા ગળગળે સાદે બોલી.

"રાખાલ બોલાવીને તને તેડી ગયો, એટલે જવાબ આપવાનો મને વખત જ ન મળ્યો."

"કોને જવાબ આપશો? મનેજ ને?"

"નવાઈ કેમ લાગે છે નવી? હંમેશાં એ રીતે જ થતું આવ્યું છે. તે દિવસે રાખાલને ત્યાં ઘણા દિવસની વાતો તને પુછી લીધી વિચાર કરી જોઇશ તો જણાશે કે એમાંની એકે વાત નકામી નથી ગઈ".

સવિતાને મસ્તક નમાવી બેસી રહેલી જોતાં તે આગળ બોલવા લાગ્યા: "જ્યારે જ્યારે આ સવાલ ઉભો થયો છે ત્યારે ત્યારે તું જ જવાબ દેતી આવી છે—હું નહિ. તે પછી તેં એકાએક એક દહાડો મારા લક્ષ્મી અને સરસ્વતી બન્ને અન્તર્ધ્યાન કરી દીધા. બુદ્ધિની થેલી હું ગુમાવી બેઠો, ત્યારથી મારી જાત પર જવાબ દેવાનો ભાર આવી પડયો, અને હું દેતો પણ આવ્યો છું; પણ તેનાં ખોટાં પરિણામ તો તું નજર સામે જ જોઈ શકે છે."

"પણ આ તો મારી જાતનો સવાલ છે." સવિતા એ મોં ઉંચું કરીને કહ્યું.

"પણ એ સવાલ સહેલો નથી. એમાં સંસાર, સમાજ, પરિવાર, સામાજિક રીતિ—નીતિ, આલોક—પરલોકના ધર્મ—સંસ્કાર, તારી છોકરીનું ભલું—બુરૂં, માન—મર્યાદા, એની જીંદગીના સુખ—દુઃખ બધું ય સમાયલું છે. આટલા ગંભીર સવાલનો જવાબ તારા વગર બીજું કોણ આપે? મારી બુદ્ધિ કેવી રીતે ઉકેલ કરે? તું કહે છે કે જો તું ન જાય ને જોર કરીને અહિં રહે તો હું શું કરૂં? શું કરવું તેની મને ખબર નથી: નવી, તું જ કહી દે."

સવિતા ઘણી વાર સુધી નિરૂત્તર બેસી રહી. કંઈક વિચાર કર્યા પછી તે બોલી: "સાચે જ તમારો વેપાર-ધંધો ખલાસ થઈ ગયો છે?"

"હા, સાચે જ. સંપૂર્ણ ખલાસ થઈ ગયો છે."

"મેં પૈસાની ના પાડીને ન લીધા હોત તો શું થાત?"

"તો પણ ન બચત. ડુબવાને ફક્ત એકેક વરસની જ વાર લાગત."

"હમણા તમારા હાથમાં પૈસા ટકા કેટલાક છે વારૂ?"

"કશું ય નથી. મારી પેલી હીરાની વીંટી વેચીને આસરે પાંસસેં રૂપિયા આણ્યા છે તેમાંથી ખર્ચ ચાલે છે!"

"કઈ વીંટી? મારા વ્રત—ઉદ્યાપનની દક્ષિણા તરીકે મેં જાતે આણીને તમને પહેરાવી હતી, તે જ! તમે તે વેચી નાખી?"

"તે સિવાય મારી પાસે બીજું કશુંય ન હતું તે તો તને મેં કહ્યુંને નવી!"

સવિતા ફરી થોડીવાર નિઃશબ્દ બેસી રહી.

"તો...એ જાગીર હતી એ પણ ગઇ?"

"ગઈ નથી પણ જશે. વાંધો પડ્યો છે. એ પણ બચાવાય તેમ નથી."

કેટલીક વાર સુધી શાંત બેસી રહ્યા પછી સવિતાએ પૂછયું: "તમારી નવી–સ્ત્રીનું શું રહ્યું?"

"પટલ–ડાંગાનાં બે ઘર તેને નામે લીધા હતા તે બાકી રહ્યાં છે. બીજાં થોડાં ઘરેણાં છે. પચીસ ત્રીસ હજાર રૂપિયાની રોકડ પુરાંત છે. તેને અને તેની છોકરીને એટલું ચાલી રહેશે, વાંધો નહિ પડે."

"અને રેણુનું શું શું છે?"

"કશુંય નહિ. થોડાંક કંઈ ઘરેણાં હતાં, તે પણ એ લોકો ભૂલમાં પોતાના ભેગા લઈ ગયા હોય એમ લાગે છે!"

આ સાંભળતાં રેણુની મા નીચું મોઢું કરીને સ્તબ્ધ થઈ ગઈ.

"મારો એમ વિચાર છે કે રેણુ સારી થઈ જાય એટલે અમે દેશમાં ચાલ્યા જઇએ. ત્યાં કોઈ કંકુ ને કન્યા લે તો પણ એને પરણાવી દઈશ. પછી હું જો જીવતો રહીશ તો ગોવિંદ સેવા કરતા કરતા ગામડા ગામમાં બાકીના દિવસો પુરા કરીશ. એમાં મને આનંદ છે."

સવિતા તરફથી કંઈજ ઉત્તર ન મળતાં તે પાછો બોલવા લાગ્યા: "રેણુને લીધે જ મને જરા મુશ્કેલી પડે છે. એને ખુશ કરી શકાતી નથી. તું જાણતી નથી પણ એ તારા જેવી જ અભિમાની થઈ છે. એકદમ કશું બોલે નહિ, પણ જ્યારે બોલે ત્યારે એને કંઈ કહી પણ ન શકાય. આ ઘેર ચાલ્યા આવ્યા તે દહાડે રેણુ કહે: 'ચાલો બાપુજી આપણે દેશમાં ચાલ્યા જઈએ. પણ તમે મારાં લગ્ન માટે કંઈ કરશો નહિ. મારા બાપુજીને એકલા છોડીને હું ક્યાંય જવાની નથી.' મેં કહ્યું: _'હું તો ઘરડો થયો છું બ્હેન, કેટલા દહાડા

જીવીશ? અને પછી તારૂં શું થશે તે તો કહે?' એ કહે: 'બાપુજી, તમે કંઈ મારૂં કીસ્મત તો પલટાવી શકવાના નથી. નાની હતી ત્યારે જેને સગી જનેતા વછોડીને ચાલી ગઈ, જેનાં લગ્નને દહાડે કોઈ અજાણ્યા કારણોથી બધું છિન્નભિન્ન થઈ ગયું, જેના બાપની હજારોની માલમિલકત પાંખો આવતાં જોતજોતામાં હવામાં ઉડી ગઈ, તેને ભગવાને સુખ સાહ્યબી માટે આ દુનિયામાં નથી મોકલી—એનું દુ:ખી જીવન તો દુ:ખમાં જ જવાનું. એ તો મારાં નસીબમાં જ લખેલું છે બાપુજી! મારે માટે ચિંતા કરી કરીને તમે દુ:ખી થશો નહિ."

આટલું કહેતા વ્રજબાપુનું ગળું ભારે થઈ ગયું. પણ તેને સાચવી લઈ પાછા તે બોલ્યા: "રેણુ આ બધું ચીડાઈને ન્હોતી બોલતી તેમ દુ:ખથી વ્યાકુળ થઈને ય નહિ. એને ખબર જ છે કે એનાં નસીબમાં એમ થવાનું છે. એનાં મોં પર વિષાદની કાળી છાયા પણ ન હતી. સહજ ભાવે જ બોલી હતી—પણ જે મોઢે આવ્યું તે ન્હોતી બોલતી, બહુ જોઈ વિચારીને બોલતી હતી. એટલે જ ડર લાગે છે કે એને સહેલાઈથી સમજાવી શકાય તેમ નથી. હુંય એમ માનું છું નવી, કે આ કમનસીબીમાં મને પણ એટલો મોટો સંતોષ છે કે રેણુ મારી ચિંતા કરતી બેસતી નથી, મનમાં પણ એ કોઈ વાર મને ધિક્કારતી નથી."

સ્વામી તરફ એકી નજરે જોતી સવિતાની બન્ને આંખોમાં પાણી ભરાઈ આવ્યાં.

"જીવતાં આ બધું નજરે જોશો ને કાને સાંભળશો, પણ કશુંય કરી નહિ શકો?" એ આખરે હારીને આટલું બોલી.

"મારી પાસે હવે શું કરાવવા માગે છે નવી? રેણુ તો તારી જરા પણ મદદ લેવાની નથી. અને હું......"

સવિતાની જીભ વશ રહી શકી નહિ. તે ઓચિંતી પુછી બેઠી: "રેણુ જાણે છે કે હું હજુ જીવું છું?"

વાત સાવ સામાન્ય હતી પણ એ પ્રશ્ન કેટલી રીતે અને કેટલા ભાવ સાથે તેની રાત્રીના સ્વપ્ન અને દિવસોની કલ્પનાઓ બની રહ્યો હતો તેની ખબર તેના સિવાય બીજા કોને હોય? ફીક્કા ચહેરે જવાબની રાહ જોતું તેનું અંતર તલપાપડ થઈ રહ્યું હતું. વજબાબુ ચૂપચાપ થોડી વાર વિચાર કર્યા પછી બોલ્યા: "હા, એ જાણે છે."

"હું જીવું છું તે જાણે છે?" એણે પ્રશ્ન ફરી પલટાવીને અજાયબીથી પૂછ્યો.

"હા, તેને ખબર છે કે તું કલકત્તામાં છે, એટલું જ નહિ પણ તેને એ પણ ખબર છે કે તું પુષ્કળ પૈસાદાર અને સુખી છે."

સવિતા દીર્ઘ નિશ્વાસ નાખી સ્વગત બોલી: "ઓ પૃથ્વી મા! હવે મને તું તારામાં સમાવી દેવા માર્ગ દે!"

"એ તારી મદદ નહિ લે અને હું—ગોવિંદની છેલ્લી હાક સાંભળી રહ્યો છું, નવી. મારા હવે ગણત્રીના દિવસો બાકી છે. છતાં જો તું મને કાંઈ આપીને તૃપ્ત થતી હોઇશ તો હું લઇશ. જરૂર છે એમ કહીને તો નહિ, મારા ધર્મને અનુસરીને—હું પ્રભુનો આદેશ સમજી લઇશ. તારૂં દીધેલું દાન મારા હાથે લઈને હું પુરૂષ તરીકેનું મારૂં છેલ્લું અભિમાન પુરૂં કરી દઈને તણખલાથીયે હલકો થઈ આ સંસારમાંથી વિદાય લઇશ, ત્યારે કદાચ એના શ્રીચરણમાં સ્થાન મળશે."

સવિતા સ્વામીનાં મોંઢા તરફ જોઇ શકી નહિં પરંતુ એ સ્પષ્ટ જણાતું હતું કે તેની બન્ને આંખોમાંથી દડદડ આંસુઓ વહી રહ્યાં હતાં. ત્યાં નીચું માથું રાખી ચૂપચાપ બેસી રહેતા તેને સવારની બધી વાતો યાદ આવવા લાગી. સ્વામીની ન્હાવાની ઓરડીમાં ઘુસી જઇને બારણું બંધ કરીને તેણે તેમને હક કરીને જે કંઇ સંભળાવ્યું હતું તે તેને યાદ આવ્યું: "**જો હું ન જાઉં તો તમે મને શું કરશો?**" પગ પર મસ્તક મુકીને તે બોલી હતી: **આ તો મારૂં ઘર છે. અહિં મારી દિકરી છે, મારા ધણી છે. મને અહિંથી બહાર કાઢવાની તાકાત કોનમાં છે?**"

પણ હવે તેને લાગ્યું કે તેનું બોલવું કેટલું અર્થહીન અને અસંભવ હતું. એને બરાબર સમજાયું કે પોતાનો જોર કરવાનો હક કેટલો હાસ્યાસ્પદ હતો. આજે એક બાજુ નિર્ભય અને પોકળ આત્મ ગૌરવવાળી એક કુલત્યાગીની નારી હતી ત્યારે બીજી બાજુ તેનો સ્વામી તથા તેનું દુઃખી બાળક જ નહિ–વચ્ચે સંસાર, ધર્મ, નીતિ અને સમાજ, બંધનના અસંખ્ય વિધિ વિધાન હતા. કેવળ આંસુથી ભિંજવીને સ્વામીના પગ પર માથું કુટીને એ આટલો બધો ભાર કેવી રીતે હઠાવી શકે? તે બીજું કાંઈ બોલી નહિ. સ્વામીના શબ્દો સાંભળી તે જમીન પર ચૂપચાપ માથું નમાવીને ઉભી થઇ ગઈ.

રાખાલની ઉંઘ ઉડી ગઈ હતી. તે જાગી ગયો હતો.

"મેં જાણ્યું કે નવી મા ચાલ્યા ગયા છે." રાખાલ સવિતા અને વ્રજબાબુ હતા એ ઓરડામાં આવી બોલ્યો.

"ના ભાઈ, હવે હું જઇશ. રેણુને કેમ છે?"

"ઠીક છે મા. હમણા ઉંઘે છે."

"વારૂ, તો હવે હું જાઉં છું."

"આવજે." વ્રજબાબુ બોલ્યા.

"મા, ચાલો, તમને ગાડી સુધી પહોંચાડવા આવું. કાલે પાછા આવશોને?" રાખાલ બોલ્યો.

"આવીશ જ તો ભાઈ." કહેતી તે આગળ આગળ ચાલવા લાગી. રાખાલ તેની પાછળ ચાલતો હતો.

રસ્તા પર આવીને ગાડીમાં બેઠા પછી સવિતાએ આજની બધી વાતો અને બધા બનાવોને મનમાં ને મનમાં યાદ કર્યા. તેના તેર વર્ષના જીવન સાથે જે જોડાયા હતા. એની સાથે–સ્વામી, કન્યા, રાખાલ રાજ અને કુળદેવતા ગોવિંદજી સાથે તેણે આજે દિવસ વીતાવ્યો હતો. ગૃહત્યાગ કર્યા પછી તેણે અત્યાર સુધીનો સમય આત્મગોપન કરીને વીતાવ્યો હતો. કોઈ તીર્થમાં ન્હોતી ગઈ, કોઈ દેવમંદિરમાં પ્રવેશ ન્હોતો કર્યો, તેમ કોઈ દિવસ ગંગા–સ્નાન માટે પણ ન્હોતી ગઈ. કેટલા ય

પર્વદિનો, કેટલાય સારા પ્રસંગો, કેટલાય સ્નાનના યોગો વહ્યા ગયા. કોઈ દિવસે સાહસ કરીને વરંડા આગળ આવીને તે ઉભી રહેતી પણ ન્હોતી! કદાચ કોઈ ઓળખીતાની નજર પડી જાય એનો તેને ભય હતો. તે દિવસે રાખાલને ત્યાં એકાએક એક પડદો દૂર થઈ ગયો હતો. આજે તેને બધાની પાસે જવામાં જણાતો ભય ભાંગી ગયો હતો. પણ શરમ સંતાઈ ગઈ હતી. રેણુએ હજી તેને વિષે સાંભળ્યું ન્હોતું પણ હવે તે ય સાંભળશે, ત્યારે કદાચ તે પણ એવી જ શાંત રીતે ક્ષમા આપશે? તેના ઉપર કોઇને રાગ ન હતો, અભિમાન ન હતું. કોઇએ તેને દુઃખી કરવા મ્હેણું પણ માર્યું ન હતું. દુઃખના દિવસોમાં એ જાણે દયા કરીને તેમને શોધવા નિકળી હોય એમ બધા કૃતજ્ઞ હતા. વ્યસ્ત થઇને વ્રજબાબુ સ્વહસ્તે તેને બેસવાને આસનીયું આપવા આવ્યા હતા. જાણે અતિથિનો સત્કાર કરવામાં કાંઈ ભૂલ ન રહી જાય! અર્થાત્ પરિપૂર્ણ વિચ્છેદમાંનું હવે કાંઈ રહ્યું ન હતું. પાછી નિકળતી વેળા સવિતા એ વાત નિશ્ચિતરૂપે જાણતી આવી હતી.

રેણુને ખબર હતી કે તેના પિતા ધનહીન છે. તેને ખબર હતી કે તેના ભવિષ્યના સુખ–સૌભાગ્યની આશા નિર્મૂળ થઈ ગઈ હતી. પણ એ બાબત પર તે શોક કરવા બેસતી ન હતી. દુર્દશાનો તે અવિચલિત ધૈર્યથી સ્વીકાર કરતી હતી. તેણે નિશ્ચય કર્યો હતો કે સારી થયા પછી દરિદ્ર પિતાને સાથે લઈ પોતે ગામડાનાં ઘરમાં રહેવા ચાલ્યા જવું–અને તેની સેવા કરતા ત્યાં જ જીવન પૂરૂં કરવું.

વ્રજબાબુ બોલ્યા હતા કે પોતાની મા જીવે છે એની રેણુને ખબર હતી. પોતાની મા અગાધ ઐશ્વર્ય–સુખવાળી છે એ પણ તે જાણતી હતી. સ્વામીના આ શબ્દો તેને જેટલી વાર યાદ આવ્યા તેટલી વાર તેના અંગેઅંગ પર શરમને લીધે કાંટા ભોંકાતા લાગ્યા. એ અસત્ય ન હતું છતાં ય શું એ જ સત્ય હતું? પોતાની દિકરીને તેણે દીઠી ન હતી. રાખાલને મોઢે તેનાં રૂપનું વર્ણન સાંભળ્યું હતું કે તે તેની માના જેવી જ દેખાય છે. તેણે પોતાના ચહેરાને યાદ કરી

તેની છબીની-આછી રૂપરેખા આંકવાનો પ્રયાસ કર્યો પણ તે બરાબર સફળ થયો નહિ. છતાં ય તેના પોતાના રોગીલા મોંઢા પર જાણે તેનું માનસ ચિત્ર વારંવાર દેખાવા લાગ્યું.

ગામડા ગામનાં દુઃખ – દુર્દશાની કેટલીક સંભવિત તેમ જ અસંભવિત કલ્પનાઓ તેની દ્રષ્ટી સમક્ષ તરવરવા લાગી. અને એ બધી ય જાણે એકસામટી એ ફીક્કા-રોગી ચહેરાને ચોમેરથી ઘેરી રહી હતી! ઘરમાં નિરાસક્ત દરિદ્ર પિતા ઇશ્વર-ચિંતનમાં મગ્ન હતા. તેને કશુંય જણાતું ન હતું. ત્યાં રેણુ કેવળ એકલી જ હતી. ખરાબ દિવસોમાં તેને શાન્તવન આપનાર મિત્ર અને આફતમાં ભરોસો દેનાર સગું-સંબંધી કોઈ ન હતું. ત્યાં તે દિવસો પર દિવસો કેવી રીતે વિતાવશે? કદાચ ત્યાં એ આવી માંદી થઈ જાય તો? ઓચિંતાનું જ કદાચ વૃદ્ધ પિતાને પરલોકનું તેડું આવે તો? એનો કશો ઉપાય ન હતો. તેને લાગતું હતું કે એક પાંજરામાં પુરીને તેની નજર સમક્ષ જ જાણે કોઇ તેના સંતાનની હત્યા કરતું હતું.

ગાડી આવીને દરવાજા પાસે ઉભી રહી, ત્યારે સવિતામાં ચેતન આવ્યું. ઉપર જતા નોકરડીએ આવીને ગુપચુપ કહી દીધું: "મા, બાબુજી બહુ ગુસ્સે થઈ ગયા છે."

"એ ક્યારના આવ્યા છે?"

"થોડી વાર થઈ. દિવાનખાનામાં બેસીને વિમલબાબુ સાથે વાતો કરે છે."

"વારૂ, તું જા..."

"મા, મારૂં ગરીબનું માનો તો હમણા ત્યા જવામાં સાર નથી. નાહક ઝઘડો થશે."

"તું તારૂં કામ કર." સવિતાએ ભ્રકુટિ વક્ર કરીને કહ્યું.

સ્નાન કરી, કપડાં બદલી તે દિવાનખાનામાં આવીને ઉભી રહી ત્યારે સંધ્યાકાળના દીવા પ્રકટાવેલા હતા. વિમલબાબુએ ઉભા થઈને નમસ્કાર કરી પૂછ્યું: "આજે કેમ છે?"

"ઠીક છે, બેસો."

તેમના બે.ા પછી સવિતા પોતે એક ખુરસી ઉપર બેઠી.

"મેં સાંભળ્યું છે કે તમે બપોર પહેલાંના બહાર નિકળી ગયા હતા. આજે તમે જમ્યા પણ નથી." વિમલબાબુ બોલ્યા.

"ના, કારણ કે મને એને માટે આજે વખત જ મળ્યો નહિ." સવિતાએ હાવકે મોઢે કહ્યું.

"એવી તે આજે ક્યાં ગઈ હતી?" ક્યારના ધુંધવાઈ રહેલા રમણીબાબુ વચ્ચે બોલ્યા.

"મારે એક અગત્યનું કામ હતું ત્યાં."

"આખો દહાડો કામ?"

"એવું ખાસ કામ હતું ત્યારે જ આખો દહાડો બહાર રોકવું પડયુંને! નહિ તો વહેલી જ આવી ન શકી હોત!"

"મેં સાંભળ્યું છે કે હમણા હમણા તું હંમેશાં ઘરમાં રહેતી નથી. એવું તે અગત્યનું ખાસ શું કામ હતું તે જરા કહીશ ખરી કે?" રમણીબાબુ ક્રોધિત સ્વરે બોલ્યા.

"ના, એ તમારે જાણવા જેવું નથી. હં...વિમલબાબુ, હજુ આજે પણ તમે ગયા નથી?" એણે વાત ફેરવી.

"ના, કાકાને બરાબર સારૂં ન થાય ત્યાં સુધી જઈ શકાય તેમ લાગતું નથી."

"તું મને પુછીને બહાર ગઈ હતી કે?" વિમલબાબુનું વાક્ય પૂરૂં થતાં જ રમણીબાબુએ ગુસ્સો કરીને પાછી પડતી મુકેલી વાતને ઉપાડી.

"તમે ત્યારે હાજર ન હતા." સવિતાએ શાંત ભાવે જવાબ આપ્યો.

જવાબ ક્રોધને વધારે તેવો ન હતો છતાં ય તે ચીડાયા જ હતા એટલે તરત બરાડી ઉઠ્યા: "હાજર હોઉં કે ન હોઉં એ હું ન

જાણું; પણ હવે પછી મારા હુકમ વગરનું એક પણ પગલું તું ઉમર બહાર નહિ મુકી શકે એ હું તને આજે ચોકખેચોકખું જણાવી દઉં છું, સમજી?"

વિમલબાબુ સંકોચે વ્યાકુળ થઈ બોલી ઉઠયા: "રમણીબાબુ, હું હવે જાઉં છું. મારે કામ છે."

"ના, ના, તમે બેસો એમાં તમારે ખોટું લગાડવાની જરૂર નથી. બાકી એના આ બધા ચેનચાળા હું હવે ચલાવી લેવાનો નથી. એજ એને સાફ સાફ કહી દઉં છું."

"તમે ચેનચાળા કોને કહો છો?" સવિતાએ હવે જરા આંખો ફેરવીને પૂછયું.

"તું ફાવે ત્યાં ફાવે ત્યારે રખડયા કરે છે તેને કહું છું."

"એટલે મારે કામ હોય તો પણ બહાર ન જવું? કેમ?"

"ના, હું જે કહું તેજ તારૂં કામ. બીજું કાંઈ કામ નહિ."

"તે તો આજ સુધી કરતી આવી છું, પણ હવે શું તમને મારા પર અણવિશ્વાસ આવે છે?"

તેના પર કોઈ દિવસ પણ અણવિશ્વાસ ન્હોતો આવ્યો છતાં પણ ક્રોધમાં ને ક્રોધમાં રમણીબાબુ બોલી ઉઠયા: "હા, આવે છે. એક વાર નહિ પણ એકસો વાર આવે છે. તું કંઈ સતી સીતા કે સાવિત્રી નથી કે અણવિશ્વાસ ન આવે. એકને છેતર્યો પણ મને છેતરી શકવાની નથી."

વિમલબાબુ શરમથી મુંઝાઈ ગયા. એમની તકરારમાં તેમનાથી વચ્ચે બોલાય તેમ ન હતું. સવિતા ઘણી વાર સુધી એકીટશે રમણીબાબુ તરફ જોઈ રહી. પછી કંઇક નિશ્ચય કર્યો હોય એમ ગંભીર સાદે બોલી:

"તમે જાણો છો કે હું કદી જુઠું બોલતી નથી. આપણો સંબંધ આજથી પુરો થયો. હવે આજથી તમે મારે ઘેર કદાપી પણ આવતા નહિ."

કલહ-કંકાશ તો આ પહેલાં પણ કંઈક થયા હતા, પણ એ બધા એકતરફી હતા. તોફાન અને બૂમાબૂમના ડરથી હમેશાં સવિતા ચૂપ રહી જતી કે જેથી છાની વાતો કોઈને કાને ન જાય એ નવી-વહુને મોઢે આટલી ભારે વાત-તેય એક ત્રીજી વ્યક્તિની રૂબરૂમાં બોલાતી સાંભળતાં રમણીબાબુ ચમકી ઉઠ્યા.

"એટલે! આ કોનું ઘર છે? તારૂં? બોલતાં જરા શરમાતી પણ નથી?" રમણીબાબુ વાંકુ મોઢું કરી બોલ્યા.

સવિતા તેમનાં મોઢાં તરફ જોઈ ઘણી વાર સુધી ચૂપ બેસી રહી. ત્યાર પછી તે ધીરેથી બોલી: "હા, મારે શરમાવું જોઇએ ખરૂં. તમે સાચું કહો છો. જો કે આ ઘર મારૂં નથી, તમારૂં છે-પણ તમે જ મને આપેલું છે. ઠીક છે, તમે તમારૂં ઘર લેજો. કાલે હું પોતેજ ક્યાંક બીજે ઠેકાણે ચાલી જઈશ. પછી બધું તમારૂં જ રહેશે. તેર વરસ પછી ચાલ્યા જતી વેળા હું તમારી કોડી પણ સાથે લઈ જવાની નથી. બધું તમને પાછું આપી દઈશ. પછી કંઈ છે?"

રમણીબાબુની મગજે ચઢેલી ખુમારીની ચમક આ શાન્ત છતાં ગંભીર અવાજે ભાંગી ગઈ. હતબુદ્ધિ થઈ તે બોલ્યા: "કાલે તું કેવી રીતે ચાલી જઈશ?"

"તે તમારે જાણવાની જરૂર નથી."

"ચાલી જઈશ કહ્યું એટલે તને હું જવા દઈશ ખરો કે?"

"મને રોકવાની ખોટી ખટપટ કરતા નહિ. આપણું લેણુદેણુ આજથી પૂરૂં થઈ ગયું."

હવે જ રમણીબાબુને સમજાયું, કે ખરેખર વાત વધીને ભયાનક થઈ ગઈ હતી. તે ગભરાઈને બોલ્યા: "હું સાચું જ કહું છું, કે આ ઘર તારૂં નહિ પણ મારૂં છે! ગુસ્સામાં શું કાંઈ બોલાઈ ન જાય?"

"ગુસ્સાની વાત નથી. ગુસ્સો ઉતરી જશે ત્યારે-કદાચ એને હજી વાર લાગશે-ત્યારે જાણુશો કે આટલું મોટું ઘર દાનમાં આપવા

જેટલી તૈયારી તમારામાં નહિ હોય. હંમેશાં તમારાં મનમાં ખુંચ્યા કરશે કે આપણા બે જણાની લેવડદેવડમાં એક તમે જ છેતરાયા છો. ત્રાજવાનું એક પલ્લું સાવ ખાલી જણાશે જ્યારે બીજી બાજુનો ભાર તમારી છાતીએ ચોંટશે. એ સહન કરવા જેટલી તમારી તૈયારી નથી. પણ હવે દલીલ કરવાનું મારામાં જોર નથી. હું થાકી ગઈ છું. વિમલબાબુ, મને લાગે છે કે આપણને બેઉને મળવાનો વખત કદાચ હવે ફરી વાર નહિ મળે. હું કાલે જ અહીંથી ચાલી જઈશ."

"ક્યાં જશો?"

"તેની તો અત્યારે મને પણ ખબર નથી."

"પણ જતા પહેલાં મેળાપ થશે જ. હું ફરીથી એક વાર આવી જઈશ."

"વખત મળે તો આવજો. આજે તો હું જાઉં છું." કહીને સવિતા એ બંનેને નમસ્કાર કરીને ત્યાંથી ચાલતી થઈ ગઈ.

"રમણીબાબુ, નમસ્કાર! ત્યારે હું હવે જાઉં છું." વિમલબાબુએ ઉભા થઈ જવા માંડતા કહ્યું.

જવાબમાં રમણીબાબુએ મુંગે મોઢે તેની તરફ જોઈ બે હાથ જોડયા.

## ૯

**આ**ટલી મોટી વાતને પ્રસરી જતાં વાર ન લાગી. સવાર થતાં પહેલા તો બધાય ભાડૂતોએ સાંભળ્યું કે કાલે રાત્રે બાપુજીને મા સાથે ભારે તકરાર થઈ ગઈ અને નવી-માએ પ્રતિજ્ઞા લીધી છે કે કાલે ને કાલે જ તે આ ઘર છોડીને બીજે ચાલ્યા જશે. બીજાં કોઈ હોત તો તેઓ ફક્ત મૃદુહાસ્ય કરીને પોતપોતાના કામે લાગી જાત, પરંતુ આ લોકોના સંબંધમાં તેમ બન્યું નહિ. તેઓ એ વાત પર પુરો વિશ્વાસ ન કરી શકયા! છતાં વાત એવી ભયાનક હતી કે એ સાચી પડે તો ચિંતાની સીમા રહે તેમ ન હતું. શહેરમાં આટલા ઓછા ભાડામાં બીજે ક્યાંય રહેવાને ઓરડીઓ મળે તેમ ન હતું, એ તેમને મોટો ભય હતો. વળી તેમાંના ઘણાનું તો કેટલાય મહીનાઓનું ભાડું બાકી રહ્યું હતું અને કેટલીય રીતે તેઓ નવી-માના ઓશિયાળા હતા. ઘણા તો એ પણ ભૂલી ગયા હતા કે આ ઓરડીઓ તેમની માલિકીની ન હતી. એ બધાઓએ તરત જ શારદા પાસે જઈ દિલગીર ચહેરે પૂછવા માંડયું : "શારદા, નવી-મા સંબંધી અમારે કાને આજે જે વાત આવી છે, તે શું સાચી છે? જરા અમારે ખાતર તપાસ કરી સાચી વાત તો જાણી આવ."

શારદા તરત જ નવી-મા પાસે ગઈ અને મ્લાન મુખે પૂછ્યું : "મા, આ બધા લોકો શી વાતો કરે છે?"

"શાની વાતો શારદા?"

"આ લોકો કહે છે કે તમે આજે જ આ ઘરમાંથી ચાલ્યા જવાના છો!"

"એઓ સાચું કહે છે શારદા!"

"સાચું! તો શું ખરેખર તમે ચાલ્યા જવાના છો?"

"ચોક્કસ, હું આજે ચાલી જવાની છું, શારદા!" નવી–મા ગંભીર અવાજે બોલી.

આ જવાબ સાંભળતા શારદા સ્તબ્ધ બની ગઈ.

"પણ ક્યાં જશો મા?" થોડીવાર પછી નિરવતાનો ભંગ કરતાં એણે પૂછ્યું.

"તે હજી નક્કી કર્યું નથી. ફક્ત જવું પડશે એ નક્કી છે." નવી–માએ કહ્યું.

શારદાની બન્ને આંખોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં.

"એ લોક કોઈ આ વાત માનતા નથી, મા! એઓ એમ ધારે છે કે એ તો ગુસ્સામાં કહ્યું હશે! ગુસ્સો ઉતરી જતાં બધુંય પાછું ભૂલાઈ જશે. મને પણ સુજતું નથી મા! વાદળાઓથી ઘેરાયા વગરનાં આકાશમાંથી મારે માથે વિજળી પડશે! હું નિરાધાર કોણ જાણે ક્યાં તણાઈ જઈશ! છતાં ય એ જે નથી જાણતાં તે હું જાણું છું. હું સમજી શકું છું મા, કે આજકાલ આ ઘર તમને એટલું કડતું ઝેર જેવું થઈ પડયું છે, કે તમારાથી સહન પણ કરી શકાતું નથી. પરંતુ જાઉં છું કહેતામાં કંઈ જઈ શકાય નહિ."

"કેમ જઈ શકાય નહિ શારદા? આ ઘર મને આજે વસમું થઈ પડયું છે એવું કાંઈ નથી. આજથી બાર વરસ પહેલાં જ્યારે મેં અહીં પગ મુકયો ત્યારથી જ એ કડવું થઈ ચૂકયું છે. પણ જે ભૂલ મેં બાર વરસ સુધી કરી છે, નિભાવી છે, તે ભૂલ હવે બીજા બાર વરસ કરવી પડશે, એમ હું માનતી નથી. હવે આ દુર્ગતિમાંથી છૂટી ગઈ છું."

"મા! મારૂં તો કોઈ નથી. મને કોની પાસે છોડી જશો?"

"જેને સ્વામી છે તેને સર્વ છે શારદા! તેં કોઈ અન્યાય કે અપરાધ કર્યો નથી. પસ્તાવો કરીને પણ તારાં પતિ જીવનને એક દહાડો પાછું આવવુંજ પડશે. દુઃખની લ્હાયથી હતબુદ્ધ થઈને એ નાસીને જ્યાં ગયો હશે ત્યાંથી એને ફરીથી તારી પાસે આવ્યે જ છૂટકો થશે; જ્યારે મારી–અભાગીનીની સાથે આવતાં એ તને ફરીથી શોધી શકશે નહિ."

"ના મા, મારૂં દીલ કહે છે, કે એ હવે ન'ી જ આવવાના!" શારદાએ નીચે મોઢે પોતાનાં અંતરનો અવાજ સંભળાવી દીધો.

"એમ કદાપી ન બને શારદા! હું કહું છું કે તારા એ ચોક્કસ આવશે."

"ના મા, એ નહિ જ આવે. તમે મને ખોટો ભરોસો ન આપો."

"હું નથી સમજી શકતી કે તને એને માટે તેમજ મારા શબ્દો માટે પણ આટલો બધો અચળ અવિશ્વાસ કેમ છે વારૂ?"

"કારણ કે એ કેમ ને ક્યાં ગયા છે, તે હુંજ જાણું છું. વળી કોઈ દહાડો વખત આવ્યે તમને હું એ વિસ્તારથી કહીશ."

જો કે એ કારણ જાણવા માટે સવિતાએ એટલી જિજ્ઞાસા તો ન બતાવી, છતાં તે ભારે નવાઈ તો અવશ્ય પામી. થોડી વાર ચૂપ રહ્યા પછી તેણે પૂછ્યું: "તો તારો શો વિચાર છે?"

"તમે જ્યાં જશો ત્યાં તમારી સાથે આવીશ, મા! તમે મોટા ઘરના દિકરી છો. મોટા ઘરના વહુ છો. કોઈપણ ઠેકાણે એકલાં ગયે ચાલશે નહિ, સાથે એક દાસી તો જોઈશેજ; અને હુંજ તમારી તે દાસી, મા!"

"તેં કેમ જાણ્યું શારદા, કે હું મોટા ઘરની દિકરી અને મોટા ઘરની વહુ છું? તને એ વાત કોણે કહી?"

"કોઈએ કહ્યું નથી; પણ આ વાત હું કંઈ એકલીજ થોડીક જાણું છું મા? બધાને એની ખબર છે. એ વાત તો તમારી આંખોની કીકી ઉપર લખેલી છે, તમારાં આખાં શરીર પર લખેલી છે. તમે

શરમાયા અને લોકોએ વધુ શરમાવ્યા–બાપુજીએ કંઇક શંકા જેવું કહી નાખ્યું, કશુંક અપમાન લાગે તેવું કહ્યું–બાકી એવું તો ઘણાં ઘરોમાં થાય છે મા, પણ તમારાથી એ સહન ન થયું ને બધું છોડી દઇને તમે ચાલ્યા જાઓ છો. મોટાં ઘરની દિકરી વગર કોઇનામાં આટલું અભિમાન હોવું સંભવે ખરૂં, કે ?"

થોડીક વાર શાંત રહીને તે ફરીથી બોલી : "જો કે અંદરનો ભેદ તો બધા ય જાણે છે, છતાં ય કોઇ કયારેય જીભે લાવી શકતા નથી એવું કારણ એ નથી કે એમને તમારો ડર લાગે છે, અગર તો તમારા ઉપકારોના ભારથી એ દબાયલા છે. એમ હોત તો એ લુચ્ચાઇ કોઇને કોઇ દહાડો ય ઉઘાડી પડી જાત. પણ કલ્પનામાં ય એ કોઇ તમારૂં અપમાન કરી શકતા નથી એનું કારણ ફક્ત એ જ છે કે એ બધા તમને સાચાં દીલથી ચાહે છે, મા..."

"તમને બધાને મારે માટે લાગણી છે તે હું જાણું છું." સવિતા સકૃતજ્ઞ કંઠે એનો સ્વીકાર કરતા બોલી.

"લાગણી એકલી જ નહિ મા, પણ અમે તમારે માટે બહુ માન ધરાવીએ છીએ. તમે સારા છો એટલા માટે જ નહિ પણ સાથે મોટા મનના છો. આ બાબતની ચર્ચા કરવાની વાત તો બાજુએ રહી પણ અમને તો એનો વિચાર કરતાં પણ શરમ આવે છે, કે અમને છોડીને તમે કેવી રીતે ચાલ્યા જઇ શકશો ?"

"પણ શારદા, ગયા વગર છુટકો નથી."

"જો છુટકો ન હોય તો પછી મારે પણ સાથે આવ્યા વગર છુટકો નથી. અને હું નહિ હોઉં તો તમારૂં કામ કોણ કરશે મા ?"

"કોણ કરશે તે તો હું ન જાણું પણ મોટાં ઘરમાંથી હું જેમ નિકળી આવી છું તેમ બીજાનાં કામ કરવા માટે રખડવા તું ઘર-બહાર નિકળતી નહિ શારદા ! અને હું પણ તને દાસીનું કામ કેવી રીતે સોંપી શકીશ ?"

"એમ હોય તો દાસીનું કામ નહિ કરૂં, તમારી સેવા કરીશ. અપમાનની લજ્જાથી એકલાં જઈને રસ્તા પર ઉભા રહેશો તેનું કેટલું દુ:ખ થશે તેની મને ખબર છે. એ મારાથી નહિ સહેવાય મા! હું સાથે જ આવવાની." એમ કહીને તેણે લુગડાંને પાલવે આંસુભીની આંખો લુછી નાખી.

તે સ્પષ્ટ રીતે બોલી નાખવા માગતી ન હતી પણ સુચનાઓથી પોતાનાં સ્વાનુભવનું એ સત્ય સમજાવવા માગતી હતી કે નિરાશ્રયીને કેટલું દુ:ખ હોય છે! સવિતાને પોતાને પણ તે દિવસની વાત યાદ આવી, કે જ્યારે એક ગંભીર રાત્રે સ્વામીનું ઘર ભાંગીને તે બહાર નીકળી ગઈ હતી. આજે પણ તે દુ:ખની તુલના યોગ્ય કોઈ દુ:ખ તેને જડયું નહિ. ત્યાર પછી બાર વર્ષનો લાંબો ગાળો આ ઘરમાં ગાળ્યો. આ નરકકુંડમાંથી બચવાની ઈચ્છાથી તેણે ધીરે ધીરે ઘણું ભેગું કર્યું હતું. તે સઘળુંય શું આજે તેને ભારરૂપ થઈ પડયું હતું? ખરેખર આજે તેની બધી જરૂરીયાતો ખોવાઈ ગઈ હતી?

શારદાના સવાલોએ તેને જાગ્રત કરી દીધી. તેને સંદેહ જાગ્યો કે વગર કારણે આશ્રય ત્યાગ કરવાનું દારૂણ સાહસ ફરીથી તેણે કરવા જેવું નથી. પુણ્યમય સ્વામીનાં ઘરનાં ઘણા સ્મૃતિ–ચિત્રો તેનાં માનસ-પટ પર ચમકી ઉઠયાં. તેને ભય લાગ્યો. તે વખતનો તે દેહ, તે મન, તે શાંત ગ્રામ્ય જીવનની સરળ–સામાન્ય જરૂરીયાત–આ અશાંત શહેરની અપવિત્ર જીવનયાત્રામાં ઘૂણાવર્ત થઈ કોણ જાણે કયાં ડુબી ગયા હતા! કોઈ રીતે પણ હવે તેની ભાળ લાગે તેમ ન હતું. મનમાં ને મનમાં કબુલ કરવું પડયું કે તે નવી વહુ તે આજે નથી. તેની ઉંમર થઇ ગઈ છે. રોજની ટેવોથી તેનામાં ઘણા ફેરફારો થઈ ગયા છે. જેણે એને આશ્રય આપ્યો હતો તેના એ આપવા માટેનાં લાંછન અને અપમાન ગમે તેટલાં અણગમતાં ને અસહ્ય હોય તો પણ હવે એ આશ્રયને છોડી ખાલી હાથે બહાર રસ્તા ઉપર ચાલી નીકળવું એ તેને માટે મુશ્કેલ હતું. વિચારના વમળોમાં ગોથા ખાતી તેને વળી એમ થઈ આવ્યું,

કે અહિં રહેવાય પણ શી રીતે? આ માણસ પ્રત્યેનો તેનો તિરસ્કાર અને વિદ્વેષ રોજ રોજ ભેગો થઇને આટલો પર્વતદેહી થઈ જશે તે તેણે પણ કોઇ દિવસ હિસાબ કરી જોયું ન હતું. વળી જો તે વિચાર ફેરવશે ને પાછી અહીંજ રહેશે તો...તો એ આવે છે એમ પાછો આવશે. ખાટલા પાસે બેસીને પાન અને તંબાકુથી રોજની માફક એક ગાલ ફુલાવીને વારંવાર બોલાયેલા એ બધાં અત્યંત અરૂચિકર સંભાષણોથી તેનું મનરંજન કરવાના પ્રયાસ કરશે! તેના લાલસાલિપ્ત અણગમતા સ્હેનચાળા! તેની એકાંત લજ્જાહીન અતિ ઉગ્ર અધિરતા! અને એ કામાતુર અતિ પ્રૌઢ વ્યક્તિની પથારી પાસે બેસીને તેના નિર્લજ્જ અડપલાઓ મુંગે મોંઢે ચલાવી લઇ પોતાને રાત વીતાવવી...એ ભયાનક ખ્યાલ આવતા સવિતા ક્ષણભરને માટે જાણે ચેતનવિહોણી બની ગઈ.

"મા? મા?" શારદાએ આ વિચારમગ્ન સ્થિતિમાંથી એને બૂમ મારી સચેત કરી.

"કેમ શારદા?" સવિતાએ ચકિત થઈ પૂછયું.

"તો પછી શું ખરેખર તમે આજે ચાલ્યા જવાના છો?"

"આજે નહિં તો કાલે–પરમ દિવસે–એ પાંચ દિવસ કે મહીના પછી પણ એક દહાડો જવું તો પડશેજ!"

"શા માટે જવું પડશે? આ ઘર તો તમારૂં છે ને?"

"ના મારૂં નથી; એ તો રમણીબાબુનું છે."

આજસુધી તે આ પુરૂષનું નામ કદાપી જીભે લાવતી ન હતી. કેમ જાણે એ ખરેખર તેનાથી બોલાય તેમ ન હતું! આજે ભેદ ખુલી ગયો. શારદા જોઈજ રહી. કારણ કે એક હિન્દુ સ્ત્રીને તો આ વાત અવશ્ય કાનમાં ખૂચે! એનું કારણ પણ એ સમજી ગઈ.

"અમે બધા તો એમ જાણીએ છીએ કે આ ઘર તેમણે જ તમને હંમેશને માટે આપ્યું છે, અને હવે એના પર તેમનો કોઈ હક્ક રહ્યો નથી." શારદા બોલી.

"એ હું ન જાણું શારદા, એ બધી કાયદા–કાનુનની વાતો છે. મૌખિક દાન પર કોઈનો કેટલો હક્ક હોય તે હું જાણતી નથી."

"ફક્ત મૌખિક? ત્યારે લખાણુ–દસ્તાવેજ નથી થયા? એવું કાચું કામ શું કરવા કર્યું મા?" શારદાએ એક બાહોશ સલાહકાર ને વકીલની માફક પ્રશ્ન કર્યો.

સવિતા ચૂપ બેસી રહી. તરત જ તેને યાદ આવ્યું, કે તેના ધણી પાસે તેના જે રૂપિયા અનામત પડેલા હતા તે બધાય વ્યાજ સાથે તેમણે તેને તે દિવસે પાછા આપી દીધા હતા.

"રમણીબાબુને તમે અહીં આવવાની ના કહી દીધી છે, પણ જો તે ગુસ્સો કરીને ન માનશે તો?" ફરી શારદા બોલી.

"ભલે ન માને, શારદા! હું એમને જરાયે દોષ નહિ દઉં. ફક્ત એમની પાસે મારી એટલી જ પ્રાર્થના છે કે તકરાર ને બૂમાબૂમ કરવી હોય તો મારી પાસે એ કદાપી નહિ આવે." સવિતા મક્કમ સ્વરે બોલી.

શારદા આ સાંભળી અવાક્ થઈ ગઈ. અંતે શુષ્ક મુખે તે બોલી: "એક વાત કહું મા? રમણીબાબુને વિદાય કર્યા! રહેવાનું ઘર પણ જવા બેઠું છે. ખરે જ તમને કશો વિચાર નથી આવતો? મને તે દિવસે જ્યારે છોડીને એ ચાલ્યા ગયા, ત્યારે એકલાં ઘરમાં હું તો જાણે ડરથી ગાંડી થઈ ગઈ. મને ભાન જ ન રહ્યું, તેથી જ મેં ઝેર ખાઈને મરવાનું ઇચ્છયું. નહિ તો એટલું ભારે પાપનું કામ કરવા મારો જીવ કેમ ચાલે? પણ તમને તો જોઉં છું તો સાવ નિર્ભય–જાણે કશું જ નહિ! તેથી મને તો એમ જ લાગ્યા કરે છે, કે અમારા કરતાં તમે ઘણા–ઘણા જ મોટા મનના છો મા!"

"મોટી–બોટી કંઈ નહિ બ્હેન! પણ તારી ને મારી અવસ્થા એક નથી. તું તો સાવ ગરીબ, સાવ નિરૂપાય હતી, પણ હું તેમ નથી. તે દિવસે મેં જે બહુ મોટી મિલકતની ખરીદી કરી તે મારી પોતાની છે શારદા!"

આ સાંભળતા શારદાને આશ્ચર્યની સાથે આશ્વાસન મળ્યું.

"તેમાં તો કશી ગરબડ થશે નહિ ને મા?" શારદાએ પાછું શંકીત હૃદયે પૂછયું.

"એ તો મારા સ્વામીનું આપેલું છે શારદા! એ મારા પોતાના પૈસાનું છે. એમાં દખલ કરવાનો હક્ક કોઈને નથી." સવિતા સગર્વ બોલી.

બાર વરસ થયા સવિતા એકલી હતી. આત્મીય-સ્વજન વિહોણાં બાર વર્ષ તેણે પારકાં ઘરમાં વિતાવ્યા હતા. આજ સુધીમાં મનની વાત કહેવા જેવું એક પણ વિશ્વાસુ માણસ પણ તેને ન્હોતું મળ્યું. પૈસા ટકાની વાત કરવા જતાં આ બાઈ પાસે તેનું આટલા સમયનું બંધ રાખેલું મોઢું ખુલી ગયું. ઓચિંતું જ તેને સ્વામીનું દર્શન થયું. ઘરનાં અંધારા ખુણામાં કેવળ છાયા જ જોતાં તેણે તેમને કોઈ પણ રીતે ઓળખી લીધા. કોઈ રીતે તેણે તે વખતે પોતાની જાતને સંભાળી લીધી. ત્યારે તે શું બોલી? શું કર્યું? એ બધું એક સામટું કહેતાં કહેતાં થોડીક ક્ષણ સુધી તો સવિતા જાણે પોતાની બુદ્ધિને ગુમાવી બેઠી. શારદાની અજાયબીનો પાર ન હતો. નવી-મા આટલી હદ સુધી પોતાની જાતને ભુલી જાય છે એ તેની કલ્પનામાં પણ ન હતું.

"માજી!" નીચેથી બુમ પડી.

"કેમ મહાદેવ?" સવિતાએ સ્વસ્થ બની જવાબ દીધો.

દરવાને ઉપર આવીને ખબર કરી કે તેમના હુકમ પ્રમાણે શોફર ગાડી લાવ્યો છે.

અડધા કલાક પછી તૈયાર થઇને નીચે ઉતરતાં તેણે જોયું તો બારણા પાસે શારદા ઉભી હતી.

"મા, હું તમારી સાથે જ આવવાની છું. ત્યાં રાખાલબાબુ છે, તે મારા પર ખોટું તો નહિ લગાડે ને!"

આજે પોતાની સાથે કોઈ આવે એમ સવિતા ઇચ્છતી ન હતી.

"ખોટું તો કદાચ કોઇને નહિ લાગે પણ ત્યાં તારું શું કામ છે શારદા?"

"એમ કેમ બોલો છો, મા! રેણુ માંદી છે, તેને હું એક વખત જોઈ આવીશ. તે કરતાંય મને રેણુના બાપને જોવાનું બહુ મન છે. પ્રણામ કરી તેમની પગર જ લઇશ." કહેતી તે સંમતિની રાહ જોયા વગર જ ગાડીમાં ચઢી બેઠી.

રસ્તે જતાં તેણે ધીમે રહીને સવાલ કર્યો: "રેણુના પિતા કેવા દેખાય છે મા?"

શારદાના આ વિચિત્ર સવાલથી સવિતાને કૌતુક થયું.

"તું કેવાક ધારે છે શારદા? કાળા મેશ–મસ્ત માણસને!"

"ના મા, એમ તો નથી ધારતી, પણ જ્યારથી હું વિચાર કર્યા કરું છું ત્યારથી કોઈ ચહેરોજ જાણે ઠીક નથી લાગતો."

"કેમ ઠીક નથી લાગતો શારદા?"

"કદાચ એટલા માટેજ કે એ રેણુના બાપ નથી પણ તમારા પતિ છે. મનમાં ને મનમાં જાણે બે જણને એકી સાથે મેળવી નથી શકતી."

"હું કહું તેવો એક માણસ ધારી લેજે." સવિતા હસીને બોલવા લાગી: "વૃદ્ધ વૈષ્ણવ, મારા કરતા ઉમરમાં ઘણાજ મોટા, માથા પર ચોટલી, વાળબાળ બધું ય સફેદ થઈ ગયેલું, ઉંચું શરીર, લાંબો પહોળો દેહ, પૂજા–ઉપવાસ–આચાર–નિયમ કરી કરી–પાળી પાળીને સાવ સુકાઈ ગયેલા! કહે જોઉં, એવો માણસ તને જોવો ગમે શારદા?"

"ના મા, એ તો ન ગમે. તમને ગમે?"

"ન ગમે તો શું કરવું શારદા? ધણી એ કંઈ ગમવા ન ગમવાની વસ્તુ નથી. તેને વગર વિચારે પસંદ કરવોજ પડે. તું કહીશ કે એ તો શાસ્ત્રની વિધિ થઈ, માણસનાં મનની રીત ન હોય. પણ એવા તર્ક કોણ કરે છે તે તું જાણે છે બ્હેન? જે લોકો હજુ પણ માણસનાં મનને ઓળખતા નથી તેજ એવા વિચારો કરે છે. દુર્ગતિની

આગમાં બળ્યા–જળ્યા તે જીવનપથ પર નિરાંતે ચાલી શકતા નથી. સંસાર–યાત્રામાં સ્વામીનાં રૂપ–યૌવનનો પ્રશ્ન સ્ત્રીઓ માટે સાવ તુચ્છ છે.”

શારદા અશિક્ષિત હોવાથી આ ગૂઢ તત્વજ્ઞાન ભરી વાતને બરાબર સમજી શકી નહિં. એ એટલું સમજી કે તેના પરિતાપની એ ગ્લાનિ હતી, પ્રતિક્રિયાથી ઉશ્કેરાયેલાં હૃદયની ગુપ્ત ક્ષમા–યાચના હતી. સામા સવાલો કરીને તેની દિલગીરી વધારવાની ઇચ્છા તેને ન થઈ, છતાં ય તે મુંગી બેસી રહી શકી નહિં.

“એક વાત જાણવાની બહુ ઇચ્છા થાય છે મા! પણ...”

“પણ શું? પુછીને મને તું શરમમાં નાખવા નથી માગતી એમને? હવે હું નહિં શરમાઉં, શારદા, તું ખુશીથી પુછ.”

આટલું કહેવા છતાં ય શારદા પુછી શકી નહિં. તેને શાંત રહેલી જોઈ સવિતા પોતેજ બોલી: “કદાચ તું એ જાણવા માગતી હશે કે જો એમજ હોય તો મારી આટલી ભારે દુર્ગતિ કેવી રીતે થઈ? એનો જવાબ ઘણીવાર મેં ઘણી ઘણી રીતે વિચાર્યો છે, પણ મારા ગયા જન્મનાં કર્મફળ સિવાય એ સવાલનો બીજો કોઈ જવાબ મને મળ્યો નથી.”

શારદા પોતે પણ કર્મફળમાં માનતી હોવા છતાં નવી–માનો આ ઉત્તર તેનાં મનને મનાવી કે સંતોષ અપાવી શકયો નહિં. તે ચૂપ થઈ ગઈ. સવિતા તેનાં મોં તરફ જોતાં સમજી ગઈ.

“વળી ગયા જન્મના અજાણ્યા કર્મફળના દોષને લીધે આ જન્મમાં ઘર ભાંગીને નાસભાગ કરૂં છું એમ માનવા જેટલી કમ–અક્કલ પણ હું નથી. પણ આ ગોરખધંધાના રસ્તા પર કોણ કોને રોકી શકે છે? જે માણસને મેં કાલે વિદાય કર્યો તેને મારા પતિ કરતાં મેં કદાપી વધારે મારો નથી માન્યો, કદી યે તેનો વિશ્વાસ નથી કર્યો, કદી યે તેને પ્રેમ નથી કર્યો. છતાં ય તેનાં ઘરમાં મારો

એક યુગ વીતી ગયો, એ શી રીતે?" સવિતા આટલું એકે શ્વાસે બોલી જરા શ્વાસ ખાવા અટકી.

શારદા શરમાતા શરમાતા બોલી: "આજે નહિ તો તે દિવસે પણ તમે રમણીબાબુને ચાહતા ન હતા?"

"ના બ્હેન, ત્યારે ય નહિ, આજે ય નહિ ને કદાપિ ય નહિ."

"તો પછી આ અધોગતિ કેમ થઈ?"

સવિતા ક્ષણભર મુંગી રહી ફીક્કું હસીને બોલી:

"અધોગતિ કેમ થાય છે શારદા? એ એકાએક તદ્દન કારણ વિનાની નિરર્થકતાથી થાય છે. એ બાર તેર વરસમાં મેં મારા જેવી કેટલી ય સ્ત્રીઓને જોઇ. આજે કદાચ સર્વનાશના ઉંડાણમાં તેમાંની કંઇક બાપડીઓ કોણ જાણે ક્યાં ય દબાઈ ગઇ હશે! પરંતુ તે દિવસે તેઓ મારા એક સવાલનો જવાબ પણ દઈ શકતી ન હતી. મારી તરફ જોતાં આંખોમાંથી જાણે ખળખળ કરતાં આંસુ વહી જતાં—સમજી જ ન્હોતી શકતી કે પોતાના ભાવિ વિના બીજા કોને દોષ દેવો! એમને જોઇને તિરસ્કાર શા માટે કરવો? મારું પોતાનું માથું કુટીને રડતાં રડતાં હું પણ બોલું છું, કે હે નિષ્ઠુર દેવતા! તારા રહસ્યમય સંસારમાં વિના વાંકે આવો દુ:ખનો ડુંગર આ બધી અભાગીનીઓને માથે કેમ તૂટી પડે છે? આવું અઘટિત શાથી બને છે, તે હું નથી સમજી શકતી શારદા, છતાં પણ દુનિયામાં આજકાલ એમજ થાય છે, થઈ રહ્યું છે, એ તો આપણે અનુભવી રહ્યા છીએ."

શારદા બોલી: "તમે એમ કેમ કહો છો મા, કે એમાં એ લોકોનો દોષ ન હતો?"

સવિતાએ જવાબ ન દીધો, તેમજ તેણે એને એ સમજાવવાનો પ્રયાસ પણ ન કર્યો. ખાલી નિસાસો નાખી શૂન્ય દ્રષ્ટિએ તે રસ્તા તરફ જોઈ રહી.

એટલામાં ગાડી આવીને મુકરર સ્થાને ઉભી રહી. મહાદેવે બારણું ખોલી આપતાં બન્ને ઉતરી ગયા. ગાડી પહેલા દિવસની માફક રાહ જોવા માટે બીજે ઠેકાણે ચાલી ગઈ.

સત્તર નંબરનાં મકાનનાં બારણાં ઉઘાડાં હતાં. બન્નેએ અંદર પ્રવેશીને જોયું તો નીચે કોઈ ન હતું. દાદર ચઢીને ઉપર જતા જોયું તો સોળ–સત્તર વર્ષની એક છોકરી વરંડામાં બેસીને શાક સુધારતી હતી. તે ઉભી થઈને આવકાર આપતા બોલી : " આવો ! " રેલીંગ પર પડેલ આસનને પાથરી તેણે સવિતાની પગરજ લઈ પ્રણામ કર્યાં.

એજ પોતાની દીકરી ! આજે આટલી બધી મોટી થઈ ગઈ હતી ! આસન પર બેસીને સવિતા—મમતાળુ માતા આજ લાંબે સમયે પહેલીજવાર એને જોતાં પોતાની જાતને સંભાળી શકી નહિ. તેનાં સર્વાંગ કાંપવા લાગ્યા. બીજી જ ક્ષણે તેના બન્ને આંખોને ભીંજવતી અખંડ આંસુધારા વહેવા લાગી. સવિતાને એ શરમજનક લાગ્યું. જો કે એ આંસુને આ છોકરી પાસે મર્યાદા જેવું ન હતું પરંતુ સંયમ રાખવો અશક્ય હતો. એનાથી બહુ બહુ ઇચ્છા છતાં એને અટકાવવા કશું પણ બની શક્યું નહિ. કેવળ બળ કરીને બન્ને આંખો પર એણે પહેરેલી સાડીનો છેડો થોડી વારને માટે દાબી દીધો.

# ૧૦

ચોમેરથી તોફાને ચઢેલાં અસીમ મહાસાગરનાં જળ જેમ કોઈને પણ બાકી રાખવા માગતા નથી તેમ સવિતા રૂદનને જેટલું દબાવવા ગઈ તેટલું તે તેના કાબુ બહાર ચાલ્યું ગયું; છતાં પેલી છોકરીએ તેને શાન્તવન આપવાનો પ્રયાસ કર્યો નહિ. દુર્બળ, શ્રમિત હાથે તે જેમ શાક સુધારતી હતી તેમ જ તે એક અક્ષર પણ બોલ્યા ચાલ્યા સિવાય પોતાનું બીજું કામ કરવા લાગી. છેવટે રૂદનનું જોર શાંત પડવા આવ્યું ત્યારે ય પણ સવિતા મોં પરના છેડાને જરા ય આઘો ખસેડી શકી નહિ. એ જાણે ચોંટી જ રહ્યો હતો. પણ આમ તે ક્યાં સુધી ચાલે? બધાયને આ અસ્વસ્થતા અસહ્ય જણાવા લાગી. એટલે શારદા જ શરૂઆત કરવા પહેલી બોલી ઉઠી: "આજે તમને કેમ છે રેણુ બ્હેન?"

"ઠીક છે."

"હવે તાવ તો નથીને?"

"સાધારણ, નહિ જેવો..."

"ડૉકટર, હજી નથી આવ્યા?"

"ના, કદાચ હવે આવશે."

"રાખાલબાબુ તો દેખાતા નથી. એ ઘેર નથી?" શારદાએ જરા વિચાર કરીને પૂછ્યું.

"ના, તે ટ્યુશને ગયા છે."

"ને તમારા બાપુજી ?"

"તે સવારમાં જ બહાર ગયા છે. કહેતા ગયા છે કે આજે પાછા ફરતાં પોતાને જરા મોડું થશે."

શારદાની વાત પુરી થવા આવી. હવે તેને આગળ શું બોલવું એ કાંઈ સુઝયું નહિ. છેવટે જરા સંકોચથી તેણે સવાલ કર્યો: "આ કોણ છે ? તું એમને ઓળખે છે રેણુ ?"

"હું શી રીતે ઓળખું ? મેં એમને જોયા હોય એમ યાદ જ નથી તો !"

"સમજી પણ નથી શકતી ?"

"હા, સમજું છું ખરી ! રાજુભાઈ કહેતા ગયા છે. પણ તમે કોણ છો તે હું નથી જાણતી." રેણુએ એટલી જ હાવકાઈથી જવાબ આપ્યો.

"મારૂં નામ શારદા. તમારા માની સાથે રહું છું. રાખાલબાબુ મને સારી રીતે ઓળખે છે. તેમણે મારી વાત કોઈ દહાડો ય તમને નથી કહી શું ?" શારદાએ પોતાનો પરિચય આપતા કહ્યું.

"ના, એ બધી વાતો એ મને કેવી રીતે કહે ? કહેવા જેવી હોય તેજ કહેને ?"

એના આ જવાબે શારદાનું મોઢું બરાબર બીડાઈ ગયું. તેની બુદ્ધિ–વિવેચનામાં જે કાંઈ સંભવિત હતું તે તમામ વાતો થઈ ગઈ હતી. વધુ વાતચીત ચાલુ રાખવા જેવો કોઈ પ્રસંગ તે શોધી શકી નહિ. થોડીક ક્ષણો શાંતિમાં વીત્યા પછી રેણુ ત્યાંથી ઉઠીને ચાલી ગઈ અને થોડીવારમાં પાણીનો ભરેલો લોટો હાથમાં લઈને પાછી આવી.

"મા, પગ ધોવાને પાણી લાવી છું...ઉઠો." રેણુએ પાણી ભરેલો લોટો સવિતા પાસે મુકતા કહ્યું.

આ શબ્દો સાંભળી સવિતા ગાંડાની જેમ એકદમ ઉભી થઈ ગઈ. તેણે ભાનભૂલી પેટની દીકરીને પાસે ખેંચી આવેશભેર પોતાની છાતી સરસી દાબી દીધી. બીજીજ પળે તે બેભાન થઈ જમીન પર ઢળી

પડી. થોડીક મિનિટો પછી તેને ભાન આવ્યું. જોયું તો તેનું માથું શારદાના ખોળામાં હતું. રેણુ સામે બેસીને પંખા વડે તેને પવન નાખી રહી હતી.

"મા, ન્હાવાની તૈયારી કરી રાખી છે. જરાક ઉઠો." રેણુએ ધીમેથી કરૂણ કંઠે કહ્યું.

આ સાંભળતાં સવિતાની આંખોના બંને ખુણાઓમાંથી આંસુની ધારા વહેવા લાગી.

"શારદાબ્હેન કહે છે કે તમે ચાર પાંચ દિવસ થયા કંઇજ ખાધું નથી. થોડું દુધ ગરમ કરી દઉં છું મા! સ્નાન-પૂજા કરીને તરતજ તે પી જવું પડશે. અને આ તમારા વાળ ધૂળ અને પાણીથી ગોટાઇ ગયા છે...પણ પણ એમાં મારો વાંક નથી—શારદાબ્હેનનો છે. અહાહા! મા, તમારા વાળ તો કાળા રેશમ જેવા છે! મારા એવા કાળા કેમ નહિં હોય! નાની હોઇશ ત્યારે ખૂબ કચકચાવીને વાળની લટો ગુંથતી હોઇશ, એથી જ આવા બરછટ થઇ ગયા હશે! ગામડા ગામના લોકોનો એ દોષ છે!" એણે ધીમે ધીમે વાતનો વિષય બદલવા માંડયો.

સવિતાએ વ્હાલભીનો હાથ લંબાવીને રેણુનાં માથા પર મુકયો. ચાલુ તાવને લીધે તેના અસ્તવ્યસ્ત વાળ ખરબચડા લાગતા હતા. કંઇક બોલવાનો પ્રયત્ન કરવા જતાં તેને ગળે ડુમો ભરાયો. એટલે તેનાં માથાને પોતાની છાતી સરસું ખેંચીને તે મુંગી મુંગી ચોધાર આંસુ સારી ઘણા દિવસથી દાબી રાખેલો વાત્સલ્યનો ઉભરો ખાલી કરવા લાગી. જે શબ્દો ગળામાંથી નિકળવા જતા હતા તે ગળામાંજ દબાઇ રહ્યા. એક શબ્દ પણ બહાર ન નિકળી શકયો. પણ એ વણ-બોલી ભાષાને સમજતા કોઇને વાર લાગી નહિં. રેણુ સમજી ગઇ, શારદા ય સમજી ગઇ, અને જેનાથી સંસારમાં કશું અજાણ્યું નથી તે વિશ્વવ્યાપી પણ સમજી ગયો.

આ પ્રમાણે કેટલીક ક્ષણો પસાર થયા બાદ સવિતા ઉઠીને સફાળી બેઠી થઇ ગઇ. રેણુ તેને આગ્રહ કરીને અંતે નીચેની ન્હાવાની

ઓરડીમાં લઈ જઈને ન્હવડાવી આવી. પરાણે તેને નિત્ય કર્મ કરવા પણ બેસાડી દીધી અને એ પૂરૂં થતાં, તેટલા જ આગ્રહથી તેને એક પ્યાલું ગરમ દુધ પણ પાઈ દીધું.

"મા, આજે હું ગમે તે રાંધુ તે તમારે ખાવું જ પડશે." રેણુ બોલી.

"અને ન ખાઉં તો?"

"તો તમારા પગ આગળ મારૂં માથું ફોડી નાખીશ. ખાધા વગર તમારો છૂટકો જ નથી."

"ને હું છૂટકો મેળવવા ઈચ્છતી પણ નથી બ્હેન, પણ તુંય આટલી બધી દુર્બળ છે. તેંય કેમ હજુ ખાધું નથી?"

"સવારમાં થોડું દુધ પીને સહેજ નાસ્તો કર્યો છે. હવે આજે બીજું કાંઈ ખાવાની રૂચી નથી. તાજી જ માંદગીમાંથી ઉઠી છું, એટલે જરા અશક્ત ને દુબળી છું એ વાત ખરી, પણ તેથી ન રાંધુ તે કેમ ચાલે મા? રાજુભાઈને આવતા વાર લાગશે. બાપુજી પણ બહુ મોડા આવશે. રાંધી ન રાખું તો આટલા માણસો ખાવા ક્યાંથી પામે? વળી મારે દેવતાના નૈવેદ્ય માટે પણ રાંધવું પડશે." એમ કહી રેણુએ ખીંટી ઉપરથી ટુવાલ લઈ ખાંધે નાખતા સવિતા ચમકીને પૂછવા લાગી:

"તું ન્હાવા જાય છે રેણુ?"

"હા મા, કેમ ભૂલી ગયા? તમે કોઈ દહાડો ન્હાયા વગર નૈવેદ્ય રાંધેલું કે?" રેણુ હસીને બોલી.

સવિતાની પાસે આ સવાલનો કોઇ પ્રત્યુત્તર આપવાનો ન્હોતો.

"પણ ફરી શરદી લાગતાં તાવ ચઢી આવશે તો?" શારદાથી વચ્ચે બોલી ઉઠ્યા વિના ન રહેવાયું.

"મને નથી લાગતું કે હવે તાવ પાછો આવે. હું તદ્દન સારી થઈ ગઈ છું. છતાં આવશે તોય શું કરીશ શારદાબ્હેન? જ્યાં સુધી

સારી હોઇશ ત્યાં સુધી કામ તો કરવું જ પડશે. મારા વગર કોઇ બીજાું તો કરે તેમ નથી.” રેણુએ ખુલ્લે દીલે ખુલ્લી વાત કરી નાખી.

એનો જવાબ સાંભળી બન્ને જણ સ્તબ્ધ થઇ ગયા.

જો કે રાંધવાનું સામાન્ય હતું તે છતાં તેટલું પણ કરવું બીચારી રેણુને કેટલું ભારે પડતું હતું તે સ્પષ્ટ જણાતું હતું ! સાત આઠ દિવસના સખત તાવ ને ઉપવાસથી તે ઘણી જ અશક્ત ને નિસ્તેજ થઈ ગઈ હતી. દિકરી મરતી મરતી નજર સામે કામ કરતી હતી અને મા ચૂપચાપ બેઠી બેઠી જોયા કરતી હતી પણ કશું કરી શકતી ન્હોતી. આ જીવનનાં પારિવારિક બંધનો તેણે એમને એમ છોડી દીધા હતા, તે અનુભવે આટલા ભારે હશે એમ નજર સામે અનુભવવાનો વખત સવિતાને કદાચ બીજી કોઈ વાર મળ્યો નહિ હોય તે આજે મળ્યો.

જોત જોતામાં રેણુનું રાંધવાનું કામ પુરૂં થયું.

“બાપુજીને આવતા—આવીને પૂજા તથા નિત્ય કર્મ કરતા—બહુ મોડું થઈ જશે. તમે નકામા શું કરવા દુઃખી થાવ છો શારદા બ્હેન, જમી લો. બાપુજીએ કહ્યું છે કે આવે વખતે એક જણ ભૂખ્યું રહે તો તેમાં ખોટું નહિ. કેમ, ખરૂં છે ને મા ?” એમ કહી તેણે માના મોં તરફ જોઈ જવાબ માટે રાહ જોવા માંડી.

સવિતાને ખબર હતી કે તેના વિશાળ પરિવારમાં અડચણો પડવાથી આ નિયમ પ્રચલિત થયો હતો. દેવની પુજા કરવા માટે બ્રાહ્મણ રાખવામાં આવ્યો હતો તોપણ વ્રજબાપુ સહેલાઈથી આ કામ કોઇને માટે છોડી દેતા નહિ. વળી હંમેશા પોતે મંદ પ્રકૃતિના માણસ હોવાથી તેમને જમવાનું અકારણ મોડું પણ થઈ જતું. એટલે રેણુના આ પ્રશ્નના જવાબમાં શું કહેવું તેનો તે વિચાર કરી શકી નહિ.

કોઈ પણ જાતનો જવાબ ન મળતા રેણુ બોલવા લાગી:

"પણ મારી નવી મા મોડું થાય તે સહી શકતી ન હતી. ખાવાને જરાક મોડું થઈ જાય તો તે એકદમ ઉકળી પડે. ત્યારે બાપુજીએ એક દહાડો કંટાળી જઇને મને કહ્યું હતું કે દેશમાં તો કેટલીય વખતે તમે આ વખતેય ન્હોતા ખાઈ શકતા અને ઉપવાસ કરવા પડતા તેની તો ગણત્રીયે નથી. આમ છતાંય એમણે દેવને ફેંકી દેવાની રીસભરી વાત કોઈ દહાડોય કરી નથી."

"તો શું તારા નવી મા દેવને ફેંકી દેવાનું કહેતા હતા?" શારદાએ નવાઈ પામતા પૂછ્યું.

"હા, કેટલીયે વખત કહે કે તમારા આ દેવને ગંગામાં ફેંકી આવો!"

"ત્યારે તારા બાપુજી શું કહેતા?"

જોકે આ પ્રશ્ન શારદાનો હતો છતાં એનો ઉત્તર એણે માને જ આપ્યો.

"તે દહાડે હું તો નવ વરસની હતી. બાપુજીએ મને બોલાવડાવી. એમનાં ઓરડામાં જઇને મેં જોયું તો એમની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં. મને પાસે બેસાડીને વહાલ કરીને તેમણે કહ્યું: "મારા ગોવિંદનો બધોય ભાર એક દહાડો તારી માની ઉપર હતો. આજથી તું જ એમનું કામ કરજે. થશે ને બ્હેન?" મેં કહ્યું: "હા ખુશીથી થશે બાપુજી." બસ...ત્યારથી દેવનું કામ હું જ કરું છું. પુજા ન થાય ત્યાં સુધી ઘરમાં હું જ ભુખી બેસી રહું છું. પણ આજે તો ભુખી નથી રહેવાની મા. તાવ આવી જવાનો ડર ન હોત તો તમને બેસાડી રાખીને અમે બધા આજ જમી લેત." એમ કહીને તે ધીમેથી હસવા લાગી. એનું કહેવું કેટલું અસંભવિત હતું, તેમજ એથી એની માને મર્મમાં કેટલો આઘાત થયો હતો, તેની કલ્પના એ નિર્દોષ ને ભોળી છોકરીને ન આવી શકી.

સવિતા મોઢું બીજી તરફ ફેરવી શાંતીથી આ બધું સાંભળી રહી હતી. તેણે એક અક્ષરનો પણ જવાબ ન દીધો. રેણુ ગમે તે બોલતી હોય, પણ તે જાણતી હતી કે આ ઘરમાં હવે તેની કંઈ જ કિંમત

ન્હોતી રહી. કુટુંબના નિયમોનું પાલન કરવા માટે આજે તે જમે કે ભુખી રહે એ બધું ય સરખું હતું–અર્થ વગરનું હતું.

રેણુ શારદાને દેવનાં દર્શન કરાવવા લઈ ગઈ, પણ સવિતા તો ત્યાં જ ચૂપચાપ બેસી રહી. રેણુએ તેને તેની ઓરમાન માના વિરક્ત સ્વભાવનું વર્ણન, દેવ–ઠાકોર તરફની અશ્રદ્ધા વગેરે વગેરે ઘણી ઘણી વાતો કરી નાખી. આવું જોકે કેટલાં ય ઘરોમાં હોય છે; એ અશક્ય કે અસંભવિત ન હતું, એટલું બધું ખરાબ પણ ન હતું, છતાં ય પણ એને મને સાધારણ જણાતી આ ગંભીર વાતોએ બાર બાર વરસ પહેલાના અજાણ્યા ઇતિહાસને નજર સામે ક્ષણ વારમાં ખડો કરી દીધો. તે નવીન સ્ત્રી કદાચ તેના પતિને એક પળવારને માટે ય પિછાની શકી નહિ હોય! તેના કેટલાય દિવસોના કેટલાય મુખભાવો, કેટલાય કલેશ–કંકાશ, કેટલીય નાની તકરારોના કંટકે વિંધાયેલાં અશાંત દિવસો, કેટલી ય વેદનાભરી દુઃખમય સ્મૃતિ–એ પ્રકારની એ સ્નેહ–શ્રદ્ધા વિહોણી, ચિડિયલ સ્ત્રીના એકાંત સાન્નિધ્ય અને શાસનમાં આ બે પ્રાણીઓ–તેના પતિ અને કન્યાના દિવસો પર દિવસો સુખેદુઃખે પસાર થતા, આજે તેઓ આટલી હદ પર્યંતની દુર્દશાના સીમાડે આવી બેઠા હતા.

એ બધું કોને લીધે? આ પ્રશ્ને સવિતાને સર્વથી વધારે કાતીલ રીતે વીંધી નાખી. ખરી રીતે જે ભાર તેનો પોતાનો હતો તે બીજા ઉચકી ન શકે એવાને પરાણે લદાય, તો તેનો દોષ શું તેને ઘટે? તેના પોતાના સિવાય બીજા કોનો ગુન્હો હતો? અધર્મનો માર આટલો નિર્દય, અસહ્ય અને આટલી ભયંકર દુર્દશા સર્જી શકતો હશે, એની પ્રત્યક્ષ કલ્પનાનો ખ્યાલ તેને આજ પર્યંત કદાપી આવ્યો ન હતો! ગ્લાની અને વ્યથાના ભારથી નિશ્વાસ પણ જાણે રૂંધાઈ ગયો હતો. તે છતાં ય તે મનમાં ને મનમાં સ્વગત બડબડવા લાગી: "તો શું એનો કોઈ હવે ઉપાય જ નથી? સંસારમાં ચિરંજીવી તો કશું ય નથી, કેવળ દુષ્કર્મ જ અવિનાશી રહેશે! અને કલ્યાણના સઘળા

માર્ગોને અવરોધી શું એ સદાને માટે એમ જ આગળ ટકી રહેશે? એનો અંત કદીય કોઈ રીતેય નહિ આવે?"

"મા, બાપુજી આવ્યા..." રેણુએ હરખભેર બુમ પાડી એને વિચાર–તંદ્રામાંથી જગાડી મુકી.

સવિતાએ મોં ઉંચું કરીને જોયું છે તો સામે વ્રજબાપુ આવી ઉભા હતા! થોડીક વારને માટે તે બધા અંતરાયો દૂર કરીને ઉભી થઈ ગઈ. એણે સહજ ભાવે પૂછ્યું:

"આટલું મોડું કર્યું કંઈ? બહાર ફરતા ફરતા ઘરની વાતોને તમે હંમેશાં ભૂલી જવાના? જુઓ તો ખરા, કેટલું બધું મોડું થયું છે તે?"

વ્રજબાપુ ભારે સંકોચ પામી મોડું થવાના કારણો બતાવવા લાગ્યા.

"પણ હવે વિશેષ મોડું કરવાનું નથી. દેવપુજા આજે તમારે ઝટપટ પતાવી દેવાની છે તે હું કહી દઉં છું." સવિતાએ જરા સત્તાસૂચક ઘાંટે કહ્યું. છતાં એ ઘાંટામાં નરમાશ ને લાગણી ભરેલા સ્પષ્ટ જણાતા હતા.

"એમ જ થશે નવી, એમ જ થશે. રેણુ, મારો ટુવાલ આપ તો, બેટા! હમણા ઘડી વારમાં નાહીને આવું છું."

"ના ના બાપુજી, તમે જરા થાક ખાઓ. મોડું થવાનું હતું તે તો થયું છે. હું તમને હુક્કો ભરી આપું છું."

માતા અને પિતા બન્ને જણા દિકરીના મોં તરફ જોઈ રહ્યાં.

"નવી, આ દિકરી વગર બાપ માટે આટલી લાગણી કોઈને નથી થતી. એની આગળ તું પણ છેતરાઈ જઈશ." કહેતા વ્રજબાપુ હસી પડ્યા.

"છેતરાવામાં વાંધો નથી, પણ એટલું જ ફક્ત સાચું નથી. દુનિયામાં બીજું પણ એક જણ છે, જેની પાસે દિકરીનું સગપણ નથી–માનું પણ નથી." કહેતી તે પોતે પણ હસી. એ હાસ્ય જોતાં વ્રજબાબુ જાણે ચમક્યા, પરંતુ તેઓ આજે કાંઇપણ બોલ્યા વિના કપડાં બદલવા જોડેના ઓરડામાં ચાલ્યા ગયા.

* * *

ખાવાપીવાનું પતતાં સાંજ થઈ ગઈ. વ્રજબાબુ બિછાના પર બેસી હુક્કો ગગડાવતા હતા. સવિતા ઓરડાને એક ખૂણે જમીન પર ભીંતને અઢેલીને બેઠી હતી.

"જમી?" વ્રજબાબુએ પૂછ્યું.

"હા."

"છોકરી તને વગર કારણે ઉતારી તો નથી પાડતીને?"

"ના."

વ્રજબાબુ થોડીક વાર સ્થીર થઈ બેસી રહ્યા.

"હવે તો ગરીબનું ઘર છે. જોઈએ એવી ને એટલી સગવડો નથી. કદાચ તને અગવડ પણ પડી હશે!" વ્રજબાબુએ દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

"કૃપા કરી તમે મને એવાં મર્મવેધક વેણ ફરી કદી ન સંભળાવશો, એટલી મારી છેલ્લી વિનંતી છે. મરણવેળાએ જો ભાન રહેશે તો એટલો જ વિચાર લાવીશ કે મારા જેવો ધણી આ દુનિયામાં કોઇને કયારેય મળતો નથી." સવિતા પતિના મુખ તરફ દયાભીની દ્રષ્ટિ જોઇને બોલી.

વ્રજબાબુ ફરી વાર એક દીર્ઘ નિશ્વાસ મુકીને બોલ્યા:

"હું કંઈ ખાસ તારા પોતાના જમવાની અગવડની વાત નથી કરતો નથી, હું તો કહું છું કે આજે આ દુઃખદ ઘટના તારે તારી નજરે જોવી પડી છે. વારૂ કેમ આવી હતી?" કંઇક સ્વસ્થ થઈ વ્રજબાબુ બોલ્યા.

"મળવાની જરૂર હતી, નહિ તો દંડ અધુરો રહેત. તમારા ગોવિંદની એક વાર સેવા કરેલી, તેથી કદાચ તેમણે જ મને ખેંચી આણી હશે. પુરેપુરો પરિત્યાગ કરી શકતી નથી." કહેતાં તેની બન્ને આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. "ખરાં મનથી મારે એની જરૂર છે એટલે મનમાં જરા ય કુડકપટ રાખતી નથી. મને એ માફ નહિ કરે?" સાડીના છેડાથી આંસુ લુછીને તેણે આગળ કહ્યું.

"ચોક્કસ કરશે." વ્રજબાપુ મહામહેનતે આંસુ રોકતા બોલ્યા.

"પરંતુ જાણવું કેવી રીતે?"

"એ તો હું ન જાણું નવી. એ દ્રષ્ટિ કદાચ એ પોતે જ આપશે."

સવિતા ઘણી વાર સુધી મોં નીચું નમાવી બેસી રહી.

"આજે તમે ક્યાં ગયા હતા?" કંઈક વિચાર આવતા તેણે મોં ઉંચું કરીને પૂછ્યું.

"નંદ સાહાની પાસે, થોડાક રૂપિયા લેવા."

"આપ્યા?"

"તેં એને ઓળખ્યો?"

"એ વાત જવા દયો, પહેલાં કહો કે એણે આપ્યા કે નહિ?"

વ્રજબાપુ પૈસા ન મળ્યા એટલું જણાવતાં પણ બહુજ સંકોચ પામ્યા.

"આનંદપુરના સાહાને તો તું ઓળખતી હશે. એ ઘણા સજ્જન અને ધર્મીષ્ઠ માણસ છે. પણ અમારા દહાડા એવા આવ્યા છે કે સામા માણસની ઇચ્છા હોય તો ય કમનસીબ તેમ બનવા દે જ નહિ. નંદ સાહાની તો અત્યારે આંખો ગઈ છે. બધો કારભાર એના ભાઈના છોકરાઓના હાથમાં જઈ પડયો છે, એટલે...છતાં એક દહાડો એ આપશે એ ચોક્કસ છે." વ્રજબાપુ બોલ્યા.

"હું એ જાણું છું. તમે મને ગમે તેમ કહીને છેતરો, પણ એને તો છેતરવા નહિ જ દઉં. નંદ સાહાને હું ભૂલી નથી ગઈ."

"શું કરીશ? દાવો!"

"હા, જો બીજો કોઈ ઉપાય ન રહેશે તો!"

"તારો મિજાજ તો હજુ જાણે તલભાર પણ બદલાયો નથી." વ્રજબાબુ હસીને બોલ્યા.

"શા માટે બદલાય? તમારો મિજાજ બદલાયો છે કે? ખરાબ વખતમાં તમારા કરતા સારો મિજાજ કોનો હોય? પણ કોણ કોને છેતરી શકે? મારા જેવી કૃતઘ્નીનું કરજ પણ તમે કોડીએ કોડી આપીને પુરું કર્યું. એને પણ એમ જ કરવું પડશે. છેલ્લામાં છેલ્લી પાઈ સુદ્ધાં આપી દેશે ત્યારે જ એ છૂટી શકશે."

"એના ઉપર તને આટલી રીસ શા માટે છે?"

"રીસ નથી પણ વેર છે. તમને ભાઈએ ઠગ્યા, ભાઈબંધે ઠગ્યા, સગાસંબંધી, નોકરચાકર, સ્ત્રી સુદ્ધાંએ પણ ઠગ્યા વગર ન છોડયા. હવે મારી સાથે તો એને સમાધાન કરવું જ પડશે. તમારા નવા કુટુંબીઓ મને ઓળખતા નથી પણ એ તો સારી રીતે ઓળખે છે."

વ્રજબાબુને ઘણા દિવસો પહેલાંની એક વાત યાદ આવી. ત્યારે પણ બધું ય ડુબવા બેઠું હતું. ત્યારે આ રમણીએ જ તેમને આજની માફક હિંમતથી હાથ ઝાલીને ઉગાર્યા હતા.

"હા, એ તો સારી રીતે ઓળખે. નવી મરી ગઈ છે એમ જાણીને જે કોઈ બેફિકર ને નિર્ભય બન્યા હશે તે જરા ડરશે તો ખરા જ! કહેશે કે વળી પાછો ભૂતનો ઉપદ્રવ થયો. હવે ગયા જઈને પીંડ દેવા પડશે."

"એમને ફાવે તે એ બોલે ને કરે, એનો મને ભય નથી. ફક્ત ડર એટલો જ છે કે તમે પીંડ દેતાંય નહિ છૂટો. વારૂં, મારૂં એક કામ તમે નહિ કરો?"

વ્રજબાબુ એનું કામ મનમાં જ સમજી જતાં ચૂપચાપ બેસી રહ્યા.

"જવાબ કેમ નથી દેતા?"

વ્રજબાબુ બીજી કેટલીક ક્ષણો પર્યંત તેનાં મોં તરફ શાંતિથી જોઈ રહ્યા. નમતા સુરજનો પ્રકાશ જાળીમાંથી ટેબલ પર રંગાઈને

વધઘટતો હતો તે તરફ સવિતાની દ્રષ્ટિ ખેંચી તે ધીરે ધીરે બોલ્યા: "એની માફક મારો ય વખત હવે થઈ ગયો છે નવી, દીધું છે જાણીને લેવાનો હવે વખત નથી. તારા વગર હું કેટલો થાકી ગયો છું તે જાણનાર આ દુનિયામાં બીજું કોઈ હોય એમ હું તો જોતો નથી. મારા ગોવિંદને રજાની અરજી કરીને હવે બેઠો છું. અને એ લગભગ મંજુર પણ થવા આવી છે એમ સમજાય છે. જે લીધું-દીધું છે તેનો હિસાબ નિકળી ગયો છે. હું જાણું છું કે સરવૈયું સારું નથી નિકળ્યું! નાનું મોટું ઘણું બાકી રહ્યું છે પણ હવે તેને બરાબર કરી લેવાની મારામાં તાકાત નથી રહી. કૃપા કરી તારી એ વિનંતિ પાછી ખેંચી લે."

સવિતા એકીટશે જોતી સ્વામીનાં મુખેથી નિકળતા શબ્દોને સાંભળી રહી હતી. વાત પુરી થતાં તેણે પ્રશ્ન કર્યો: "ખરેખર હવે નહિ થઈ શકે? સાચે જ બહુ થાકી ગયા છો?"

"સાચે જ હું બહુ થાકી ગયો છું નવી. હવે બીજું કશું કરી શકું તેમ નથી. કેટલો કંટાળ્યો છું તે તારા વગર બીજું કોઈ જાણવાનું નથી. તે તો કહેશે આળસ, કહેશે જડતા, મારી નિરાશાને હતાશ કહેશે. એ લોકો વળી સવાલો કરશે, યુક્તિઓ બતાવશે, મારતાં મારતાં ય છોડાવવા માગશે—એ તો એટલી જ વાત સમજી બેઠા છે કે ચાવી આપતાં જ ચાલશે પણ હવે એમાં ય કાંઈ બાકી નથી રહ્યું તેની એમને ખાત્રી નથી નથી."

"મને ખાત્રી લાગે તો તમે રાજી થશો?"

"રાજી થાઉં કે નહિ તે તો નથી જાણતો પણ શાંતિ તો મળશે."

"ત્યારે હવે શું કરશો?"

"રેણુને સાથે લઈને ઘેર ચાલ્યો જઈશ. ત્યાં બધા જતા જે બાકી રહ્યા હશે તેમની સાથે કોઈ રીતે દહાડા વીતી જશે. અને જે

અને છોડીને કલકત્તામાં રહ્યા છે તેમની મને ફીકર પણ નથી. એ તો તેં પહેલાથી સાંભળ્યું છે."

"અને પછી રેણુનો ભાર કોને સોંપતા જશો?"

"ભગવાનને! તેના સિવાય બીજો કોઈ મોટો આશરો મારે નથી, એની તને ખબર છે."

સવિતા સ્તબ્ધ ભાવે બેસી રહી. જો કે ભગવાનમાં તેને અવિશ્વાસ ન હતો, છતાં પણ પોતાની પુત્રીના સંબંધમાં તે આટલા અંધ વિશ્વાસે નચિંત થઈ શકતી ન હતી. તેનાં શંકીત હૃદયમાં ગડબડ મચી રહી હતી, પણ એનો જવાબ શો દેવો તેનો તે વિચાર કરી શકી નહિ. કેવળ તેનાં મનમાં જે વાત પળે પળે કાંટાની જેમ વીંધ્યા કરતી હતી તે જ તેને મોંઢે આવી પડી.

"મને મારા અપરાધનો દંડ દેવાને તમે રૂપિયા પાછા આપી દીધા? પાછા વાળવાનો બીજો કોઈ રસ્તો તમે શોધી શકયા નહિ?" સવિતા બોલી.

"નહિ તો તું પોતે જ એ રસ્તો કહી દે. આપણા રતન ડોસાની વાત તને યાદ છે? એ દશામાં તું રાજી છે?"

વજબાબુનું બોલવું સાંભળી સવિતાથી આટલા દુઃખમાં પણ હસી દેવાયું.

"છટ્ છટ્, એ શું બોલ્યા?" સવિતાએ શરમાતા શરમાતા જવાબ દીધો.

"તો શું કરવું તે બોલ. નવી ઘરેણા ચોરીને ન્હાસી ગઈ છે એમ કહીને પોલીસ પાસે પકડાવી દઉં?" વજબાબુ બોલ્યા.

આ પ્રસ્તાવ એટલો હાસ્યોત્પાદક હતો કે તે સાંભળતાં બન્ને જણા હસી પડયાં.

"તમારી બધી કલ્પનાઓ અદ્‌ભૂત જ હોય છે." સવિતાએ કહ્યું.

ઘણા લાંબા સમય પછી બન્નેના રહસ્યોજ્વળ આ એક માત્ર હાસ્યના કિરણે એ ઘરના અંધકારને જાણે એક ઝપાટે દૂર કરી દીધો.

"દંડ દેવાના પ્રકાર બધાંને માટે એક સરખા નથી હોતા નવી! તું જ કહેને, કે દંડ દેવાનો હોય તોય તને શું દંડ કરી શકું તેમ છું? જે રાત્રે તું સારા સંસારને ઠોકર મારીને ચાલી ગઈ તે દિવસે જ મેં તો નક્કી કરી નાખ્યું હતું કે ફરીથી ક્યારેય જો તને મળવાનું થશે તો તારૂં જે કંઈ બાકી પડી રહ્યું હશે તે આપી દઈને તારા દેવામાંથી છુટો થઈશ." વ્રજબાબુએ ગંભીરપણે ભૂતકાળના ઇતિહાસનાં પાના ઉકેલવા માંડયા.

સવિતાને સ્વામીએ કહેલી એક વાત વિજળીના ચમકારા માફક યાદ આવી ગઈ. એ બોલ્યા હતા: "દેવું માથે રાખીને મરવું નહિ, નવી! માગનાર એ બીજે જન્મે પણ આવીને વસુલ કરે." એમને એ ભય હતો. કોઈ રીતે પણ જાણે બન્ને જણ ભેગા થઈ જાય–બધો ય સંબંધ જાણે ત્યાં જ હંમેશને માટે છુટો થઈ જાય.

"મેં એ તો વિચાર કર્યો છે કે આ જન્મે કે પર જન્મે તમારા પર મારો કેટલો હક રહેશે તે તો નથી હું નથી જાણુતી, પણ જાણે બધુંય પુરૂં થઈ જાય–એમ જ ને?" સવિતા બોલી.

વ્રજબાબુ શાંત બેસી રહ્યા. અને જે અંધારૂ અત્યાર સુધી ધ્યાન બહાર રહ્યું હતું તે ફરીથી મૌન વચ્ચે સહસ્ત્રગણું સ્પષ્ટ જણાવા લાગ્યું. સ્વામીના મોં તરફ હવે તે જોઈ શકતી ન હતી.

"વારૂ, તમે ઘેર ક્યારે જવાના છો?" સવિતાએ નજરને નીચે નમાવી રાખી મૃદુ કંઠે પૂછ્યું.

"જેટલું વહેલું જવાય તેટલું..."

"હું હમણા જાઉં છું ત્યારે..."

" આવજે."

સવિતા ઉઠીને ઉભી થઈ. તેણે જાણ્યું કે બધું ય સંપૂર્ણ થઈ ગયું છે. એ ભૂકંપની રાતે રસાતલના ગર્ભે સરીને જે પાષાણ સ્તૂપ બની એ બે જણાની વચ્ચે દુર્લક્ષ્ય કારણની સૃષ્ટિ રચી હતી તે આજે પણ જાણે તેવી જ અભેદ્ય હતી. તેનામાં તલમાત્રનો ય ફરક ન્હોતો પડ્યો. આ ગરીબડો શાંત દયાર્દ્ર માણસ આટલો કઠણ હૃદયનો ને સહનશીલ થઈ શકે તેમ છે એની તેણે આજ દિન પહેલાં કદીપણ કલ્પના કરી ન હતી!

ઓરડાની બહાર પગ મુકતાં જ સવિતા સહસા ખંચકાઈને ઉભી રહી અને બોલી: " મુક્તિ નથી મળવાની. તમે વૈષ્ણવ, કેટલા માણસોના કેટલાય અપરાધોને તમે જીંદગીમાં માફ કર્યા છે પણ મને ન કરી શક્યા. તમારૂં એ દેવું બાકી રહ્યું છે. એક દહાડો એ ય ચુકવવું પડશે."

વ્રજબાબુ જેમના તેમ–સ્તબ્ધ બેસી રહ્યા. સંધ્યાકાળ થયો હતો. જવાની વેળાએ રેણુએ તેને પ્રણામ કર્યા, પણ તે કાંઈ બોલી નહિં. એ નિરવતાનો મંત્ર તે પણ કદાચ તેના પિતા પાસે શીખેલી હોવી જોઈએ.

શારદાને સાથે લઈને સવિતા બહાર આવી. ગાડીમાં બેસતાં જ તેણે જોયું તો રાખાલ તારકને લઈ ઝડપી પગલે એ તરફ આવતો હતો.

" નવી મા, જરા નીચે ઉતરવું પડશે, પ્રણામ કરૂં." તારક બોલ્યો.

બોલવું મુશ્કેલ હતું. સવિતાએ ઇશારત કરી બન્ને જણાને ગાડીમાં બેસવા કહી મહા પ્રયાસે એટલું જ કહ્યું:

" આવો ભાઈ, મારી સાથે તમે બેઉ ઘેર ચાલો."

---

## ૧૧

અજવાળિયા પહેલાં રાખાલ આવીને કહી ગયો હતો: "નવી મા, હવે તમે કાકાબાબુને ત્યાં જશો નહિ. આજે મારે ત્યાં પધારજો."

"કેમ રાજુ?"

"કાકાબાબુને માટે થોડાંક ફળફુલ લાવ્યો છું. વળી એમને જરા ચહાપાણી પાવાની પણ મારી ઇચ્છા છે. એમણે આવવાનું પણ સ્વીકાર્યું છે."

"પણ મને એમણે બોલાવી છે?"

"એમણે ન બોલાવ્યા હોય પણ હું તો બોલાવું છુંને મા! કાલે એ લોકો દેશમાં જવાના છે. અને એમનું બધું ગોઠવી-પતાવીને ગાડીમાં બેસાડવા સુધીનું મેં મારે માથે લીધું છે."

સવિતા જાણતી હતી કે વ્રજબાબુ ક્યાંય કોઇનું ખાતા ન હતા. તેમને હા પડાવતા રાખાલને ભારે મહેનત લેવી પડી હશે! કદાચ એ યુક્તિ દ્વારા બે જણને ભેગા કરવાનો પણ તેનો ઇરાદો હોય. રાખાલની વિનંતિના સ્વીકાર માટે સવિતાને તે દહાડે ભારે ચિંતા કરવી પડી. સ્નેહાર્દ્ર નજરે તેની તરફ ઘણી વાર સુધી શાંતિથી જોઇ રહ્યા પછી તે બોલી: "ના ભાઈ, હું નહિ આવું. મને જોઇને તે કેવળ દુ:ખી જ થશે. હવે એમને હું દુ:ખ દેવા નથી માગતી."

બીજું એક અઠવાડીઉં પસાર થઈ ગયું. રાખાલ તરફથી સમાચાર મળ્યા કે વ્રજબાબુ છોકરીને લઈને દેશમાં ચાલ્યા ગયા છે. તેમની ત્રીજીવારની સ્ત્રી અને પુત્રી કલકત્તામાં ભાઈને ત્યાં રહ્યાં છે. રાખાલ કહેતો હતો કે તેમને કોઈ જાતની ચિંતા નથી કારણ કે પૈસાનું તેમને દુઃખ નથી. ઘરનાં ભાડાની આવકમાંથી તેમના દિવસો આનંદમાં વીતી રહ્યા છે. અને ઘરેણાંગાંઠાની મિલકત તો વળી વધારાની રહી!

સાંજ પછી એકલી બેસીને સવિતા આ વાત પર વિચાર કરતી હતી. બાર વર્ષનો રોજનો સંબંધ આટલી સહેલાઈથી કેમ ભૂલાઈ શકે? તેનું પોતાનું કિસ્મત જે દિવસે પલટાયું તે દિવસે સવારમાં પણ તેને ખબર ન હતી કે રાત પણ એ મકાનમાં કાઢવાની ન હતી; બધુંય છોડીને તેને બહાર રસ્તા પર ચાલ્યા જવું પડશે. એકાન્ત દુઃસ્વપ્ને પણ સવિતા એ કલ્પના ન્હોતી કરી શકતી કે આટલી ભયંકર ભૂલ કોઈ સહન કરે? તો સહન કરાઈ તેનું શું? તેમણે પણ ફરીથી એ સહન કર્યું. બાર વર્ષ વિત્યા બાદ આજે એ પણ તેવી જ જીવતી રહી છે અને તેવી જ રીતે દિવસ પર દિવસ નિરાંતે કોઈ પ્રકારના વાંધા વગર ચાલ્યા ગયા છે.

એ ચાલબાજી કેવી રીતે બની ગઈ તેનું કારણ આજે પણ પોતે જાણતી ન હતી. તેણે જેટલી વાર વિચાર કર્યો તેટલી વાર આત્મ–ધિક્કારથી તે સળગી ઉઠી હતી. પોતાની જાતનો પોતે જેટલી વાર તે વિચાર કરતી તેટલી વાર તેને લાગ્યું કે એનો કાંઈ અર્થ નથી, એનું કારણ પણ નથી–એનું મૂળ શોધવાના પ્રયાસો મિથ્યા છે. છતાં ય આવી રીતે જ જગતમાં ન બનવા જેવું વિના કારણે બનીને–જીવનનો પ્રવાહ એક બાજુ વહેવા લાગે છે.

આ બાજુ રમણીબાબુ પણ આવતા ન હતા. તે આવે એવી ઈચ્છા સવિતા કદાપી કરતી પણ ન હતી. પરંતુ એ અજાયબીથી વિચાર કરી રહી હતી કે ફક્ત મોઢેથી એકવાર ના પાડતામાં જ બધો સંબંધ

પુરો થઈ ગયો?, એકધારા બાર બાર વરસનું કોઈ ચિહ્ન પણ બાકી રાખ્યું નહિ?—સદંતર ભૂંસી નાખ્યું?

કદાચ જગત જ એવું હશે!

જગત એવું જ છે. પરંતુ અહિં શું કેવળ વ્યય હતો? સંચય ક્યાંય ન હતો? કેવળ નુકસાની? તો શારદા શા માટે પાસે આવી પડી? તેની દિકરીની જેમ—માતાની જેમ! ઘરના અનેક ભાડુતોમાંની એ પણ એક જ હતી. ફક્ત નામ જ જાણીતું હતું—મોં ઓળખીતું હતું. કોઈવાર દાદર પર જોઈ હતી, કોઈ વાર આંગણામાં જોઈ હતી. નજર સાથે નજર મેળવવાનું સાહસ ન્હોતી કરી શકતી. અકસ્માત શું થઈ ગયું? અને શું એનું સહચર્ય પણ ચિરસ્થાયી હતું? કોણ જાણે ક્યારે એ ફરીથી ઘર છોડી ઓચિંતી એ જ રીતે અદ્રશ્ય થઈ નહિં જાય!

એક બીજી વ્યક્તિ પણ આવી હતી. એ હતા વિમલબાબુ. મૃદુ-ભાષી, ધીર પ્રકૃતિનો એ માણસ થોડીક વારને માટે આવી એની દરરોજ ખબર લઈ જતો હતો. એનું કારણ શું હશે? હિતાકાંક્ષાની અતિશયતાનો ઉપદેશ દેવો યોગ્ય ન હતો. મિત્રભાવનો આડંબર કરીને એઠા બેઠા વાતો કર્યા કરવાનો એનો આગ્રહ ન હતો. કૌતૂહલની કટુતાથી ઢગલાબંધ પ્રશ્નો પૂછવાની તેની ટેવ ન હતી. બે ચાર સાધારણ વાતો કરીને તે ચાલ્યા જતા. એમનો વખત પણ જાણે બાંધી રાખેલો. નિયમ અને સંયમના શાસને જાણે એ માણસનાં બધા કામોમાં ભારે મર્યાદા બાંધી રાખી ન હોય! છતાંય તેની નજરથી સવિતા ડરતી હતી. એ દૃષ્ટિ—એ નજર ભૂખ્યાં હિંસક પ્રાણીની નહિ પણ એક સર્જન પુરૂષની હતી અને એટલો જ એને ડર હતો. એ નજરમાં દુઃખીની નમ્રતા ન હતી, ઉન્માદનો વ્યભિચાર ન હતો—આ કારણથી એને શંકા રહેતી હતી. અસાવધ રહેતા એ માર્ગમાં પરાભવનો સંભવ હતો.

તે આવતા બન્ને જણાને આ પ્રમાણે વાતચીત થતી:

"કેમ છો આજે?" વરંડાના પડદા પાસે એક નેતરની ખુરસી ખેંચીને બેસતા વિમલબાબુ બોલતા.

"ઠીક છે." સવિતા કહેતી.

"પણ એમ ઠીક તો દેખાતા નથી. જણાવ છો તો સાવ સુકાઈ ગયેલા!"

"ના રે ના."

"ના કહો તે માનું કેમ? ખાવાપીવામાં ધ્યાન કયાં રાખો છો? કાળજી વગર શરીર ટકે કેમ? એ ચાર દહાડામાં જ નખાઈ જાય!"

"મારું શરીર એટલું જલદી નખાઈ જાય એવું નથી—બહુ સશક્ત છે."

"શરીર સશક્ત છે એટલે જ દુઃખી થાઓ છો. એને હવે અશક્ત કરી નાખવાની જ જરૂર છે—નહિ? એમજ છે ને?" વિમલબાબુ ઉત્તરમાં જરાક હસીને બોલતા.

સવિતા મહામહેનતે આંસુને રોકી ચૂપ બેસી રહેતી.

"ગાડી પડી રહે છે. ડ્રાઈવરને ખાલી બેઠો પગાર આપો છો. બપોરે જરા હરવા ફરવા કેમ નથી જતા?" વિમલબાબુ પાછા બોલતા.

"હું તો ક્યારે ય ફરવા નથી જતી, વિમલબાબુ!"

"ઠીક. વગર કારણે ભટકવાનો સ્વભાવ તો મારો પણ નથી. આજે રાખાલબાબુ આવેલા કે?"

"ના."

"કાલે પણ ન્હોતા આવ્યા ને?"

"ના. ચાર પાંચ દિવસ થયા મેં એને જોયો નથી. હશે, કોઈ મફતીયા કામમાં ગુંથવાઈ ગયો હશે."

"મફતીયું કામ? એટલે શું એને એવી ટેવ છે વારુ?"

"હા, એને એવી આદત છે. વિના સ્વાર્થે અન્યના ફેરા—આંટાના ફોગટીયાં કામ કરવામાં એના જેવો કોઈ શોધ્યો નહિ મળે!"

વિમલબાબુ શૂન્ય મને થોડીક વાર ચૂપ થઈ બેસી રહેતા. દૂરથી શારદાને આવતી દેખતાં તે હાથ હલાવી પાસે બોલાવી કહેતાઃ "કેમ

આજે મને પાણી નહિ આપ્યું બ્હેન? તારા હાથનું પાણી પીને પાન ખાધા વગર મને સંતોષ નથી થતો."

શારદા પાણી ને પાન લાવી આપતી. એક પ્યાલો પાણી પી, પાનને મોંમાં મુકી વિમલબાબુ ઉઠીને ઉભા થઈ કહેતા: "ત્યારે આજે તો હવે જાઉં છું."

સવિતા પોતે પણ ઉઠીને ઉભી થઈ, નમસ્કાર કરી કહેતી: "આવતા રહેજો."

ત્રણેક દિવસ પછી એવી જ રીતની વાતચીત થયા પછી વિમલબાબુ ઉઠતા હતા ત્યારે સવિતા બોલી: "આજે તમારાં કામમાં હું જરા ડખલ કરીશ. હમણા જઈ શકશો નહિ. જરા બેસવું પડશે."

"હું જરાક બેસું તો–મારાં કામમાં ડખલ થાય છે એમ તમને કોણે કહ્યું?" વિમલબાબુ ફરી પાછા બેસી જતાં બોલ્યો.

"કોઈએ નહિ. એ તો મારું અનુમાન છે. તમારે કેટલાં કામ! વખત નકામો બગડે તો?"

"તે તો હું નથી જાણતો, પણ એથી જ શું કોઈ દહાડો બેસવાનું કહેતા નથી? સાચું કહેજો." વિમલબાબુ હસીને બોલ્યા.

એ વાત સાચી ન હતી પણ એ પર સવિતાએ વિશેષ વાદ-વિવાદ કે ચર્ચા કરી નહિ.

"રમણીબાબુને તમે મળો છો?" સવિતાએ પૂછયું.

"હા, હંમેશા મળીએ છીએ."

"એ હવે અહિં આવતા નથી, એ તમે જાણો છો ને?"

"હા, જાણું છું. કેમ વારૂ?"

"તો હવે એ આ ઘેર આવશે નહિ?"

"એ તો ખબર નથી. કદાચ તમે બોલાવો તો આવી શકે."

"આજે સવારે ટપાલમાં એક દસ્તાવેજ આવ્યો છે. આ ઘર રમણીબાબુએ મને વેચીને રજીસ્ટર કરી આપ્યું છે. તમે એ જાણો છો?" સવિતાએ પાછું કહ્યું.

"હા."

"પણ જો આપવાની ઇચ્છા હતી તો એનું દાનપત્ર ન કરતા વેચાણ કરવાના પાખંડની શી જરૂર હતી? મેં પૈસા તો આપ્યા નથી."

"પણ દાનપત્ર સારૂં નહિ."

"તે હું જાણું છું વિમલબાબુ. મારા પતિ પૈસાદાર માણસ હતા. તેમનાં બધાંય કામકાજમાં ત્યારે મારૂં ચાલતું હતું, એટલે એ તો મારાથી અજાણ્યું નથી કે મને દાન કરવાનું કારણ આપતાં દસ્તાવેજમાં આમતેમની વાતો લખવી એ કોઈ સ્ત્રીનાં ગૌરવની વાત ન કહેવાય, તે છતાંય મને લાગે છે કે આ જુઠ્ઠાણા કરતાં તે સારૂં હતું."

અત્યાર પહેલાં એવું કારણ પણ ન હોવાથી સવિતા કશું બોલી ન્હોતી. વિમલબાબુ ચંચળ થઈ ગયા.

"એ સદંતર જુઠ્ઠાણું છે એમ પણ નથી નવી વહુ!" વિમલબાબુએ કહ્યું.

નવી વહુ એ એમનું સંબોધન નવું હતું. સવિતાનાં મોંઢાના ભાવ ઉપરથી એ નવીન સંબોધન સાંભળી તે રાજી થઈ હોય તેમ ન જણાયું, પરંતુ અવાજની સહજતા તેવી ને તેવી જ રાખીને તે બોલી:

"મને તો મૂળથી જ શંકા હતી વિમલબાબુ, કે આ પૈસા તમે આપ્યા છે. પણ તમે એ શા માટે આપ્યા? એમનું દાન લેવામાં થોડીક શાન્ત્વના હતી, પણ તમારૂં લેવામાં તો કેવળ ભીખ છે. એ હું કોને માટે લઈ જઈશ તે કહો જોઉં?"

વિમલબાબુ માથું નીચું રાખીને ચૂપચાપ બેસી રહ્યા.

"જવાબ નહિ આપો તો દસ્તાવેજ મોકલીને હું ચાલી જઈશ વિમલબાબુ!" સવિતાએ કહ્યું.

હવે વિમલબાબુએ મોઢું ઉંચું કરીને જોયું.

"મેં એ ભયથી જ પૈસા આપ્યા છે, કે તમે તમારા નિર્ણય મુજબ પાછા ક્યાંય ચાલ્યા ન જાઓ. આપ્યા વગર ચાલે તેમ ન હોવાથી મેં તમારું ઘર ખરીદી લીધું છે."

"એમણે પૈસા લીધા?"

"હા, જો કે મનમાં તો રમણીબાબુને ભારે અણગમો થતો હતો."

સવિતા થોડી વાર શાંત રહીને બોલી:

"મને પણ જો કે શંકા તો હતી...પણ આમ હમણા ને હમણા મળશે એમ નહિ ધારેલું."

વળી પાછી થોડી વાર સુધી ચૂપ રહીને તે બોલી:

"સાંભળ્યું છે કે તમે બહુ પૈસાદાર છો. એટલે આટલા પૈસા તમારે તો કોઈ હિસાબના નહિ કહેવાય, પણ મૂળ વાત તો બાકી રહી વિમલબાબુ! તમે આપી શકો છો ખરા, પણ હું લઈ કેમ શકું? ના, ના, એમ નહિ જ બને. અને વારે ઘડીએ તમે આમ ચૂપ રહીને જવાબ ઉડાવી દેશો તે મને નહિં ગમે."

"એક સાચા સ્નેહી તરીકેની આ ભેટ સમજી તમે સ્વીકારી શકો છો." વિમલબાબુ ધીરે ધીરે બોલ્યા.

"લેવાના બહાનાનો તો અભાવ નથી. એ તો હું પણ જાણું છું. તમે મારા સ્નેહી નથી, એમ પણ નથી કહેતી. મને બોલતાં સંકોચ થાય છે કે હવે પુરૂષની પાસે મારો અધિકાર નથી. કહો એ વાત સાચી છે ને? એ જ તમારાં મનની વાત છે ને?" સવિતા તેના મોં તરફ નજર તાકી જરા હસીને બોલી.

"મનની વાત તમને કેવી રીતે જણાવું? જાણવામાંયે લાભ નથી." વિમલબાબુ મોં ઉંચું કરી થોડીક વાર તેની તરફ જોઈ રહ્યા. પછી બોલ્યા:

"લાભ નથી તે પણ જાણી લીધું?"

"હા, એ પણ જાણું છું."

સવિતાએ નિસાસો નાખ્યો. આ ઓછાબોલા, શાંત માણસના રોજનાં વર્તનનો વિચાર કરતાં તેની આંખમાં આંસુ આવવા જતાં હતાં તેને રોકીને તે બોલી : "મારાં જીવનનો ઇતિહાસ જાણો છો વિમલબાબુ ?"

"ના, નથી જાણતો. ફક્ત જે બન્યું—જે બધાં જાણે છે—તેટલાંની જ મને ખબર છે નવી, એથી વધારે નહિ."

આ સાંભળતાં સવિતા જાણે ચમકી ઉઠી.

"જે બન્યું છે તે શું મારા જીવનનો ઇતિહાસ નથી વિમલબાબુ ? એ બે શું સાવ જુદા છે ? સાચું કહેજો."

સવિતાના પ્રશ્નની વ્યાકુળતા જોતાં વિમલબાબુ મુઝવણમાં પડ્યાં; છતાં ય તે નિઃસંકોચે બોલ્યા : "ના, એ બે જુદા નથી નવી. છેવટ મારાં પોતાનાં જીવનમાંથી એ વાત આજે નિશ્ચિત્ત રૂપે હું સમજી શકયો છું કે એ બે જુદા નથી."

જો કે વિમલબાબુના આ દ્વીઅર્થી બોલનો અર્થ જોઇએ એવો સ્પષ્ટ થયો નહિ તે છતાં ય એમની આ વાતે સવિતાનાં અંતર પર ભારે ઘા કર્યો. શાંત રહી મનમાં ને મનમાં ઘણીવાર સુધી વિચાર કર્યા પછી અંતે તે બોલી : "સાંભળ્યું હશે કે હું મારા સ્વામીનો ત્યાગ કરીને રમણીબાબુ પાસે ચાલી આવી હતી. અને તે દિવસે મેં એમનો પણ તમારા દેખતા ત્યાગ કર્યો છે. હું કંઇ સારી સ્ત્રી તો નથી જ. વળી કોઈ દહાડો બીજા પુરૂષને ગ્રહણ કરી શકું એ વાતનો તમને વિચારસરખો નથી આવતો ?"

"ના, અને જ્યારે કદાચ આવતો લાગે છે, ત્યારે એને ઉડાવી દઉં છું."

"શા માટે ?"

"આ તો છોકરવાદી સવાલ થયો. એજ આમથી તેમ કર્યા કરે, અને એમ જ થવું જોઈએ એવો જવાબ તમને ચોપડીઓમાં વાંચવા મળશે. હું એ કરતા વધારે ભણ્યો છું નવી !" સવિતાના વિચિત્ર પ્રશ્નોના જવાબમાં વિમલબાબુ હસીને આટલું બોલ્યા.

"કોણે ભણાવ્યું ?"

"તે તો એક જણ નથી. વર્ગમાં કલાકે કલાકે માસ્તર બદલાય છે તે કોઈનાં મનમાં રહે છે ને કોઈના મનમાં નથી રહેતું; પણ હેડમાસ્તર જે પાછળથી એમને ગોઠવે છે તેને તો જોવાતો નથી. એટલે તમારી પાસે તેનું નામ કેવી રીતે કહી શકું ?"

"મને લાગે છે કે તમે બહુ ધાર્મિક માણસ છો; કેમ વિમલબાબુ ?" સવિતા થોડી વાર વિચાર કરીને બોલી.

"તમે ધાર્મિક માણસ કોને કહો છો વારુ ? તમારા સ્વામી જેવાને ને ?"

"શું ! એમને તમે ઓળખો છો ? એમને મળવા–હળવાનો તમારે સંબંધ છે ?" સવિતાએ ચકિત થઈને પૂછ્યું.

વિમલબાબુ તેના ઉદ્વેગને સમજ્યા, છતાંય તે પ્રથમની જેમ અજાણ્યા રહીને શાંત સ્વરે બોલ્યા : "હા, તેમને હું ઓળખું છું. એક દિવસ કોઈ રીતે કુતૂહલ દબાવી શક્યો નહિ, એટલે તેમની પાસે ગયો. ઘણી રીતે મેળાપ થયો. વાતચીત પણ ઘણી કરી. પણ નવી, ધર્મને એ જે રીતે સ્વીકારે છે તે રીતને હું કબુલતો નથી. જે રીતે એ ઓળખે છે, તે રીતે હું ઓળખતો નથી. અમે એ બાબતમાં સરખા નથી. અમારી બંનેની માન્યતામાં ઘણો ફેર છે. સાચું પુછો તો એમના જેવો હું ધાર્મિક માણસ નથી."

આવેગ અને ઉશ્કેરાટ સવિતાનાં હૃદયમાં ગડબડ કરવા લાગ્યા. એ વાત સાવ સ્પષ્ટ હતી કે એમનાં એ સમસ્ત કુતૂહલનું મૂળ કારણ તે પોતે જ હતી. તે ચૂપ ન રહી શકી.

"બનવા જોગ છે, કે બેઉ બધી બાબતમાં સરખા ન હો, પણ કોઈ બાબતમાંય તમે સરખા નથી ઉતરતા ? બન્નેના સ્વભાવ શું તદ્દન જ જુદાં છે ?" સવિતાએ પૂછ્યું.

"એનો જવાબ હું તમને નહિ આપું. હજી એ જવાબ આપવા માટે યોગ્ય વખત નથી આવ્યો."

"ભલે, મારી એક બીજી વાતનો જવાબ આપો. તમને કદી એ વિચાર મનમાં નથી આવ્યો, કે પોતાના માણસને કોઈ છોડીને શા માટે ચાલ્યું જતું હશે?"

"કોઈ એટલે તમે જ ને? તમે તમારા સંબંધમાં જ આ સવાલ કરી રહ્યા છો ને?" વિમલબાબુએ જરા હસીને બોલવા માંડ્યું: "પણ તમે તો કોઈને છોડીને ચાલ્યા ગયા નથી. બધાએ ભેગાં મળીને તમને ચાલ્યા જવાની ઉલ્ટી ફરજ પાડી છે."

"ત્યારે એ પણ તમે જાણ્યું?"

"અલબત્ત...જાણ્યું જ તો."

"બધું ય?"

"હા, લગભગ બની શક્યું તેટલું બધું ય..."

સવિતાની બન્ને આંખો આંસુથી ભરાઈ આવી.

વસ્તુસ્થિતિ સમજતા વિમલબાબુ બોલ્યા: "વારુ નવી, તમે એને માટે એમને દોષ દયો છો?"

"ના, ના, એમને હું દોષ દેતી નથી. એમણે તો બરાબર જ કર્યું છે. સ્વામીનો સંસાર અપવિત્ર ન કરતા મારે પોતે જ ચાલ્યા જવું ઉચિત હતું." કહી તેણે સાડીના છેડા વતી આંખો લુછી નાખી. થોડીક વાર રહીને તે ફરી બોલી. "પણ આટલું જાણીને ય તમને મારા તરફ સ્નેહ કેમ રહે છે તે કહેશો?"

"સ્નેહ રાખું છું એવી વાત તો હું કદી બોલ્યો જ નથી, નવી!"

"ના, બોલ્યા નથી એમ કહીને તો એ વાત ચોક્કસ રીતે હું જાણી શકી છું, વિમલબાબુ, પણ મનમાં ને મનમાં મને વિચાર આવે છે કે જે માણસ આટલું જુએ છે, મારી બધી વાત સાંભળે છે, તે મારા તરફ સ્નેહ કેવી રીતે રાખે? એ વાતને આજે વરસો થયા. એ રૂપ પણ આજે હવે નથી રહ્યું—અને જે કાંઈ જરા તરા બાકી છે તે પણ બે દિવસ પછી પૂરું થઈ જશે! એવાને કોઈ માણસ હવે શું જોઈને પ્રેમ કરી શકે?"

. . . . . . .

"એવું કંઇજ નથી. જો પ્રેમ કરવો હોય, તો નવી, દુનિયામાં મેં બહુ બહુ જોયું છે; ચોપડીઓમાં વાંચેલા બીજાના ઉપદેશ હું માની શકતો નથી, પણ રૂપ–યૌવનનો લોભ એ પ્રેમ નથી એટલી વાત જો બરાબર સમજશો તો આપનો ઉપકાર થશે!" વિમલબાબુ તેનાં મોઢાં તરફ જોઇને બોલ્યા.

"હા, એ વાત હું બરાબર સમજું છું. પણ એક વાત પૂછું. મને મેળવીને તમને શો લાભ થશે? મને મેળવીને તમે શું કરશો?" સવિતા માથું હલાવી બોલી.

વિમલબાબુએ એના એ પ્રશ્નનો કોઇ ઉત્તર ન આપ્યો. કેવળ શાંતિપૂર્વક તે થોડી વાર એની તરફ જોઇ રહ્યા. ધીરે ધીરે એમની એ દ્રષ્ટિ જાણે વ્યથાથી ભરાઇ ગઇ.

"એમ શું મારી તરફ જોયા જ કરશો? જવાબ નહિં દયો વિમલબાબુ?" સવિતા અધીરી થઇને બોલી ઉઠી.

"મારી પાસે તારા એ સવાલનો કોઇ જવાબ નથી નવી! કેવળ એટલું જાણું છું કે હું તને મેળવી શકવાનો નથી. મેળવવાને માટે કોઇ રસ્તો નથી!"

"નથી! એ શી રીતે જાણ્યું?"

"ઘણું વીત્યું ત્યારે જાણ્યું છે. હું પણ નિષ્કલંક નથી, નવી! એક દિવસે હું પણ અનેક સ્ત્રીઓને ઓળખતો હતો. ત્યારે ઐશ્વર્યના જોરે મેં તેમને હલકી બનાવીને આણી હતી–તેઓ પોતે જ હલકી બની ગઇ હતી. તેમણે મને પણ તેમની સાથે હલકો બનાવી દીધો. હવે તે નથી–કોણ જાણે ક્યાં–એ તમામ અલોપ થઇ ગઇ! આજે તેની ભાળ પણ નથી." કહી વિમલબાબુ કંઇક ઉંડા વિચારમાં પડી ગયા. થોડીવારે પછી પાછા જરા ખંચકાઇને એ બોલ્યા:

"જો કે અત્યારે ય એ રમતમાં ઉતરતાં મને વાંધો નથી, પણ હવે તો ડગલે ને પગલે ડર લાગે છે."

"કેવળ ઐશ્વર્ય આપીને જ તમે તેમને મેળવી હતી? કોઈની ય તરફ પ્રેમ ન હતો?" સવિતાએ કંપતી વાણીએ પ્રશ્ન કર્યો.

"હોય તો ય શું?" વિમલબાબુ બોલ્યા: "એમાંની એક તો તમારી માફક ઘર છોડીને આવી હતી. પણ ખેલાડી રમી રમીને ધરાય એટલે રમત પુરી થાય, એમ આખરે બન્યું. એને હું સાચવી શકયો નહિ. હું એમાં એને દોષ નથી દેતો. પણ તે દિવસે જે બન્યું તે આજે સમજવામાં બાકી નથી રહેતું. આખરે પણ એ ગુમાવવું જ પડે છે. તે દહાડે રમણીબાબુને પણ મેં આંખો સામે તમને ગુમાવતા જોયા."

"તમને એવો ડર છે?"

"ડર નથી નવી! હવે તો મારું એ વ્રત છે. એમાંથી ન ચૂકું એ મારી સાધના છે. તમારી દિકરીને જોઈ છે. તમારા સ્વામીને પણ જોઈ આવ્યો છું. એ બધું દેવું પતાવીને કેવી રીતે ચાલ્યા ગયા છે તે પણ હું જાણું છું. હવે જાણવામાં મારે કશું બાકી નથી રહ્યું. હવે હું તમને શું આપીને મેળવી શકું? બારણાં બંધ છે. હું જાણું છું કે તમને હલકા પાડીને હું કોઈ દિવસે ય મેળવી શકવાનો નથી. એથી ય વધારે સારી રીતે જાણું છું કે તમને હલકા પાડયા વિના મેળવવાનો હવે એકે રસ્તો પણ ખુલ્લો નથી. તેથી તો હું કહું છું કે મને તમારા સાચા સ્નેહી તરીકે સ્વીકારો. આ ઘર એ તમારા હિતેશ્રી મિત્રની આપેલી ભેટ તરીકે માનો. એમાં તમને હલકા પાડવાની મુદ્દલ ચાલબાજી નથી."

સવિતા નિચે મોઢે નીરવ બેસી રહી. તેનાં મગજમાં કેટલી યે વાતો આવીને પસાર થઈ ગઈ, તેનો હિસાબ ન હતો.

"એ મિત્રતા ક્યાં સુધી ટકશે વિમલબાબુ? એ જુઠ્ઠો પડદો ક્યાં સુધી ટકશે? સ્ત્રી-પુરૂષના મૂળ સંબંધ તરફ એ આપણને કોઈ દહાડો ય નમાવી દેશે! અને પછી એ અટકાવાશે કે?" સવિતા અંતે મોઢું ઉંચું કરીને ખુલ્લે દીલે બોલી.

"હું અટકાવીશ નવી! અલબત્ત તમારી અપેક્ષા કરતો રહીશ, કિન્તુ તમારાં મનને ભોળવવાનો પ્રયાસ કદાપી પણ નહિ આદરૂં. જો કોઇ વેળા મને ઓળખો, મારી જેમ દ્રષ્ટિ કદાપિ બદલાય, તો મને પાસે બોલાવજો. જો જીવતો હોઈશ તો ચાલ્યો આવીશ. હલકા બનાવીને લેવા માટે નહિ–માથે ચઢાવીને લેવા માટે."

સવિતાનાં નેત્રો આંસુથી છલાંછલ થઈ ઉભરાવા લાગ્યાં.

"તમારા પરિચયમાં હવે કશું બાકી નથી રહ્યું વિમલબાબુ! આંખની નજર હવે આ જન્મે બદલાવાની નથી. ફક્ત આશિર્વાદ આપો કે જે દુઃખને મેં પોતે આણ્યું છે તે હું ધીરજ, હિંમત ને શાંતિથી સહન કરી શકું."

સવિતાના આ શબ્દો સાંભળતાં વિમલબાબુનાં નેત્રો પણ સજળ થયાં. તે બોલ્યાં: "દુઃખ કોણે દીધું? ક્યાંથી આવ્યું? તે તો હું હજી ય નથી જાણતો, એટલે તમારા ગુન્હાનો ન્યાય કરવા નહિ બેસું. કેવળ એટલી પ્રાર્થના કરીશ કે ગમે ત્યાંથી એ દુઃખ આવ્યું હોય પણ તમારે માટે એ હંમેશનું ન રહે!"

"પણ હંમેશનું તો એ થઇ પડયું છે."

"એ તો નથી જાણુતો નવી! મને આશા છે કે હજી જગતમાં તમારે જાણવા જેવું કંઇક બાકી છે. હજી તમારૂં જોવાનું તમામ આટલેથી જ–અહિંયાથી પુરૂં નથી થયું. જો મારે આશીર્વાદ દેવાના જ હોય તો એટલું જ કહું છું કે કોઇ દહાડો ય જાણે તમે સ્વાભાવિક રીતે જ એનો સીમાડો મેળવી શકો."

સવિતાએ ઉત્તર દીધો નહિ. ફરીથી બન્ને જણાએ ઘણો સમય ચૂપકીદીમાં પસાર કર્યો. જ્યારે તેણે મોઢું ઉંચું કર્યું ત્યારે ઉજ્વળ દીપક–પ્રકાશમાં સ્પષ્ટ જણાયું કે તેની આંખના પોપચાં ભીંજાઇને ભારે થઈ ગયા છે.

"તારક વર્ધમાનના કોઇક ગામમાં માસ્તર છે. એ મને બોલાવે છે. ત્યાં થોડાક દિવસ રહેવા જાઉં?" તે મૃદુ કંઠે બોલી.

"જાઓ, ઘણી ખુશીથી..."

"તમે હજુ થોડાક દહાડા કલકત્તામાં રહેવાના છોને?"

"રહેવું જ પડશે, અહિં એક નવી ઓફીસ ખોલી છે. તેનું પુષ્કળ કામ બાકી છે."

"પૈસા તો બહુ ભેગા કર્યા–હવે એનું શું કરશો?" સવિતા જરા હસીને બોલી.

આ સવાલ સાંભળી વિમલબાબુ પણ હસ્યા.

"ભેગા નથી કર્યા. એ એની મેળે જ ભેગા થઈ ગયા છે નવી. પણ ભેગા થયા એથી મગરૂર થવાનું નથી. એને ટકાવવા અઘરા છે. એનું શું કરીશ તે તો અત્યારે નથી જાણતો. વિચાર કરૂં છું. વખત મળે તો એક જણ પાસે એનો ઉપાય શીખી લેવો છે."

સવિતા ઉઠીને પાસેની બારી ઉઘાડી નાખી પાછી આવીને બેઠી.

"આ ઘરની હવે મારે જરૂર ન હતી. મેં તો ધાર્યું કે ગયું તે સારૂં થયું. એક જંજાળ પતી, પણ તમે તેમ થવા દીધું નહિ. ભાડુતો રહ્યા, એમને તો જુઓ."

"જોવાશે."

"એક બીજી વિનંતિ છે. માન્ય રાખશો?"

"શી વિનંતિ છે?"

"મારી દિકરી અને મારા સ્વામીએ વનવાસ કર્યો છે. વખત મળે તો તેમની જરા ખબર લેતા રહેજો."

વિમલબાબુએ હસતા હસતા જરા મસ્તક હલાવ્યું. તે કંઈ બોલ્યા નહિ. એનો ભાવ સવિતા બરાબર ન સમજી પણ એનાં અંતરમાં જાણે આનંદનું તોફાન જાગ્યું. બે હાથ જોડીને તેણે કંઈ બોલ્યા વિના કપાળે અડકાડયા. પોતાના સ્વામીને ઉદ્દેશીને કે વિમલબાબુને ઉદ્દેશીને–એ તેને પોતાને પણ ખબર નહિ હોય! ક્ષણભર ચૂપચાપ તેમના તરફ જોઇને તે બોલી: "મારા પતિની વાત હું એક દહાડો તમને મારા પોતાના મોંઢે સંભળાવીશ–એ કેવળ હું જ જાણું છું.

બીજું કોઈ નહિ. પણ તમને એક વાત પૂછું? હું પાસરમાં જ્યારે નાની હતી ત્યારે તમે કેમ નહિ આવ્યા?"

"એનું કારણ એજ કે આજે મને જેણે મોકલ્યો છે, તેને ત્યારે એ ખ્યાલમાં ન હતું." વિમલબાબુ હસીને બોલવા લાગ્યા. "એ ભૂલના હિસા ભરતા ભરતા હું તો ખલાસ થઈ જઈશ, પરંતુ એવી જ રીતે મને લાગે છે કે એ ડોસાની વિચિત્ર રમતમાં રસ જામે છે. કોઈક દહાડો અમે બે ભેગા થઈશું તો ફરીયાદ જરૂર રજુ કરીશ. કેમ બરાબર છેને?"

દૂર શારદાને કેટલીક વાર જા–આવ કરતી જોતાં તેમણે તેને પાસે બોલાવીને કહ્યું: "તારી માને જમવાનું મોડું થઈ ગયું છે. કેમ મા! હવે ઉઠવું પડશે ને?"

શારદા પોતાને માટે એમનાં મોઢામાં આ સંબોધન સાંભળી ભોંઠી પડી ગઈ.

"ના, ના. જરાય નહિ. મોડું તો તમારે થયું છે–તમારે આજ જમીને જવું પડશે." શારદાએ આગ્રહ કરતા કહ્યું.

વિમલબાબુ હસી પડ્યા.

"તારી એ વાત નહિ માની શકું. મારે જમ્યા વગર જ જવું પડશે." વિમલબાબુ ઉભા થઈને બોલ્યા.

"આવજો."

સવિતાએ ઉઠીને નમસ્કાર કર્યા, પરંતુ શારદાના જમવાના આગ્રહમાં સાથ ન પૂર્યો.

અને વિમલબાબુ હંમેશ મુજબ આજે પણ સામા નમસ્કાર કરી ધીરે ધીરે નીચે ઉતરી ગયા.

"મણિભાઈ હવે આવતા નથી, કદાચ છૂટા થઈ ગયા હશે! એ જણ વચ્ચે એકાએક શું થઈ ગયું? તે ભાડૂતો સમજી શક્તા ન હતા. એથી ઉભા રહીને તેઓ સવિતાના શાંત, ઉદ્વિગ્ન મુખ તરફ જોઈ લેતાં. તેમાં અગાઉ કરતા ઘણો જ ફેર જણાતો હતો. જેઠ મહિનાનું શૂન્યમય આકાશ જાણે આષાઢના સજળ મેઘ–ભારથી નીચું નમી તેની પાસે આવ્યું ન હોય! લતા–પત્ર, ઘાસ અને છોડવાઓ પર અશ્રુ–બાષ્પની સકરુણ સ્નિગ્ધતા હતી, તેજ રીતે જલે–સ્થલે, ગગને–પવને, સર્વત્ર સ્થળે એ ગુપ્ત વેદનાનાં ચિહ્નો જણાતા હતા. તેના વાતચીત અને વર્તનમાં કોઈ દિવસે ય ઉગ્રતા ન્હોતી જણાતી છતાં ય કંઈ અજાણ્યું કારણ તેને દૂર રાખતું હતું. હવે એ દૂરત્વ ખસી જઈને તેને બધાનાં હૈયા નજીક ખેંચી લાવતું હતું. ઘરની સ્ત્રીઓ તે દિવસે શારદાને એમ કહેતી હતી, કે વિચ્છેદના દુઃખે તેને આમ બદલી નાખી હોય એમ બનવા જોગ છે!

રમણીભાઈ આમ એકંદરે હતા તો સારા માણસ! પારકાના જેમ જ રહેતા. કોઈને માટે સારા ય નહિં, તેમ ખોટાય નહિં. વચ્ચે વચ્ચે ભાડું વધારવાની વાત સિવાય બીજું કંઈ અઘટીત એ કરતા ન હતા. તેમના ચાલ્યા જવાથી ઘણાને લાગી આવ્યું, તેમ છતાં તેમના જવાના કલંકિત માર્ગે નવી–માની બધી કાલિમા આટલે દહાડે ધોવાઈ જશે એ ભાવનાએ એમનો શોક ઉલ્લાસમાં ફેરવાઈ ગયો, જાણે તેમની આજ પર્યંતની ગ્લાનિ દૂર થઈ ને પોતે સહુ પણ નિર્મલ થશે! તેમને

કેવળ એક ભય હતો કે તે નહિ હોય તો પોતે બધાં ક્યાં જશે? પરંતુ એ બાબતમાં શારદાએ આજે તેમને નચિંત કરી દીધા હતા.

"ફોઇબા, ઘરની ગોઠવણ થઇ ગઈ છે. તમે જેમ છો તેમજ રહેશો. તમારે બીજાં ઘર ખોળવાની જરૂર નહિં પડે, એમ માએ કહી દીધું છે." સવિતા બોલી.

"તો હવે મા બીજે ક્યાં ય નહિં જાયને શારદા?"

"જશે, પણ પાછા અહિં આવી જશે. ઘર છોડીને બીજે કોઈ ઠેકાણે બહુ દહાડા નહિ રહે એમ કહે છે."

હરખથી ફોઈની આંખમાં પાણી આવી ગયાં. શારદાને આશિર્વાદ દઈ તે એ શુભ સમાચાર બીજા બધાને સંભળાવવા ચાલ્યા ગયા.

દરરોજ વિમલબાબુના ગયા પછી સવિતા તેની પુજાની ઓરડીમાં પ્રવેશતી હતી. પહેલાં તેને નિત્યકર્મ કરતા બહુ વખત લાગતો ન હતો. હવે તો બબ્બે ત્રણ ત્રણ કલાક થઈ જતા. કોઇ દહાડો રાતના દસ વાગતા ને કોઈ દહાડો અગીયાર પણ થઈ જતા. એટલો વખત શારદાને રજા મળતી. પછી તે નીચે આવીને ઘરનું કામકાજ કરી નાખતી. આજે ઘરમાં પ્રવેશતાં જ તેણે જોયું તો રાખાલ પથારીમાં બેસીને દીવાનાં અજવાળામાં તેની લખેલી નોટબુક વાંચી રહ્યો હતો.

"તમે...ક્યારે આવ્યા?" એકાએક પ્રશ્ન પૂછી શારદા ચૂપ થઈ ગઈ. પછી તે જરા દબાયલા સ્વરે બોલી: "કોણ જાણે એમાં કેટલી ય ભૂલચૂક થઈ ગઈ હશે! નહિ?"

"હશે તો સુધારી લેવાશે, પણ લખાણ જરાય આગળ વધ્યું લાગતું નથી." રાખાલ ઉંચું મોઢું કરીને બોલ્યો.

"ના, હમણા જરા વખત નથી મળતો."

"કેમ નથી મળતો?"

"કેવી રીતે મળે. કહો? માનાં બધાં કામ મારેજ કરવા પડે છે ને."

"નવી માને નોકર-ચાકરની ખોટ નથી. એમને કહેતી કેમ નથી કે તારે નવરાશની જરૂર છે, તારે પણ કામ હોય છે. આ તો બહુ ખરાબ કહેવાય શારદા!"

રાખાલના અવાજમાં તિરસ્કારનો આભાસ હતો, પરંતુ શારદાનું મોં જોતાં તે તેના આવા ઠપકાથી જરાય શરમાઈ હોય એમ જણાયું નહિ.

"તમારી ભૂલ નહિ ત્યારે દેવતા? હું હવે એટલી-પહેલાના જેટલી ભોળી નથી રહી. માના સંસર્ગે હવે હુંય કંઈક કંઈક સમજતી થઈ છું. ભીખનું દાન છુપાવવા માટે નકામું કામ આપી ગયા છો. અને આમ બીજાને ખાલી હેરાન કરવાથી જ તમને તાવ આવે છે. ઘર વચ્ચે એકલાં પડી રહીને તમને આમ ભોગવવું પડે છે. ચાકરી કરવા કોઈ માણસ જડતું નથી. આટલા ફીક્કા કેમ દેખાઓ છો વારુ, તે તો કહો?"

"ફીક્કો નથી જણાતો. હું તો જોઈએ એવો સારો છું; પણ લખવાનું એકાએક કેમ બંધ પડી ગયું?"

"બંધ ન પડે તો? તાવ આવે તેનેય છુપાવીને કહો છો કે નથી આવ્યો. ઠીક, હવે એ નથી લખ્યું તે લખ્યું હોય તોય તમને શું કામ લાગવાનું છે તે તો જરા કહેશો?"

"એટલે! આ લખવાનું નકામું છે? આ તું શું બોલે છે શારદા?"

"હું ખરું કહું છું તમને, કે આ બધું કશાય કામમાં આવે તેવું નથી. અને કામ લાગે તોય મારે શું? મને તમે મરવા ન દીધી, હવે જીવાડવાની ફરજ તમારી છે. હું હવે અક્ષર પણ લખવાની નથી."

"નહિ લખશે તો મારું દેવું શી રીતે ચૂકવીશ?" રાખાલે હસીને વ્યંગમાં પ્રશ્ન કર્યો.

"દેવું પણ નહિ જ ચૂકવું, હું તો દેવાદારજ રહીશ." શારદાએ પણ એવોજ હસીને જવાબ વાળ્યો.

રાખાલને થયું કે જાણે તે એનાબંને હાથને પોતાના હાથમાં લઇને કહે: "રહેવા દે હવે." પરંતુ એટલું સાહસ તે કરી શક્યો નહિ. ઉલટો કંઇક ગંભીર થઇને બોલ્યો: "જે લખ્યું છે તે પરથી સમજાતું પણ નથી કે ખરેખાત એ જરૂરનું છે કે કેમ!"

"ફક્ત મને હેરાન કરવા માટે જરૂરનું છે–બીજું તો કંઇ નહિ. ખાલી થોડીક રામાયણ–મહાભારતની કથા–ને આમતેમથી ચોરી લીધેલા–જાણે જાત્રાળુઓનાં ભાષણ. એ બધું લખીને શું કરવું છે?"

શારદાના શબ્દો સાંભળતાં રાખાલ જેટલો વિસ્મય પામ્યો તેથી અધિક એને જવાબ આપવાની મુંઝવણમાં આવી પડ્યો. ખરૂં જોતાં લખાણ તેવું જ હતું. તે જાત્રાળુઓને માટે લખતો હતો. નકલ કરીને તેમને આપતો, એ તેની આવકનું સાધન હતું, પરંતુ મશ્કરી થાય એ ભયથી તે મિત્રમંડળમાં કોઇને એ વાત કહેતો ન હતો. પોતે છોકરાં ભણાવતો ન્હોતો એમ પણ ન હતું, પરંતુ આવકમાંથી તેનો ટ્રામ-ખર્ચ પણ નીકળે તેમ ન્હોતું. તેની આવકની આ રીત કોઇ જાણી જાય એમ તે ઇચ્છતો ન હતો–જાણે એ નીચું જોવા જેવું–શરમાવા જેવું કાર્ય ન હોય! તેને હવે શંકા ગઇ કે પોતાને જેટલી અશિક્ષિત તરીકે શારદા ઓળખતી હતી તેટલી તે અશિક્ષિત ન હતી. કદાચ એ સદંતર જુઠાણું પણ હોય! કોણ જાણે કદાચ તે તેના કરતાં ય વધુ ચાલાક ને કાબેલ હોય! ગુસ્સાથી તે મનમાંને મનમાં બળી ઉઠ્યો, કારણકે તે જાણતો હતો કે તેનું બધું ય જ્ઞાન આ હીસાબે ઉપર–ચોટીયું હતું. અંધારામાં ચાલનારની માફક પગલે પગલે તેને ઉંડા ખાડામાં પડી જવાની બ્હીક રહેતી હતી. જાત્રાના પાઠ લખવાની પણ તેને આથી જ શરમ આવતી હતી. શારદાના પ્રશ્નનો ઉત્તર શું દેવો તે ન સમજતા તે બોલી ઉઠ્યો: "શારદા, પહેલાં તો તું બહુ શાણી ને શાન્ત હતી,

પણ હવે તો હું જોઉં છું કે તું બદલાઈ ગઈ છે; બહુ જ ખરાબ થઈ ગઈ છે. એમ કેમ ?"

"હું સો છું તે છું જ. કંઈ ખરાબ નથી ગઈ!" શારદા હસવું ખાળીને બોલી.

"નથી થઈ? ઠીક, તું સાચી ને હું ખોટો."

"વારુ, પહેલા તમે મને એ કહો કે છ સાત દિવસ સુધી તમે દેખાતા કેમ ન હતા ?"

"શરીરે જરા ઠીક ન હતું."

"જુઠ્ઠા." કહીને શારદા તેનાં મોઢાં તરફ કેટલીક વાર સુધી ચૂપચાપ જોઈ રહીને પછી બોલી: "હું કહું ? તાવ આવ્યો હતો અને તે પણ બહુ જ સખત. તમારી બુઠ્ઠી કામવાળી–તમે જેને નાની કહો છો એ પણ માંદી હતી. સ્ટવ સળગાવીને તમારે જાતે પોતાને માટે જવનું પાણી તૈયાર કરવું પડતું હતું. કહે છે કે તમારે સ્નેહી–સંબંધીઓ બહુ છે, તો તેમાંના કોઈને ખબર કેમ ન કરી ?"

આ પ્રશ્ન રાખાલને માટે નવો ન હતો. ગઈ સાલ પણ એવો જ બનાવ બન્યો હતો. પરંતુ તે ચૂપ રહ્યો હતો. એ વાત તે કબુલી શક્યો નહિ કે દુનિયામાં તેના મિત્રોની સંખ્યા હદ વગરની હોવા છતાં પણ દુઃખના દિવસોમાં બોલાવવા જેવા મિત્રની તેને મોટામાં મોટી ખોટ હતી.

બહુવારે એ તોતડાતી જીભે બોલ્યો : "તેમને...તેમને...ખબર કરવા..."

"તેમની વાત છોડો, પણ નવી–માને કેમ ખબર ન કરી ?" શારદાએ એને અધુરે વાક્યે જ પાછું પૂછ્યું.

"નવી–મા ! મારા એ ગંદાં મેલાંઘેલાં ઘરમાં મારી ચાકરી કરવા આવતે ? તું શું બોલે છે તેની કાંઈ તને ગમજ નથી શારદા ! વારુ, પણ મારી માંદગીની વાત અહીં સુધી કોણ લાવ્યું ?" સવિતાના પ્રત્યુત્તરથી રાખાલ અજાયબીથી બોલી ઉઠ્યો.

"ગમે તે લાવ્યું પણ મને ખોટું એટલું લાગે છે, કે આ વખતે અમને ખબરજ કેમ ન કરી? નવી માએ જ્યારે આ વાત જાણી ત્યારે કહ્યું કે રાજુ મારી રેણુને બચાવવા દિવસે રાંધીને બધાંને જમાડતો હતો ને રાત્રે આખી રાત ઉજાગરો કરીને ચાકરી કરતો હતો. પોતાની બધી પુંજી ખાલી કરી ડૉક્ટર–વૈદ્ય માટે એણે દેવાં કર્યાં. અને હવે એ પોતે માંદો પડયો ત્યારે–તાવે ફફડતો પોતે નળ પર પાણી લેવા ગયો, પોતે ચુલો સળગાવીને ખાવાનું બનાવ્યું! દવા લાવનાર માણસ ન હતું એટલે દવા જ ન પીધી! પણ મને શા માટે ખબર કરે? એને મારો તો વિશ્વાસ જ નથી. છોકરી માંદી પડી ત્યારે બીજાનું નામ દઇને એ મદદ લેવા આવ્યો ત્યારે હું તો મદદ કરી શકી નહિ." એટલું કહેતાં શારદાની પોતાની આંખો પાણી ભરાઈ આવતાં ભારે થઈ ગઈ. છતાં તે પાછી આગળ બોલી :

"પણ આમ તે કંઈ હોય કે? નવી મા તો ઠીક પણ મેં શો ગુન્હો કર્યો છે દેવતા? હજી સુધી નકલ કરીને તમારૂં દેવું વાળ્યું નથી એટલે રીસે ભરાયા છો?"

રાખાલ હસી પડયો અને બોલ્યો :

"આવી નજીવી બાબતને તું શા માટે આવી મોટી કરી દે છે શારદા? કોઈ ને કદી તાવ નહિં આવતો હોય? જોને, આ બે દહાડામાં તો ઉતરી ગયો!"

"ઉતરી ગયો એ ઇશ્વરની મ્હારા ઉપર કૃપા–તમારા પર નહિ. એક તો જાણે કે મૂળથીજ તમે બહુ ખરાબ માણસ છો. ઝેર પીને મરવા ગઈ તો મરવા ન દીધી. દવાખાને રાત દહાડો સાથે રહ્યા. પાછી આવીને ભૂખે મરી જઇશ એમ ધાર્યું–તો તેમ પણ ન થવા દીધું. આ બધા ઉપકારોના બદલામાં તમે માંદા પડો ત્યારે થોડીઘણી પણ તમારી સેવાચાકરી કરવાની મને તક મળે, તે ય તમને ગમ્યું નહિં? હમેશાં શું આવી દુશ્મનાવટ જ કર્યા કરશો? ઉપકારનો બદલો ચુકાવવાનો વખત જ નહિ આપો? મેં તમારી શી કસુર કરી છે

વારૂ ? આ જન્મમાં તો કંઈ ગુન્હો કર્યો જણાતો નથી, તો શું ગયા જન્મના આ કડવાં ફળ ભોગવું છું ?" એણે નિશ્વાસ નાખ્યો.

રાખાલ એને કંઈજ જવાબ દઈ શક્યો નહિ. તે ચૂપચાપ વિચાર કરવા લાગ્યો કે આ શરમાળ શાંત સ્ત્રીને એકાએક આટલી બધી પ્રગલ્ભ–સાહસી કોણે બનાવી દીધી ?

પણ શારદા બોલતી અટકી નહિં. દહાડે પુષ્કળ પ્રકાશમાં આવા નિઃસંકોચભાવે તે આટલું બધું બોલી શકત નહિં, પરંતુ અત્યારે તો રાત હતી. એકાંત ઘરમાં, ઝાંખા પ્રકાશમાં તે અને બીજું એક જણ હતાં. આજે તેનું મગજ શિથિલ તંદ્રાએ ઘેર્યું હતું તેથીજ હિતાહિતના લેશ માત્ર વાંધા વિના તેનાં મનની છાની વાતો તેનાં વાક્યોના એકધારા પ્રવાહમાં વિના અવરોધે નિકળવા લાગી. તે કહેવા લાગી :

"જાણો છો દેવતા, તમે લગ્ન કેમ કરતા નથી તેનું કારણ હું બરાબર જાણું છું. મૂળથી જ તમને સ્ત્રીઓ તરફ તો જાણે અત્યંત તિરસ્કાર છે. પરંતુ એટલું પણ જાણી લેજો કે અત્યાર સુધી તમે જે જે સ્ત્રીઓને જોઈ છે, જેમનાં જેમનાં કામો કર્યાં છે, જેમની પાછળ પાછળ દોડયા છો, જેમના જેમના સંસર્ગ ને સહવાસમાં આવ્યા છો, એ બધી કંઈ સ્ત્રી જાતીની પ્રતિનિધી રૂપ નથી. દુનિયામાં એથી અન્ય પ્રકારની અન્ય કંઈ કેટલીય સ્ત્રીઓ છે !"

એનું આ કથન સાંભળીને રાખાલ ખડખડાટ હસી પડયો.

"આજે તને થયું છે શું શારદા, તે તો કહે ?" એણે હસમુખે વદનેજ પૂછ્યું.

"ખરેખર, આજે મને તમારી ઉપર રીસ ચડી છે."

"શા માટે ! પાછા અજાણ્યા થઈને પૂછી રહ્યા છો ! માંદા થયાની ખબર મને ન કરી એટલા માટે !"

"ધાર, કે કદાચ કરી હોત તોય શું થાત? મારે ત્યાં કોઈ અન્ય સ્ત્રી નથી. તું એકલી ત્યાં મારી સેવા–ચાકરી કરવા આવત ને રહેત?"

"આવત નહિ તો શું ચૂપ થઈને આ ઘરમાં ચોંટી રહેત? તમને મારે માટે એવી શંકા હતી?" ભોળી શારદા નિખાલસપણે ગર્વિત દૃષ્ટિ કરીને બોલી.

"તારો ધણી પાછો આવીને આ વાત જાણત તો તે શું કહેત?"

"એ પાછા નથી આવવાના એ વાત હું તમને હજાર વાર કહી ચુકી છું. તમે જ કહોને કે એમની જગાએ તમે હો, તો તમે જાણીને શું કરો? એનો તો એજ જવાબ છે કે હું નહિં જાણું તો દુનિયામાં જાણશે કોણ?" કહી શારદા પળવાર માટે શાંત બેસી રહી. પછી તે પાછી બોલી: "એ સિવાય બીજી એક વાત છે. તમારી ચાકરી કરવા હું એકલી આવું એ જો ખોટું કહેવાય તો તમે એ કેમ નથી વિચારતા કે આ ઘરમાં કોના ભરોસા પર મને એ એકલી છોડીને ચાલતા થઈ ગયા છે? આ તમે મારી એકલીના જ ઘરમાં રોજ આવીને બેસો છોને? અને ધારો કે હું તમને જવા ન દઉં અને અહીં જ પરાણે પુરી રાખું તો કહો, મને કોણ રોકે એમ છે? એટલે એ તો બધા મનની સ્થિરતા–અસ્થિરતાના સવાલો ને સંશયો છે! બાકી જગતની ખરૂં–ખોટું તપાસ્યા વિના બકતી જીભને કોઈ કંઈ થોડું જ તાળું મારી શકવાનું છે? એ તો જો મન મેલાં ન હોય તો જગતની જીભ જખ મારે છે."

આટલી સચોટ ફીલસુફીભરી વાત રાખાલે કોઈ સ્ત્રીને મોઢેથી કદાપી પણ ન્હોતી સાંભળી. તેમાંય આટલું કહેતાં શારદાનું ગંભીર સ્ત્રીત્વનાં ગૌરવભર્યું મોં લાલ થઈ ગયું હતું, એટલે એને કોઈપણ ઉપાયે શાન્ત કરવાનો ને હસાવવાનો પ્રયાસ કરીને તે બોલ્યો:

"જો શારદા, તું એમ સહજ કહ્યું તેમાં ગુસ્સે થઇ ન જા. આ...તું એકલી છે એટલે તો મને તેં આટલું સંભળાવ્યું, પણ હમણા ઘરમાં જો તારા પતિ હોત તો શું કરત ?"

"ત્યારે તો આવું કંઈ બોલવાને પ્રસંગ જ ન રહેત ! પણ આજે જો એ આવે તો એમને પણ એમજ સંભળાવી દઉં કે જે શારદા તમને પ્રાણથી પણ અધિક ચાહતી હતી, જેણે તમારી સાથે રહી તમારે માટે કેટકેટલું સહન કર્યું છે, જેને લગનનું નામ દઈ ને ભોળવી આણીને પાછળથી દગો દીધો, પાકેલાં પાનની જેમ જેને વગર વિચારે સ્વચ્છંદે ફગાવી દીધી અને પાછા ફરવાનો–જીવન સુધારવાનો કોઈ રસ્તો પણ ન રાખ્યો– એ શારદા હવે તમારી સુશિલ, શાન્ત ને ભોળી શારદા નથી રહી ! એ તો ઝેર પીને મરી ગઈ. પોતાનાં નહિં પણ તમારાં પાપનું એણે પ્રાયશ્ચિત્ત કર્યું. હવે આ શારદા કોઈ જુદી જ છે. એના પુનર્જન્મ પછી હવે એની ઉપર તમારો કોઈ હક રહ્યો નથી."

રાખાલ તો એનું આ આવેશમય સંભાષણ સાંભળતાં સ્તબ્ધ જ થઇ ગયો. એણે આગળ ચલાવ્યું :

"તમને યાદ નથી દેવતા ? દવાખાનામાં મુંઝાઈ ને તમે મને વારે ઘડીએ પુછતા હતા કે તું કયાં જવા ધારે છે ? મેં જવાબમાં હર વખતે આંસુભીની આંખે તમને કહ્યું હતું કે મારે જવાની કયાંય જગ્યા જ નથી. ખાલી એક જગ્યા હતી–ત્યાં જતી હતી–પણ વચમાં તમે એ રસ્તો પણ બંધ કરી દીધો." એણે જરા અટકી અહીં આંખોમાંનાં ઝળઝળીઆં લૂછયાં. પછી થોડીવાર બન્ને જણાએ નીરવ શાંતિમાં પસાર કરી.

"મેં જીવનબાબુને નજરે જોયા નથી. કેવળ પાડોશીઓ પાસેથી નામ માત્ર સાંભળ્યું છે. ત્યારે શું એ તારા પરિણીત પતિ ન હતા ? બધું પોગળ હતું ?" રાખાલે પ્રશ્ન કર્યો.

"હા, બધુંય એમજ. અમે કંઇ પરિણીત પતિ–પત્ની ન્હોતા."

"તો શું તું વિધવા છે ?"

આ પ્રશ્નના જવાબમાં શારદાએ નીચે મોઢે ડોકુંજ હલાવી સંમતી આપી.

ફરી થોડીક પળો શાંતિમાં પસાર થઈ ગઈ.

"કેમ ? મારી વાત સાંભળીને મારા પર તમને ઘૃણા જન્મી ?" શારદાએ પ્રશ્ન કર્યો.

"ના, ના, શારદા ! હું એવો હૃદયહીન નથી. તારા કરતાં પણ ભારે ગુન્હો નવી-માએ કર્યો હતો, પણ હું તેમના પર કદી ઘૃણા કરતો નથી." આટલું બોલી નાખ્યા પછી રાખાલ ભારે શરમ સાથે ચૂપ થઈ ગયો. પછી એને લાગ્યું કે એ ચર્ચા અપ્રાસંગીક અને અનધિકારની હતી. એ તેનું પોતાનું જ અપમાન હતું. કોણ જાણે કેમ આ ખરાબ વાત તેનાં મોંમાંથી આમ અચાનક બહાર પડી ગઈ !

"નવી માએ તમને માની માફક મોટા કરેલા...એ વાત ખરી ?" શારદાએ એ વાત આગળ લંબાવી.

"હા, એ મારી મા જ સમજને ?" એમ કહી રાખાલે એ પ્રસંગને ઝટપટ દાબી દેતાં વાત ફેરવી કહ્યું: "તારા માબાપ, સગા-સંબંધી કોઈ છે કે નહિ તે તું કહેવા માગતી નથી, તેમ તેમની પાસે તું જવા માગતી પણ નથી, એનું કારણ હું હવે ચોક્કસ સમજી ગયો છું. પણ ત્યારે હવે તું શું કરીશ ?"

"જે કરૂં છું તે જ. નવી માનું કામ કર્યા કરીશ ?"

"પણ એ તને હંમેશા ગમશે શારદા ?"

"કંઈ નોકરનું કામ તો નથી. માની સેવા છે. અને મને એ જરૂર જીવનભર ગમશે એની ખાત્રી છે."

"પણ એટલા બધા લાંબા વખતમાં કદાચ એકાદ વખત એવો પણ આવશે કે જ્યારે તારે પોતાના પગ પર ઉભા રહેવાની જરૂર પડશે ! ત્યારે તને પૈસા જોઇશે. મફત સેવા કરવાથી એ સવાલનો ઉકેલ નહિ આવે !"

"જેટલા પૈસા જોઇશે તેટલાં તમારાં લખવાનાં કામમાંથી મળી રહેશે. તેમ છતાં જો ખાસ એવી જરૂર પડશે, તો વળી એક નાનકડો કાગળ લખીને મારી પથારી તળે હું દાબી રાખીશ. મને વિશ્વાસ છે, કે કોઈ તમારા જેવું એકાદ પરગજુ માણસ એ વાંચીને મારા ઓશીકા તળે જરૂર જેટલા પૈસા સંતાડી જશે. એમાંથી મારી ખોટ પૂરી પડશે."

"એ તો એક જાતની ભીખ કહેવાય." રાખાલ હસીને બોલ્યો.

"અને હું એ ભીખ ખુશીથી લઇશ. એ કોઈ જાણશે નહિ. પણ એના બદલામાં કંઈ લાંચ આપીશ તો લોકો વાતો નહિ કરે? જો કે મારે હવે શરમ શાની?"

રાખાલને એના આ નફ્ફટ જવાબે એમ થયું કે જાણે તેનો હાથ ઝાલીને તેને પાસે ખેંચી લઈ તેની આ ધૃષ્ટતા માટે સખ્ત સજા કરું, પણ તે એ સાહસ ન કરી શક્યો.

વખત વીતતો હતો. બહારથી નોકરડીએ બૂમ પાડી કહ્યું:

"શારદા બ્હેન! મા તમને બોલાવે છે."

"માની પૂજા પૂરી થઈ ગઈ?"

"હા થઈ ગઈ છે." કહી તે ચાલી ગઈ.

"તમે માને મળવા જશોને?" શારદાએ રાખાલને પૂછ્યું.

"તું જા, હું પછીથી આવીશ."

"પછી કેમ? ચાલો બન્ને સાથે જઈએ." કહી તે દબાતા હાસ્યનો એક તરંગ તેની નજર સામે વહાવી બારણું ખોલી ઝટપટ ચાલી ગઈ.

રાખાલ આંખો મીંચીને પથારીમાં સુઈ રહ્યો. તેને એમ લાગ્યું કે ઘર જે રસથી અને માધૂર્યથી ભારે થઈ ગયું હતું તે સજીવ માણસના હાથની માફક તેનાં આખાં શરીરે સ્પર્શ કરી રહ્યું હતું. તેને કેટલા ય દિવસનો આ સામાન્ય ઘરનો પરિચય હતો. એનાં રહસ્યનો આજે જાણે અંત જ ન હતો.

તેનું શરીર તેમજ મન આજે શા માટે વ્યાકૂળ થઈ રહ્યું હતું ? શા માટે તરફડતું હતું ? હૃદયનાં મર્મસ્થાનમાં એ કોણ બોલતું હતું ?' એનો અવાજ અસ્પષ્ટપણે સંભળાતો હતો, પણ ભાષા સમજાતી ન હતી. કંઈ કેટલી ય છોકરીઓને તે ઓળખતો હતો; કેટલા ય દિવસ, કેટલા ય આનંદ–ઉત્સવોમાં તેમની સોબતમાં તેણે વાતચીત, હસાહસ અને આનંદ–પ્રમોદમાં ભાગ લીધો હતો ! એ સ્મૃતિઓ અંતરપટથી હજી ભુંસાઈ ન હતી. એજ અંતરને એક ખૂણે તપાસતાં આજ તેને કોઈક બેઠેલું જણાયું. એ શારદા હતી ! એ એકજ સ્ત્રીની વાતોથી તેને અજાયબી ઉત્પન્ન થઈ હતી. એ જીવનનાં અજાણપણમાં એની ગણત્રી શી હતી ? સ્ત્રીનું શું એ પ્રણય સ્વરૂપ હતું ? તેની ત્રીસ વર્ષની વયમાં એ અજાણીએ એને શું આજે જ અનુરાગભર્યાં પ્રથમ દર્શન દીધાં ? એ જયગાનનો અંત ન હતો ? એ કલંકનું ગીત હજી યે પુરૂં નથી કર્યું ?"

પરંતુ ભૂલ ન હતી, એ ભૂલ ન હતી—શારદાની વાતોમાંથી ભૂલ સમજવાનો અવકાશ ન હતો. આવા સુનિશ્ચિત નિઃશંસયથી પોતે આવીને પાસે ઉભી રહી તેને ના કહીને તે શાનાથી શરમાઇને કે કઈ મોટી આશાથી પાછી વાળે ? એમ કરતાં ય મુંઝવણ જાગે છે. સંસ્કાર મુંઝવણ ઉભી કરીને કહે છે : "શારદા વિધવા છે, વળી એક વાર એ બદનામ થયેલી છે. સ્વચ્છંદતાના કલંકનો એના કપાળે કાળો ડાઘ છે. પોતાના મિત્રો–સંબંધીઓમાં તેને પત્ની તરીકે ઓળખાવવાનું ખોટું સાહસ એ કેવી રીતે કરે ? વળી તેને પહેલા દિવસની વાત યાદ આવી. પેલા દવાખાનામાં જવું–મરણાગત સ્ત્રીનો ફીકો પડેલો ચહેરો, એના હોઠ પર કપાળે તથા આંખની પાંપણો પર પડેલી પોતાની ઘેરી છાયા–ગાડીના બંધ દરવાજામાંથી ચળાઇને અંદર આવતું રસ્તા પરનું તેજ–તે બાદ યમ અને મનુષ્ય વચ્ચેનુ યુદ્ધ ! કેટલા દુઃખે એ પ્રાણ પાછો મળ્યો ! એ બધી વાત રાખાલ કેમ કરીને ભૂલે ? શારદાએ બધું તેના જ હાથમાં સમર્પણ કર્યું હતું. એ બધું એ કઈ

રીતે ભૂલે? બંને આંખોનાં અશ્રુજળ લૂછી તે બોલી હતી: "હવે હું તમારી રજા વગર નથી મરવાની દેવતા!"

તે વખતે રાખાલ એનો ઉત્તર આપતા બોલ્યો હતો: "તને હવે હું જીવનસંગીની બનાવીશ, શારદે!"

પેલી દાસી ફરીથી આવીને બોલી:

"રાજુબાબુ, મા તમને બોલાવે છે."

"મને?" ચકિત થઈ રાખાલ બેઠો થઈ ગયો. તેની વિચારોની સુંદર સ્વપ્નદષ્ટિ વીખરાઈ ગઈ. હાથ વડે જોયું તો આંખોનાં આંસુથી ઓશીકાનો ઘણો ભાગ ભીંજાઈ ગયો હતો. ઝટપટ તેને ઊંધું કરી દઈ તે ઉપર ગયો. નવી માની પગરજ લઈ તે તેમની પાસે બેઠો. અત્યાર સુધી ન આવવાની વાત, તેની માંદગીની વાત, એ કશાનો નવી માએ ઉલ્લેખ કર્યો નહિ. ખાલી સ્નેહાર્દ્ર સ્નિગ્ધ સ્વરે તેણે પૂછ્યું: "કેમ સારો છે ને ભાઈ?"

રાખાલે માથું હલાવી ઉત્તર વાળ્યો: "એક બહુ ભારે ગુન્હો થઇ ગયો છે તે તમારે માફ કરવો પડશે. થોડાક દહાડા તાવ આવ્યો હતો, જેની તમને ખબર ન કરી શક્યો."

નવી મા કશોય ઉત્તર દીધા વિના શાંત બેસી રહી. રાખાલ બોલવા લાગ્યો:

"પણ મેં એ જાણી બુઝીને નથી કર્યું. તમને ખોટું લગાડવા માટે પણ મેં એમ નથી કર્યું. પણ મા, એક વાત યાદ આવે છે. એક દહાડો મેં તમને જેટલા પજવ્યા છે તેટલાં રેણુએ પણ નથી પજવ્યાં. ત્યાર પછી ઓચિંતીજ એક દહાડો પૃથ્વી પલટાઈ ગઈ—સંસારમાં જે ભયાનક તોફાન જાગ્યું હતું તેનો ત્યારે જ જાણે અંત આવ્યો! મંદિરમાં દેવની સામે જઈને રડતાં રડતાં હું બોલ્યો: 'હે ગોવિંદ, હવે તો નથી વેઠાતું પ્રભુ! મારી માને પાછી મોકલી આપો!' મારી પ્રાર્થના આટલે દહાડે પણ ભગવાને મંજુર કરી છે.

મારી એ માનું હું અપમાન કરીશ એવી વાતનો તમે વિચાર પણ કેમ લાવી શકો છો?"

"તો પછી ક્યા અભિમાનને લીધે તેં મને ખબર ન કરી? દરવાનને મોકલી તપાસ કરાવી ત્યારે પણ તેં કરવા જેવું કશું બાકી ન્હોતું રાખ્યું." નવી માએ આ વેળા ધીરેથી ટકોર કરી.

"એ ભૂલ જ થઇ, નહિં તો મને એવી આદત નથી. દુ:ખના વખતમાં મારૂં આ ત્રણ લોકમાં કોઈ ઠેકાણે કોઈ છે એમ મને યાદ નથી આવતું." રાખાલ નિસાસો નાખીને બોલ્યો.

નવી માએ ઉત્તર વાળ્યો નહિ. તે તેનો હાથ ઝાલી કેવળ તેને વધારે પાસે ખેંચી ગંભીર સ્નેહભાવે તેની પીઠ પર હાથ ફેરવવા લાગી.

શારદા ઓથે છુપાઇને બધું સાંભળતી હોય એમ લાગતું હતું. તે સામે આવીને હવે બોલી: "દેવતાને જમવાનું કહેજો મા! ઘેર જઈને એમને પોતાને હાથે રાંધવું પડશે."

"હું શી રીતે કહું શારદા? તું પોતેજ કહેને બ્હેન!" કહી સવિતા રાખાલને ઉદ્દેશી સસ્મીત હાસ્યે બોલી: "રાજુ, એ તો એણે મને પહેલેથી જ કહ્યું હતું. જાણે કે તું પોતે રાંધે છે તે એ સહન કરી શકતી નથી—એની છાતીએ લાગે છે. એને તેં એક દહાડો મરતી બચાવેલી એ વાત એ કોઈ દહાડો ય ભૂલતી નથી."

રાખાલ માનાં આ શબ્દોથી ક્ષણભર લજ્જાથી રંગાઇ ગયો.

"આવી સ્ત્રીને એનો ધણી કેવી રીતે તજીને ચાલ્યો ગયો તેનો જ મને તો વિચાર આવ્યા કરે છે, મા! વિધાતાએ એનાં નસીબમાં કેવા અઘટિત લેખ લખી નાખ્યા!" એટલું બોલતા તેણે ફરી વાર એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો.

"અત્યારે—આ સંજોગોમાં તમે એમને હવે જલ્દીથી લગ્ન કરી નાખવાનું કહી દયો મા! તમારી આજ્ઞાને એ કોઈ દહાડો ય નહિ ઉથાપે." શારદાએ દાવ જોઈ આબાદ સોકટી મારી.

સવિતા એ સંબંધમાં કંઈક બોલવા જતી હતી, પણ રાખાલ તેને બોલતી અટકાવી પોતેજ શારદાને સંબોધી બોલી ઉઠયો:

"તું તો મને બેચાર દહાડા થયા જુએ છે પણ એમણે તો મને છેક નાનેથી ઉછેર્યો છે. એ મને બરાબર ઓળખે છે. એ સારી રીતે જાણે છે કે આને ઘરબાર નથી, સગા-સંબંધી નથી, કમાવાની તાકાત પણ નથી. એ દમ વગરનો છે. કોઇ રીતે છોકરાં ભણાવીને પોતાને બે ટંક ખાવા જેટલું મેળવે છે. એને કોઈની દીકરી દેવડાવવી એટલે એ છોકરીનો ભોગ જ આપવા જેવું કહેવાય. એટલે એવી ખોટી આજ્ઞા મારી મા કોઈ દહાડો મને કરે જ નહિ ને!"

"અને જો કરે તો?" શારદા બોલી.

"તો પછી માથે ચઢાવ્યા વગર છૂટકોજ નહિ."

વાત બહુજ સુંદર જામી હતી, ત્યા વચ્ચે મહારાજ આવીને કહી ગયો કે જમવાનું તૈયાર થઈ ગયું છે. રાખાલ સમજી ગયો કે શારદા એટલા માટેજ ઉપર આવી હતી. સહુ નીચે ગયા. કામની-અત્યંત અગત્યની વાત એટલેથી જ અધુરી રહી ગઈ.

ઘણે દહાડે સવિતા રાખાલને જમાડવા બેઠી.

"રાજુ, તારક જ્યાં નોકરી કરે છે તે ગામ તો દામોદર નદીના કાંઠા પર છે ને? મને થાય છે કે થોડાક દિવસ ત્યાં જઈને રહું! મેં ત્યાં જવાનું લગભગ નકકી કરી દીધું છે." સવિતા બોલી.

"એણે આવવાને કાગળ લખ્યો છે?"

"ના, કાગળ તો નથી, પણ બેએકની દિવસની રજા લઈને એ પોતે અહિં રહેવા આવ્યો હતો. બહુ સારો છોકરો છે. જેટલો વિનયી છે તેટલો વિદ્વાન છે. આગળ ઉપર એ ઝળકી ઉઠશે."

"તારક કલકત્તામાં આવ્યો હતો? મને તો એની ખબરે નથી." રાખાલે અજાયબીથી ઉંચે જોઈ પ્રશ્ન કર્યો.

"કોણ જાણે તો કદાચ તને મળવાનો એને વખત નહિ મળ્યો હોય. માત્ર બે દિવસની જ રજ.ને?" સવિતા બોલી.

રાખાલ બીજું કાંઇ બોલ્યો નહિ. માથું નીચે રાખીને કોળીયા ભરવા લાગ્યો. તેને યાદ આવ્યું કે માંદગીને આગલે દિવસે તેણે તારકને એક કાગળ લખ્યો હતો. તેમાં તેણે પોતાનું શરીર હમણાં હમણાં જરાક નરમ–ગરમ રહ્યાં કરે છે એમ જણાવ્યું હતું. તેનો પણ વિચાર હતો કે થોડાક દિવસની રજા લઈ ગામડામાં એ મિત્રને ત્યાં રહી આવવું, પણ એનાં એ કાગળનો હજી સુધી એને કંઇ જવાબ મળ્યો ન હતો.

ત્યાં એકાએક નવી માના ત્યાં જવાના આ નિર્ણયે તે ખરેખર આશ્ચર્ય પામ્યો !

F I

## ૧૩

તે દિવસે રાતના ભોજનકાર્ય આટોપાઈ ગયા પછી ઘેર જવાને વખતે શારદા રાખાલની સાથે સાથે નીચે ઉતરી આવી હતી, અને અત્યંત આગ્રહ કરીને તે બોલી હતી: "તમને એક દહાડો જાતે રાંધીને જમાડવાનું મને મન છે. મારી એટલી હોંસ પૂરશોને? મારા હાથનું જમશોને દેવતા?"

"જમીશ...તું કહેશે ત્યારે."

"તો પરમ દિવસે—આ વખતે જ. ગુપચૂપ મારે ત્યાં આવજો ને ચૂપચાપ જમીને ચાલ્યા જજો. આપણા બે સિવાય ત્રીજું કોઈ એ વાત જાણશે નહિ."

"ચૂપચાપ શા માટે? તું મને જમાડે એમાં ખોટું શું છે?" રાખાલે હસતાં હસતાં એનાં હૃદયની છૂપી વાત જાણવા જીજ્ઞાસા બતાવી.

"ખોટું તો જાણે...છાનામાના જમવામાં નથી દેવતા, પણ છાનાછપના જમાડવામાં છે. અને મારા વગર બીજું કોઈ એ જાણે નહિ એ લોભ હું છોડવા માગતી નથી, એટલે જ! બસ...બીજું કંઈજ ખાસ કારણ નહિ." શારદાએ પણ હસીને જવાબ દીધો.

"એમ કે? બીજું કંઈ ખાસ કારણ એમાં કહેવા જેવું નથી એમ જને?" રાખાલે જરા માર્મિક ટકોર કરી.

"જાઓ, તમારા એવા આડાઅવળા સવાલોના જવાબ મારાથી દેવાય તેમ નથી." કહી શારદાએ હસીને મોં ફેરવી લીધું.

રાખાલની હૃદયવીણાના તારે તાર ઝણઝણી ઉઠ્યા.

"ઠીક, એમ થશે. પરમ દિવસે આવીશ." કહી રાખાલ ઝડપી પગલે બહાર નિકળી ગયો.

એ પરમ દિવસ આજે આવી ગયો છે. રાત બહુ વીતી નથી. બહુ તો આઠ વાગ્યા હશે. બધાં કામમાં ગુંથાઈ ગયા છે. રાખાલને બનતા સુધી કોઈએ આવતો દીઠો નહિ. રાંધવાનું કામકાજ પૂરૂં કરીને શારદા શાંતિથી એની રાહ જોતી બેઠી હતી. રાખાલને આવતો જોતાં ઝડપથી ઉઠીને તેને આદરપૂર્વક બિછાના પર બેસાડ્યો.

"મને થયું કે કદાચ તમને આવતા બહુ મોડું થશે–કદાચ તમે આવવાનું ભૂલી પણ જાઓ!" શારદા બોલી.

"ઉંહું...ભૂલી જાઉં એવો તને વિચાર સરખોય ન્હોતો આવ્યો. એ તો તારી જુદી વાત છે."

"હા, એ મારી જુદી વાત જ છે. તમે ભૂલી જશો એમ મેં ધાર્યું જ ન હતું. લ્યો ચાલો, હવે જમવાનું પીરસુંને?" શારદા હસીને માથું હલાવી બોલી.

"હા હા...ચાલો..."

બધું આગળથી તૈયાર જ હતું. આસન ગોઠવી તેણે રાખાલને બેસાડી બધું પીરસી દીધું. ઘણી ઓછી વાનીઓ હતી. વધુ પડતું કાંઇ જ ન હતું.

"બસ, આવું જ મેં ધાર્યું હતું શારદા! પણ આશા ન હતી. મેં ધારેલું કે બીજા પાંચ જણની મદદ જેટલી મહેનત બતાવવાની ધમાલ તું નહિં જ કરે. કોણ જાણે કેટલી યે વાનીઓ ફેંકી દેવી પડશે, પણ તેં એવું કંઈ કર્યું નથી." રાખાલ ખુશી થઈને બોલ્યો.

"વાનીઓ તો મારી નથી દેવતા, તમારી જ છે, એટલે વધારે પડતું કરવાની બ્હીક ન હતી: કદાચ કરત પણ ખરી–ને ફેંકી યે દેવી પડત!"

"એમ તો તું બહુ સમજુ છે."

"સમજુ તો છુંજ, નહિ તો તમે એમ જ ધારોને કે આ સ્ત્રી બહુ ખોટું કરે છે. લીધું તે આપતી નથી, ને પાછી પારકે પૈસે આટલો રૂવાબ કરે છે!" રાખાલ હસી પડયો ને બોલ્યો.

"પૈસા–ટકાની લેણુ–દેણુનો હક્ક મેં છોડી દીધો છે શારદા! હવે તારે કંઈ પણ પાછું આપવાની જરૂર નથી. એનો વિચાર સરખો પણ નહિં કરતી. મારા નકલ કરવા આપેલા કાગળ જ મને પાછા આપી દે, કે લઈ જાઉં."

"એટલે પછી હિસાબ ચુકતે થઈ ગયો એમ જ ને? એ પછી તમને પણ પૈસા નહિં મળે ને મને પણ નહિં. પૈસા વગર કદાચ મરી જતી હોઉં તોપણ નહિં. કેમ એમજ ને?" શારદા કૃત્રિમ ગાંભીર્યથી મોં ગંભાર કરી બોલી.

"તું તો બહુ ખરાબ છે શારદા! જીવન તારા જેવી ચતુર રમણીને કેમ છોડી ગયો તેનો જ મને તો હજુ પણ ફરી ફરીને વિચાર આવ્યા કરે છે. ખરેખર! એ તને પારખી તો ન્હોતો જ શકયો!"

"એમાં એ કે કોઈ શું કરે? મારે મને તો એ મને ન પારખનાર ને તમારા જેવા પારખનાર બધાંય સરખા જ છે! હશે. નસીબમાં જ એવું લખ્યું હોય તે કંઈ મીટે!" શારદા હતાશ હૈયે બોલી: "ધણી નહિં, જે ભોળવીને લાવ્યો તે નહિં, અને જે મૃત્યુનાં મોંમાંથી છોડવી લાવ્યા તે પણ નહિં. કોણ જાણે કેમ હું કેવી કમનસીબ છું તે કોઈ પારખી જ નથી શકતું!"

શારદા જરાક વાર થોભી ગઈ અને પાછી બોલી: "મારા ધણીની વાત જવા દઉં ને જીવનબાબુની વાત કરૂં. ખરેખર એ પણ મને પારખી શકયા નહિ. સાચું પુછો તો એમનામાં એટલી અક્કલ જ ન હતી."

"અને અક્કલ હોત તો તેણે શું કરવું જોઈતું હતું વારૂ?" રાખાલ કુતૂહલવશ થઈને બોલી ઉઠયો.

"ન્હાસી ન્હોતું જતું. એમણે કહેવું જોઈતું હતું કે હવે મારાથી સહન નથી થતું શારદા! હવે તું આ ભાર તારે માથે સંભાળી લે."

"વારુ, ને કદાચ એમ કહ્યું હોત તો?"

"તો શું? લેત વળી. તમે એમ ધારતા હશો કે ભાર ફક્ત પુરુષો જ લઈ શકે છે; સ્ત્રીઓ ન લઈ શકે? પણ હું એ ઉચકનારને અવશ્ય એક વાર બતાવી દેત કે સંસારનો ભાર સ્ત્રીઓ પણ ધારે તો કેવી રીતે માથે લઈ શકે છે!" એ સગર્વ બોલી.

"જો એટલું બધું આવડતું હતું, એટલી બધી હિંમત હતી, તો પછી મરવા ગઈ શું કરવા?"

"તમે એમ માનો છો, કે હું એક અનાથ લાચાર અબળા છું એટલે મરવાને તૈયાર થઈ? કાં ખરૂંને? જરૂર બધા પુરુષો એમ જ ધારે છે." કહીને તે જ પળે તે હસી પડી. "સાચું પૂછો તો મેં તમને જોવા માટે જ એમ કર્યું હતું. નહિં તો આપણે મળત નહિં—આજે પણ એવા જ અન્યોન્યથી અજાણ્યા હોત!"

રાખાલ કંઈક બોલવા ગયો પણ તે ચૂપ રહ્યો. તે બીજું કશું ભલે ન શીખ્યો હતો, પણ સ્ત્રીઓ પાસે જોઈ વિચારીને બોલવાનું તો જરૂર શીખ્યો હતો.

"દેવતા, તમે પરણતા કેમ નથી? સાચું કહેજો." શારદાએ ફરી પાછી ધીમે રહીને મુદ્દાની વાત છેડી.

"એ વાત જાણવામાં તને શો લાભ છે?" રાખાલ મોંમાંનો કોળીઓ ગળે ઉતારતાં બોલ્યો.

"કોણ જાણે કેમ મને જાણવાનું બહુ મન થાય છે. તે દહાડે પૂછ્યું ત્યારે તમે આમતેમ કરીને વાત ઉડાવી દીધી હતી, પણ આજે અહીં બીજું કોઈ નથી. આજે તો મારે જાણવું જ છે, ને તમારે તે કહેવું જ પડશે."

"શારદા, અમારી સમાજમાં કોઈનાં લગ્ન થાય છે તો કોઈ જાતે કરી લે છે. મને કન્યા દેનાર કોઈ નથી એટલે નથી થતું,

અને હું ગરીબ છું એટલે પોતે જાતે પણ એ સાહસ નથી કરતો. તું જાણે છે શારદા, મારે આ દુનિયામાં મારૂં કહેવા જેવું–મારે માટે આગળ પડીને કંઈ કરે એવું કોઈ નથી." એણે નિશ્વાસ નાખ્યો.

આ સાંભળી શારદા નાખુશ થઈ અને ચીડાઇને બોલી:

"એ તમે સાવ જુઠ્ઠું કહો છો દેવતા! ગરીબ હોય એટલે કાંઈ માણસનું લગ્ન ન થાય? એને શું લગ્ન કરવાનો અધિકાર નથી? ઘરબાર પણ ન માંડે? એ લોકો જગતમાં જેવા જન્મે એવા જ મૃત્યુ પામે? અને તમને પોતાના માને–તમારે માટે અડધી રાતે ધસાઈ છૂટે એવા કોઈ માણસ જ નથી? ના, ના, એમ નથી. સાચું કહો તો તમે પોતે જ બહુ ડરપોક માણસ છો–તમારામાં જરા ય હિંમત જ નથી."

રાખાલ શારદાની આ હીંમત અને ઉત્સાહભરી વાત સાંભળી હસ્યો અને તેની ટીકામાં ડોકી હલાવી સંમત થયો.

"કદાચ તારી વાત સાચી હશે. કદાચ હું જ ખરેખર ડરપોક માણસ હોઈશ! અનિશ્ચિત ભાગ્ય પર વિશ્વાસ રાખીને ઉભો રહેતાં હું જરા ડરૂં છું તો ખરો જ!"

"પરંતુ ભાગ્ય તો હંમેશાં અનિશ્ચિત જ હોય છે! એ તમારી માફક કંઈ લાંબા પહોળા વિચાર કરતું નથી, પણ પોતાને રસ્તે ચાલ્યે જ જાય છે."

"એ તો જાણું છું, પણ હું જે છું તે છું. મારી જાતને–સ્વભાવને–આદતોને તો હું કંઈ હવે બદલી શકવાનો નથી, શારદા."

"કેમ ન બદલી શકાય? બધું બદલી શકાય! તમારી પાસે તમારી પત્ની બનીને જે આવશે તે એ બદલવાનો ભાર લેશે–નહિ તો પછી એ પરણેતર શાની? તમે ગમે એમ બ્હાના બતાવો, દેવતા, પણ તમારે હવે પરણવું તો પડશે જ."

"એમ! પરાણે–અનિચ્છાએ લગ્ન કરવું પડશે?"

શારદા આ વેળા કંઠસ્વરને વધારે ભાર દઈ બોલી:

"હા, હા, કરવું જ પડશે. નહિ તો હું તમને છોડવાની નથી. તમે કહો છો કે તમારૂં કોઈ આગળ પડીને કરનાર માણસ નથી એટલે લગ્ન નથી થતાં. હવે આટલે દહાડે તમારૂં એ માણસ—હું આવી ગઈ છું. ગરીબનું ઘર કેમ ચલાવાય અને જરૂરનું બધું ય શી રીતે આવી મળે એ હું તમારી થઇને જે આવશે એને બરાબર શીખવી દઈશ. નિરાશાવાદીની માફક આકાશ તરફ હાથ જોડીને કેવળ કપાળે હાથ મુકી હાય હાય કરી મરવા માટે કંઈ ભગવાને ગરીબોની દુનિયા નથી બનાવી. સમજ્યાને? આપણામાં યે દીલ છે. દીલમાં દોલતમંદ દુન્યવી દીલોની માફક દયા, માયા ઉત્સાહ ને અભિલાષા છે! અને એ કેમ પાર પાડવી—એને માટે શા શા પુરૂષાર્થભર્યાં સાહસ ખેડવાં, એ વિદ્યા ધીમે ધીમે હું એને ઘેર આવીને શીખવી જઈશ."

શારદાની વાત સાંભળી રાખાલ મનમાં ને મનમાં તેનાં ચાતુર્યને માટે ધન્યવાદ દેતો ખરેખર નવાઈ પામ્યો.

"અને જો તે એ વિદ્યા શીખી ન શકે અગર શીખવા ન માગે તો મારા દુઃખનો ભાર તું લઈ શકે કે શારદા? હું તે વખતે કોની પાસે જઈને ફરીયાદ કરૂં?" રાખાલ બોલ્યો.

શારદા આ વિચિત્ર પ્રશ્ન સાંભળી અવાક્ થઈને રાખાલનાં મોંઢા તરફ કેટલીક ક્ષણો પર્યંત જોતી નિરૂત્તર બેસી રહી.

"કોઈની ય પાસે નહિ. એક સ્ત્રી થઈને જો એ આ વાત નહિ સમજે, પતિના દુઃખમાં સાથ ન આપે, તો તેને ઘરમાં લવાય કે રખાય જ નહિ દેવતા! મને તો તમારા આ અણવિશ્વાસભર્યા સવાલમાં જરા પણ વિશ્વાસ નથી બેસતો." શારદાએ જરા મુઝાઈને જવાબ વાળ્યો.

ફરીથી એકવાર રાખાલ જીભને કાબુમાં રાખી એમ બોલ્યો નહિ કે, 'શારદા, મેં કંઈ ઓછી સ્ત્રીઓને જોઇ નથી. પણ તું એક જ તેમાંની નથી. બધાને નસીબે કંઈ તારા જેવી સાક્ષાત્ શારદા નથી મળતી!'

જવાબ દીધા વગર નિઃશબ્દે રાખાલને જમતો જોઈ શારદાએ ફરીથી પ્રશ્ન કર્યો: "કેમ બોલતા નથી દેવતા? મુંગા કાં બની ગયા?"

આ વેળાએ રાખાલે મોઢું ઉંચું કરી મંદહાસ્ય કરી કહ્યું:

"તારા બધાય સવાલોના જવાબ હમણાં એકદમ એકી સાથે શી રીતે મળે? વિચાર કરતા થોડો વખત તો લાગેને?"

"અલબત્ત વખત તો લાગે, પણ તે કેટલો?"

"એ અત્યારે ને અત્યારે તો તને શી રીતે કહું શારદા? જે દિવસે–જ્યારે મને જવાબ જડશે, ત્યારે તને જરૂર આપીશ."

"એ પણ ઠીક!" કહી શારદા શાંત રહી.

ઓરડીમાં એક જણ ચૂપચાપ જમતું હતું અને એક બીજું તેવી જ રીતે ચૂપચાપ બેઠું હતું. જમવાનું પુરૂં થયું ત્યારે રાખાલ એક ભારે નિસાસાના અવાજથી ચકીત થતાં ઉંચું જોઈ બોલ્યો: "આ શું?"

શારદા સલજ્જ ભાવે મંદમંદ હસીને બોલી: "કશુંય નહિ." જરાવાર રહીને ફરીથી તે બોલી: "કદાચ પરમ દિવસે અમે હરિણપુર જઈશું, દેવતા!"

"પરમ દિવસે! તારકને ત્યાં?"

"હા, કાલે શનિવારે તારકબાબુ રાતની ગાડીએ આવશે અને બીજે દિવસે રવિવારે અમને તેડી જશે."

"જવાનું નક્કી કેવી રીતે કર્યું?"

"એ પોતે જ કાલે અહીં આવ્યા હતા."

"તારક કાલે કલકત્તામાં આવ્યો હતો? તો મને એ મળ્યો ય નહિ?"

"એમને એક દહાડાથી વધારે રજા ન હતી. બપોરે આવ્યા ને સાંજની ગાડીએ પાછા ચાલ્યા ગયા."

વળી જરા વાર રહીને તે પાછી બોલી: "સજ્જન માણસ લાગે છે. વળી બહુ વિદ્વાન પણ છે, નહિ?"

"હા." રાખાલે ટુંકો ટચ જવાબ દીધો.

"એમની માફક તમે વિદ્વાન કેમ નહિ થયા દેવતા?"

" અહિં લખ્યું નહિ, એટલે !" હાથ વડે પોતાનાં કપાળને દેખાડી રાખાલ બોલ્યો.

" એમનામાં કેવળ વિદ્યા જ નથી પણ જેવા દેખાય છે તેવું જ શરીરમાં જોર પણ છે. બજારમાંથી કાલે ઘણી ચીજો ખરીદી લાવ્યા. બહુ ભાર થયેલો—જતી વખતે પોતે ઉંચકીને ગાડીમાં મુકી આવ્યા. તમે એ ન ઉંચકી શકત હોં !"

" ના, હું નજ ઉંચકી શકત. મારાં શરીરમાં જોર નથી. હું તો બહુ દુબળો—પાતળો માણુસ છું." રાખાલે શારદાનાં કથનનો સ્વીકાર કર્યો.

" પણ ત્યારે એય શું નસીબમાં લખાયેલું હશે ? એટલે કે તમે કદાપી કોઈ પ્રકારનો પ્રયત્ન જ નથી કરતા ! તારકબાબુ કહેતા હતા કે જો પ્રયત્ન કરે તો બધું થાય–દુનિયામાં બધું ય મળે તેમ છે."

રાખાલ શારદાની એ વાત સાંભળીને હસી પડ્યો.

" પણ એ પ્રયત્ન શો છે એ તેં એને કેમ ન પૂછ્યું ? એ પૂછ્યું હોત તો મને એનો જવાબ કામ લાગત."

રાખાલનું આવું વિચિત્ર બોલવું સાંભળી શારદા પણ હસી.

" ઠીક, હું પુછી જોઈશ. પણ એ તમારો ખાલી મતભેદ જ છે. ખરૂં જોતાં તમારી વાત સાચી નથી. એનો જવાબ તમને કશા કામમાં આવવાનો નથી. પણ મને લાગે છે કે એમની ઉપર તમને ખોટું લાગ્યું છે—નહિ ?" શારદા બોલી.

" મને તારક પર ખોટું લાગ્યું છે ! તને વળી એ શંકા ક્યાંથી આવી ?" રાખાલે વિસ્મિત થઈને પૂછ્યું.

" કોણ જાણે ક્યાંથી આવી ? પણ મને જે જણાયું છે તે કહું છું."

રાખાલ ચૂપ થઈ ગયો. તેણે એ સંબંધી વધુ વિવાદ કર્યો નહિં.

" એમની ઈચ્છા હવે ગામડામાં રહેવાની નથી. એક નાનકડી જગ્યાએ નાનકડી નિશાળમાં છોકરા ભણાવતાં ભણાવતાં જીંદગી પુરી કરવાનું એમને પસંદ નથી. ત્યાં આગળ આવવાની તક જ ન મળે. ત્યાં શક્તિ સંકુચિત થઈ જાય ! બુદ્ધિ માથું નમાવી રાખે છે, એટલે

એ શહેરમાં આવવા માગે છે. અહિં આગળ આવવું એમને માટે બહુ અઘરૂં નથી."

"આ બધા શબ્દો એના છે કે તારા?" રાખાલે આશ્ચર્ય પામી પ્રશ્ન કર્યો.

"ના, મારા નથી, એમનાજ છે. માને એ કહેતા હતા તે મેં સાંભળેલું."

"એ સાંભળીને નવી-મા શું બોલ્યા?"

"એ જાણીને મા ખુશ થયા. તે બોલ્યા: કે એના જેવા છોકરાને ગામડા ગામમાં પડ્યા રહેવું એ ખોટું છે. એને ત્યાં ન રહેવું પડે એવું એ પોતેજ અવશ્ય કરશે."

"શું કરશે એ?"

"અઘરૂં નથી દેવતા, વિમલબાબુને કહેતાં કશું ય ન થાય તેમ નથી."

આ સાંભળી રાખાલ શારદાનાં મોઢાં તરફ જોઈ રહ્યો. અર્થાત્ તે એમ પ્રશ્ન કરવા માગતો હતો કે એનો અર્થ શો?

શારદા સમજી કે હજુ રાખાલ કશુંજ જાણતો ન હતો.

"જમી રહ્યાં? હાથ ધોઈને જરા બેસો એટલે હું તમને બધું કહું છું." શારદા બોલી.

થોડીક ક્ષણો પછી હાથ-મોં ધોઇને રાખાલ બિછાના પર બેઠો. શારદાએ તેને પાણી અને પાનસોપારી આપ્યાં. ત્યાર પછી નજીકમાં જમીન પર બેસીને તે બોલી: "રમણીબાબુ ચાલ્યા ગયા છે તે તો તમે જાણો છો ને?"

"ચાલ્યા ગયા? નારે, હું તો કંઈજ જાણતો નથી. ક્યારે ગયા? ક્યાં ગયા?"

"અમે રેણુની તબિયત જોવા ત્યાં આવ્યા હતા, તે દિવસના ગયા. પણ ક્યાં ગયા છે એની તો એમને ય ખબર નથી; પરંતુ હવે અહિં મુદ્દલ આવતા-જતાં નથી. જોકે હવે આ ભાર ઉંચકવાની તેમનામાં તાકાત પણ ન હતી, પણ ખોટા ઢોંગ કરીને ચાલ્યા ગયા. આટલા હલકટવેડા

બતાવીને તો મારી પાસેથી જીવનબાબુ પણ નથી ગયા." કહી શારદાએ તે દિવસથી આજ સુધીનો પરાપૂર્વનો બધો ઈતિહાસ વિસ્તારપૂર્વક રાખાલને કહી સંભળાવ્યો. "એ બનવાનું તો હતું જ પણ તમે કારણરૂપ બન્યા. રેણુની માંદગી વખતે બીજાને નામે તમે પૈસા લેવા આવ્યા અને તે ન મળતાં ભૂખ્યા ચાલ્યા ગયા. એથી માને સખ્ત ખોટું લાગ્યું. ને તે હજી ભુલી શકતા નથી. તમારા ગયા પછી જ્યારે મેં એમને પૈસા સંબંધીનાં કારણની તમે કહેલી વાત એમને જણાવી ત્યારે કોણ જાણે કેમ એમને બેચેની જેવું જણાવા લાગ્યું. પછી તો બીજે દિવસે એઓ મને બોલાવીને કહે: 'શારદા, રાજુને મળવાની મારે આજે ખાસ જરૂર છે, કોઈ રીતે ચાલે એમ નથી. તું મારી સાથે ચાલ.' અને માનું જે કંઈ હતું તે પોટલીમાં બાંધી સંતાડીને અમે તમારે ત્યાં આવ્યા. ત્યાંથી વ્રજબાબુને ત્યાં ગયા, પણ બધું ખાલી શૂન્યકાર! ઘર ભાડે આપવાની નોટીસ બારણે લટકતી હતી. કશું જાણી શક્યા નહિ. એટલું સમજાયું કે તેની છોકરી કોઈ અજાણ્યા ઘરમાં પીડાતી હતી. એને દવા આપવા માટે પૈસા ન હતા. ચાકરી કરવા માણસ ન હતું. કદાચ બચે પણ ખરી, ન પણ બચે! પણ ત્યાં જવાનો ઉપાય ન હતો. એ નવીન માર્ગ પરના નિશાન પણ સમૂળગા ભુંસાઈ ગયા હતા!

માને લઈને હું પાછી આવી, ત્યારે બહારના ખંડમાં ખાણી-પીણી, નાચગાન ને મોજમજાહની મિજલસ ચાલતી હતી. કશું કરવા જેવું ન હતું. ખાલી પથારીમાં પડયાં પડયાં માની બે આંખોમાંથી અસ્ખલિત પ્રવાહે આંસુ વહેતાં હતાં. હું ઓશીકે બેસીને ગુપચૂપ માથા પર ફક્ત હાથ ફેરવવા લાગી. એ સિવાય શાન્તવના આપવાનો મારે માટે બીજો રસ્તો પણ શો હતો?

તે દિવસે વિમલબાબુ એક સામાન્ય આમંત્રિત ગૃહસ્થ તરીકે હતા, અને એમના સન્માન માટે એ બધો જલસો ગોઠવાયો હતો. રમણીબાબુ અંદર માને તેડવા આવ્યા. કહે કે: 'બહાર ચાલો.' મા

કહે 'ના, મારૂં શરીર ઠીક નથી.' તે બોલ્યા કે 'વિમલબાબુ તો કરોડપતિ–પૈસાદાર છે. એ મારા શેઠ છે. એ જાતે અહિં મળવા આવશે.' ત્યારે મા કહે: 'ના, એમ નહિ બને.' આવા મહેમાનનું આથી કેટલું ભારે અપમાન થાય એ મા ન્હોતા જાણતા એમ ન હતું. પણ ચિંતા, દુ:ખ અને મનમાં આવતા છુપા ધિક્કારથી એમનાથી એમને મોં દેખાડવું બને તેમ ન હતું. તે છતાંય મોં દેખાડવું પડ્યું. વિમલબાબુ પોતે જ ત્યાં આવી પહોંચ્યાં. પ્રશાંત, સૌમ્યમૂર્તિ સમા ધીરે ધીરે વાતો કરે. એ કહે: 'રજા વગર અંદર આવવાનો ગુન્હો થાય છે, પણ જતાં પહેલાં આવ્યા વગર ચાલે તેમ ન હતું. કેમ છો?' મા કહે: 'ઠીક છું.' વિમલબાબુ કહે: 'એ રોષમાં કહો છો, ખરેખાત તમે સારા નથી. પણ કેટલાક વખત પહેલાં તમારો ફોટો દીઠેલો તેમાંનાં શરીર કરતાં આજે બહુ ફેર જણાય છે. જાણે કેટલો ય બધો ફેર પડી ગયો છે! એ ન ચાલે. શરીરને તો તમારે સુધારવું જ પડશે. એક વાર સીંગાપુર આવશો? હું ત્યાં રહું છું–દરિયાની નજીક જ મારૂં એક ઘર છે. હવા પણ ઓછી નથી, અજવાળું પણ પુષ્કળ છે. શરીર પાછું હતું એવું થઈ જશે. ચાલો.'

માએ ફક્ત જવાબ દીધો: "ના, હમણા તો નહિ અવાય."

"નહિં કેમ? મારી એટની વિનંતિ નહિ માનો?" વિમલબાબુએ આગ્રહ કરીને પૂછ્યું.

મા ચૂપ રહ્યા. જવાય તેમ ન હતું. છોકરી માંદી હતી. ધણી ઘર વગરનો હતો.

તે દિવસે રમણીબાબુએ પુષ્કળ દારૂ પીધો હોવાથી એમની અક્કલ ઠેકાણે ન હતી. તે ચીડાઈને ગરજી ઉઠ્યા: 'તારે જવું જ પડશે. હું હુકમ કરૂં છું કે તારે જવું પડશે!'

"ના, હું નહિ જાઉં?" માએ કહ્યું.

ત્યાર પછી અપમાનજનક ને ઉગ્ર બોલાચાલી શરૂ થઈ. એ કેટલી ખરાબ હતી તે મારાથી બોલી શકાય તેમ નથી. ગુસ્સામાં ને

ગુસ્સામાં વાવંટોળની પેઠે આમથી તેમથી જે કંઈ નાસેરી જેવું જડ્યું—
—મોઢામાં આવ્યું તે એમણે કહી નાખ્યું અને મા એ માણસની બૈરી
નહિ પણ છૂપી રખાત હતી એ વાત ઉઘાડી થઈ જતાં વાર લાગી
નહિ. જાણે સતીના વેશમાં ઢોંગ કરીને એક ગણિકા રહેતી હતી! તે
વખતે હું એક બાજુએ ઉભી ઉભી મારી પોતાની વાતનો વિચાર કરી
કહેતી હતી કે: "હે પૃથ્વીમાતા, મને માર્ગ દે! સ્ત્રી જાતિની આટલી ભયંકર
દુર્ગતીનાં કારણો તારા વિના બીજું કોણ જાણે છે?"

રાખાલ અત્યાર સુધી શારદાનાં મુખ તરફ એકી ટશે જોયા કરતો
હતો. તેણે ક્ષણ વારને માટે આંખો નીચે ઢાળી દીધી. શારદાએ અધુરી
વાત આગળ કહેવા માંડી:

"મા સ્તબ્ધ થઇને બેસી રહ્યા. જાણે પત્થરની પ્રતિમૂર્તિ!
પણ પીધેલ રમણીબાબુ ચીડાઈ ઉઠ્યા. કહે: 'જઇશ કે નહિ? બેઠી
બેઠી વિચાર શા કરે છે?"

માનો અવાજ પહેલાં કરતાં ય વધારે મૃદુ થઇ ગયો. તે બોલ્યાઃ
'શા વિચાર કરૂં છું તે જાણો છો? બાર વરસ મેં તમારી સાથે કેવી
રીતે કાઢ્યાં તેનો વિચાર કરૂં છું. ઉંઘમાંથી એકાએક ઝબ્કી ઉઠી ને
જાણે આ બધું એક સ્વપ્ન સમું દીઠું. પણ એ સ્વપ્ન–સૃષ્ટિ હવે નથી.
હવે મારી ઉંઘ સદંતર સદાને માટે ઉડી ગઇ છે. મારી ભ્રમણા
ભાંગી ગઈ છે. હવે તમે આજથી કદાપી ફરી આ ઘરમાં આવશો નહિં.
હું ઇચ્છું છું કે જાણે હવે પછી આપણે એક બીજાનું મોં ફરી વાર
ન જોઈએ!" એટલું કહેતા માનું શરીર જાણે ઘૃણાથી કંપી ઉઠ્યું.

રમણીબાબુ આ સાંભળી પાગલ જેવા થઈ ગયા. ફરીથી ગુસ્સે
થઈ તેમણે ક્રોધપૂર્વક કહ્યું:

"આ ઘર કોનું છે? મારૂં છે. મેં તને કંઈ જીંદગીભરને માટે
આપી દીધું નથી."

"તમે નથી આપ્યું તે જ સારૂં છે. અલબત્ત આ ઘર મારૂં નથી–તમારૂં જ છે. અને કાલે જ હું એ છોડીને ચાલી જઈશ." માએ જવાબ વાળ્યો.

પણ આ જવાબની રમણીબાબુએ આશા ન્હોતી રાખી. તે એકદમ માનાં મોં તરફ જોઈ ઘડીભરને માટે તો અજબ થઈ ગયા. એમણે એમના આ એકાએક ગંભીર નિર્ણયથી ડરીને જુદી જુદી રીતે એમને પાછા સમજાવવા માંડયું કે: 'આ તો ખાલી ગુસ્સાની વાત હતી, એનો કશો ખાસ અર્થ ન હતો.'

પણ મા બોલ્યા: "મારે મને એનો અર્થ તો ઘણો–જોઈએ એટલો છે. બસ...આપણો સંબંધ આજથી પુરો થાય છે. એ હવે પાછો સંધાવાનો નથી."

મોડી રાત થઈ ગઈ હોવાથી રમણીબાબુ પણ પછી ચાલ્યા ગયા. જે ઉત્સવ સવારમાં આટલી ધામધુમના આનંદથી શરૂ થયો હતો તે આવી રીતે આંસુભર્યા આઘાતથી પૂરો થશે એમ કોણે ધારેલું?"

"પછી?" રાખાલે જિજ્ઞાસાપૂર્વક પૂછયું.

"આ તો બધી સાધારણ વાત થઈ. પણ તે પછી બહુ ભારે બનાવો બની ગયા. વિમલબાબુની વિનંતિ બહારથી તે દિવસે બહુ ભયંકર બની ગઈ પણ અંદરથી તે એક બીજી રીતે પ્રકાશ પામી. માનાં અપમાનથી તેમને ખૂબ લાગી આવ્યું. એ તો પારકા હતા. પણ એ બનાવ પછી તે હિતચિંતક સંબંધી જેવા થઈ ગયા. આજે અમારે તેમના જેવો કોઇ સંબંધી નથી. રમણીબાબુને તેમના પૈસા ચૂકવી આપી તેમણે ઘર ખરીદી લઇને માને નામે ચઢાવી દીધું. નહિ તો આજે અમારે કોણ જાણે ક્યાં જવું પડત."

પણ આ વાત રાખાલને ખુશી કરી શકી નહિ તેનું અંતર જાણે અંદરથી બળી ગયું.

"વિમલબાબુ પાસે ઘણા પૈસા છે, એટલે તે આપી શકે. નહિ તો તેની પાસે બીજું કશું ય નથી. પણ નવી–માએ એ લીધું–કબુલ

રાખ્યું કેવી રીતે? બીજા પાસે દાન લેવાનો એમનો સ્વભાવ જ નથી." રાખાલ શંકીત હૃદયે બોલ્યો.

"પણ હવે કદાચ એ પારકા નથી. લીધા કરતાં ન લીધા હોત તો કદાચ વધારે ખોટું થાત." શારદા બોલી.

"એ રીતે સમજીએ તો તો સારું, પણ મને એ ગળે ઉતરતું નથી." કહીને રાખાલ ફરીથી જોર કરીને હસતો હસતો ઉભો થઈ ગયો.

"મોડી રાત થઇ ગઇ છે શારદા! હવે હું જાઉં? હવે તો તું પાછી આવીશ ત્યારે કદાચ ભેગાં થઇશું." રાખાલે જતાં જતાં કહ્યું.

શારદા વિજળીને વેગે ઉભા થઈ તેના જવાના રસ્તા વચ્ચે આડી ઉભી રહી.

"ના, એવી રીતે એકદમ ચાલ્યા જવા દેવાની નથી."

"એકદમ કોને કહે છે? કેટલી રાત ગઈ છે તે કંઈ ખબર છે? હજુય ન જાઉં?"

"ખુશીથી જાઓ, પણ માને એક વાર મળીને...પછી..."

"મારે એમનું અત્યારે હવે શું કામ છે? એમને મળવાની આપણે કંઈ શરત પણ ન હતી. ચૂપચૂપ અહિં આવીને તેવી જ ચૂપકીદીથી ચાલ્યા જવાનું જ તેં મને કહેલું ને?

"ના, એ બધી તમારા શબ્દોની સફાઈ હું હવે નહિ માનું. મળવાની જરૂર નથી એમ કહો છો? માને પોતાને કદાચ નહિ, તો તમને પણ નથી?"

"મને જે જરૂર હતી તે તો મનમાં જ રહી ગઈ–એ કયારેય હવે જણાવાની નથી. બહારની ય જરૂર જણાતી નથી."

રાખાલ દબાવવાના બહુ બહુ પ્રયત્ન કરવા છતાં ય ભીત્તરની ગુપ્ત વેદનાને દબાવી શકયો નહિ. તેનો અવાજ ભારે થઈ ગયો. તેના મોં તરફ આંખો માંડી શારદા ઘણી વાર સુધી ચૂપ થઈ જોઈ રહી.

એની અંતરની ગુંચ ઉકેલવા એણે એના મુખભાવ ઉપરથી થોડા ઘણા પ્રયાસ કર્યા. ત્યાર બાદ ધીરે ધીરે તે બોલી:

"આજે એક વિનંતિ કરું છું, દેવતા! ક્ષુદ્રતા કે ઈર્ષા ગમે ત્યાં હો ત્યાં જ ભલે રહે, પણ તમારાં મનમાં જાણે એ ન પ્રવેશે. દેવતા કહીને બોલાવું છું તો હંમેશાં હું દેવતા તરીકે જ માની બેસીશ. તમે મા પાસે ચાલો. તમે ના કહેશો તો એ નહિ જાય."

"હું ના કહીશ તો એ નહિ જાય, એટલે?"

"એટલે શું તે તો મેં પણ પૂછ્યું હતું. ત્યારે મા કહે: 'છોકરો મોટો થાય ત્યારે માબાપે તેને મિત્ર સરખો ગણી તેનો અભિપ્રાય પુછવો જોઇએ. મને ખાત્રી છે કે રાજુ વાંધો નહિ જ કાઢે, છતાં પણ જો એ રજા નહિ આપે તો મારાથી નહિ જવાય."

આ શબ્દો સાંભળતાં રાખાલ નિરૂત્તર બની સ્તબ્ધ થઈ ગયો. તેનાં અંતરમાં જે આગ સળગી ઉઠી હતી તે ઠરવા માગતી ન હતી. તે છતાંય તેની બન્ને આંખો અશ્રુથી સજળ થઈ ગઈ.

"એમની પાસે સહજ રીતે જઈ શકાય એટલી શક્તિ આજે મારામાં નથી લાગતી. પણ એમને કહેજે કે કાલે હું ચરણરજ લેવા આવીશ." કહી તે જવાબની રાહ જોયા વિના સપાટાબંધ બહાર ચાલ્યો ગયો.

આશાભરી શારદા! દીઙ્મુઢ બની ભીની આંખે એને જતો જોઈ રહી!

૧૪

**તા**રક તેડવાને આવ્યો હતો. આજે—શનિવારની રાતે અહિં રહીને તે કાલે બપોરની ગાડીએ નવી માને લઈને જનાર હતો. સાથે એ કામ કરનારીઓ અને શારદા પણ જવાના હતા. હરિણપુરનું પોતાનું મકાન તારક બને તેટલું વ્યવસ્થિત કરીને આવ્યો હતો. ગામડામાં શહેર જેવી બધી સગવડો તો ન જ મળી શકે છતાં ય આમંત્રિત મહેમાનને અગવડ ન પડે, તેમની એકધારી જીવનયાત્રામાં કોઈ પ્રકારનો વાંધો ન નડે, તેનું તેણે ખાસ ધ્યાન રાખ્યું હતું. જતાં પહેલાં વારંવાર એ બાબતમાં ચર્ચા પણ થઈ હતી. નવી મા જ્યારે જ્યારે કહેતી કે ભાઈ હું તો ગૃહસ્થ ઘરની સ્ત્રી છું, ગામડા-ગામમાં જન્મી છું, મારે માટે તારે કોઈ જાતની ફીકર–ચિંતા કરવી નહિ, ત્યારે તારક તેટલી જ શંકા દર્શાવીને કહેતો: "મને વિશ્વાસ નથી બેસતો મા, બીજા દસ સાધારણ માણસો જે અગવડ વેઠી શકે તે તમે પણ વેઠો ખરાં પણ મને ભય રહે છે કે તમે મોઢેથી કશું બોલો નહિ પરંતુ અંદરથી મુઝાઇ જાવ અને પરિણામે શરીર જરૂર બગડે."

"નહિ બગડે તારક, હું તો સાજી જ રહેવાની છું."

"તો તો ઘણું સારું! પણ જો શરીર બગડયું તો તમને માફ કરવાનો નથી એ અત્યારથી કહી દઉં છું."

"ઠીક. તું જોજે ત્યારે. હું ત્યાંથી જાડી થઈને પાછી આવીશ." નવી મા હસીને બોલી.

આમ છતાં ય ગામડામાં કેટલી નાની નાની અગવડો પડે છે તેનો તારકને ખ્યાલ આવ્યો. બને તેટલી સરસ જાતજાતની ખાદ્ય-સામગ્રીઓ લઈને તેણે ભેગી કરી રાખી હતી. પણ એ બધું ખાવાનું જ હતું. એ મોટી બત્તીઓની જરૂર હતી. રાત્રે આંગણામાં હરતાં-ફરતાં જરા ય અંધારૂં ન રહેવું જોઈએ. એક સારા ફિલ્ટરની જરૂર હતી. જમવાનાં વાસણો પણ બદલવાની જરૂર હતી. બારીને પડદા લટકાવી રાખ્યા હતા પણ થોડાક નવા લેવાની જરૂર હતી. નવી મા ચહા પીતા ન હતા એ ખરૂં, પણ કોઈ દહાડો એમને ઇચ્છા થાય પણ ખરી! તો એ ડાઘાવાળાં, ભાંગ્યાતૂટયાં વાસણો કામના શાં? ગામડામાં સારો ધૂપ પણ ન મળે એટલે તે લીધા વગર પણ ચાલે તેમ ન હતું. આવી કેટલી ય જરૂરી તેમ જ બીનજરૂરી નાની મોટી ચીજોને ભેગી કરવા તે બજારમાં ચાલ્યો ગયો હતો, ત્યાંથી હજુ પાછો ફર્યો ન હતો.

બીસ્તરા-પોટલાઓની બાંધછોડ હજુ ચાલતી હતી. કોઈ કામ કાલને માટે બાકી રાખવાને શારદા ઇચ્છતી ન હતી. વિમલબાબુ દરરોજ આવતા તેમ આજે પણ મળવાને આવ્યા.

"નવી, ત્યાં ક્યાં સુધી રહેશો?" વિમલબાબુએ આવતાની સાથે જ સવિતાને સવાલ કર્યો.

"તમે કહો તેટલા દિવસ! તેથી એક દિવસ પણ વધારે નહિ." સવિતાએ હસીને ઉત્તર આપ્યો.

"નવી, તમારી વાત જો કોઈ સાંભળશે તો નાહક અર્થનો અનર્થ કરશે."

"તો નવી વહુને નવું કલંક લાગશે એની તમને બીક લાગે છે એમને?" કહી સવિતા ફરી ખડખડાટ હસી પડી.

વિમલબાબુ પણ એની સાથે હસી પડયા ને બોલ્યા:

"બીક તો છે જ, પણ હું એમ થવા કેમ દઈશ?"

"થવા ન દો તે તો જાણું છું અને તેની મને ખાત્રી છે. આટલા દિવસ સુધી પોતાના ખ્યાલ અને અક્કલ ઉપર ચાલી જોયું. હવે થાય છે કે એ છોડવું જોઇએ. એનાં પરિણામમાં શું મળ્યું. અને ક્યાં જઈને ઉભી છું તે અત્યારે અનુભવું છું."

સવિતાના આ શબ્દો સાંભળતા વિમલબાબુ ચૂપ થઈ ગયા.

"તમે એમ વિચાર કરતા હશો કે આવી સલાહ કોણે આપી? પણ એ કોઈએ નથી આપી." સવિતા બોલવા લાગી: "તે દિવસે તમે ચાલ્યા ગયા. વરંડામાં ઉભી રહીને જોયું તો રસ્તાના વાળાંકમાં તમારી ગાડી દેખાતી બંધ થઈ. આંખનું કામ પુરૂ થયું પણ મને તમારો પીછો પકડયો. સાથે સાથે તે ક્યાં સુધી ગયું તેનો પત્તો જ નથી. એકાએક એક વાર મારૂં મન શું બોલી ઉઠયું તે જાણો છો? મને કહેવા લાગ્યું: "યૌવન ગયું છે. હવે એ રૂપ પણ નથી રહ્યું, છતાંય એ પ્રેમ કરે તો તે એમનો મોહ નથી એ ચોક્કસ છે. સત્ય કદાપી છુપું રહેતું નથી. એથી તારે ડરવાનું નથી. જે પોતે જુઠો નથી તે કદાપી પણ તારી ઉપર જુઠું સંકટ લાવનાર નથી. એમનો વિશ્વાસ કર."

"તને ચોક્કસ હું ચાહી શકું એની તને ખાત્રી છે નવી?"

"હા, જરૂર. નહિ તો તમારે સ્વાર્થ શો હતો? મારામાં હવે રૂપ તો નથી."

"એમ તો બની શકેને કે મારી આંખોએ તારાં રૂપની સીમા ન હોય! અથવા મેં દુનિયામાં રૂપ ઓછું નથી જોયું નવી!" વિમલબાબુ હસીને બોલ્યા.

"તમે અજબ માણસ છો. હવે મને બીજું શું કહેશો?" સવિતા એ સાંભળતાં હસી પડી અને બોલી.

"તું પોતે પણ ઓછી અજબ નથી નવી. તે દિવસે મને આવી રીતે ઠગ્યો હતો. કેટલો આઘાત વેઠયો, છતાં કેમ જાણે મારા

પર આટલો જલ્દી વિશ્વાસ કેવી રીતે મૂકયો એનો જ હું વિચાર કરૂં છું."

"આઘાત વેઠયો એ વાત સાચી, પણ ઠગ્યાં નથી. દુરાશાની ઓથે ઓથે એક જ રીતે અજાણ્યા દિવસો વહી જતા હતા એ તમે જોયું હતું. જન્મકેદીની જીંદગી પણ કોઈ દહાડો જેલખાના વચ્ચે પુરી થઈ જાય તેજ રીતે કદાચ હંમેશ સુધી એમજ જીંદગી વહયે જાત, પરંતુ એકાએક તોફાન જાગ્યું. દુરાશા દૂર થઈ ગઈ, જેલની દિવાલો ભાગી ગઈ. એક અજાણ્યા રસ્તા પર આવી પડી. પણ કયાંકથી તમે–અજાણ્યા સ્નેહીએ હાથ લંબાવ્યો. એને ઠગ્યું કહો છો? પણ મારે તમને શું કહીને બોલાવવા તે તો કહો?"

"મારૂં નામ દઈને બોલાવવા નથી ઇચ્છતી?"

"ના, મને એ ઠીક નથી લાગતુ."

"નાનપણમાં મારૂં એક બીજું નામ પડાયું હતું. એનો એક ઈતિહાસ છે. પણ તે નામ બોલતાં તને એથી ય વધારે ખરાબ લાગશે."

"શું તે તો કહો. પછી વિચારી જોઉં, જો ઠીક લાગે તો!"

"મહોલ્લામાં મને બધાં દયામય કહીને બોલાવતા." વિમલબાબુ હસીને બોલ્યા.

"બસ...નામનો ઈતિહાસ મારે નથી જાણવો. હું તે સમજી લઈશ. મને એ તમારૂં એ નાનપણનું નામ બહુ ગમ્યું છે. હવેથી હું તમને દયામય કહીને જ બોલાવીશ."

"તો યે ઠીક. પણ મેં જે પૃછયું તેનો જવાબ દીધો?"

"તમે શું પૂછેલું દયામય?"

"મને આટલો ઝડપથી શી રીતે ચ્હાવા માંડ્યો?"

સવિતા ક્ષણભર તેનાં મોં તરફ જોઈ રહી.

"ચાહું છું એમ તો મેં કહ્યું જ નથી." સવિતાએ આશ્ચર્ય બોલવા માંડયું. "ચાહું છું એમ તો મેં કહ્યું જ નથી. મેં તો એમ

કહ્યું હતું કે તમે મિત્ર છો, સ્નેહી છો, તમારા પર મને વિશ્વાસ છે. વળી જે શુદ્ધ હૃદયથી પ્રેમ કરે તેને શિરે કદાપી પણ સંકટ ન આવે."

બંને જણા થોડીક વાર સુધી સ્તબ્ધ બેસી રહ્યા.

"પણ મારી વાત સાંભળીને ચૂપ કેમ થઈ ગયા? કંઈ બોલતા કેમ નથી?" સવિતા કુંઠિત સ્વરે બોલી.

વિમલબાબુએ ઉત્તરમાં એક શુષ્ક હાસ્ય કર્યું.

"બોલવા જેવું કાંઈ છે નહિ! એટલે! નવી, તું બરાબર કહે છે. પ્રેમના પવિત્ર ધનને ખરેખર કોઈ પોતાને હાથે સંકટમાં નાખે જ નહિ. તેનું ગમે તેટલું દુઃખ હોય પણ તેને સહન કરવું જ પડે."

"કેવળ સહન કરવું પડે એમ જ નથી. તમને ઠીક ન લાગે તે મને પણ ન ગમે."

"એ તો બરોબર નથી નવી. છતાં જો થાય તો એટલોજ ખ્યાલ રાખજે કે બુરું થાય તેનું દુઃખ એ કરતાં વધારે ભારે છે." વિમલબાબુ ફરીથી જરાક હસીને બોલ્યા.

"એ તમારે જોવાનું છે, દમામય."

"ના ના. એનું કારણ છે. મારાં મનમાં તું કલ્યાણની મૂર્તિ જ છે. એટલે તને હું દોષ નથી દેતો, અભિમાન પણ નથી કરતો. હું જાણું છું કે જુદાં જુદાં કારણોને લીધે દુનિયામાં એમ જ બને છે. તારા આવવાથી મારી ભૂતકાળની ખોટ પુરાઈ છે, ભવિષ્ય ઉજળું થયું છે. મધુર, શાંત, એવું કલ્યાણ ઠેર ઠેર વ્યાપ્ત થયું છે—તેં મને ઘણો સુખી બનાવી દીધો છે."

"પણ મારું પોતાનું સ્થાન ક્યાં?"

"તારું સ્થાન ક્યાં?" વિમલબાબુ ફરી એકાએક સ્તબ્ધ થઈ ગયા. "એ પણ સમજું છું નવી." કેટલીક વાર ચૂપ રહીને પાછા તે ધીરે ધીરે બોલવા લાગ્યા: "તું બીજાની નજરમાં હલકી પડી જઈશ. તેઓ તને લોભી કહેશે. બીજું પણ—જેનો વિચાર કરતાં મને શરમ આવે છે એવું ય કહેશે. પણ મને પૂરેપૂરી ખાત્રી છે કે

તેમની એક પણ વાત સાચી નહિ હોય. તેનાથી તું ઘણી દૂર છે—ઘણી ઉંચે છે.”

સવિતાની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. આવે સમયે પણ જે માણસ જુઠું બોલી શકતો ન હતો તેની તરફ શ્રદ્ધા અને કૃતજ્ઞતાપૂર્વક નિહાળી તેણે પ્રશ્ન કર્યો: “દયામય, હું તમારાં જીવનમાં પરિપૂર્ણ કલ્યાણ લાવીશ અને તમે મને તેટલી જ આફતમાં મુકશો, એવી વિપરીત વાત કેવી રીતે બને? એનો જવાબ શું એ છે?”

“એનો જવાબ મારે નથી આપવો, નવી.” વિમલબાબુ બોલ્યા. “મને એની ખાત્રી છે. તારી પાસે જો ખાત્રી સાચી પડે તો બતાવીશ કે ખાલી મનમાંજ ભાંજગડ કરી લેવાથી એનો જવાબ મળી રેહેશે—એથી વધારે કંઈ નહિ.”

“જો ક્યારેય જવાબ ન મળે અને તમારી ખાત્રી હંમેશાં એક બીજાથી ઉલટી જ રહ્યા કરે તોપણ તમે મારો ભાર માથે લેશો?”

“ઉલટી જ રહે તો હું તને દોષ નહિ દઉં. તારો ભાર આજે મારા ઐશ્વર્યની પરિપૂર્ણતા છે, મારા આનંદની સેવા છે. પરંતુ એ ઐશ્વર્ય જો ક્યારેય મને ભારરૂપ લાગશે તો તે વખતે હું તારી પાસે દોડયો આવીશ. મારી એ વિનંતિનો સ્વીકાર કર. સ્નેહીના જેમ રજા લઈને જઈશ—મલિનતાનું જરાય ચિહ્ન માત્ર રાખી નહિ જાઉં. એ માટે તારી સમક્ષ સોગંદ લઉં છું.”

સવિતા તેમનાં મોં તરફ એકીટશે જોઈ રહી. બે ત્રણ મિનિટ પછી વિમલબાબુ ફીકકું હસ્યા અને બોલ્યા: “શો વિચાર કરે છે?”

“વિચાર કરૂં છું કે જગતમાં આવી ભારે સમસ્યાનો જન્મ કેવી રીતે થયો? એકનો સ્નેહ જ્યાં અસીમ હોય ત્યાં બીજાને તે સ્વીકારવાનો માર્ગ કેમ નહિ જડતો હોય?”

“જો સાચી રીતની શોધ આરંભાય તો રસ્તો જડે પણ ખરો. નહિ તો અંધારામાં કેવળ ફાંફાં માર્યા કરવા પડે. દુનિયામાં મને એનો ઘણો અનુભવ કરવો પડયો છે.”

"પછી રસ્તો જડેલો કે?"

"હા, જ્યાં પ્રાર્થનામાં કપટ ન હતું ત્યાં રસ્તો જડયો."

"એટલે?"

"એટલે એમ કે જે ઇચ્છામાં ચિંતા ન હતી, દુર્બળતા ન હતી, તેને નામંજુર કરવાની શક્તિ કયાંય નથી. દુનિયામાં કોઇનો ય સાચો વિશ્વાસ કોઈ દહાડો ય નકામો જતો નથી."

"છતાં મારાથી એમ કેમ નથી થતું? દયામય, તમારા પ્રેમમાં તો કપટ નથી, તો પછી તે મારી પાસે નકામો કેમ ગયો?"

"નકામો નથી ગયો, નવી. તને મેં જોઈ હતી જ મેળવવા માટે, અને તે મળી ગઈ. તને સંપૂર્ણ રીતે નથી મેળવી તે ખરું, પણ મારા દઢ વિશ્વાસને હું હજી આજે ય પકડી રાખું છું. લોભ કે દુર્બળતાને વશ થઈ તને હળવી નથી પાડતો. મારી એ ઇચ્છા કોઈક દહાડો ય પુરી થશે. એક દિવસ હું તને સંપૂર્ણ રીતે મેળવી શકીશ. મને કોઈ વંચિત નહિ કરી શકે—તું પણ નહિ."

સવિતા નિરુત્તર રહી જોઈ જ રહી. જે અસંભવિત હતું તે કોઈ દિવસે ય સંભવિત શી રીતે થઈ શકશે તેનો તે વિચાર કરી શકી નહિ. દયામયની પાસે નમીને તેનાં અંતરમાં સ્થાન મેળવવાનો રસ્તો હતો, પરંતુ મરજી મુજબ સીધી રીતે ચાલવાનો ય રસ્તો કયાં છે?"

"રાખાલબાબુ આવ્યા છે મા!" શારદા આવીને બોલી.

"રાજુ! કયાં છે?"

"આ રહ્યો મા!" કહેતો રાખાલ અંદર આવ્યો. માની ચરણરજ લઈ પ્રણામ કરી, પછીથી વિમલબાબુને નમસ્કાર કરી તે નીચે પાથરેલા ગાલીચા પર બેઠો.

"તારક મને તેડવા આવ્યો છે." સવિતા કહેવા લાગી. "અમે કાલે એને ત્યાં હરિણપુર જવાના છીએ, એ તે જાણ્યું કે રાજુ?"

"શારદાને મોંઢે ઓચિંતી ખબર પડી મા!"

"ઓચિંતી તો નથી ભાઈ! એને મેં તારો અભિપ્રાય જાણવાનું કહી રાખેલું."

"મારો અભિપ્રાય શારદાએ તમને કહ્યો?"

"ના, પણ મને લાગે છે કે તારક તારો મિત્ર છે એટલે એને ત્યાં જઈએ તેમાં તને વાંધો નહિ જ હોય."

રાખાલ પહેલા તો ચૂપ રહ્યો. પછી તે બોલ્યોઃ

"મારી હા–નાની કંઈ જરૂર નથી મા. મારા કરતા પણ એ તમારો વધારે સંબંધી છે."

આ શબ્દો સાંભળતાં સવિતા ભારે વિસ્મય પામી.

"એટલે?" તેણે ચોંકીને પૂછ્યું.

"બધી વાતનો ભેદ ખોલવાની અત્યારે જરૂર નથી મા! મોંઢેથી બોલાતી ભાષામાં એનો અર્થ અવળો થઈ જાય છે. એ હું નહિ બોલું. પણ મારી હા–ના પર જો તમે જવા ન જવાનો આધાર રાખતા હો, તો તમે જઈ નહિ શકો. મારી ચોકખી ના છે."

જેની સ્વપ્ને પણ આશા નહોતી રાખી એવો રાખાલનો જવાબ સાંભળી સવિતા અવાક્ થઈ ગઈ.

"પણ બધું નક્કી થઈ ગયું છે રાજુ. મારા કહેવાથી તારક જોઈતો સરસામાન લેવા બજારમાં ગયો છે. મારે માટે તેના ગામડીયા ઘરમાં બધી જાતની વ્યવસ્થા પણ કરી નાખીને તે આવ્યો છે–મને ત્યાં કંઈજ અગવડ પડવાની નથી. હવે ગયા વગર ચાલે પણ કેવી રીતે?" સવિતા બોલી.

"ચાલે એમ નથી એ તો હું પણ જાણું છું." રાખાલ શુષ્ક હાસ્ય કરીને બોલ્યો: "તેમ મારી હા–ના પુછીને તમે કાંઇ નક્કી કરો એ યોગ્ય પણ નથી–એની જરૂર પણ નથી. કાલે શારદા કહેતી હતી કે તમે એને કહેલું કે છોકરો મોટા થાય તો તેની સલાહ લઈને–રજા લઈને કામ કરવું પડે. તમારાં મોઢાની એ વાત હું હંમેશાં કૃતજ્ઞતા સાથે યાદ રાખીશ, પણ જે છોકરો હંમેશાં બીજાનાં કામ કર્યાં કરતો

હોય તે વયમાં કદાપી મોટો થતો નથી. બીજા પાસે પણ નહિ, ને મા પાસે પણ નહિ. હું તો તમારો એવો અલ્પબુદ્ધિ છોકરો છું, મા!"

સવિતા નીચું મોઢું કરીને આ સાંભળતી શાંત બેસી રહી.

"ખોટું ન લગાડશો મા!" રાખાલ બોલ્યો: "માણસની અવજ્ઞા નીચે માણસનો ભાર ઉમ્મરને આગળ કરીને વધારવો એજ મારાં નસીબમાં છે. તમારા જવા પછીથી મારે જો કંઈ કરવાનું હોય તો તે કહેતા જાઓ. તમારી આજ્ઞાનો હું કોઈ કારણથી અનાદર કરવાનો નથી."

શારદા ચૂપચાપ ઉભી રહી આ બધું સાંભળતી હતી તે હવે જાણે સહન કરી શકી નહિ.

"તમે બીજાને ગમે તેમ કહો પણ માને આવી રીતે મ્હેણાં મારો એ ઠીક ન કહેવાય." એણે આગળ આવી કંઈક રોષભરી આંખે રાખાલને કહ્યું.

"શારદા, રાજુ ગમે તેમ બોલે, પણ મારે મોઢેથી એવી વાત કદાપી નહિ નીકળે." સવિતા શારદાને આંખના ઈશારાથી રોકીને આટલું બોલી.

"એટલે જ તમે શારદા નથી મા! શારદા તો મેં ઘણી જોઈ છે. કડવું બોલવાની જરાક તક મળે તો એ છોડે એવી નથી. એને કૃતજ્ઞતાનો ભાર બહુ લાગ્યા કરે છે. લીધું-દીધું ચુકવવાના જ એને હંમેશ ખ્યાલ હોય છે." રાખાલ બોલ્યો.

"ના, ભાઈ, ના. આ તો એને તું બહુ અન્યાય કરે છે. સંસારમાં શારદા એક જ છે, અનેક નથી." સવિતા માથું હલાવીને બોલી.

શારદા માથું નીચું રાખીને બેસી રહી હતી તે કંઈપણ બોલ્યા ચાલ્યા વિના ઉભી થઈને અંદર ચાલી ગઈ.

"તારે તારકની સાથે તારે તકરાર થઈ છે કે શું?" સવિતાએ મૃદુ કંઠે પૂછ્યું.

"ના, મા! એને તો હું મળ્યો જ નથી."

"મને તેડી જવાની વાત એણે તને કરી નથી?"

"કોઈ દહાડો ય નહિ. શારદાએ મને કહ્યું કે એને મારે ત્યાં આવવાનો વખતજ મળતો નથી. પણ હવે બેસો તમે. મારે જવાનો વખત થયો છે, એટલે હું જાઉં છું." એમ કહી રાખાલ ઉઠીને ઉભો થયો. વિમલબાબુ અત્યાર સુધી જરાપણ બોલ્યા ન હતા તે હવે સવિતાને ઉદ્દેશીને બોલ્યા: "તારા છોકરા સાથે મારો પરિચય નહિ કરાવે નવી? અમે બે આમ એકમેકને ઓળખ્યા વગરના જ રહીએ?"

"આ મારો છોકરો છે એ જ એનો પરિચય. પણ તમારો એને શો પરિચય આપું દયામય? મને પોતાને જ હજી એની ખબર નથી."

"જાણીશ ત્યારે દઈશ?"

"હા, એનાથી મારે કશું ગુપ્ત નથી. મારા બધા ગુણદોષ સાથે હું એની નવી મા છું."

"જ્યારે નાનપણમાં મારે કોઈ પોતાનાં જેવું ન્હોતું રહ્યું ત્યારે એમણે મને આશ્રય આપ્યો–મોટો કર્યો." રાખાલે કહેવા માંડ્યું. "મા બોલતાં શીખ્યો છું ત્યારથી હું એમને મા તરીકે જ માનું છું. અને હંમેશાં મા તરીકે જ ઓળખીશ." આમ કહી નીચા નમી તેણે ફરીથી એકવાર નવી માની ચરણરજ લીધી.

"તારકને ત્યાં તારી નવી મા થોડાક દિવસ રહેવા જવા માગે છે. કહે છે કે અહિં ગમતું નથી. હું પણ કહું છું કે ત્યાં જાય તો સારું. તારી સંમતી છે?" વિમલબાબુ બોલ્યા.

"છે." રાખાલ વિચિત્ર રીતે હસીને બોલ્યો.

"સાચું કહેજે રાજુ! કારણકે તારી ના હશે તો એ નહિ જાય. હું નહિ જવા દઉં."

"તમારી ના કહી એ માનશે?"

"હા, મારી પાસે એણે સોગંદ ખાધા છે." કહી વિમલબાબુ જરા હસ્યા.

સવિતા તરત જ એ વાતનો સ્વીકાર કરતા બોલી ઉઠી:

"હા, મેં સોગંદ ખાધા છે. રાજુ, હું તારી રજા વગર નહિ જાઉં."

આ સાંભળતાં રાખાલની દ્રષ્ટિ જરા વારને માટે કડક થઈ ગઈ. પરંતુ મન પર કાબુ રાખી તે શાંતીથી મૃદુ સ્વરે બોલ્યો: "તમને જે ઠીક લાગે તે કરો. મને વાંધો નથી નવી મા!" કહી તે બીજો એક પણ પ્રશ્ન થાય તે પહેલાં નીચે ઉતરી પડયો.

નીચે રસ્તાની એક કોરાણે શારદા ઉભી હતી. તે સામે આવીને બોલી:

"તમને એક વાર મારી ઓરડીમાં આવવું પડશે દેવતા!"

"કેમ વારૂ?"

"શારદાઓ તો ઘણી જોઈ કહો છો ને? તેમનો મારે તમારી પાસે પરિચય લેવો છે."

"એથી શું થશે?"

"તમને સ્ત્રી જાતી તરફ બહુ જ ઘૃણા લાગે છે. કૃતજ્ઞતાનું ઋણ તેઓ કેવી રીતે ચુકવે છે તે તમારી પાસે બેસીને મારે સાંભળવું છે."

"એવી નકામી માથાઝીકો કરવાનો મને વખત નથી. મારે ઘણું કામ છે."

"કામ તો મને પણ છે, પરંતુ મારે ત્યાં જો આજે નહિ આવો તો કાલે ખબર પડશે કે શારદાઓ ઘણી ન હતી, પણ આ દુનિયામાં તો કેવળ એક જ હતી."

તેના કંઠસ્વર અને મુખભાવનું આકસ્મિક પરિવર્તન જોઈ રાખાલ સ્તબ્ધ થઈ ગયો. તેને પેલા પ્રથમ દિવસની વાત યાદ આવી જ્યારે શારદા આત્મહત્યાનો ઉપાય લઈ બેઠી હતી.

"બોલો શું કહો છો?" શારદાએ પૂછયું.

"વારૂ ચાલ, આવું છું." રાખાલે જવાબ દીધો.

કંઈ કંઈ તર્કવિતર્ક કરતા રાખાલે શારદાની પાછળ પાછળ તેની ઓરડી તરફ પગલા ઉપાડયા.

શારદાની ઓરડીમાં આવીને રાખાલે બીછાના પર બેસતાં પૂછ્યું:

"હવે કહે જોઉં, મને કેમ તેડી આણ્યો?"

"જતાં પહેલાં ફરી એક વાર મારાં ઘરમાં તમારી રજ પડે એટલા માટે!" શારદાએ ઉત્તર આપ્યો.

"ઠીક, ત્યારે એ રજ તો પડી. હવે હું જાઉં?"

"આટલી ઉતાવળ? એક બે વાત કરવા જેટલો ય વખત નહિ આપો?"

"વાતો તો આપણે ઘણીવાર ને ઘણી ઘણી કરી ચૂક્યા શારદા! તું કહીશ-'દેવતા, તમે મારો જીવ બચાવ્યો; વીસ-પચીસ રૂપિયા આપીને દાળ-ચોખા આણી આપ્યા; નવી માને કહીને ઘરભાડું માફ કરાવી દીધું; તમારી હું બહુ ઋણી છું; જીવીશ ત્યાં સુધી તમારૂં ઋણ ચુકવી શકવાની નથી વગેરે...વગેરે' એમાં કશું નવું નથી. છતાં જતાં પહેલાં જો ફરીથી એકવાર એ બધું બોલવા માગતી હોય તો તે બોલી નાખ. મારા રીઢા કાન સાંભળવાને તૈયાર છે. પણ જરા ઝડપ કર, મને બહુ વખત નથી."

"જોકે મારી વાતો નવી નથી પણ બહુ મીઠી તો છે જ. જેટલી વાર સાંભળો તેટલી વાર જૂની નહિ પણ કંઈ ને કંઈ નવીનતા વાળી જ લાગે! કેમ બરાબર છે ને દેવતા?"

"જરૂર. મીઠી વાત તારે મોઢે વધારે મીઠી લાગે છે, એની તો હું ના પાડતો નથી અને જો વખત હોત તો બેઠો બેઠો એ સાંભળ્યા કરત, પણ કોણ જાણે કેમ તે વખત જ હાથમાં નથી રહેતો. હવે મારે જવું જોઈએ."

"જઈને રાંધવાનું હશે!"

"હાસ્તો"

"પછી જમીને પાછું સુવાનું હશે!"

"હાસ્તો"

"અને તે પછી પણ આંખમાં ઉંઘ નહિ આવે એટલે પથારીમાં પડયા પડયા આખી રાત આમથી તેમ પાસાં બદલ્યાં કરવાનાં હશે, એમ જ ને?"

"એમ વળી તને કોણે કહ્યું?"

"કોણે કહ્યું તે નથી જાણતા? દુનિયામાં શારદા કેવળ એક જ છે, અનેક નહિં—તેણે."

"તો તે શારદાએ પણ તને ખોટું કહ્યું. મેં એવો કોઈ ગુન્હો નથી કર્યો કે એવી ચિંતામાં પથારીમાં પડયો પડયો પાસાં બદલ્યા કરૂં. હું સુઈ જઈશ અને નિરાંતે ઉંઘીશ. મારે માટે તારે ચિંતા કરવાની એવી કોઇ જરૂર નથી."

"ઠીક, હવે નહિં કરૂં. તમે એટલા ભાગ્યશાળી છો! મને એની જરા ઈર્ષા આવે છે. પણ કોણ જાણે કેમ તે મેં એવો શો ગુન્હો કર્યો છે કે ઉંઘી જ નથી શકતી—આખી રાત જાગ્યા કરૂં છું!"

"તે તું જાણે! હું શું જાણું?"

"તમે નથી જાણતા?"

"ના, દુનિયામાં ક્યાં—કોને ઉંઘ નથી આવતી અને શા માટે નથી આવતી? એ જાણી શકાય એવી વાત નથી, તેમ એ જાણવા જેટલી મને ફુરસદ પણ નથી."

"ફુરસદ નથી એમ ને?" કહી શારદા થોડીવાર ચૂપ રહી. પછી તે એકાએક હસીને બોલી ઉઠી: "ઠીક. દેવતા, પણ હું તમને પૂછું છું કે તમે આટલા કાયર કેમ છો? એમ ચોકખે ચોકખું કેમ નથી કહેતા, કે: 'શારદા! હરિણપુર તારે નથી જવાનું. નવી માને મન હોય તો એ ભલે જાય, પણ તારે નથી જવાનું. તને હું ના પાડું છું. આટલું પણ કહી નાખવાની તમારાથી હિંમત ન થાય?"

એને શો ઉત્તર આપવો એ રાખાલને ન સૂજયું.

"તમે જવાનું નક્કી કરી નાખ્યું છે તો પછી નકામો હું રોકું શા માટે?" ચોરી પકડાતાં ચોર જેમ બ્હીલો પડી જાય એમ રાખાલે બેઠેલે અવાજે કહ્યું.

"ફકત એટલા જ માટે કે હું સાથે જાઉં એમ તમે નથી ઇચ્છતા. મોટામાં મોટું કારણ તો એજ છેને દેવતા?"

"ના, ના, કોઇએક જણના ખ્યાલને કારણ ન માની બેસીશ. તને જતી રોકવાનો મને કોઈ હક નથી."

"હું કહું છું કે તમને હક છે. બોલો, મોટું બોલો ને હિંમતથી કહી દયો કે: 'શારદા, તારે હરિણપુર નથી જવાનું."

"ના, એવો ખોટા હક મેં આજદિન સુધીમાં કોઇની ઉપર કીધો નથી અને નહિં કરૂં."

"રીસ કરીને બોલો છોને?"

"ના, સાચું કહું છું."

શારદા રાખાલનાં મોઢાં તરફ જોઈ રહી.

"હું સાચું નથી માનતી—કોઇ રીતે પણ નહિ. મને રોકો દેવતા, હું માને જઇને કહી આવું કે હું હરિણપુર નહિ આવી શકું. દેવતા મને ના પાડે છે." શારદા વિહ્વળ બનીને બોલી.

જવાબમાં રાખાલ મૂઢની માફક એની તરફ જોઈ રહ્યો.

"ના, હું તને નહિં રોકું. મને કોઈ હક નથી." રાખાલ અક્કલશૂન્યની જેમ બોલ્યો.

"હક હતો, પણ હવે એમ કહીશ કે હંમેશા બીજાના કહ્યાં માનીને આજે પોતે હુકમ કરવાની એ શક્તિ ગુમાવી બેઠા છો. હવે જાત પરથી વિશ્વાસ ઉઠી ગયો છે, ભરોસો પણ નથી રહ્યો. જે માણસ હક હોવા છતાંય તેનો ઉપયોગ કરતા ડગલે ને પગલે ડરે તેનું જીવન બીજાના હક પુરા કરવામાંજ પુરૂં થાય છે. તમારી હિતચિંતક શારદાની આ વાત જીવનભર યાદ રાખજો."

"તું આ કોને કહે છે મને?"

"હા, હા. તમને."

"ઠીક, યાદ રાખીશ. પણ એક વાત પૂછું? તને રોકવામાં મને લાભ શો છે? જો એટલું સમજાવીશ તો તને હમણાંજ જવાની ના પાડીશ."

"તમને એમ જાણવાની ઇચ્છા નથી થતી કે દુનિયામાં તમારે વગર કહ્યે–સ્વચ્છાપૂર્વક તમારો પોતાના ઉપરનો હક સ્વીકારનાર કોઇક છે."

"એમ જાણવાથી શું થશે?"

"કદાચ કશું પણ ન થાય, કદાચ મારે પણ સમજવાનો વખત આવે!" શારદા રાખાલનાં મુખ તરફ ક્ષણભર જોઈ રહીને બોલી: "તો એક વાત કહું દેવતા, કે વગર કારણે શાંત થઈ જવામાં મરદ માણસની મરદાનગી નથી."

"હું એ જાણું છું, પણ વગર કારણે વધારે પડતા કોમળ થઈ જવાનો ય મારો સ્વભાવ નથી." એમ કહી તે થોડીક વાર શાંત રહી વધારે કડક અવાજે બોલ્યો: "જો શારદા, હોસ્પીટલમાં જ્યારે તને ભાન આવ્યું, ને તું ઠીક થઈ ગઈ ત્યારની વાત તને યાદ આવે છે? તેં ચાલબાજી કરીને મને કહ્યું કે તું થોડુંક ભણેલી, સરલ સ્વભાવની સામાન્ય ગામડીયણ હતી! ગરીબ ઘરની વહુ હતી! તેં કહેલું કે મેં ન બચાવી હોત તો તું બચી શકત નહિં. હું તારો અવિશ્વાસ નથી કરતો. તે વખતે મારાથી જે બન્યું તેની ના પણ નથી પાડતો; પણ આજે એ બધું તને હસવા જેવું લાગે છે. તેને તેં વિસારી દીધું છે. આજે

વિમલબાબુ આવ્યા છે, તારક આવ્યો છે, નવી મા આવ્યા છે. તે દિવસમાંનું કાંઈ આજે રહ્યું નથી. જો ચંચળ સ્ત્રીનાં વાણી ને વર્તન એમજ પલટાતાં હોય, તો પછી એ ચાલબાજીની શી જરૂર હતી તે કહીશ ?"

રાખાલનું આ અજબ તહોમત સાંભળી શારદા પળભર વિસ્મય–ચકિત થઇ ગઈ. પછી તે ધીરે ધીરે બોલી : "જો કે મારા એ બોલ ખોટા હતા, પણ એમાં કોઇ જાતની એવી ચાલબાજી ન હતી દેવતા ! હું સ્ત્રી છું એટલે તે જૂઠું હોય ! જો એને જ તમે ચારિત્ર્ય માનવાની ભૂલ કરશો તો હું અહીં લાવવા માટે મારી પણ નહિં માગું. કાલે માએ મને થોડાક રૂપિયા આપ્યા હતા. પણ મારે તેની જરૂર નથી. તમે મને આપેલા પૈસા એમાંથી કહો તો પાછા આપી દઉં !"

"જેમ તારી મરજી. મને પણ હાલ પૈસા મળશે તો ઠીક થશે. તું જાણે છે કે હું પૈસાદાર માણસ નથી, ઘણો ગરીબ છું." રાખાલ વધુ પડતો કઠોર થઈને બોલ્યો.

ઓશિકા નીચેથી રૂમાલે બાંધેલા રૂપિયા બહાર કાઢીને, ગણીને રાખાલના હાથમાં મુકતાં શારદા બોલી: "આ લ્યો, પરંતુ પૈસા ગણી આપતાં તમારૂં ઋણ પૂરૂં થઈ જાય છે એવું સમજું એટલી હું મૂર્ખ નથી. તમે મને જે વગર વાંકનો દંડ દીધો છે તે માટે તમારે એક દહાડો પસ્તાવું પડશે. તમે એમાંથી બચવાના નથી એ પણ સાથે સાથે કહી દઉં છું."

"વારૂ બીજું હવે કંઈ બોલવું છે ?"

"ના."

"તો જાઉં છું. બહુ મોડું થઈ ગયું છે."

પ્રણામ કરવા જતા શારદા ઓચિંતી તેના પગ પર માથું મુકી રડી પડી. પછી પોતે જ આંખો લુછી ઉઠીને ઉભી થઈ ગઈ.

"જાઉ છું." રાખાલે ફરી વાર કહ્યું.

"આવજો." ભગ્ન હૈયે એનાં મોઢામાંથી એટલો એક શબ્દ માંડમાંડ નીકળ્યો.

બહારના રસ્તા પર પહોંચતા રાખાલ વિચાર કરી શક્યો નહિ કે એક પુરૂષને ન છાજે એવી રીતે માન–અપમાનને પુરેપુરાં જોઈ આવવાનું તેને શું કારણ હતું? શા માટે આ બધા ઝઘડા હતા? શારદાએ એવું શું કર્યું છે? તેની ભૂલ શોધવાની જેમ અઘરી હતી તેમ તેની પોતાની જવાબદારીનો અંગુલી નિર્દેશ કરવો એ પણ અઘરૂં હતું.

રાખાલનું અંતર અંદરથી આઘાત કરીને તેને વારંવાર કહેવા લાગ્યું: "શારદા સન્નારી છે, બુદ્ધિમતિ છે. એનાં જેવું સદ્‌ગુણી સ્ત્રી સ્વરૂપ–સૃષ્ટિમાં સહેજે નથી દેખાતું. શારદા તેની પાસે કેટલી કૃતજ્ઞ હતી તે ઘણી વાર ઘણી ઘણી રીતે જણાવવામાં બાકી રાખતી ન હતી. પગ પર માથું મુકી આજે પણ આંસુ દ્વારા એણે એ જણાવવામાં બાકી નથી રાખ્યું. હજી પણ કદાચ વારંવાર આભાસ માત્રથી જણાવે તો તેનો અર્થ કેવળ કૃતજ્ઞતા નથી થતો, પણ તેથી વધારે ગંભીર વધારે ગૂઢ થતો હોય! અને એ અર્થ તે સાચાં હૃદયનો સ્નેહ પણ હોય!

રાખાલનું અંતર સંશયથી ડોલી ઉઠ્યું. ઘણી સ્ત્રીઓનાં સંસર્ગમાં ઘણી વાર તે ઘણા ઘણા ભાવે આવ્યો હતો, પણ કોઈ સ્ત્રીએ કોઈ દિવસ તેને પ્રેમ કર્યો હોય એ અકલ્પ્ય અને અસંભવિત જેવી વાત હતી! આજે શારદા શું તેને એ જ વસ્તુ આપવા માગતી હતી! પણ તે કેટલી શરમ સાથે એ ગ્રહણ કરે! શારદા એક વિધવા, નિન્દિત કુલત્યાગિની! એના પ્રેમમાં નથી ગૌરવ કે નથી સન્માન. પોતાનાં મનને પાછું સમજાવવા તે સ્વગત બોલવા લાગ્યો: "હું ગરીબ છું, તેથી કંઇ આવી કંગાલવૃત્તિ લઈ શકું તેમ નથી. ભૂખ્યો થયો હોઉં એટલે કંઈ રસ્તા પરનું એઠું ધાન ઉંચકીને ખાઈ જવાય? એ ન બને–એ સંભવે જ નહિ."

છતાંય છાતીમાં જાણે શું થઈ રહ્યું હતું! જાણે કોઈ ત્યાં વારંવાર બોલતું હતું. "બહારની વાતો તો એવી જ હોય, પણ જે

અંતરનો પરિચય છે તે તો પહેલે દહાડેથી જ મળ્યો હતો. આ વિચારની ધારા શું કાયદાનાં પુસ્તકોમાં શોધતા મળવાની હતી? જે સ્ત્રીઓના સંસર્ગમાં તેનો આટલો વખત વીત્યો હતો તેમની સરખામણીમાં શારદા શી વિસાતમાં? સાફ દીલની સ્ત્રીનો આટલો ભારે મહિમા ક્યાં શોધ્યો જડે? અને એ જ શારદાનું તે આજે બહુ સખ્ત રીતે–નિર્દયપણે અપમાન કરી આવ્યો હતો.

ઘેર પહોંચતાં તેણે જોયું તો દાસી રાહ જોતી બેઠી હતી.

"હજી તું ગઈ નથી?" જરાક આશ્ચર્ય પામી રાખાલે પૂછ્યું.

"ના ભાઈ, હજી સુધી તમે જમ્યા નથી ને? બધું લાવી રાખ્યું છે. બધું ગોઠવી લેશો એટલે ઘેર જઈશ."

સવારમાં ખરેખર તે જમ્યો જ ન હતો. ખાવાનામાં માખી પડવાથી તેને વાંધો નડ્યો હતો, પણ રાખાલને એ યાદ જ રહ્યું ન હતું. આ પહેલાં આમ કેટલી ય વખત બનેલું ત્યારે સવારનો અલ્પાહાર રાતના પુરા ભોજનની તૈયારીમાં આ કામ કરનારીએ પુરો કરી દીધો હતો.

"નાની, હવે તું ઘરડી થઈ છે. તારા મૃત્યુ પછી મારી શી દશા થશે? તારા ભાઇજીને તારી માફક માયા–મમતાથી જુએ એવું આ દુનિયામાં કોઈ નથી."

સ્નેહના આ આવેદનથી નાનીની આંખમાં પાણી આવ્યાં.

"સાચી વાત છે. ઘરડી થઈ છું તો મરૂં નહિ? તમને કેટલી વાર કહું છું પણ સાંભળતા નથી–હસીને વાત ઉડાવી દો છો. પણ હવે હું એ સાંભળવાની નથી. તમારે લગ્ન કરવા જ પડશે. હવે હું થોડુંક જ જીવીશ, તો પણ મરતાં પહેલાં વહુને આ આંખે જોઇને જ જઈશ, નહિ તો મર્યા પછી ગતિ ન થાય ભાઈ!"

"એ સુખની તું આશા જ ન રાખીશ નાની! મારે નથી ઘરબાર, નથી માબાપ; નથી સગા–સંબંધી કે કોઈ મારૂં કહેવા જેવું

માણસ! એવી ભારે પગારની નોકરી પણ નથી! કહે જોઉં, પછી મને છોકરી કોણ પરણાવે?" રાખાલ હસીને બોલ્યો.

"છટ્! છોકરીની ખોટ! એક વખત મોં ખોલીને બોલો તો જોઇએ એટલા માગા આવીને હાજર થશે."

"તું માત્ર એક જ ગોઠવી આપને નાની?"

"ન થાય એમ માનો છો? મારા હાથમાં જે માણસ છે તેને કાલે વળગાડી દઉં."

રાખાલ નિર્દોષ નિસ્વાર્થી ને ભોળાં દીલની નાનીના આ શબ્દે હસવા લાગ્યો.

"વારૂ, જાણે કે તે કદાચ દીકરી તો આપી દે, પણ પછી વહુ આવીને આપણા આ ઘરમાં ખાશે શું તે તો કહે? હાલી વલખ મારીને રહેશે, એમને?" તે બોલ્યો.

"વલખાં શું કરવા મારે? ગૃહસ્થનાં ઘરમાં જે સહુ ખાય તે એ પણ ખાશે. તમારે એનો વિચાર નહિ કરવો. જેણે જીવ આપ્યો છે તે જીવવાનું પણ આપશે!"

"પહેલા એવી અગવડ હતી નાની, પણ હવે એવું નથી." કહી રાખાલ ફરીથી હસીને રાંધવાનાં કામમાં ધ્યાન દેવા લાગ્યો, કુકરમાં તેનું ભોજન રંધાતું હતું. એ જરા શોખીન જીવડો હતો. એણે નાનાંમોટાં મધ્યમ કદનાં એમ જાતજાતનાં આકારનાં કુકર વસાવ્યાં હતાં. આજે તે મોટામાં રાંધતો હતો. ત્રણચાર વાસણોમાં જાતજાતનાં શાક વિગેરે પડેલાં હતાં. લગભગ રોજ તેનાં આ કામ-કાજ કરીકરીને નાની પાવરધી થઈ ગઈ હતી. એને કાંઈ કહેવું પડે તેમ ન હતું.

સાફસુફ કરી જમવાનાં વાસણો ગોઠવી ઘેર જતાં પહેલાં તે પેટ ભરીને ખાવા માટે તેને પોતાની જાતના સોગંદ દેતી ગઈ.

"સવારમાં આવીને જો બધું પડી રહેલું જોઈશ તો પછી મને ખોટું લાગ્યા વગર રહેવાનું નથી, એ પણ કહેતી જાઉં છું."

તેણે એક લાગણીભરી માની માફક ઉમળકાભર્યાં શબ્દોમાં ટપકો આપ્યો.

"એમ જ થશે નાની, પેટ ભરીને ખાઈશ. મારું ગમે તેમ થશે, પણ તને દુઃખ થાય એવું નહિ થવા દઉં."

નાનીના ચાલ્યા ગયા પછી રાખાલ આરામખુરસી પર જઈને પડયો. જમવાનું તૈયાર થવાને ફકત બે કલાક જ બાકી હતા. એટલો વખત પુરો કરવા માટે તેણે એક ચોપડી લઈ વાંચવા માંડી પણ તેને વાંચવાનું રૂચ્યું નહિ. તેનાં મગજમાં શારદા અને તેના શબ્દો જ રમી રહ્યા હતા. એને પોતાની અકારણ અસ્થિરતા યાદ આવતી હતી. પોતાની જાતને તે સંભાળી શકયો નહિ. અંતરનો ક્રોધ અને ક્ષોભની જ્વાળા વારંવાર નાનાં છોકરાંની જેમ બહાર ફુટી નિકળતી હતી. બુદ્ધિશાળી શારદાને એ બધું સમજાયું હતું. આવી રીતે પોતાની જાતને પકડી રાખવાની શી જરૂર હતી? હલકા પાડવાની શી જરૂર હતી? મનમાં ને મનમાં શરમની સીમા ન રહી. તેને થયું કે આજના આખા ય બનાવની યાદ તે કોઈ રીતે હૃદયપટ ઉપરથી ભૂંસી નાખે!

પોતાનાં જીવનની જે વાત શારદા કોઈને કહી શકતી ન હતી તે તેણે એને કહી હતી. એ નિષ્કપટ વિશ્વાસના બદલામાં તેને શું મળ્યું? કેવળ અવિશ્વાસ અને અપમાનજનક તિરસ્કાર સાથે દુઃખદ દોષારોપણ! વળી તેણે ભૂલ પણ શી કરી હતી? નિરૂપાય સ્ત્રીનું આ નિઃશબ્દ અપમાન આટલી વારે પાછું ફરીને જાણે તેનું જ અપમાન કરવા લાગ્યું. ઉશ્કેરાટથી ચંચળ થઈને રાખાલ ખુરસી પરથી ઉઠીને ઉભો થઇ બબડયો: "રાંધવાનું ભલે એમ ને એમ રહે—અત્યારે રાત્રે જ પાછો જઈને એની માફી માગી આવીશ. એને ચોકખે-ચોકખું કહી દઈશ કે મારી જ્વાળા કયાં હતી, મારી પીડા કયાં હતી, તેની મને ખબર ન્હોતી રહી, એટલે તને જે કંઈ આવેશમાં—અવિચારપણે કહી ગયો છું તે બધું સાચું ન માનતી."

કુકરમાં રસોઈ થઈ રહી હતી. ઘરમાં દીવો બળતો હતો. એ કશાની દરકાર કીધા વિના અંગ પર ચાદર નાખી તે બારણે તાળું વાસી દઈ રસ્તા પર નીકળી પડ્યો.

ઘેર પહોંચતાં એને ઝાઝી વાર લાગી નહિ. સીધો શારદાનાં ઘર સામે જઈ તે જુએ છે તો તાળું લટકતું હતું. તે ઘેર ન હતી. ઉપર જતાં સામે બે ખુરસીઓ પર વિમલબાબુ અને સવિતા સામસામા બેઠેલા જણાયા. બંને વચ્ચે કંઈ વાતચીત ચાલતી હતી. રાખાલને જોતાં તેમણે અજાયબ થઈને પ્રશ્ન કર્યો :

"કાં...અત્યાર સુધી તું અહિં જ હતો રાજુ ?"

"ના મા, ઘેર ગયો હતો."

"તો શું ઘેરથી તું પાછો આવ્યો ? કેમ વારૂ ?"

રાખાલ એમના આ સીધા સાદા પ્રશ્નનો પણ જવાબ દઈ શક્યો નહિં.

"જરા કામ હતું મા. મને થયું કે તારકને ઘણા દિવસ થયા મળ્યો નથી તો એકવાર મળી આવું. કાલે તો પાછો કદાચ વખત નહિ મળે." રાખાલ થોડીવાર પછી મુદ્દાની વાત દબાવીને બોલ્યો.

"નહિ જ, કારણ કે અમે સવારમાં જ જઈશું." સવિતાએ કહ્યું.

"તારક આવી ગયો છે ?" વિમલબાબુએ પૂછ્યું.

"ના, એ છોકરો-મારે માટે કોણ જાણે શું શું ખરીદી રહ્યો છે, તે જ મને તો સમજાતું નથી."

વિમલબાબુએ એનો જવાબ દીધો. તે બોલ્યા :

"એ જાણે છે કે એના મહેમાન કોઈ સાધારણ વ્યક્તિ નથી. તેમની મર્યાદાને યોગ્ય ગોઠવણ તો તેણે કરવી જોઈએને !"

"ત્યારે તો તેણે તમને પુછીને તમારી પાસે એની નોંધ કરી લેવા જેવું હતું." સવિતા હસીને બોલી.

સવિતાના આ વ્યંગમાં વદાયલા વિનોદભર્યાં વાક્યે વિમલબાબુ પણ હસી પડ્યા.

"મારી નોંધ એની સાથે મળતી કેવી રીતે આવે નહી? એ તો દરેકની પોતપોતાની ઇચ્છા મુજબની જ ઠીક લાગે ને?" તે બોલ્યા.

રાખાલ આ વાતચીતમાં જોડાઈ શક્યો નહિ. તેનું અંતર અંદરથી જાણે સળગી રહ્યું હતું.

"શારદાને તો એના ઘરમાં દીઠી નહિ મા!" થોડીવાર પછી તેણે જરા અકળાયલા સાદે વાત છેડી.

"આજે એને કંઈ ઘરમાં રહેવાની ફુરસદ છે ભાઇ? તારક જમવાનો છે, એટલે રસોઇયાને ખસેડીને બપોરની એ પોતે જ રાંધવા મંડી પડી છે. કોણ જાણે શું શું તૈયાર કરી રહી છે તેનીય મને તો કંઈ ખબર નથી."

"એણે મને પણ આજે અહીં જ જમવાનું કહ્યું છે નહી!" વિમલબાબુ બોલ્યા.

"તમનેય નિમંત્રણ છે કે?"

"હા, તેં તો કદીય આગ્રહપૂર્વક જમવાનું કહ્યું નહિ, પણ એણે તો મને કોઈ રીતે આજ જવા જ ન દીધો."

"તેથી જ આટલી વાર થયા અહીં બેઠા છો કેમ? હું તો સમજી કે આજે ખાસ ફુરસદ લઈને મારી જોડે વાત કરવા રોકાયા છો!" કહી સવિતા મોઢે હાથ દાબીને હસવા લાગી.

"જુઠ્ઠી વાત પકડાઈ જાય તો બ્હાનાં બતાવશો નહિ નહી. એથી ભારે પાપ લાગે." વિમલબાબુએ હસીને જવાબ દીધો.

રાખાલે મોઢું ફેરવી લીધું. ઉભયના આ હાસ્ય-વિનોદથી ફરી એકવાર એનું દિલ અંદરખાનેથી ધગધગી ઉઠ્યું.

"બધાને કહ્યું ત્યારે શારદાએ તને જમવાનું નથી કહ્યું રાજુ?" સવિતાએ પૂછ્યું.

"ના મા." રાખાલે ટુંકો ટચ જવાબ દઈ દીધો.

સવિતા આ ઠંડો જવાબ સાંભળી ભોંઠી પડી ગઈ. એનું પળવાર પહેલાંનું નિર્દોષ હાસ્ય એકાએક અલોપ થઈ ગયું.

"ત્યારે તો કદાચ કામકાજની ધમાલમાં એ ભુલી ગઈ હશે." કહી સવિતાએ પોતે શારદાને બુમો પાડવા માંડી.

"માગ રાજુને તેં આજે જમવાનું નથી કહ્યું, શારદા?" શારદા રસોડામાંથી બૂમ સાંભળતાં ઉપર આવી એટલે સવિતાએ તેને પ્રશ્ન કર્યો.

"ના, મા. નથી કહ્યું."

"કેમ ન કહ્યું? યાદ નહિ રહ્યું હોય, નહિ?"

શારદા ચૂપ રહી.

"કોણ જાણે કેમ એવું જ બને છે. ખરે અવસરને ટાણે જ આત્મીયને જ ભૂલી જવાય! જો કે એ જરા ખોટું તો કહેવાય જ! એ ભૂલકણો સ્વભાવ સારો તો નહિ જ! છતાં એમાં તું ખોટું ન લગાડીશ રાજુ!" સવિતા સ્નેહાળ સાદે બોલી.

"ખાવા જેવી ક્ષુદ્ર બાબતને માટે ખોટું લગાડું એટલો બધો અક્કલહીન ગમાર હું નથી મા......" રાખાલે કરડાકીથી જવાબ વાળ્યો. કોઇને કંઈ કહેવાનું યાદ ન રહે એ કમનસીબી કહેવાય મા, પણ એ ખોટું ન કહેવાય. શારદાએ મને પૂછ્યું: 'ઘેર જઇને તમારે હવે રાંધવું પડશે ને?' મેં કહ્યું: 'હા.' એણે પૂછ્યું: 'ત્યાર પછી જમવું પડશે ને?' મેં કહ્યું: 'હા.' પણ એટલું સંભાષણ કીધા પછી પણ એને મને જમવાનું કહેવાની વાત યાદ ન રહી. હોય! બને! એમાં કોઈ આશ્ચર્યની વાત નથી. પણ એટલું યાદ રાખજો નવી મા, કે એ યાદ રાખવું કે નહિ એ સારાં–ખોટાંનો નહિ પણ આદતનો સવાલ છે." કહી રાખાલ નિરસ હાસ્યમાં તીક્ષ્ણ મશ્કરીનો ભાવ મેળવી જોરથી હસવા લાગ્યો.

સવિતા શું બોલવું તે વિચારી શકી નહિ. શારદા પણ તેમ જ નિઃશબ્દ ઉભી રહી.

રાખાલ મનમાં ને મનમાં સમજ્યો કે આ ખોટું થાય છે. તેનું કહેવું ખોટું ન હોવા છતાંય ખોટા કરતાંય વધારે ખોટું થાય છે. છતાં તે પોતાની જીભને કાબુમાં રાખી—અટકાવી શક્યો નહિ.

"તારક અહિં આવે છે, છતાંય મને મળતો નથી. શારદા કહે છે, કે એને વખત નથી. એમ બનવા જોગ છે, છતાં હું વખત મેળવીને ખાસ એને મળવા આવ્યો છું—જમવાને નથી આવ્યો મા!" આટલું કહી રાખાલ જરા થંભી ગયો; પછી પાછો બોલવા લાગ્યો:

"શારદાને કદાચ ભય હશે કે તારકને મારી હાજરી નહિ ગમે. મારી સાથે જમવા બેસવાનું એને સારૂં પણ નહિ લાગે. એને હું દોષ નહિ દઉં મા! તારક અહિં આજે તમારે ત્યાં મહેમાન છે. એની સુખ—સગવડો પહેલી જોવાવી જોઈએ. એ તમારી અને તમારા વતી શારદાની પહેલી ફરજ છે."

શારદા જેમની તેમ ચૂપ જ ઉભી રહી.

"તારક મહેમાન છે પણ તું તો મારાં ઘરનો—પોતાનો બાળક છે રાજુ! હું કોઈને કશી અગવડ નથી પડવા દેવાની. બીજા કોઈની ગમે તે મરજી હોય પણ તું તારે મારી સાથે બેસીને જમજે." સવિતા વ્યાકુળ થઈને બોલી.

"ના, એમ ન બને." રાખાલે માથું હલાવી એ માગણીનો અસ્વિકાર કર્યો. "ઘણું જીવો મારી બુઢ્ઢી નાની! અક્ષય રહો મારૂં કુકર! એમાં રંધાયલું મારે અમૃત જેવું છે. મોટાં ઘરનું ભારે જમણ જમવાનો મને એવો લોભ નથી."

"લોભને માટે નથી કહેતી રાજુ! પણ જો તું આજે જમ્યા વગર ચાલ્યો જઈશ તો મારા દુ:ખનો પાર નહિ રહે, એ હું તને કહી દઉં છું." સવિતા બોલી.

અપરાધ ઘણો ભારે થઈ ગયો.

"ખાત્રી નથી થતી નવી મા! મને લાગે છે કે તમે આ બોલવા ખાતર બોલો છો. બોલવું જોઈએ એટલે જ બોલો છો. હું એવો તે

જાણું છું કે જન્મ્યા વગર આવ્યો જાઉં તો તમારા દુઃખનો પાર ન રહે ? અને તમને કોને માટે દુઃખ નથી થતું ? તમારી તો એ પ્રકૃતિ છે ! ” રાખાલે વ્યંગમાં મર્મવેધક શબ્દતીર છોડયા.

“ તું આ શું કહે છે રાજુ ? ” સવિતા વિસ્મયપૂર્વક બોલી.

“ કોઈ નથી કહેતું એટલે કહ્યું છે, મા ! તમારાં સૌજન્ય, સહૃદયતા, તમારા વિચાર–બુદ્ધિની તુલના નથી. દુઃખીના તમે પરમ સંબંધી છો. પણ તમે દુઃખીના મા નથી. દુઃખ કરવું એ તમારૂં બહારનું ઐશ્વર્ય છે—અંતરનું ધન નથી. એથી જેટલી સહેલાઈથી ગ્રહણ કરો છો તેટલાં જ તિરસ્કારથી ત્યાગ કરો છો. તમને એથી લાગી આવતું નથી. ”

વિમલબાબુ વિસ્મયપૂર્ણ વિસ્ફારિત આંખે ને સ્તબ્ધ ભાવે જોઈ જ રહ્યા.

“ તમે મારૂં ઘણું કર્યું છે, નવી મા ! ” રાખાલે પાછું બોલવા માંડયુ : “ એ તો હું હંમેશાં સંભારી રાખીશ. કેવળ મોંઢેથી બોલીને નહિ, તન–મનની સમસ્ત શક્તિપૂર્વક ! તમારી સાથે કદાચ હવે મારે મળવાનું નહિ પણ થાય. મળવાની ઈચ્છા પણ નથી. પણ મારૂં જો કંઈક પુણ્ય હોય તો તેના બદલામાં પ્રભુ પાસે એટલી જરૂર પ્રાર્થના કરીશ, કે જેમ તેમણે પહેલાં તમારા પર દયા કરી હતી તેમ આ વખતે પણ—હવે પછી પણ હંમેશને માટે અંધકારમાંથી તમને પ્રકાશમાં સ્થાન આપે. ”

છેલ્લા શબ્દો બોલતા બોલતા રાખાલનો કંઠ રૂંધાઈ ગયો.

સવિતા ફાટી આંખે એકીટશે તેની તરફ જોઈ રહી. તેનું કહેવું સાંભળી તેને ખોટું લાગ્યું નહિ. ઉલ્ટી ગંભીર થઈને તે બોલી : “ એમ તો એમ, રાજુ ! ભગવાન તારી પ્રાર્થના મંજુર કરે. મારે કપાળે જેમ લખ્યું હશે તેમ બનશે ! ”

“ જાઉં છું નવી–મા ! ” રાખાલ બોલ્યો.

“ રાજુ, તને શું થઇ ગયું છે ભાઈ ? ” સવિતા ઉઠીને તેનો એક હાથ ઝાલીને બોલી.

"થયું શું હોય? નવી મા!"

"કોણ જાણે આજે તને કોણે આટલો બધો ચંચળ બનાવી દીધો છે! તું નિષ્ઠુર તો નથી—મ્હેણાં મારવાનો તો તારો સ્વભાવ પણ નથી. તેમ છતાં..." સવિતા વધારે ન બોલી શકી.

ઉત્તરમાં રાખાલે નીચા નમી તેની ચરણરજ લીધી. બીજું કાંઈ તે બોલ્યો નહિ. તે જતો હતો એટલે વિમલબાબુ વચ્ચે બોલ્યા: "રાજુ, આપણા બેનો વધારે પરિચય નથી, પણ મને એક સ્નેહી તરીકે સમજી લેજે."

રાખાલ એને એક અક્ષરનો પણ જવાબ આપ્યા વગર ધીરે ધીરે નીચે ચાલ્યો ગયો. કાલની માફક આજે પણ દાદર પાસે શારદા આવી ઉભી હતી. પાસે આવીને તે મૃદુ કંઠે બોલી:

"દેવતા?"

"કેમ! વળી તારે શું કહેવાનું છે?"

"તમે બોલેલા કે ઘણી શારદાઓમાંની હું પણ એક છું. તમારી એ વાત સાચી હશે!"

"એ હું જાણું છું."

"દયા કરીને તમે મને બચાવી એટલે જ હું બચી છું. તમે ઘણાનું ભલું કર્યું છે, તેમ મારું પણ કર્યું છે. એમાં મારી ભૂલ નથી થઈ. જો જીવતી રહીશ તો એટલું જ ફક્ત યાદ રાખવા માગું છું."

રાખાલે એના એ પ્રશ્નનો પણ ઉત્તર આપ્યો નહિ. તે ચૂપચાપ આવ્યો હતો તેમ ચાલ્યો ગયો.

## ૧૬

બીજે દિવસે સવારમાં હરિણપુર જવાની બધી તૈયારી થઈ ચુકી ત્યારે સવિતાએ શારદાને બોલાવીને કહ્યું: "તારા બીસ્ત્રા–પેટી હવે ઉપર મોકલી દે શારદા, તારક બધા સામાનની નોંધ કરે છે."

"મારા બિસ્ત્રા–પેટી નહિ આવે મા!" શારદાએ સંકોચ પામતા પામતા જરા થરડાતી જીભે કહ્યું.

એક નીચા સ્ટુલ પર બેસીને તારક નોટબુકના પાનાપર ઝડપબંધ સામાનની નોંધ કરતો હતો. શારદાનો ઉત્તર તેને કાને અથડાયો. નીચું રાખેલું મોંઢું ઉંચુ કરી વિસ્મિત સ્વરે તે બોલ્યો: "કેમ વારૂ?"

શારદાના ઉત્તરથી સવિતા પણ એટલી જ નવાઈ પામી હતી.

"સાથે લેવા જેવા બીસ્ત્રા–પેટી તારી પાસે ન હતા, તો તું પહેલેથી જ કેમ ન બોલી? આ બધાની ભેગાભેગી એની પણ ગોઠવણ થઈ જાતને!" સવિતા ધીમે શંકાશીલ સ્વરે બોલી.

"મારૂં બિછાનું જૂનું અને ફાટેલું છે, છતાંય મને તે સાથે લઈને આવવામાં શરમ નથી મા, પણ હરિણપુર મારાથી અવાય તેમ નથી એટલે જ!" શારદાએ એટલી જ હાવકાઈથી જવાબ દીધો.

"પણ એનું કંઈ–એકાએક આમ વિચાર બદલાઈ જવાનું કારણ?"

"મારાથી ક્યાંય જવાય તેમ નથી. નહિ તો મારી જાતને માની સેવામાંથી દૂર ખસેડીને આ શૂન્યપુરીમાં એકલા પડી રહેવાનો દંડ હું ભોગવત જ નહિ." શારદા શુષ્ક કંઠે બોલી.

નિર્વાક્ સવિતા શારદાનાં મુખ તરફ તીક્ષ્ણ નજરે જોઈ રહી. જાણે એના મુખભાવમાં એ કંઈ શોધતી હતી.

"પણ એમ શા માટે? કાલે તો તમે નવી–માની સાથે હરિણ-પુર આવવાને તૈયાર હતા; અને આજે સવારમાં આ ઘરમાંથી ક્યાંય જવાય તેમ નથી એમ નક્કી કરી નાખ્યું. પછી વળી આ નવું તૂત શું? એ બધાં જુઠ્ઠાં બહાનાં નહિ ચાલે? જો તમે સાથે નહિ આવો તો ત્યાં ગામડા ગામમાં નવી–માને એકલાં ગમશે શી રીતે? ના, ના. એમ જ નહિ ચાલે." તારક ઉત્તેજીત થઇને બોલી ઉઠયો.

"હું સાચું જ કહું છું તારકબાબુ, મારાથી ક્યાંય જવાય તેમ નથી. આ જુઠ્ઠાં બહાનાં નથી." શારદાએ પોતાનો નિશ્ચય જણાવતા કહ્યું.

"શું તમારે અહિંયા કાંઈ એવું ખાસ કામ છે?" અવિશ્વાસ-ભર્યા અવાજે તારકે પ્રશ્ન કર્યો.

શારદા સ્થિર દ્રષ્ટિએ પાષાણની પ્રતિમાવત્ ઉભી રહી. તેણે કશોય જવાબ દીધો નહિ.

"જવાબ કેમ નથી આપતા?" કેટલાક સમય સુધી જવાબની રાહ જોયા પછી તારક બોલ્યો.

છતાં ય શારદા નિરૂત્તર જ રહી.

"તો પછી તમારાથી બપોરની ગાડીમાં જવાશે શી રીતે નવી–મા? કોઇ સાથે નહિ આવે તો એ ગામડામાં–અજાણી જગ્યાએ તમે એકલા શું કરશો?" તારક હતાશ હૈયે હાથમાંની નોંધબુકને જમીન પર ફેંકી દઇ બોલ્યો.

સવિતા અત્યાર સુધી કંઈ બોલી ન હતી. ચૂપચાપ શારદા અને તારક વચ્ચેની વાતચીત તે સાંભળી રહી હતી.

"તારક, હું ગામડામાં જન્મી છું. જીંદગીનો મોટો ભાગ મેં ગામડામાં જ વીતાવ્યો છે. મને ત્યાં અગવડ નહિ પડે." એણે કંઈક ખંચકાતા અવાજે ને તૂટતાં દીલે કહ્યું.

" એ રાયજાદા કોણ છે તે કહેશો ? કે એના કહ્યા વગર તમે નવી-મા સાથે આ ઘર છોડીને બહાર પણ ન જઈ શકો ? રાખાલ જને ?" કઠોરતાથી શારદા તરફ નજર કરી તારક ચીડાઈને બોલ્યો.

તારકના આ ચોક્કસ મર્મવેધક શાબ્દીક આક્ષેપથી શારદાનું મોં અપમાનથી લાલચોળ થઈ ગયું. બીજી બાજુ સ્થિર દ્રષ્ટિ રાખીને તે શાંત સ્વરે બોલી : " મને આ ઘરમાં જે મુકી ગયા છે તેમની રજા વગર બીજે ઠેકાણે જવાનું મારાથી બની શકે તેમ નથી. તમે નાહકનો ક્રોધ કરો છો. "

શારદાનો જવાબ સાંભળી સવિતા ચમકી ઉઠી. પરંતુ તારકનો અવાજ એકદમ ધીમો બની ગયો. તેણે અજાયબીથી પ્રશ્ન કર્યો : " પણ એમનો તો બહુ દિવસ થયા પત્તો નથીને ?"

તારક તરફ જોયા વગર સવિતાની સામે આવી, નમીને પ્રણામ કરી શારદા બોલી : " મા, બીજા બધા મારી ભૂલ માનશે પણ તમે ભૂલ નહિ માનો તેની મને ખાત્રી છે. "

સવિતાએ ગંભીર આંતરભાવે છતાં સ્નેહથી શારદાનાં માથા પર હાથ ફેરવ્યો. પછી અત્યંત ગાઢ અને મૃદુ સ્વરે તે બોલી : " સોનાને હંમેશાં પિત્તળ કહેવાની ભૂલ કોઈ નહિ કરે શારદા ! આજે નહિ સમજે તે બધાંય એક દહાડો તને સમજી શકશે !"

શારદાની આંખોમાં આંસુ ઉભરાયાં. તે કંઈક બોલવા ગઈ પરંતુ જીભ ન ઉપડી-બોલી શકી નહિ. મસ્તક નમાવી તે ગુપચૂપ આંસુ સરતા રોકવા ભારે પ્રયત્ન કરવા લાગી.

અનુકંપિત સવિતા શારદાને પાસે ખેંચી લઈને બોલી :

" તારે મને કશુંય સ્પષ્ટ સમજાવવાની જરૂર નથી, શારદા. મારી સાથે ન આવતા તને કેટલું દુઃખ થાય છે, તે હું જાણું છું. "

* * * *

ગાડીને ઉપડવાના દોઢેક કલાક પહેલાં તારક સવિતાને લઈને સ્ટેશન પર આવી પહોંચ્યો. સરસામાનને ગણી, મજુર કરી, જુના દરવાન મહાદેવને સુપ્રત કરી દીધો હતો. બ્રેકવાનમાં મુકવાના સામાનનું વજન કરાવીને, રેલ્વે કંપનીને તે સુપ્રત કરી દઈને, રસિદ કઢાવી લઈ સાચવીને ગજવામાં મુકી તારકે નચિંત બની સેકન્ડ કલાસ લેડીઝ વેઈટીંગ રૂમની સામે આવીને બૂમ પાડી: "નવી–મા!"

સવિતા વેઈટીંગ રૂમની અંદર બારણા સામે આવીને ઉભી રહી.

સામાનનું વજન કરાવી બ્રેકમાં મુકાવીને રસીદ લઇ આવ્યો છું. એ બાજુની ચિંતા ટળી. હવે ગાડી પ્લેટફોર્મ પર આવે એટલે બસ!" તારક રૂમાલ વડે કપાળ પરનો પરસેવો લુછતાં લુછતાં કહેવા માંડ્યું: "તમને બિછાનું પાથરીને બેસાડી દઈશ ત્યારે શાંતિ થશે."

"વળી ક્યાંક નવી–માનું હરિણપુર આવવાનું રોકાઈ જાય એની તને બહુ બ્હીક છે નહિ?" સવિતા જરા મોં મલકાવતા બોલી.

"જરૂર. જ્યાં સુધી આ છોકરાની ઝુંપડીમાં માની પગરજ ન પડે ત્યાંસુધી મને મારી વિધાતા પર વિશ્વાસ નથી બેસતો." તારકે હસતા હસતા જવાબ દીધો.

* * * *

ઉપડવાના અર્ધાક કલાક પહેલાં ગાડી પ્લેટફોર્મમાં આવીને ઉભી રહી.

તારકે વેઈટીંગ રૂમ પાસે આવીને મોટેથી બૂમ મારી: "નવી–મા, ચાલો. ગાડી આવી ગઈ છે."

દરવાન મહાદેવ વેઈટીંગ રૂમની બહાર કેટલાક બીસ્ત્રા–પેટીના બંડલો પર બેઠો બેઠો શેકેલા ચણા ફાકી રહ્યો હતો. તે ઝટપટ રહ્યાં-સહ્યાં તમામનો એકસામટો મોંમાં ફાકો મારી, પાઘડી ઠીક કરતો હાંફળો ફાંફળો ઉભો થઈ ગયો.

પગથી માથા સુધી રેશમી ઉપરણું–ચાદર ઓઢેલી સવિતા, શિશુની મા–નોકરડી સાથે ગાડી તરફ તારકની પાછળ પાછળ ચાલતા

ચાલતા બોલી: "તું મને ઈન્ટર કલાસના સ્ત્રીઓના ડબ્બામાં બેસાડી દે, તારક! શિશુની મા પણ મારી સાથે જ બેસશે."

તારક ચમકીને ત્યાં જ ઊભો રહ્યો.

"મેં તો તમારે માટે સેકન્ડ કલાસની ટીકીટ લીધી છે, મા! ઈન્ટર કલાસના ગંદા દુર્ગંધમય જનાના કમ્પાર્ટમેન્ટમાં તમારાથી કેમ બેસાય?" તારક બોલ્યો.

"પણ સ્ત્રીઓના ડબ્બામાં મુસાફરી કરવા હું ટેવાઈ ગઈ છું." સવિતાએ કહ્યું.

પણ તારકે અત્યંત જીદ કરી એક પછી એક અગવડો અને કષ્ટની ગણતી કરાવી સેકન્ડ કલાસના ડબ્બામાં જ આખરે સવિતાને બેસાડી દીધી.

ડબ્બો નાનો હતો. હજુ એમાં કોઈ બીજો પેસેંજર આવ્યો ન હતો. તારકે ડબ્બામાં ચઢી પોતાના ધોતીયાના છેડા વડે પ્લેટફોર્મ બાજુની બેઠકને સાફ કરી કાળજીપૂર્વક બિછાનું પાથરી દીધું. જો કે હાવરાથી વર્ધમાન સુધી જ જવાનું હતું, પણ તારકે તો દીલ્હી કે લાહોર સુધી જવાનું હોય એટલી ગોઠવણ કરી મુકી હતી.

સવિતા વિચારશૂન્ય બની બિછાના પર બેઠી. તારક કદાચ મનમાં ને મનમાં એવી આશા રાખતો હશે કે તેની આ સેવા અને ચાલાકીભરી મહેનતના સંબંધમાં નવી મા તેને સ્નેહપૂર્વક જરૂર કંઈક કહેશે, પણ ધોયેલ સફેદ ધોતીયું જુની બેઠક પરની ધૂળથી મેલું દેખાવા લાગ્યું તે છતાં ય નવી મા એક અક્ષર પણ ન બોલ્યા, એથી તારકનાં મનમાં ઘણું લાગી આવ્યું. આમ છતાં ય ભારે ઉત્સાહથી તેણે ઉપરનાં પાટીયા પર ટ્રન્ક, હેન્ડબેગ, સુટકેસ વિગેરે ચડાવી દીધાં. પાટીયાં તળે ફળની ટોપલી અને બીજી ચીજો સાચવીને ગોઠવી દીધી. મજુરને પૈસા આપી વિદાય કરી તે સવિતાની સામે આવીને થાકી ગયેલે અવાજે બોલ્યો: "તમે જરાક બેસો મા, હું એક ગ્લાસ લેમન-આઈસ

તમારે માટે લઈ આવું. કે પછી એક પ્લેટ આઇસ્ક્રીમ લાવું? તમારી શી ઇચ્છા છે મા?"

સવિતા તે વખતે બહાર લોકોની ઠઠથી ચીકાર એવા પ્લેટફોર્મ તરફ નિરુદ્દેશ દ્રષ્ટિથી જોઈ રહી હતી. તે કંઈક વિહ્વળ સાદે બોલી: "ના, ના, તારક, કશું ય નથી લાવવું. મારે કંઈ નથી જોઈતું."

તારક એ નકારને સાંભળ્યા વગર માથું હલાવીને બોલ્યો: "અરે વાહ! એમ તે કંઈ હોય કે? નથી જોઈતું કહો તે હું માનું કેમ? તમારું મોં કેટલું સુકાઈ ગયું છે, તે તો હું જોઈ શકું છું ને?

"સોડા–લેમન કે આઇસ્ક્રીમ એમાંનું કંઈ જ હું કદાપી પણ લેતી નથી. આગગાડીમાં હજુ મેં કોઈ વાર પણ જળસ્પર્શ નથી કર્યો. તું નાહકની એવી કોઈ ધમાલ કરીશ નહિ." સવિતા મૃદુ છતાં શાંત અને દૃઢ સ્વરે બોલી.

તારકનો એ સ્વભાવ હતો કે દરેક બાબતમાં વાદવિવાદ કરી પોતાની મરજીને બીજાની મરજી કે નામરજી વિરુદ્ધ તે તર્ક દ્વારા મનાવતો. પરંતુ નવી માના આ જવાબે તે કશું ય કરવાની હિંમત ન કરી શક્યો. ઉલટું મનમાં ને મનમાં તે ખોટું લાગ્યું હોય એમ વધારે મુંઝવણ અનુભવવા લાગ્યો.

પ્લેટફોર્મ પરના લોકોની ધમાલમાં સવિતાની બન્ને આંખો ઓચિંતી ચમકી ઉઠી. વિમલબાબુ દૂરથી આવતા દેખાયા. એ પ્રશાંત, સૌમ્યમૂર્તિ ઝડપી પગલે આવતી હતી. ગાડીના ડબ્બે ડબ્બે શોધાતી નવી માની નજર સાથે નજર મળી જતાં તે એકદમ ત્યાં દોડી આવ્યા. તેમને જોતાં સવિતાના ચહેરા ઉપર તેમજ આંખોમાં ધીરે ધીરે આનંદનાં સ્નિગ્ધ કિરણો ઝળહળવા લાગ્યાં.

વિમળબાબુ પ્રસન્ન હાસ્યે સવિતાના ડબ્બા સામે આવીને ઉભા રહ્યા. તારક ઝટપટ પ્લેટફોર્મ પર કુદી પડી પુલકિત કંઠે બોલ્યો: "ઓહો, આખરે તમે સ્ટેશન પર પણ આવ્યા ખરા! અમે ધારેલું કે

તમે ઘેર મળવાને આવશો; પણ ગાડીનો વખત થયો ત્યાં સુધી ન દેખાયા. છતાં તમે આવશો જ, એમ અમે ધારેલું તો ખરૂં જ."

"અમે એટલે?" વિમલબાબુએ સવિતાનાં મોં તરફ નજર તાકીને શાંત અવાજે તારકને પૂછયું.

વિમલબાબુનો પ્રશ્ન સાંભળતા તારક સવિતા તરફ જોઈ એકાએક શરમાઈ ગયો. બહુવચનને બદલે એકવચનમાં બોલ્યો હોત તો જ સારૂં દેખાત. હવે નવી–મા એ માટે શું ધારશે? એ વિચારે એ જરા મુઝાયો. પરંતુ નવી–માએ એને એ શરમમાંથી સત્વર ઉગારી લીધો.

"તારક બરાબર કહે છે. આજે સવારમાં તમે ઘેર આવશો એમ અમે ધારતા હતા. શારદા પણ તમારે માટે એમ જ કહેતી હતી." સ્નિગ્ધ હાસ્ય કરીને સવિતા બોલી.

"શારદા ક્યાં છે?" વિમલબાબુ સવિતાના ડબ્બામાં એકવાર નજર ફેરવી તે ન જણાવાથી સાશ્ચર્ય બોલી ઉઠયા.

"હયો, એ વળી શહેરનાં નળનાં પાણી અને ઇલેકટ્રીકના તેજ છોડીને ગંદા ગામડામાં રહેવા જાય કે? પહેલેથી મહેરબાની કરી કોઈની ગોઠવણ કરી લેવાનું કહ્યું હોત તો સારૂં થાત, કે અમને આટલી મુસ્કેલીમાં તો ન મુકાવું પડત.". સવિતા જવાબ દે એ પહેલાં જ તારક કટાક્ષભર્યે સ્વરે બોલી ઉઠયો.

"શારદા તમારી સાથે હરિણપુર નથી આવતી?" વિમલબાબુ ચમકીને બોલ્યા.

સવિતાએ ઉદાસીનતા છૂપાવવાનો ડોળ કરતા મૌન રહીને જ માથું હલાવી સમજાવી દીધું કે શારદા આવી શકી નથી.

વિમલબાબુ મુંઝાયા. ડાબા હાથને ઉંચો ફેરવી કાંડા પર બાંધેલા સોનાના રીસ્ટ વૉચ પર નજર કરી તે બોલ્યા: "હજી વખત છે. હમણાં જ મોટરમાં જઈને શારદાને તેડી લાવું છું, નવી! હું જઈને કહીશ તો એનાથી ના નહિ કહેવાય."

"તમે કહેશો તોપણ એ નહિ આવી શકે. નાહક એ વધારે દુઃખી થશે." સવિતાએ તેમને જતા અટકાવી કહ્યું.

"એટલે ?" વિમલબાબુએ વિસ્મીત થઈને પૂછ્યું.

"કોઈક દહાડો વળી એનું કારણ કહીશ."

"આ બધું છે શું નવી ?" વિમલબાબુ સવિતાના મોં તરફ થોડીક વાર જોઈ રહીને બોલ્યા.

"એનાથી આવી શકાય તેમ છે જ નહિ. નહિ તો મારી સાથે આવવાની બાબતમાં હું પોતે જ એને રહેવા દેત કે નહિ એ શંકા છે. ગમે તેમ હોય, પણ મારૂં એક કામ તમારે કરવાનું છે. શારદા એકલી ઘેર રહી છે, તો તમે વચ્ચે વચ્ચે એની ખબર–અંતર લેતા રહેજો." સવિતાએ કહ્યું.

શારદાનાં વર્તનથી તારક તેના તરફ એટલો તો ચીઢાઈ ગયો હતો કે નવી માએ શારદાની અકૃતજ્ઞતાનો લેશ માત્ર ઉલ્લેખ ન કર્યો એટલું જ નહિ પરંતુ ઉલટું વિમલબાબુને તેની દેખરેખ રાખવાનું સુપ્રત કર્યું; એથી તે મનમાં ને મનમાં બહુ જ બળી ઉઠયો.

પરંતુ મનમાનો એ રોષ એ લોકોની સામે પાછો પ્રગટ ન થઈ જાય તે માટે ત્યાંથી સરકી જવાની ઈચ્છાથી તે બોલ્યો: "શિબુની મા અને દરવાન બરાબર બેસી ગયા કે નહિ તે હું એકવાર જરા જોઈ આવું." કહી તે બીનજરૂરી ઝડપે બીજી દિશા તરફ ચાલ્યો ગયો.

"શું થયું છે ? તારક કંઈક ઉશ્કેરાઈ ગયો હોય એમ લાગે છે !" વિમલબાબુ સવિતા તરફ સ્નેહસૂચક નજર કરી બોલ્યા.

"શારદા મારી સાથે ન આવી તેથી તારક તેના પર ગુસ્સે થઈ ગયો છે. એને એમ લાગે છે કે ગામડા ગામમાં હું જાતજાતની મુસ્કેલીઓ વચ્ચે જાઉં છું. શારદા જો મારી સાથે હોત તો મને બધી સગવડ મળત." સવિતા મંદ હાસ્ય કરી બોલી.

"એવું ફક્ત તારક જ ધારે છે એમ નથી. મને પણ એમ જ લાગે છે નવી !" વિમલબાબુએ પોતાનાં મનનો ઉદ્વેગ જાહેર કર્યો.

"પણ હું આજે એથી તદ્દન ઉલટું ધારું છું." સવિતા કરૂણ સ્મીત કરી બોલી.

વિમલબાબુએ સવિતાનાં મોં પર આટલું કરૂણ સ્મિત પહેલાં કદાપી ન્હોતું જોયું. તેનું અંતઃકરણ અંતર–વેદનાથી પીડાતું હોય એમ જણાવા લાગ્યું. સવિતાનાં મુખ પ્રતિ દ્રષ્ટિને સ્થિર કરીને જોતાં તે બોલ્યા: "મને એનું કારણ નહિ કહે નવી?"

"એ બધી વાત હું તમને એક દિવસ કહેવા ધારું છું. બીજું કોઈ મારા એ અંતરદાહને સમજી નહિ શકે–અન્ય કોઇને એના પર વિશ્વાસ પણ નહિ આવે! મારે કહેવા જેવું ઘણું છે. આ તેર વરસમાં રોજ ને રોજ, દહાડે ને રાતે જે સવાલ દીલમાં ધમપછાડા માર્યા કરે છે તે સવાલનો આજ સુધીમાં મને જવાબ નથી મળ્યો. ભગવાનના ચરણ પાસે મેં વારંવાર ઘુંટણીએ પડીને જણાવ્યું છે કે 'હે પ્રભુ, તારાથી તો કશું અજાણ્યું નથી. આટલી બધી નિર્મળ જીજ્ઞાસા તેંજ મારી જીંદગીમાં જગાવી છે. તને હું એ માટે કાંઈ નહિ કહું. કેવળ એનો સત્ય ઉત્તર તું મને આ જીંદગીમાં આપી દેજે. એ સિવાય મેં બીજું કશુંય વિનંતિ કરવા જેવું રાખ્યું નથી. તું ગમે તેટલું ભારે દુઃખ મારા પર નાખ, હું તેને તારા હાથનું દાન સમજીને આનંદથી ઉપાડી લઇશ; પણ મારી જીંદગીમાં તું દુઃખ તો મોકલતો જ નથી. તું તો કેવળ કઠોર મશ્કરી મોકલે છે. દુન્યવી માનવીઓની મશ્કરી સહન કરવી ભારે નથી, પણ દેવ, તારી એ દૈવી દયાહીન મશ્કરી તો કેમે કરી સહન નથી થતી!"

વિમલબાબુનાં આનંદી મુખ પર એક કઠિન વેદનાયુક્ત છાયા ઘેરાઈ વળી. તેમણે એક પણ શબ્દ ન ઉચ્ચાર્યો. બીજી દિશા તરફ દ્રષ્ટિને સ્થિર કરીને તે ચૂપચાપ ઉભા રહ્યા. એ દ્રષ્ટિ જાણે આ લોકમાંથી પરલોકમાં ન મંડાઈ હોય!

ઘણો વખત પસાર થઈ ગયો. સવિતાએ અસ્ફુટ મૃદુ સ્વરે તેમને બોલાવ્યા:

"દયામય!"

વિમલબાબુએ પાછળ ફરીને જોયું.

"નવી વહુ!" જવાબમાં સ્નેહભર્યા સ્વરે તેમણે તેને સંબોધી.

સવિતા અચાનક આ સંબોધને ચમકી ઉઠી. મોં પર ઉદ્વેગ અને વેદનાનાં ચિહ્ન અંકિત થયાં. વિમલબાબુનાં મુખ પ્રતિ તાકી રહીને તેણે કહ્યું: "એક વાત કહું? ખોટું નહિ લાગે?"

વિમલબાબુ સવિતાના પ્રશ્નનો તરત કશો જવાબ ન આપી શક્યા. થોડીક ક્ષણો શાંતિમાં પસાર કરીને તે ધીરે ધીરે બોલ્યા: "નવી, હજુ પણ તું 'જરાક ખોટું લાગવાની' બ્હીક છોડીને ઉપર જઈ શકતી નથી, એનું કારણ શું છે? પણ એ વાત જવા દે. શું કહેવા ઇચ્છે છે? બોલ જોઉં! મને જરા પણ ખોટું નહિ લાગે."

"કૃપા કરી આજ પછી કદી પણ તમે મને નવી વહુ કહીને બોલાવશો નહિ." સવિતા દ્રષ્ટિને નીચી રાખી બોલી.

વિમલબાબુ થોડીકવાર સવિતા તરફ તાકીને જોઈ રહ્યા. તેમણે જોયું તો સવિતાનાં બે સુંદર નેત્રો બે શિશિરસિક્ત કમળપાનની જેમ અશ્રુભારથી ટપકી રહ્યાં હતાં.

વિમલબાબુને તે કંઈક કહેવા ગઈ પણ કહી શકી નહિ. તેની જીભ તાળવે ચ્હોંટી ગઈ. તેનો અવાજ રૂંધાઈ ગયો. તેના બદલાતા મુખભાવ ઉપરથી વિમલબાબુએ એ બધું જોઈ લીધું.

પ્લેટફોર્મ પરથી ડબ્બામાં આવીને તેમણે સવિતાની સામેની બેઠક પર જગ્યા લીધી. પછી સ્નેહાર્દ્ર અને સંભ્રમપૂર્ણ સ્વરે તેઓ બોલ્યા: "તને નામ દઈને બોલાવવાનો તું મને અધિકાર ન આપી શકે? એમાં શરમાવા જેવું કંઈજ નથી. જો કોઈ વાંધો હોય તો હું જરા પણ ખોટું લગાડવાનો નથી. મને ફક્ત એટલું જ કહી દે કે મારે તને શું કહીને બોલાવવી, કે જેથી તને ખોટું ન લાગે, અગર તો ભૂતકાળની કોઈ સ્મૃતિ એથી યાદ આવતાં તું દુઃખી ન થાય.

જો કે મને બીજી કંઈ ખબર નથી. કદાચ એટલા માટે પણ તને હું ખોટું લગાડતો હોઉં!"

સવિતા આ વેળા આંખોમાંથી સરતા બે ચાર અશ્રુબિન્દુઓને અટકાવી શકી નહિ. છતાં સત્વર સાવધ થઈ આંખોને લુછી નાખીને તેણે મોં ફેરવી લીધું. જાણે એકની એક વાત વારંવાર કહેવાને પ્રયત્ન કરવા જતાં શરમ અને દુઃખથી તેનો કંઠ રૂંધાઈ જતો હતો.

"મુંઝાઈશ નહિ. કહે હું તને શું કહીને બોલાવું તો તું સહજ ભાવે જવાબ દઈશ?" વિમલબાબુના પ્રશ્નમાં જેટલી જિજ્ઞાસા હતી એટલીજ અનુકંપા ને આદ્રતા હતી.

સવિતા આમ છતાંય નિરૂત્તર રહી.

"મને રેણુની મા કહીને બોલાવજો." ત્યાર બાદ ઘણીવારે કંઈક વિચાર ને સંકોચપૂર્વક તેણે કહ્યું.

વિમલબાબુનાં મુખ પર સહાનુભૂતિની કોમળ કરૂણા ફુટી નીકળી.

"બહુજ સરસ. આનો વિચાર કરતાં હું તો ચૂપ જ થઈ જાઉં છું. તારો આટલો સુંદર પરિચય મને અત્યાર સુધી કેમ નહિં પાડયો તે કહીશ?" સ્નિગ્ધ કંઠે તે બોલ્યા.

સવિતા ચૂપ જ રહી.

"અને તેં મને કેટલું આપ્યું તે કદાચ તું પોતે પણ નહિં જાણતી હોય, રેણુની મા! તેં મને આપેલું આ માન આ વિશ્વાસની જાણે મર્યાદા રાખશે. આજે હવે મારે ઈતર કથનીય કામના નથી."

વિમલબાબુ કદાચ બીજું પણ કંઈક બોલત, પણ ગાડી ઉપડવાની સૂચના આપતો બીજો ઘંટ વાગ્યો. કાંડે બાંધેલી ઘડિઆળમાં જોઈને તે ઉભા થઇ ગયા.

"હવે જાઉં છું ત્યારે. હરિપુરમાં રહેવાનું જો ઠીક ન લાગે તો જલ્દી પાછા આવતા રહેજો. ચિંતા કરશો નહિં. જો તારકને પાછા મુકી જવા જેટલી રજા ન મળે તો મને ખબર કરજો, અગર રાજુને લખજો. એ આવીને તેડી જશે. જરૂર હશે તો હું પણ આવી શકીશ."

વિમલબાબુ ગાડીમાંથી ઉતરી પડયા. તારક ઝપાટાબંધ આવતો હતો. તેના હાથમાં એક બરફવાળા રંગીન પાણીનો ગ્લાસ હતો. એમાં શરબત કે જીંજર જેવું કંઇક હતું! વિમલબાબુના હાથમાં એ ગ્લાસ પકડાવી દઇને તે બોલ્યો: "નવી માને તો એક ચાંગળું પાણી પણ પીવડાવી શકયો નહિં, હવે તમે પણ આનો અસ્વીકાર ન કરતા!"

"ના, ના લાવ." વિમલબાબુ હસીને બોલ્યા.

ગ્લાસને વિમલબાબુના હાથમાં આપી તારકે ગજવામાંથી કેળનાં પાંદડામાં વિંટાળેલા પાન કાઢયાં.

ત્યાં તો છેલ્લો ઘંટ વાગ્યો. ગાર્ડની સીસોટી સંભળાઇ.

"હવે ગાડી ઉપડશે, તારક જલ્દી ચડી બેસ. તારા આ અતિથી-સત્કારમાં મારા દહાડા કેમ કરીને જશે એનો જ મને તો અત્યારથી વિચાર આવ્યા કરે છે." સવિતા બોલી ઉઠી.

વિમલબાબુ તેનાં પીણાને હજી પૂરું કરી શક્યા ન હતા. તેમને હસતાં હસતાં અંતરાશ આવી ગઇ.

"આહા!" સવિતા વ્યગ્ર ભાવે હુંપું મોં મલકાવતી બોલી ઉઠી.

વિમલબાબુ હોઠ પાસેથી ગ્લાસને જરા નમાવી સવિતા તરફ જોઇ ખડખડાટ હસી પડ્યા.

આગગાડી એ જ વખતે ધીમે ધીમે ચાલવાની શરૂઆત કરી ચૂકી હતી.

"નમસ્તે." કહી તારક ચાલતી ગાડીએ ઉપર ચઢી ગયો.

વિમલબાબુના હાથમાં ગ્લાસ એમનો એમ સ્થિર રહી ગયો. જ્યાં સુધી નજર પહોંચી ત્યાં સુધી તેઓ આગળ ને આગળ દોડતી આગગાડીને ઉભા ઉભા વિહ્વળતાપૂર્વક જોઇ રહ્યા!

૧૭

વ્રજબાબુના ભત્રીજાઓ અને પિત્રાઈ નાનો ભાઈ નવીનબાબુ જે બાર તેર વરસથી ઘરબારનો નિરાંતે ભોગવટો કર્યા કરતા હતા તે વ્રજબાબુને તેમની દિકરી સાથે દેશમાં પાછા આવેલાં જોતાં તેમને આનંદપૂર્વક સત્કારી શકયા નહિ.

ગામમાં વ્રજબાબુનું પોતાનું બે મજલાવાળું મકાન હતું. એમના બગીચા, તળાવ, જમીન–જાગીર વિગેરેનો કેમ જાણે પોતે જ સાચા હકદાર હોય એમ સ્વેચ્છાપૂર્વક ઉપયોગ કરીને તેઓ રહેતા હતા. આ બધાયનો ભાગીદાર, ખરૂં કહીએ તો મૂળ માલિક જે હતો તે આજે ખુદ આવીને ઉભો રહ્યો. ખરેખર એ લીધેલું ગુમાવવાની વાત હતી. પરંતુ તે છતાં ય વ્રજબાબુના ભત્રિજાઓ કે પિત્રાઈ નવીનબાબુએ તેમને દેશમાં આવવા માટે હા–ના પાડવાની હિંમત કરી નહિ. કારણ કે થોડાક મહિના ઉપર એ વ્રજબાબુએ જ તેમને એક કીમતી ખેતર દાન તરીકે લખી આપ્યું હતું. એની વાર્ષિક આવક સહેજે હજારેક રૂપિયા જેટલી થવા જતી હતી. પરંતુ તેથી તેઓ કાંઈ પોતાનાં કુટુંબને રહેવાના અંદરના ઓરડાઓમાં વ્રજબાબુ કે રેણુને રાખી શકે તેમ ન હતું. એટલે ઘણો વિચાર કરીને આખરે તેમણે વ્રજબાબુને ઘરનો બહારનો ભાગ કાઢી આપ્યો.

એક મજલાવાળો એ બહારનો ભાગ જૂની પુરાણી ઈંટોથી ટકેલો–જરા પડતર જેવો હતો! એમાં અંદરખાને બે મોટા ઓરડા હતા. ઓરડાને અડીને અંદરની બાજુએ બેઠક અને બહારની બાજુએ

ખુલ્લો ઓટલો હતો. ઘરની બન્ને બાજુએ એક એક નાની ઓરડી આવેલી હતી. એક ઓરડી નોકરોને તમાકુ કેળવવા અને પીવા માટે હતી અને બીજી ઓરડી દિવાબત્તી વિગેરે રાખવા માટે હતી. વ્રજબાપુને મળેલા ભાગમાં આટલું હતું.

ઓરડાઓને સાફસુફ કરાવી, ગાર–ગોરમટી કરાવી, બે ખાટલા ઢળાવી માટીના નવા ઘડામાં પીવાનું પાણી ભરાવી રાખીને કર્તવ્ય–નિષ્ઠ ભત્રીજાઓ બક્ષીસમાં ખેતર આપનારા કાકા તરફનું કર્તવ્ય પૂરું કરી ચૂકયા હતા.

ગામમાં આવી પહોંચ્યા તે દિવસે વ્રજબાપુ અને રેણુનાં એક વખતનાં ભોજનની વ્યવસ્થા પણ તેમને ત્યાં થઈ હતી. પરંતુ તે તેમનાં રહેવાનાં ઘરમાં થઈ ન હતી. જમવાનું બહારના સોંપાયલા ભાગમાં પહોંચાડી દેવામાં આવ્યું હતું.

વ્રજબાપુએ એ તરફ વિશેષ લક્ષ ન આપ્યું હોવા છતાં ઉમર-લાયક થયેલ બુદ્ધિમતી રેણુને એનો અર્થ સમજતાં વાર લાગી નહિ. પરંતુ તે મૂળથી જ ઓછાબોલી અને સહનશીલ પ્રકૃતિની છોકરી હતી. કોઈ જાતના વ્યવહારથી મનમાં આઘાત કે અપમાન લાગતાં પણ જરા જેટલીય ચંચળતા દાખવવી એ એના સ્વભાવથી વિરૂદ્ધનું હતું.

*　　*　　*　　*

કાકાએ દેશના ઘરમાં લાંબે સમયે પગ મુકતાં જ ભત્રીજાઓએ પ્રણામ કરી કુશળ સમાચાર પૂછયા. પછી પહેલું જ તેમણે એ જાણવા માગ્યું કે એઓ આટલે દહાડે અહીં–ગામડા ગામમાં ઘેર પાછા શા માટે આવ્યા હતા? વાતચીત કરતાં તેમને જ્યારે એમ જણાયું કે અઢળક ધનવાળા કાકા–વ્રજબાપુ આજે ધનહીન અને ઘરબાર વગરના થઇ ઉંમરલાયક કન્યા સાથે જીંદગીનો રહ્યો સહ્યો કાળ અહિં ગામમાં નિર્ગમન કરવાનો નિશ્ચય કરીને પાછા આવ્યા છે, ત્યારે તેઓ ખરેખર ગભરાઈ ગયા. વ્રજબાપુનાં શરીરની સ્થિતિ જોતાં ઉંમર લાયક અવિવાહિત કન્યા તેમની ખાંધે વધુ વખત ટકી શકે તેમ નહોતું જણાતું. છેવટે આ ડોસો

છોકરીનો બોજો ભત્રીજાઓ પર નાખતો જશે કે શું ? આવડી મોટી—કુલત્યાગીની માતાની અવિવાહીત કન્યાને આ દુનિયામાં આશ્રય આપીને આપત્તિનો ભાગીદાર કોણ થશે ?

વ્રજબાબુ પોતાના ગૃહદેવતા ગોવિંદજીને પણ સાથે જ લાવ્યા હતા. કૌટુંબિક દેવસેવાના ઓરડામાં તે ગોવિંદજીની પ્રતિમાને પધરાવવા લઈ જતા હતા, ત્યાં નાનાભાઈ નવીનચંદ્રે ભત્રીજાઓ વતી સામે આવીને હાથ જોડી વ્રજબાબુને કહ્યું: “મોટા ભાઈ, એક વાતથી તમે અજાણ્યા નથી. મોઢે બોલતાં તો જાણે હૈયું ફાટી જાય છે, પણ જણાવ્યા વગર છુટકો નથી. તમે જો રજા આપો તો ચોકખે ચોકખું જણાવી શકું.”

નિર્વિરોધી સ્વભાવના વ્રજબાબુ ભાઈની આ સવિનય ભૂમિકાથી છંછેડાઈ પડ્યા. તે બોલ્યા: “શું છે નવીન ? મને કહેવામાં વળી રજા કેવી ? કહી દે. હમણાં જ કહી દે. તને મારાં આગમનથી અગવડ પડે છે, એમ જ ને ? હું એટલું તો સમજી શકું છું કે તમે પણ હવે છેક છેલ્લી ઘડીએ...”

વ્રજબાબુ દીલમાં દબાયલી વધુ વાત શબ્દોમાં કહી શક્યા નહિ, પણ તીક્ષ્ણબુદ્ધિ નવિનચંદ્ર અને બીજા ભત્રીજાઓ તેમનો હેતુ સમજી ગયા. ઉત્સાહિત થઇ ને નવીનબાબુએ પહેલાં કરતાંય વધારે ગંભીર બની ઘણા વિનયપૂર્વક અનેક આડી અવળી વાતો કહી પોતાની નિર્દોષતા માટે ભારે ભારે પ્રમાણપત્રો આપીને જે કંઇ જણાવ્યું તેનો મુખ્ય મુદ્દાનો સાર એટલો જ હતો કે વ્રજબાબુ અને રેણુને જો નવીનબાબુ પોતાનાં ઘરમાં રહેવા દે તો તેથી તેને ગામમાં પતિત—હલકા થઈ એઆખરૂં થવું પડે ! આખું ગામ જાણતું હતું કે આ રેણુને ત્રણ વરસની છોડી દઈને તેની મા દૂરના સગપણવાળા એક નણદોઈ નામે રમણીબાબુ સાથે જાહેર રીતે ઘરબાર મુકીને ચાલી ગઈ હતી. બાર તેર વરસ પહેલાંની જ એ વાત હતી. ગામમાં હજી કોઈ એ વાતને ભૂલ્યું ન હતું. પોતાને માટે એ નામોશી ભરેલું ને નીચું જોવા જેવું હતું !

વ્રજબાબુ ચિંતાતુર ચહેરે મસ્તક નીચું નમાવીને બેસી રહ્યાં. તેમનું આ અસહાય મોઢું જોતાં ગમે તેવું વજ્ર હૃદય પણ વ્યથિત થયા વિના રહે તેમ ન હતું. નવિનચંદ્રને પણ સહજ વાર તો હૃદયમાં લાગી આવ્યું પણ તેયે શું કરે? એને અત્યાર સુધી એક માત્ર આશા હતી! વ્રજબાબુ પુષ્કળ પૈસાદાર માણસ હતા. અને ગામડા ગામમાં પૈસા ખરચતાં ઘણાનાં મોં બંધ કરી શકાય! પરંતુ આજે તો એ ગરીબ—ફુટી કોડી વગરના થઈ ગયા હતા. વળી લગ્નને યોગ્ય ઉંમરલાયક કન્યાને આટલી વાર સુધી કુમારી રાખવાનો ગુન્હો ગામનું કોઈ માણસ માફ કરી શકે તેમ ન હતું. ઉપરાંત એ કન્યાને શરીરેથી એકવાર ચઢેલી પીઠી ઉતરી ચૂકી હતી, આદર્યાં લગ્ન અધુરાં રહ્યાં હતાં—અને એનું મૂળ કારણ પણ એની કલંકીતા માતા હતી એમ સૌ માની બેઠા હતા!

નવી વહુએ ગૃહત્યાગ કર્યો ત્યારે ગામના નવરા ન્યાતીલાની બેફાગ કુથલીઓથી જ કંટાળીને—ત્રાસીને વ્રજબાબુને ગામનું આ ઘર છોડીને ગોવિંદજીને તથા નાની પુત્રીને સાથે લઈને કલકત્તામાં રહેવા જવાની ફરજ પડી હતી. અત્યારે એજ ઘેર પાછા આવતાં પહેલાં કોણ જાણે કેમ એ વાત એમને યાદ જ ન રહી, એનો ખ્યાલ આવતાં વ્રજબાબુ ખરેખર અજાયબ થઈ ગયા.

ગામમાં ચાલતી આ ચિત્રવિચિત્ર ચર્ચાઓની ખબર રેણુને ન હતી. જો તે બિચારીને જરા જેટલીય ગંધ હોત, તો તે પોતાના વૃદ્ધ પિતાને અહીં આવતા જરૂર રોકત. પરંતુ હવે શું? એમનાથી આ સ્થિતિમાં ત્યાં રહી શકાય તેમ ન હતું. હવે જવું પણ ક્યાં?

વ્રજબાબુની આ ચિંતા દૂર કરવા નવીન બાબુ અને કૃતજ્ઞ ભત્રીજાઓ વારંવાર પોતાનાં દીલના દુઃખ જણાવીને કહેવા લાગ્યાઃ : 'તેઓ તો પૂરેપૂરા નિર્દોષ હતા. તેમને તો વ્રજબાબુને તેમની કન્યા સાથે સન્માનપૂર્વક પોતાનાં ઘરમાં રાખવાનું બહુ બહુ મન હતું, પણ તેનો કોઈ ઉપાય ન હતો. એ તેમની કમનસીબી સિવાય બીજું કંઈ ન હતું.'

" નવીન, તમે કોઈ શરમાશો–ગભરાશો નહિ. હું મારી ભૂલ હવે સારી રીતે સમજી શકું છું. મારે એ બાબતનો પહેલેથી જ વિચાર કરવો જોઈતો હતો. ગમે તેમ હોય પણ આ મારા ગોવિંદજીની પરીક્ષા હોય એમ મને લાગે છે. જોઉં છું, હવે એની આ આકરી કસોટી મને ક્યાં–કેટલી હદ પર્યંતની પાયમાલી ને પડતીને પંથે દોરી જાય છે." વ્રજબાપુએ ગળગળા થઈને નિસાસો મૂક્યો.

" પણ કાકા, બધા કરતાં અમને તો રેણુનાં લગ્ન માટે બહુ ચિંતા થાય છે." વ્રજબાપુનો મોટો ભત્રીજો કંઠમાં બનાવટી કરૂણા ઉપજાવી બોલ્યો.

" એની જરાય ફિકર–ચિંતા તમે કોઈ ન કરશો, ભાઈ!" વ્રજબાપુ ધીરે સ્વરે ભાઈ અને ભત્રીજાઓને પોતાની ચિંતા ન કરવાને સમજાવવા લાગ્યા : " હું એને અને મારા ગોવિંદજીને સાથે લઈને વૃન્દાવનની જાત્રાએ ચાલ્યો જઈશ. એ દયામય દેવતાનાં રાજ્યમાં માના ગુન્હા બદલ દીકરીને કોઈ દોષિત નહિ ઠરાવે. જ્યાં સુધી જવાની સગવડ નહિ થાય ત્યાં સુધી અહિંઆ બેઠકના ઓરડામાં જ હું પડી રહીશ. કોઈને જરાય અડચણ નહિ આવે એ રીતે—"

ન્યાતીલાઓને પૂછપરછ કરતાં–તેમનો અભિપ્રાય જાણતાં જણાયું કે ઘરનાં દેવમંદિરમાં ગોવિંદજી તેમની પૂર્વવેદી પર પુનઃ અધિષ્ઠિત થાય એમાં કોઈને કાંઈ વાંધો નથી. ફક્ત વાંધો છે રેણુના દેવમંદિરમાં પ્રવેશ માટેનો–તેમજ દેવતા માટેનો ભોગ રાંધવા માટેનો–"

* * * *

વ્રજબાપુ મોઢેથી ભલે કાંઈ ન બોલ્યા, પરંતુ આ બનાવથી તેમને અંતઃકરણમાં ખરેખર કારી ઘા લાગ્યો હતો. તેમનાં જીવનના મુખ્ય લક્ષ્ય સમી પરમ પ્રિય ગોવિંદજીની મૂર્તિને પોતાની પુરાતન દેવપૂજાના ઓરડીમાં પધરાવી શકાઈ નહિ એથી તેમને અસહ્ય આઘાત લાગ્યો. બેસવાની બેઠકના ઓરડામાં પડ્યા પડ્યા ક્ષોભ અને દુઃખથી એ અત્યંત મુંઝાઈ ગયા. દુનિયાની જુદી જુદી ઉપાધીઓ

અને સર્વસ્વ હીન–ઘરબાર વિનાની દશા તેમનાં અંતઃકરણને જેટલી વ્યાકૂળ બનાવી શકી નહિ, તેથી વિશેષ પવિત્ર ગોવિંદજીની પ્રતિમાનાં પુનઃપ્રતિષ્ઠાનનાં નકારાત્મક અપમાને તેમનાં અંતરમાં અગ્નીની અસીમ જ્વાલા ધગધગાવી દીધી હતી.

ગામડામાં આવ્યા પછી રેણુને જરા ય નવરાશ મળતી ન હતી. ગોવિંદજીની પૂજા, પિતાજીની સેવા અને ગૃહકાર્યને અંગેની કાળજી રાખવાના હંમેશના કાર્યક્રમમાં જ તે રચી પચી રહેતી હતી. બીજી કોઈ બાજુએ નજર નાખવા જેટલો સમય તેને ભાગ્યે જ મળતો અને બનતાં સુધી તેમ કરવાની તેની ઈચ્છા પણ થતી ન હતી.

બહારની બે ઓરડીઓમાંની એક ઓરડી ગોવિંદજીને માટે અને બીજી પિતાજીને માટે તેણે નક્કી કરી દીધી હતી. પિતાજીના શયનખંડમાં એક ખુણામાં એક નાની પથારી પાથરી તે પોતે સુતી હતી. અંદરની બે બાજુની બે નાની નાની ઓરડીઓમાંની એકમાં અનાજ પાણીનો સરસામાન રાખવાનો ભંડાર અને બીજીમાં રસોડું બનાવ્યા હતા. ઘર આગળના ચોકમાં એક બાજુની થોડીક જગ્યાને ચોમેરથી વાડ કરીને બંધ કરી દઈ રેણુએ ન્હાવા માટેની કામચલાઉ ઓરડી જેવી બનાવી દીધી હતી. આમ એક તરફ જ્યારે રેણુ પોતાની ગરીબાઈનું દુઃખ ભૂલી નવીન નિવાસસ્થાન સજાવવા પાછળ પોતાનાં તન–મનને કામે લગાડી રહી હતી ત્યારે બીજી તરફ વજબાબુ વ્યાકૂળ ચિત્તે રાતદિવસ ચિંતા કર્યા કરતા હતા.

"હે ગોવિંદ, તને તારાં પોતાનાં મંદિરમાંથી બહાર કાઢીને હું અંતકાળે આ સન્માનહીન સ્થિતિમાં રહેવા દઈશ? શું એ મારે માટે ઉચિત છે પ્રભુ? પરંતુ મારી રેણુનું તો તારા વિના બીજું કોઈ નથી. જો હું તારું સન્માન સાચવીને ન્યાતીલાઓ ને સગાંઓની સૂચના મુજબ તને તારે સ્થાને પધરાવવાનું સાહસ કરું તો! તો પછી મારી રેણુંનું શું? એને તારી સેવાથી વંચિત કરવી પડે! અને એક સગા સ્નેહાળ બાપનો જીવ એવું નિર્દય પગલું ભરવા કેમ ચાલે?

એ બિચારી મા વિનાની પછી શા સુખ-સંતોષે જીવે ! હે પતિતપાવન, દયાના સાગર, શું તું મારી આ છેલ્લી સ્થિતિમાં મારી સાથે પતિત થઈને રહીશ ?"

સંધ્યાકાળે દિવાબત્તીને ટાણે આરતી કરતા કરતા વ્રજબાપુ આત્મભાન ગુમાવી એકાએક જમીન ઉપર ઢળી પડયા. જમણા હાથે ઝાલેલી પંચ પ્રદીપ આરતી અને ડાબા હાથમાં ઝાલેલી ઘંટડી નિશ્ચલ થઈ હેઠે સરી પડી. બંને આંખોમાંથી આંસુની ધારા વહેવા માંડી. તેમને કંઈજ ખ્યાલ ન હતો—કશુંય ભાન ન હતું.

"બાપુજી...બાપુજી..." પાસે ઉભેલી રેણુએ ગભરાઇને બૂમ મારી.

વ્રજબાપુની ચમક ભાંગી ગઈ. શરમાતાં—મુંઝાતા તેમણે ફરીથી પોતાની જાતને તથા આરતીના સાધનોને સંભાળી લઈ સત્વર બેઠા થઈ જઈ પાછી આરતી કરવા માંડી; છતાં તેમનું ચિત્ત આરતીમાં ન્હોતું.

ઉદ્વેગ ભર્યા ચિત્તે તે વિચાર કરતા હતા:

"હે ગોવિંદ, સંતાન-સ્નેહથી અંધ બનીને તારી પૂજામાં ધ્યાન મૂકી દઈને હું દોષમાં પડું છું એ સારી રીતે સમજું છું, પણ શું કરૂં ? તું જ મને ઉપાય સુઝાડ ! સન્મતિ પ્રેર ! હું તો હવે હતાશ-નિરૂપાય-નિરૂત્સાહી બની ગયો છું."

આ રીતે વધુ પડતા માનસિક આઘાતથી વ્રજબાપુ વિસંવાદી મનોદશાની અસરમાં હતા તે વેળા એક અવનવો બનાવ બની ગયો. એક દિવસ બપોરે પુજાની ઓરડીમાંથી બહાર નીકળી વ્રજબાપુ માથામાં ચક્કર આવતાં બેભાન થઈ મૂર્છા ખાઈ નીચે પડી ગયા. રેણુ ભય અને ઉદ્વેગથી ગભરાઈ ગઈ હોવા છતાંય સ્વભાવગત ધીરતા સાથે અર્ધ અચેતન પિતાને તેણે પૂછયું: "બાપાજી, નમુકાકાને કે મોટાભાઈને બોલાવું ?"

વ્રજબાપુ અતિશ્રમપૂર્વક ફકત એટલું જ બોલ્યા: "રાજુ—"

રેણુએ તે જ દિવસે રાખાલને આવવા માટે તાબડતોબ તાર મુકાવી દીધો.

ગામડાનો ડૉક્ટર મેડીકલ કોલેજમાં છઠ્ઠી પરીક્ષામાં એક બે વાર નાપાસ થયેલો હતો. છતાં ગામડામાં તેની કમાણી કંઈ ઓછી ન હતી. વ્રજબાબુને તપાસી જોયા પછી તેણે કહ્યું: "લોહીનું દબાણ પુષ્કળ થઈ જવાથી આમ બન્યું છે. સંભાળપૂર્વક માવજત અને દવા દારૂ થશે તો એ બચી જશે. પરંતુ ભવિષ્યમાં કદાપી જો ફરીથી આવો ઉથલો મારશે તો બચવાની આશા થોડી રખાય. જરા કાળજી રાખવાની જરૂર છે."

* * * *

.........રાખાલ તેના મિત્ર યોગેશની ક્લબમાંથી રાત્રે સાડા અગીયાર વાગે ઘેર આવ્યો. યોગેશ કોઈ રીતે રાખાલને છોડતો ન હતો. તેણે તેને આગ્રહ કરીને ક્લબમાં આજે જમાડ્યો પણ હતો.

દિલ્હીમાં કેટલીક લગ્નને યોગ્ય વયની કુમારી કન્યાઓ રાખાલને તેણે જબરજસ્તી કરીને દેખાડી હતી. તેમાંની એક કન્યાનો કાકો કલકત્તામાં એક ઓફીસમાં નોકરી કરતો હતો. દિલ્હીથી તે કન્યાના બાપની—પોતાના ભાઈની તાકીદ થતાં કન્યાના કાકાએ આવીને યોગેશને પકડયો હતો. રાખાલબાબુની સાથે તેની ભત્રીજીનાં લગ્ન તેણે કરાવી આપવાજ જોઈશે એવો તેણે તેને ખાસ આગ્રહ પણ કર્યો હતો. એ સજ્જન યોગેશને એમ પણ કહેતો ગયો હતો કે જો તે પરણેલો અને પર ન્યાતનો ન હોત તો આ ઉમરલાયક કન્યાનો જીવનસાથી શોધવાની ચિંતામાંથી તે ક્યારનો ય મૂક્ત થઈ ગયો હોત!

વળી એ કન્યાનો એક ફોટોગ્રાફ પણ યોગેશે રાખાલને બતાવ્યો. કદાચ પોતાની ભત્રીજીનો ચહેરો બરાબર યાદ ન આવે તે માટે કાકાએ આ ફોટો યોગેશને આપી રાખ્યો હતો.

રાખાલે પ્રથમ તો એ વાતને હસીને ઉડાવી દીધી, પરંતુ યોગેશ તેને કેમે કરી છોડતો નહોતો. તે બને તેટલા તર્કો અને યુક્તિઓ લડાવીને એને સમજાવતો હતો કે જો કન્યાના વય, ચહેરો, અભ્યાસ

અને કુટુંબ સંબંધી તેને કોઈ જાતનો વાંધો ન નડતો હોય તો પછી તેને લગ્નનું માંગું કબૂલ ન કરવાનું બીજું કારણ શું હોય?

દુનિયામાં રાખાલ કરતાંય ઓછી આવકવાળા ઘણાયે માણસો લગ્ન કરીને સ્ત્રી તથા સંતાનોનું પાલનપોષણ કરતા હતા. યોગેશચંદ્ર પોતે જ એમાંનો એક ઉત્તમ દાખલા રૂપ હતો. અલબત્ત મધ્યમ વર્ગના પરણેલા માણસો રહેવા કરવામાં—જીવન જીવવાની રીતમાં પૈસાદારોનું અનુકરણ કરવા જાય તો તો તેમનો સંસાર—વહેવાર ન જ ચાલી શકે; પરંતુ લગ્નની યોગ્યતાવાળો—સાધારણ સાધનસંપન્ન પુરુષ જો લગ્ન—યોગ્ય ઉંમરે કેવળ ઘરનો ભાર ઉંચકવાના ભયથી અથવા પોતાની સ્વચ્છંદી, મનસ્વી અને વિલાસી મનોવૃત્તિને વાંધો નડશે એ ડરથી, લગ્ન કરવાથી દૂર રહે તો તેના કરતાં વધારે બાયલા માણસો સંસારમાં થોડાંક જ હોય છે! હિસાબ કરતાં પણ જોઇ શકાય છે કે લગ્ન માટે નાલાયક માણસો લગ્ન કરીને જેટલો ભારે દોષ કરે છે તેમના કરતાં ઘણા વધારે દોષપાત્ર અને અવિશ્વાસનીય તો તેઓ છે કે જેઓ લાયક હોવા છતાંય પોતાની અમર્યાદિત ને નિરંકુશ સ્વચ્છંદતામાં વિઘ્ન ન નડે તે માટે—તેમજ જંજાળ ને જવાબદારીથી દૂર રહેવા માટે હંમેશાં કુમારા રહેવાનું પસંદ કરે છે!

રાખાલ જરા શરમાતે ને મલકાતે મુખે યોગેશના તર્કો અને ટીકાઓ ચૂપચાપ સાંભળી રહ્યો. અંતે જમ્યા પછી ઘેર પાછા ફરતી વેળાએ યોગેશની વારંવાર થતી ટકટકનો જવાબ દેતા તે બોલ્યો: "મને થોડોક વિચાર કરી જોવાનો વખત આપો."

"વારૂ, એમ તો એમ! જેમ તું કહે એમ! પણ તો પછી આ સંબંધી તારો છેલ્લો જવાબ મને ક્યાં સુધીમાં મળી જશે? કાલે...પરમ દિવસે?" યોગેશ કંઇક ઉત્સાહીત થઈને બોલ્યો.

"આવાં જીવન-મરણુના સંગાથનો સોદો કરવામાં આટલી બધી ઉતાવળ ન પરવડે, યોગેશ!" રાખાલ જરા ગંભીર થઈને બોલ્યો.

"ઉતાવળ તો એટલા માટે જ કરું છું, કે મારે જાણવું શું? જેને કન્યા દેવી છે, એ તો ખૂબ અકળાઇને બેઠા છે. તારા એ 'વિચાર કરવા'નો વખત એમને તો ખૂની માણસને ન્યાયાધીશના ચુકાદા માટેની રાહ જોવા જેવો ચિંતાજનક છે! તેઓ તો કાગને ડોળે તારા જવાબની રાહ જોઈ રહ્યા છે." "યોગેશે પોતાની સ્થિતિ સ્પષ્ટ કરી.

"ભલે, ભલે, અકળાઇશ નહિ. હું મારાથી બનતી વહેલી તકે-ઘણાજ થોડા દિવસમાં આવીને તમને ચોક્કસ જવાબ દઇ જઇશ." રાખાલે ઉત્તર આપ્યો.

યોગેશને આમ ખુશ કરીને રાખાલ તેની કલબમાંથી બહાર નિકળ્યો ત્યારે રાતના દસ વાગ્યા હતા. યોગેશની લગ્ન સંબંધની દલીલોને યાદ કરતો કરતો તે રસ્તા પર ચાલ્યો જતો હતો.

લગ્ન માટેની કન્યાને તે દિલ્હી ગયો ત્યારે પોતે જાતે જ જોતો આવ્યો હતો. કન્યાની ઉંમર અઢાર-ઓગણીસ વર્ષની હશે. શરીર ભારે ને ગોળમટોળ હતું. રંગ એટલો બધો ઉજળો ય ન હતો તેમ છેક કાળો ય કહેવાય તેમ ન હતો. ચહેરા પર તંદુરસ્તીનું તેજ હતું. સાધારણ ભણેલી-ગણેલી પણ હતી. સીવણ-ગુંથણ અને રાંધવા-સીંધવા જેવાં ઘર-કામમાં તે જોઈએ તેવી નિપૂણ હતી, એવું કન્યાના પિતાએ પોતાને મોઢેથી તેને માટે વણમાગ્યું સર્ટીફીકેટ પણ આપી દીધું હતું. એકંદર બધુ ય ઠીક ઠીક હતું, છતાંય કોણ જાણે કેમ તે મનને બહુ બહુ મનાવ્યા છતાંય એ છોકરી કમનસીબે એની પત્ની બનીને ઘરમાં આવે, એમ રાખાલનું હૃદય કોઈ રીતે પણ અંદરથી કબૂલ કરતું ન હતું! જીવનની સર્વ અવસ્થાઓમાં, સર્વ પ્રકારના સુખ-દુઃખમાં પડખે ઉભા રહીને હસતે મોઢે એ આશ્વાસન દઈ શકે, આનંદ અને તૃપ્તિ આપી શકે, એ જાતનો વિશ્વાસ રાખાલનાં દીલમાં એને માટે ઉત્પન્ન જ ન્હોતો થઈ શકતો!

દિલ્હીમાં બીજી પણ કેટલીક કન્યાઓ રાખાલને બતાવવામાં આવી હતી. તેઓ પણ ઓછેવત્તે અંશે એવી જ હતી. રાખાલના અંતરપટ સમક્ષ વિચારતા વિચારતા બાલિકા, કિશોરી, તરુણી એમ અનેક પ્રકારની રૂપછબીઓ તરવરવા લાગી. પરંતુ તેમાંની એકને પણ તે પસંદ કરી શક્યો નહિ, કારણ કે તેના પર તેને હંમેશને માટે પોતાનાં જીવનનાં સુખ-દુઃખનો સઘળો ભાર સોંપી દઈને નિશ્ચિંત નિર્ભયતા મેળવવાની આશા હતી.

અને એ બધાય ચહેરાઓને દાબી દઈને એક સુકોમળ, શાંત અને બુદ્ધિચાતુર્યથી ઝળકતું વદન વારંવાર તેના માનસ પટ પર વિહરવા લાગ્યું. લગ્નને લાયક કન્યા શોધવાના કાર્ય વખતે કેવળ સુરૂપ-કુરૂપ મોઢાંઓને યાદ કરવાનો કશોય અર્થ ન હતો, એની રાખાલને ઘણી સારી સમજ હતી. અને સ્વરૂપની વાત બાજુએ મુકીએ, તો કેવળ સદ્ગુણથી જ-રાખાલ પ્રત્યેના ગાઢ વિશ્વાસ અને શ્રદ્ધાથી જ તે કલંકીત કરેલ મુખની કાન્તિ અવશ્ય અનેરી હતી! તેની તુલના બીજા કોઈની સાથે થઈ શકે તેમ ન હતી.

કેવળ વિશ્વાસ અને શ્રદ્ધા જ નહિ પરંતુ એક પોતાના જ માણસમાં મળે તેવી નિબિડ લાગણીની મધુરપ એની બે આંખોની સ્નિગ્ધ દ્રષ્ટિમાં અને શુદ્ધ હાસ્યમાં એની મેળે જ પ્રકાશિત થઈ જતી હતી. તેની સાથે સૃષ્ટિમાં બીજી કોની સરખામણી કેવી રીતે થાય? આવા આવા વિચારને વંટોળીએ ઘસડાતો રાખાલ ફરી એક વાર શારદાનાં સ્મરણ-સાગરમાં સ્નાન કરવા લાગ્યો.

જાણે શારદા તે દિવસે રાત્રે તેને કહેતી હતી: "તમે ઘણાનું ઘણું કર્યું છે, મારું પણ કર્યું છે. એમાં ભૂલ તમારી નથી થઈ. જો જીવતી રહીશ તો એટલું યાદ રખાવવા માગું છું."

પરંતુ સાચે જ શું એમ જ હતું? રાખાલે ઘણાનું ઘણું કર્યું હતું એ તો જાણે ખરું હતું. એ પણ ખરું હતું કે શારદાને પણ તેણે કંઈક સામાન્ય ઉપકાર અને મદદ કરી હતી. પરંતુ તેમાં

ચુઆલની ફરી ભૂલ ન્હોતી થઈ? જો તે ન જ થઈ હોય તો તે દિવસે રાત્રે તે શા માટે પોતાની જાતને સંભાળી શકયો નહિ? કેવળ શારદાનો જ તેણે આવો તિરસ્કાર કર્યો હતો એટલું જ ન હતું પરંતુ તેની મા જેવી નવી-માને પણ તેણે એક અજાણી વ્યકિતના દેખતાં બે ચાર કડવા શબ્દો કહી નાખ્યા હતા.

શારદા તારકનો કાળજીપૂર્વક આદર કરે તેમાં રાખાલને ન ગમવા જેવું શું હતું? શારદાની પાસે તો રાખાલ પણ સરખો ને તારક પણ સરખો હતો. વળી રાખાલ કરતાં તારક વિદ્વાન, બુદ્ધિમાન અને વિચક્ષણ હતો. તેના એ બધા ગુણોનોજ શારદાએ તે દિવસે ઉલ્લેખ કર્યો હતો. અને એમાં એણે શો મોટો ગુન્હો કરી દીધો હતો કે જેથી રાખાલ અવિશ્વાસથી આટલો બધો સળગી ઉઠયો હતો? તે પોતાને દૂરનો અને નકામો શા માટે માની બેઠો હતો!

વિચાર કરતાં કરતાં તેના મોં, આંખો અને કાન ગરમ થઈને તેને પીડા કરવા લાગ્યા. પાસેના એક બાગમાં પ્રવેશ કરી તે એક અંધારા ખુણામાં પડેલી પાટલી પર લાંબો થઈને સુતો.

આંખ મીંચીને પણ તે એજ વિચારના વમળમાં ઘસડાવા લાગ્યો. બે ત્રણ દિવસ પહેલાં તે જ્યારે રસ્તાની એક તરફ ટ્રામની રાહ જોતો ઉભો હતો, ત્યારે એક ચાલતી મોટરમાંથી વિમલબાબુએ ડોક લંબાવી, હાથ હલાવી તેને બોલાવ્યો હતો. રાખાલે વિમલબાબુ તરફ જોતાં તેમણે મોટર થોભાવી અને હાથને ઇશારે તેને પાસે બોલાવી પોતે ગાડીમાંથી રસ્તા પર ઉતરી પડયા હતા. તેમણે સહુથી પહેલા એજ પ્રશ્ન કર્યો હતો: "તારા કાકાબાબુ અને રેણુનો કંઈ કાગળપત્ર છે કે રાજુ?"

રાખાલે આ પ્રશ્નથી ભારે વિસ્મય પામીને જવાબ આપ્યો હતો: "કેમ વારૂ?"

"મારે એમની સાથે પરિચય છે. દેશમાં એ લોકો કેમ છે તેની કોઇ ખબર હજુ મને નથી મળી. તને એમના ખુશી-સમાચારનો છેલ્લો કાગળ ક્યારે મળેલો ?" વિમલબાબુએ પાછું પૂછ્યું.

"ચારેક દિવસ થયા હશે !" રાખાલે જવાબ આપ્યો.

ત્યાર પછી મૌખિક વિવેકની ખાતર રાખાલે પૂછ્યું: "કઈ તરફ જાઓ છો ?"

"જરા શારદાની ખબર કાઢવા જાઉં છું." વિમલ બાબુએ ઉત્તર દીધો.

"શારદા કોણ ?" વિમલ બાબુના ઉત્તરથી વધારે વિસ્મય પામતા રાખાલે અચાનક જ પ્રશ્ન કર્યો.

"લે...વળી...આપણી શારદાને તું નથી ઓળખતો ?" વિમલ બાબુએ પણ એટલા જ અજાયબ થઇને એને સામે સવાલ કર્યો.

"પણ એ તો અહિં નથી ને ! નવી માની સાથે હરિણપુર તારકને ત્યાં ગઈ છે !" રાખાલે શુષ્ક કંઠે કહ્યું.

"આ તું શું કહે છે ? તને ખબર નથી કે શારદા તારી નવી મા સાથે હરિણપુર નથી ગઈ ?"

"ના, હું એ જાણતો જ નથી. એ લોકોના જવાના છેલ્લા દિવસની આગલી રાત સુધી તો શારદાનું જવાનું ચોક્કસ હતું. તે તો હું જાણીને જ આવ્યો હતો."

"હતું તો તમામ જાણે કે ચોક્કસ; પણ મેં સ્ટેશન પર જઇને જોયું તો રેણુની માના ડબ્બામાં તેમની સાથે શારદા ન્હોતી. તારી નવી માએ કહ્યું હતું કે તેને અહિંયા રહ્યા વગર ચાલે એમ નથી. મને એ કહેતા ગયા છે કે શારદા એકલી રહી છે તો થોડે થોડે દહાડે એની જરા ખબર-અંતર કાઢતા રહેજો. એટલે જ થોડે થોડે દિવસે એની ખબર કાઢવા જાઉં છું."

"શારદા હરિણપુર કેમ નથી ગઈ તે તમે જાણો છો ?" રાખાલે ફરી પ્રશ્ન કર્યો.

"શારદાને મેં એ સંબંધી પૂછ્યું હતું ત્યારે જવાબ એ મળ્યો, કે માલિકના હુકમ વગર આ ઘર છોડીને બીજે કોઈ ઠેકાણે એનાથી જવાય તેમ નથી."

"માલિક કોણ?" રાખાલ મૂઢની જેમ સહસા બોલી ઉઠ્યો.

"તેની તો મને પણ બરાબર ખબર નથી. કદાચ તેનો ચાલ્યો ગયેલો ધણી હશે? બીજું કોણ હોય!" વિમલબાબુએ અનુમાનથી જવાબ દીધો.

રાખાલ આનંદીત નયને બગીચાની બેન્ચ પર સુતો સુતો વિમલબાબુ સાથે થયેલ આ બધી વાતચીત તાજી કરવા લાગ્યો. શારદા નવી માની સાથે હરિણપુર કેમ ન્હોતી ગઈ? એને ના—નો હુકમ કરનાર એ માલિક કોણ? વિમલબાબુ કે બીજા કોઈ શારદાના ન્હાસી ગયેલા સ્વામી જીવનબાબુને એ વ્યક્તિ તરીકે કેમ ચોક્કસપણે ધારતા ન હતા? એક માત્ર પોતે—રાખાલ જ ચોક્કસ રીતે જાણતો હતો કે જેને શારદા તેના માલિક તરીકે ઓળખાવતી હતી તે તેનો ન્હાસી ગયેલ વિશ્વાસઘાતી જીવન ચક્રવર્તી કદાપી હોઇ શકે જ નહિ—હતો જ નહિ!

એને સમજવામાં કશું ય બાકી રહ્યું નહિ. આમ છતાં ય એનાં મનમાં જાણે એક ભારે મુંગી અથડામણ થવા લાગી.

જ્યારે અગિયાર વાગે બગીચાના રક્ષકે આવીને રાખાલને ત્યાંથી ઉઠીને ચાલ્યા જવાનું કહી દીધું, ત્યારે જ ભારે મને ઉભો થઈ તે ઘેર પહોંચ્યો. એ વખતે લગભગ સાડા અગિયાર થઈ ગયા હતા. બિછાના પર પડી સુતાં પહેલાં તેણે મનમાં ને મનમાં નક્કી કરી નાખ્યું કે કાલે સવારે ઉઠીને તરત શારદાને એક વાર મળી આવવું. ચહા પણ ઘેર પીવી નહિ. ચહા બનાવવાનું પણ એને જ—શારદાને કહી દઈશ.

આમ નક્કી કર્યા પછી રાખાલ મનમાં ને મનમાં જાત—જાતની સંભવિત—અસંભવિત કલ્પનાઓ કરતો કરતો અંતે ઉંઘી ગયો.

બીજે દિવસે જ્યારે રાખાલની ઉંઘ ઉડી ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું. ફેરીઆઓની મોટી મોટી બુમોથી ગલીઓ ગાજી ઉઠી હતી. દિવાલ પરની ઘડિયાળ તરફ જોઈને રાખાલ જરાક શરમાઈને ઉભો થઇ ગયો. હાથ-મોં ધોઈને હજામતનો સામાન બહાર કાઢીને નિત્ય નિયમ મુજબ દાઢી સાફ કરી નાખી. ધોયેલું ધોતીયું અને પંજાબી સીલાઈનું પહેરણ કાઢીને તેણે સપાટાબંધ કપડા બદલવા માંડયાં. વિખરાયલા વાળ પર બ્રશ ફેરવતાં ફેરવતાં તેને હંમેશના મહાવરા મુજબ ચહાની તલબ થઈ આવી. આછું સ્મીત કરી સ્ટવની તરફ જોઈ તે મૃદુ કંઠે બોલ્યો: "મિત્ર, આજે તને રજા!"

ઝટપટ આમતેમનાં કામકાજ પૂર્ણ કરી નાખી પૉલીશ કરેલાં ચકચકાટ મારતાં બૂટ એક જૂના રૂમાલથી સાવધાનીપૂર્વક સાફ કરી તે પહેરતો હતો, ત્યાં તો બહારથી પટાવાળાની બૂમ સંભળાઈ: "રાખાલબાબુ છે કે?"

રાખાલ સત્વર બુટ પહેરીને ઉત્સુકતાપૂર્વક બહાર દોડી આવ્યો. સહી કરીને ટેલીગ્રામ લીધો. ઉઘાડીને વાંચતાં તેનાં મોઢાં ઉપરથી પળવાર પહેલાનું આનંદથી નાચી રહેલું નૂર અલોપ થઈ ગયું. વ્રજબાબુ પુષ્કળ માંદા હતા. રેણુ તેને જલ્દી બોલાવતી હતી. ટેલીગ્રામને હાથમાં પકડી રાખી થોડીકવાર સુધી તો તે મુંઝાઈને ઘરમાં ઉભોજ રહ્યો. તે વિચારવા લાગ્યો: "શારદાને હવે મળવા જવું કે નહિં?" ટાઇમ ટેબલ બહાર કાઢીને ગાડીનો વખત જોઈ નાખ્યો. નવ વાગે

એક ટ્રેઈન ઉપડતી હતી પણ હવે તે પકડાય તેમ ન હતી. અત્યારે સાડાઆઠ વાગ્યા હતા. દાડમ, દ્રાક્ષ, મોસંબી વિગેરે ફળફુલ તેમજ બીજી પણ ઘણી વસ્તુઓ રોગીને માટે લઇ જવી જોઈએ. એટલે નવની ગાડી મળવી તો મુશ્કેલજ હતી. બીજી ગાડી સાડાબાર વાગે જતી હતી એટલે વખત પૂરતો હતો. બારણાંને તરતજ તાળું લગાવી રાખાલ ચિંતાગ્રસ્ત ચહેરે શારદાને મળવા જવા નીકળ્યો. કલકત્તા છોડીને પરગામ જતાં પહેલાં તેને એકવાર મળી આવવુંજ જોઈએ! એણે એવો વિચાર કર્યો હતો કે એને ત્યાં ઝટપટ ચહા પી લઈને પાછા ફરતી વેળા એ જરૂરી વસ્તુઓ બજારમાંથી ખરીદી લઈ સાડાબારની ગાડીએ ખુશીથી ઉપડી જવું!

+ * +

રાખાલ જ્યારે શારદાને ત્યાં પહોંચ્યો ત્યારે તે ઓટલા પર સાદડી પાથરી ચાર પાંચ નાના નાના છોકરાઓને ભણાવી રહી હતી. કોઈક છોકરા સ્લેટ પર લખતા હતા, કોઈક છોકરાઓ જોડણી શીખતા હતા, અને કોઈક છોકરાઓ વળી અંક મોઢે ગોખતા હતા. અચાનક રાખાલને આવેલો જોવા છતાં શારદા જરાય વ્યસ્ત અથવા અજાયબ થઈ નહિ. ધીરેથી ઉઠીને તેણે છોકરાઓને કહ્યું: “જાઓ, હવે તમને બધાને રજા છે. આજે બપોરે ભણવા આવવાનું છે!”

છોકરાઓ ચાલ્યા ગયા એટલે ઓટલા પરથી નીચે આવી શારદા રાખાલને પ્રણામ કરીને બોલી: “આમ બહાર ઉભા કેમ રહ્યા છો? ચાલો, અંદર આવી ઘરમાં બેસો.”

“આવવા અને બેસવા જેટલો અત્યારે વખત નથી. શારદા, તને એક બે વાતો પૂછવી છે અને તે પૂછીને જ ચાલ્યા જવું છે.” રાખાલે શુષ્ક કંઠે કહ્યું.

રાખાલને મનમાં એવી આશા હતી કે શારદા તેને ઓચિંતો આવેલો જોઇને અજાયબી અને આનંદ પામશે પણ શારદાનાં ગાંભિર્યમયાં વદનકમળ ને સામાન્ય વિવેકમર્યા વર્તન પરથી તેને જણાયું કે

જાણે રાખાલ આ વખતે જ એને ત્યાં આવનાર છે એમ એને કેમ જાણે અગાઉથી જ ખબર હતી !

એક તો રેણુનો ટેલીગ્રામ મળવાથી તેનું મન ઉદ્વેગથી ચંચળ થઈ રહ્યું હતુ, તેની ઉપર શારદાની આગ્રહ કે સ્નેહવિહોણી શાંત વિનંતિએ તેના ચિત્તને વધુ વ્યાકુળ બનાવી દીધું. તેનાં મનમાં એવું અકારણ અભિમાન ઘેરાવા લાગ્યું કે તેનું કારણ કહેવું મુસ્કેલ હતું !

"તું નવી માની સાથે હરિણપુર નથી ગઈ એમ જાણ્યું એટલે..." રાખાલ અધુરા શબ્દો બોલી અટકી ગયો.

શારદા જેમની તેમ ચૂપ રહી.

"તું કેમ ગઈ નહિ એ કહીશ કે ?" કાંઈ ઉત્તર ન મળતા રાખાલે ફરીથી પ્રશ્ન કર્યો.

છતાં ય શારદા અગાઉની માફક નિરૂત્તર જ રહી.

"નવી માને એકલા ન જવા દેતાં તેમની સાથે તારે જવું જોઈતું ન્હોતું ?" રાખાલે ફરીથી તેનું મોઢું ઉઘડાવવાને ખુલાસો મેળવવા એનો એજ પ્રશ્ન ફરી ઉલટાવીને પૂછયો.

તેમ છતાં શારદાનું મોઢું ન જ ઉઘડયું. એ પત્થરની જડ પ્રતિમાની માફક જ્યાંની ત્યાં ઠરી જ ગઈ હતી !

શારદા કશો જવાબ નથી દેતી એ જોતાં રાખાલનાં મનમાંનો ઉદ્વેગ ઉત્તરોત્તર વધવા લાગ્યો. એનું મૌન ભંગાવવાના ઉદ્દેશથી જ તે હવે બોલ્યોઃ "મારું માગણું તો તે દહાડે પાઇએ પાઈ ચૂકવી દીધું છે એટલે જવાબ નહિ આપે તો ચાલશે; પણ નવી માનું માંગણું પણ એમાં જ ચૂકવી દીધું છે કે શું ?"

શારદાનાં મોઢાં પર એનાં આ મ્હેણાંએ વેદનાનાં ચિહ્નો સ્પષ્ટ રીતે જણાવાં લાગ્યાં. છતાં ય તેણે આ કઠોર મશ્કરીનો કશો ઉગ્રતાભર્યો ઉત્તર ન આપ્યો. તે મૃદુ કંઠે બોલીઃ "તમારે જે કંઈ કહેવું હોય તે ઘરમાં આવીને કહો, કૃપા કરી અહિં રસ્તા વચ્ચે ઉભા રહીને

કંઈ કહેશો નહિ. જરા વારને માટે પણ ઘરમાં જઈને બેસો. હું હમણા આવું છું. જાઓ, મારું આટલું કહેવું માનો."

એટલું બોલીને શારદા જોતજોતામાં ઓટલાની બાજુએ ચાલી જઈને બીજા કોઈ ભાડુતનાં ઘરમાં જતી હતી, ત્યાં રાખાલ તેને ઉદ્દેશીને વ્યસ્ત સ્વરે બોલ્યોઃ "ના, ના. બેસવા જેટલો આજે અત્યારે મને વખત નથી. હમણાંજ મારે જવું છે. હું જે કહેવા આવ્યો છું તે જલ્દી સાંભળી લે..."

પરંતુ શારદા તો ચાલી ગઈ હતી. રાખાલ થોડીક વાર સુધી બહાર ઉભો રહીને ચાલ્યા જવું કે થોડીક વધારે વાર રાહ જોવી એની મુંઝવણમાં પડયો. અંતે વિરકત ચિત્તે શારદાનાં ઘરમાં જઈને તે બેઠો. આડોશ-પાડોશમાં રહેતા ચાર–પાંચ જણનાં ઘરમાં ડોકિયા કરીને શારદાને પાંચ–દશ બૂમો પણ કેમ પડાય! બહાર રસ્તામાં બહુ વખત ઉભા રહેવું એ એથી પણ વધારે ખરાબ દેખાય! એટલે હારીને અંતે રાખાલ અંદર જઈને બેઠો. પાંચ–દશ મિનિટમાંજ શારદા એક નાનકડી એલ્યુમીનીયમની કીટલીના હેન્ડલને સાડીના છેડા વતી પકડીને ઘરમાં પ્રવેશી. ઘરના એક ખુણામાં કીટલીને નીચે મુકીને ઝડપબંધ બારીની ઉપરનાં પાટીઆ પરથી જરાક ચળકતાં સફેદ પાતળા કાચનો પ્યાલો–રકાબી અને ચમચો ઉતાર્યાં. ચહાના નાનકડા ડબ્બાને પણ ઉતાર્યો. ડબ્બો તદ્દન નવો હતો એટલે પેકીંગ ખોલેલું ન્હોતું. લેબલને ઉખેડી નાખી, ડબ્બાને ખોલી, કીટલીમાંનાં ઉકળેલ પાણીમાં તેણે ચહાની પાંદડીઓ નાખીને ઢાંકણુ પાછું બંધ કરી દીધું. તે પછી પ્યાલા રકાબી ને ચમચાને બહાર સ્વચ્છ પાણીએ ધોઈ આવીને એની સાથે કાગળના પડીકામાં ખાંડ અને કાંસાનાં પ્યાલામાં થોડુંક દુધ લેતી આવી.

ખુરસી પર બેઠો બેઠો રાખાલ ચૂપચાપ શારદાની આ બધી ચતુરાઈભરી કામગીરી જોઈ રહ્યો હતો. વખત થઈ ગયો હોવા છતાં તેણે ચહા પીધી ન્હોતી. માથું દુખવા જતાં તે ઉડવા જતો હતો

ત્યાં શારદાને ચહાની તૈયારી કરતી જોતાં તેનો રોષ અને અભિમાન બંને ઓછાં થઇ ગયાં. છતાં પણ તે દીલની શંકા ભાંગવા માટે જ બોલ્યો: "આટલી બધી ખટપટ કરીને કોને માટે ચહા તૈયાર થાય છે વારૂ ?"

પ્રત્યુત્તરમાં શારદાએ પ્યાલામાં ચહા ગાળતાં ગાળતાં આછું હાસ્ય કરી મોઢું ફેરવીને રાખાલ તરફ જોયું. પછી ફરીથી પાછું તેણે પોતાનાં કામમાં ધ્યાન પરોવ્યું.

એનાં એ આછાં સ્મીતમાં છુપાયલો મોઘમ જવાબ રાખાલ સમજી ગયો. મનમાં ને મનમાં લજ્જિત થઈને પછી તે બોલવાની–જરા આગ્રહ કરાવવાની–માન મગાવવાની ઇચ્છા છતાં બોલી શકયો નહિ, કે 'હું એ નથી પીવાનો.' દરમ્યાન શારદાએ દુધ–ખાંડ ભેગા કરેલી સોનાવરણી ગરમ ચહામાં ચમચો નાખી હલાવતા હલાવતા રકાબી સાથે ભરેલો ગરમ પ્યાલો તેની સામે મુકી દીધો.

રકાબીમાં ચહા ઠાલવતાં જરા અચકાતી જીભે રાખાલ બોલ્યો: "આટલા માટે મને આટલી વાર સુધી રાહ જોવડાવ્યા કરવી, એ ઠીક ન્હોતું. શારદા, આ ખટપટની કશી જરૂર ન્હોતી."

"મારી ચહા ન ખપતી હોય તો રહેવા દયો. હું પાછી લઈ લઈશ!" શારદાએ ગરીબડે પણ ઠાવકે મોઢે પીવાની ઇચ્છા છતાં નાહક અનિચ્છા બતાવવાની સફાઈ કરતા રાખાલને રોકડું પરખાવ્યું.

પણ એના એ જવાબમાં હોઠ પર દબાયેલું છાનું હાસ્ય સ્ફુરી રહ્યું હતું. રાખાલ એ હાસ્યને આંતરચક્ષુએ નિહાળી ચૂકયો. પોતાના ઉતાવળીયા ને વ્હેમી સ્વભાવને લઈને અવિચારી વચનો ઉચ્ચારવા બદલ તેનું અંતર કંપી ઉઠયું. રકાબી મોઢે માંડી ઘુંટડો ભરતા તે બોલ્યો: "ના, ના, મારૂં નામ દઈને બનાવી છે, તો એને હવે પાછી ઠેલવી એ ઠીક નહિ."

શારદા આ વખતે હોઠ દબાવીને છૂપું હસતી હસતી એક ખાલી રકાબી લઈને ચૂપચાપ ઘરની બહાર જતી રહી. થોડીક વાર પછી

કાચની એક રકાબીમાં થોડાંક ગરમાગરમ શિંગોડાં અને ત્રભાણીમાં નૈવેદ્યના બે રસગુલ્લાં લઈને તે પાછી આવી. રાખાલ રકાબી તરફ જોઈને બોલ્યો: "વળી આ બધું કેમ આણ્યું શારદા?"

"ચહા સાથે નાસ્તો કરવા માટે. પણ હવે જલ્દીથી ચહાનો આ પ્યાલો ખાલી કરી દેવો પડશે, એટલે બાકીની બીજો એક પ્યાલો ચહા તમને ગાળી દઈશ. મારી પાસે આ સિવાય બીજો પ્યાલો નથી." શારદા છેલ્લા શબ્દો જરા સંકોચ સાથે બોલી.

એના સ્વભાવથી સારી રીતે પરિચિત એવા રાખાલે એ પછી બીજી કોઈ આનાકાની, આગ્રહ કે વાંધાની દલીલ રજુ કરી નહિ. તેણે પ્યાલામાંની ચહા ગટગટાવી જઈને પ્યાલાને જમીન પર મુકી દીધો. પછી કંઈ કહ્યા-કારવ્યા વગર ગુપચુપ તેણે નાસ્તાની રકાબી પણ ઉપાડી લીધી.

શારદાએ ચહાનો બીજો પ્યાલો ભરીને તેની પાસે મુક્યો, એટલે રાખાલે ખાતાં ખાતાં મોં ઉંચું કર્યા વગર જ પ્રશ્ન કર્યો: "વારૂ શારદા, તું પોતે તો ચહા પીતી નથી તો પછી ઘરમાં આ ચહાપાણીના સરંજામનો ખોટો ખર્ચ શું કરવા રાખે છે?"

"તે કેમ...કદીમદી કોઈ મળવા આવે-જાય; દાખલા તરીકે નવી-મા, તારક...તો તેમની સરભરા માટે કોને ત્યાં જઈ ભીખ માગવી?"

શારદા ગરીબડું મોં કરીને કંઈક આગળ કહેવા જતી હતી તેને વધુ બોલતી અટકાવીને રાખાલ એકાએક વચ્ચે બોલી ઉઠ્યો: "ઠીક ઠીક... સમજ્યો." હાથમાંના અડધા ખાધેલા શિંગોડા સત્વર પૂરા ખાઈ લઈને તેણે નૈવેદ્યના રસગુલ્લાની ત્રભાણી જેમની તેમ બાજુએ ખસેડી મુકી.

"આ શું? રસગુલ્લાને તો અડયાં પણ નહિ. ના, ના. એમ નહિ ચાલે દેવતા! ત્રભાણી લઈ લ્યો. બધું નહિ ખાઓ તો મારા સોગંદ! હું માથું કુટીને મરી જઈશ." શારદા વ્યસ્ત થઈને નૈસર્ગિક

વ્યગ્રતાપૂર્વક આજે સોગંદ દેવાનું—એક પગલું આગળ વધીને બોલતાં બોલી ગઈ.

એકાએક શારદાની આ આકસ્મિક ચંચળતાથી રાખાલે બુદ્ધિ-શૂન્યની જેમ નીચે મુકેલી ત્રભાણીને પાછી લઈ લીધી. કેમ જાણે એને એના પહેલી જ વારના આ સોગંદથી કંઈક અનોખી આંતર—પ્રેરણા થઈ ન હોય!

"અરરર! આમ વાતવાતમાં અભણ સ્ત્રીઓની માફક સોગંદ ખાતા વળી તું ક્યાંથી શીખી? ખરૂં પૂછે તો મને એ ખરેખર બહુ ભાવતા જ નથી, શારદા! જો તને માઠું ન લાગે તો..." રાખાલ જરા ભારેખમ બની જાણી જોઈને માન માગવા લાગ્યો.

"ભાવે કે ન ભાવે. મેં સોગંદ ખાધા છે, ને તેનું માન રાખવા ખાતર આજે તો તમારે એ ખાઈ જ જવા પડશે. તમને રસગુલ્લા કેટલા ભાવે છે, તે શું હું નહિ જાણુતી હોઉં, એમ તમે સમજો છો? સવારમાં ચહા સાથે ગરમાગરમ શિંગોડાં તો રોજ વેચાતાં લાવીને ખાઓ છો. બોલો, ખાઓ છો કે નહિ?" શારદાએ સિપાઇ ચોરની જડતી લે તેમ એની પોલ પકડી પાડી જુબાની લેવા માંડી.

"પરંતુ તું મારી આ બધી ગુપ્ત વાતો કેવી રીતે જાણી ગઇ?" રાખાલ અચંબો પામીને બોલ્યો.

"એથીય વધુ જાણું છું." શારદા શાંત હસતા હસતા બોલી: "ઠીક, સાચું કહેજો ત્યારે, એક પ્યાલો ચહા પીવાથી તમારી કોઈ દહાડો તલબ ભાંગે છે? રોજ સવારમાં બે પ્યાલા જેટલી ચહા ન મળે તો જીવને બેચેની જેવું કંઈ થયા કરે છે કે નહિ?"—

"હાં...હવે સમજ્યો. તારક તને આ બધી વાત કહી ગયો લાગે છે." રાખાલ રસગુલ્લાંથી ભરાઈ ગયેલા ગાલ સાથે ભારે અવાજ કાઢી બોલ્યો.

શારદાએ પછી એ વાદવિવાદ વધાર્યો નહિ. રાખાલના ચહા—નાસ્તા પુરા થઈ જતાં તેને માટે હાથ ધોવા માટે પાણી અને મોં સમારવા માટે પાન—સોપારી—એલચી હાજર થઈ ગયા.

"બહાર રસ્તાની વચ્ચે ઉભા રહીને બુમ બરાડા પાડીને મને જે કંઇ કહેવા માગતા હતા તે હવે નિરાંતે કહી નાખો જોઉં." હાથ—મોં લુછવા માટે એક સ્વચ્છ ટુવાલ રાખાલને આપતાં શારદાએ કહ્યું.

"શારદા, હમણાં હમણાં તું મારી વાતોને વચ્ચેથી કાપી નાખીને ઠીક ઠીક મશ્કરીઓ ઉડાવે છે!" રાખાલ જરા કચવાતા શબ્દોમાં બોલ્યો.

"બાપરે! આ શું કહો છો દેવતા? એટલી ભારે હિંમત મારામાં નથી. ક્યાંક બ્રહ્મતેજે ભસ્મ તો નહિ થઈ જઈશ ને?" ઉપરાઉપરી હોઠો દબાવી શારદા માંડમાંડ હસવું અટકાવીને બોલી.

"હું એ જાણવા આવ્યો છું, કે નવી માને હરિણપુર મોકલી તું કયા મોટાં કામ માટે અહિં કલકત્તામાં રહી છે? તારે મને એનો સાચેસાચો જવાબ દેવોજ પડશે." રાખાલ ગંભીર સાદે બોલ્યો.

શારદા થોડીવાર ચૂપ રહી પછી વિચારપૂર્વક બોલી:

"પહેલાં તમે મારી એક વાતનો સાચેસાચો જવાબ દેશો?"

"જરૂર."

"જે સવાલ તમે મને પૂછ્યો છે તેનો જવાબ તમે પોતે જાણતા નથી? તમારૂં દીલ તમને એ સંબંધમાં કાંઈજ ખુલાસો કરી શકતું નથી?"

રાખાલ મુંઝાઈ ગયો, છતાં એક પુરૂષ તરીકે પોતાની હાર કબુલ કરતા તે શરમાયો ને બોલ્યો: "હું જે ધારૂં છું ને સમજું છું એ સાચું છે કે નહિ તેની ખાત્રી કરવા માટે તો તને હું પૂછું છું." લોચા વળતી જીભે તે આટલું બોલી અટકી ગયો.

"જો એટલું જ જાણવું હોય, તો જાણી રાખો કે તમને તમારૂં દીલ જે જવાબ આપે છે, તમે એ સંબંધી જે કંઈ ધારો છો, તે બરાબર સાચું છે. માણસનું પોતાનું અંતર એને કદાપી દગો દેતું જ

નથી." શારદાએ રાખાલના મોઘમ સવાલનો જવાબ એવો જ—એટલો જ ચાલાકીભર્યો આપ્યો.

રાખાલ આ ઉત્તર સાંભળીને ઠંડો જ થઈ ગયો. શારદા એની પાસેથી પ્યાલા–રકાબી વિગેરે ઉઠાવી બહાર જવા જતી હતી ત્યાં રાખાલ બોલ્યો:

"છતાં શારદા, હું એનો જવાબ–એનો ખુલાસો તારે પોતાને મોઢેથી સાંભળવા ઈચ્છું છું. કહે જોઉં, તું કેમ ન ગઈ?"

શારદા હસીને હાથમાંના પ્યાલા–રકાબી બતાવીને બોલી: "આટલા માટેજ. હું ગઈ હોત તો પછી તમારાં આ સન્માન–સ્વાગત કરવાનો લ્હાવો મને ક્યાંથી મળત? બસ...હવે તો ચોકખો જવાબ મળી ગયોને?" એટલું કહી તે હસતી હસતી સપાટાબંધ બહાર ચાલી ગઈ.

રાખાલને હવે યાદ આવ્યું કે થોડાક દિવસ પર તે પોતે જ બોલ્યો હતો કે તેણે દુનિયામાં શારદાઓ તો ઘણી જોઈ હતી. પરંતુ ખરેખર શું એમ જ હતું? એણે આ શારદાની બરોબરી કરે તેવી અન્ય એક પણ સ્ત્રીને આ જીંદગીમાં જોઈ હતી ખરી? જીવતદાનની કિંમત તરીકે આવી રીતે જીંદગીનું નિ:શબ્દ દાન આમ કોણ કરી શકે?

ધોયેલાં વાસણોને લાવીને ઉપરનાં પાટીયા પર ગોઠવતાં ગોઠવતાં શારદા પાછી બોલી: "પહેલાં જ્યારે તમે મારાં ઘરમાં પગ મુકયો ત્યારે તમને ચહા બનાવીને પાવા મેં ઈચ્છયું હતું. તમે ત્યારે કહેલું કે તમારાથી કવખતની ચહા જીરવાતી નથી. નાસ્તો કરાવવાનો મેં વિચાર કર્યો. મારો આગ્રહ જોઈને તમને દયા આવી. તમે કહ્યું કે જ્યારે ફરી વખત મળવા આવીશ ત્યારે હું મારી મેળે જ અહિં ચહા–નાસ્તો કરીશ. તે વખતથી મેં ચહાનો સરંજામ ઘરમાં આણી મુકયો છે. મને ખબર જ હતી કે કોઈ એક દહાડો પણ તમે જરૂર તમારા વચન પ્રમાણે આ ઘરમાં બેસીને મારા હાથના ચહા–નાસ્તો ગ્રહણ કરશો. આજનો એ ધન્ય દિવસ મારે માટે સોનાનો સુરજ ઉગ્યા સમાન છે. ફક્ત એમાં ઉણપ એટલી જ રહી ગઈ છે કે તમે તો કહ્યું

હતું કે હું માગીને ખાઇશ, પણ મારાં નસીબમાં એવું ન બન્યું. મારે તો તમને પરાણે તમારા એ શબ્દોનું પાલન કરાવવું પડ્યું."

રાખાલ તેની આ અજબ યાદશક્તિથી સ્તબ્ધ બનીને મુંગો મંત્ર બેસી રહ્યો. એને છેક અત્યારે યાદ આવ્યું કે આજે તો તે ઘેરથી ચહા–નાસ્તાની ખાસ આશા રાખીને જ આ તરફ નિકળ્યો હતો. પણ હવે એનો એ ખુલાસો સાચો કોણ માને?

ઘણો વખત ચૂપકીદીમાં વીતી ગયો. શારદા સાથેના રસીક વાર્તાલાપમાં એને સમયનું ને કામનું ભાન ન રહ્યું. જ્યારે એને ઓચિંતુ યાદ આવ્યું કે પોતાને તો ફળ વગેરેની ખરીદી કરીને જલ્દીથી ઘેર પહોંચવાની જરૂર હતી, ત્યારે તે એકદમ ઉઠયો ને હાંફળો–ફાંફળો બની ઉતાવળ કરવા લાગ્યો.

"હવે હું જાઉં છું ત્યારે શારદા! મારે સાડા બારની ગાડી પકડવી જોઇશે." ઉઠીને ઉભા થઇ રાખાલે જે વાત આવતાની સાથેજ કહેવી જોઇતી હતી તે છેક અત્યારે મુખ બહાર કાઢી.

"ક્યાં જવાના છો?" શારદા આશ્ચર્ય પામી પૂછવા લાગી.

"કાકા બહુ માંદા છે. રેણુએ મને આવવા માટે તાર કર્યો છે."

"હેં! તમે એ સંબંધી નવી માને ખબર કરી?" શારદા ચિંતાગ્રસ્ત મુખે બોલી.

"ના, નવી મા તો હરિણપુર છે. તને એમનો કાગળ પત્ર મળે છે કે નહિ?"

"મળે છે. એ દરેક કાગળમાં કાકા બાપુ અને રેણુની ખબર પુછાવતા રહે છે. તમારા પણ કુશળ સમાચાર દરેક પત્રમાં પુછાવે છે."

"ત્યારે તો એમને તું જ લખી દેજે. મને એ કાગળ નથી લખતા."

"ભલે, પણ જરા વાર બેસજો દેવતા! મને બહુ વાર નહિ લાગે." કહેતી શારદા પતરાનો ડબ્બો ખોલીને એમાંથી થોડાંક કપડાં બહાર કાઢીને બાજુની ઓરડીમાં ચાલી ગઇ. રાખાલને એનાં પાછા

આવવાની બહુ વાર રાહ જોવી પડી નહિ. જોતજોતામાં શારદા એક સફેદ સ્વચ્છ વસ્ત્ર પહેરી નાની સરખી પોટલી હાથમાં લઈ ત્યાં પાછી આવી.

વિસ્મય પામી રાખાલ ફાટી આંખે શારદાનાં આ વિચિત્ર રંગઢંગ નિહાળી રહ્યો.

"ચમકશો નહિ, હું પણ તમારી સાથે આવું છું, દેવતા!" શારદા ઠંડે કલેજે બોલી.

"તું! મારી સાથે આવવાની છે?" રાખાલે અજાયબીમાં ગર્ક થઈ જઈને પૂછ્યું.

"અલબત્ત, કાકા બાપુ માંદા છે. રેણુ નાની ને એકલી છે. હું આવીશ તો બહુ કામની થઈ પડીશ." શારદાનાં સ્પષ્ટીકરણમાં મક્કમ લાગણીના પડછંદ હતા.

રાખાલે ભવાં ચઢાવ્યાં.

"પણ......"

"પણ ને બણ બોલશોજ નહિ, દેવતા." શારદાએ તેને બોલતો અટકાવી કહેવા માંડયું: "તમને પગે લાગું છું. હાથ જોડું છું. કાકા મને સારી પેઠે ઓળખે છે—રેણુ પણ ઓળખે છે. હું જઈશ તેથી એ લોકો નારાજ નહિ થાય એ નક્કી માનજો." એનો સાદ ગળગળો થઈ ગયો. એના બોલેબોલમાં અંતરની ઊંડી ને આર્દ્ર વિનંતી સ્પષ્ટ જણાતી હતી. એની આંખોમાં આંસુનાં ઝળઝળીઆં હતાં!

રાખાલે એની આ વિનંતિ ઉપર ક્ષણવાર વિચાર કરી જોયો. 'શારદાને સાથે લઈ જતાં સારૂં થશે પણ ખોટું નહિ.' એમ એના અંતરના અવાજે એને ખાત્રી આપી.

"ઠીક, ત્યારે ચાલ. પણ તેં હજી કંઈ ખાધું તો છે નહિ. હું બજારમાંથી જોઈતી ચીજોની ખરીદી કરીને પાછો આવું તે દરમ્યાન અગીયાર વાગ્યા પહેલાં તું નાહી-ધોઈ જમી-પરવારીને તૈયાર થઈ જા." રાખાલ બોલ્યો.

"અને તમારા જમવાનું શું ?"

"મેં સ્ટેશન પરની વીસીમાં જમી લેવાનું નકકી કરી રાખ્યું છે."

"પણ મેં તો ચૂલે કયારનીય તપેલી ચડાવી દીધી છે. સાડાદસ વાગતા પહેલાં જમવાનું તૈયાર થઈ જશે. આજે ઉતાવળ છે, તો જરા અહિંજ જમી લેજો."

"ના, ના. મારા જમવા-કરવા માટે તારે તસ્દી લેવાની જરૂર નથી. હું તો બજારમાં તૈયાર નાસ્તો પણ કરી લઇશ."

"પણ બહારનું ખાઇને તબિયત બગાડવાની એવી કંઈ જરૂર ? હું ભાતબાત નહિ રાંધું, ફકત ગરમાગરમ પુરી બનાવી દઇશ. તમને પુરી ખાવામાં તો કંઇ અડચણ નહિ નડેને ?"

"અડચણ શી ? તે દિવસે રાત્રે તો તારા હાથનું હું જમ્યો હતો; અને વળી હમણાં જ પેટમાં નાખેલો ચહા-નાસ્તો તો હજુ પચ્યો પણ નથી."

"ત્યારે તો થોડીક પુરીઓ જ બનાવી નાખું છું."

"તું તો મહા મમતી છે. ખાઇશ ત્યારે તો-ભાતજ કરજે, પુરી-બુરીની પંચાતમાં ન પડતી. મને કંઇ ન્યાત-જાતની પરવા નથી. હું કાંઈ બીજો તારકબાબુ બની શકું તેમ નથી."

"તારકબાબુ પર તમને આટલો રોષ કેમ છે દેવતા ?" શારદા હસીને બોલી.

"તને ચોકકસ ખબર હોવી જોઈએ કે તારક ગમે તેના હાથનું રાંધેલું નથી ખાતો." રાખાલ બોલ્યો.

શારદા હસવા લાગી. તેણે કંઈ જવાબ દીધો નહિં.

"જાઉં છું ત્યારે. જરૂરની ચીજો લઇ આવી, ઘેર જઈ નાહી ધોઇ, બેગ-બિસ્ત્રા સાથે હું તૈયાર થઇનેજ પાછો અહિં આવું છું. તું પણ તૈયાર થઈ રહેજે."

આમ કહીને રાખાલ ચાલતો થઇ ગયો. બરાબર પોણા અગીયાર વાગે તે પાછો આવ્યો. એક કરંડીયામાં મોસંબી, દાડમ, દ્રાક્ષ વિગેરે

કુભો, જવ, સાબુદાણા, સરસ માખણનો એક ડબ્બો, રોગીને માફક આવે એવા હલકા બીસ્કીટનો એક ડબ્બો અને એવી એવી બીજી જરૂરી ચીજો તે ખરીદી લાવ્યો હતો. એ ઉપરાંત બેડીંગ, થરમોસ, આઇસ બૅગ, ઓઇલ કલૉથ વિગેરે રોગીને ઉપયોગી થઈ પડે એવી કેટલીક વસ્તુઓ પણ એણે સાથે આણી હતી. વળી વધારામાં તેના પોતાનાં બૅગ અને બેડીંગ પણ હતા.

રાખાલે પાછા આવતાંજ જમવાનું માગ્યું. શારદાએ જમીન પર આસન ઢાળી બધું તૈયારજ કરી રાખ્યું હતું. રાખાલને હાથ પગ ધોવાનું પાણી અને ટુવાલ પહેલેથી આપી તેણે રસોઈ પીરસી દીધી.

" તું તો તૈયાર છેને શારદા ? " રાખાલે પ્રશ્ન કર્યો.

" હું તો કયારનીયે તૈયાર થઇને બેઠી છું. " શારદાએ ઉત્તર દીધો.

રાખાલે આસન પર બેસી જઈ જમવાનું શરૂ કરી દીધું. ભોજનની વસ્તુઓ સાવ સામાન્ય હતી, પરંતુ એની અંદર જે આંતરિકતા અને યત્નપૂર્વકનો આગ્રહ પીરસાયેલો હતો તેનો પરિચય રાખાલથી અજાણ્યો રહ્યો નહિં. તૃપ્તિપૂર્વક ભોજન કરીને ઉઠતાં શારદાએ પાણી રેડીને તેના હાથ ધોવડાવ્યા. રાખાલને તેનાં જીવનમાં આવી સેવાનો કોઇ વાર પણ પરીચય થયો ન હતો, એટલે તેને બધું અજાણ્યું લાગતું હતું. છતાંય શારદાના આ અતિ આગ્રહપૂર્ણ વર્તનને તે નકારી શકયો નહિં. હાથ ધોવડાવી તેણે લુછવા માટે ટુવાલ આપી રકાબીમાં તૈયાર કરી રાખેલ પાન તેની સામે ધર્યું.

" આનેજ નસીબની બલિહારી કહે છે. કયાં સ્ટેશન પર પૈસા ખરચીને ખાવાનું અને કયાં તારા હાથનું રાંધેલું અમૃત જેવું ભોજન ! કોણ જાણે કયા ભાગ્યશાળીનું મોઢું જોઇને આજે સવારે ઉઠયો હોઇશ ! " રાખાલ એને ચીડવવા બોલ્યો.

પણ શારદા એમ ચીડવાય એવી ન્હોતી. એ મુંગે મોઢે અંદરથી મલકાતી—પોતાને ધન્ય માનતી રાખાલની એંઠી થાળી—

વાડકી લઈને બહાર જતાં જતાં એટલું ટહુકી ગઈ: "જરા વાર બેસજો. હું આ આવી......"

રાખાલે સીગારેટ સળગાવીને ખાટલાના એક ખુણા પર બેસી મોજથી પીવા માંડી. તેણે જોયું તો શારદા એક મેલી જૂની પુરાણી શેતરંજીમાં વીંટાળેલા બિછાનાનું એક નાનું બંડલ ખાટલા પર મુકી ગઈ હતી. ચારે તરફ નજર કરતાં તેણે જોયું તો કપડાંલત્તાંની પોટલી કે પેટી બેમાંથી એકે ત્યાં ન હતા.

શારદા ખરેખર પવનવેગે પરવારીને પાછી આવી.

"તું જમી શારદા?" રાખાલે તેને પૂછયું.

"જમવા તો ગઈ હતી."

"એટલે! આટલી વારમાં જ જમી લીધું? જરૂર તેં ઉતાવળમાં આજે બરાબર ખાધું નથી લાગતું."

"આજે મેં રોજ કરતાં વધારે સારી રીતે પેટ ભરીને ખાધું છે. દેવતાનો પ્રસાદ કંઈ અભાગીનીથી ધરાઈ ધરાઈને ન ખવાય? હવે હેંડો ઉઠો. મારૂં તો બધું તૈયાર છે, પણ તમારો તો બહુ ભારે સરસામાન છે. તેમાં વળી આ એક જીવતા–જાગતા લગેજનો પાછો વધારો છે!" શારદા હસીને બોલી.

"તારો બીસ્તરો તો તૈયાર દેખાય છે, પણ કપડાંલત્તાંની પેટી કેમ દેખાતી નથી?" રાખાલ શારદાની મજાકનો જવાબ અધ્ધર ઉડાવી દેતાં બોલ્યો.

"ત્રણેક સાડી અને બેએક કબજા આ બીસ્તરામાંજ બાંધી લીધા છે." શારદાએ જવાબ આપ્યો.

"એટલાથી કેમ ચાલશે?" રાખાલે વિસ્મયતાપૂર્વક પ્રશ્ન કર્યો.

"બહુ છે. મેલા થશે એટલે અવરનવર સાબુ દઈને ધોઇ લેવાશે. અહિંયા પણ હું દરરોજ એમજ કરૂં છુંને?" વળી ત્યાં ક્યાં રેણુબેનનાં લગ્નમાં જવાનું છે, કે ઓછાં ને સાધારણ કપડાંથી એબ લાગશે! એ તો જેવો પ્રસંગ તેવી વાત..." શારદાએ સંતોષ વ્યક્ત કર્યો.

તેના આ જવાબે રાખાલની જીભ ફરી સીવાઇ ગઈ. અંતરમાં એની આ સાદાઇ ને નિસ્પૃહા માટે સેંકડો ધન્યવાદ દેતો તે બોલ્યો :

"તારી પાસે આટલાં ઓછાં કપડાં હતાં તો મને જણાવતાં તારૂં માન ઘટી જાત કે ? પણ મોં ફાડીને જરાય બોલી કેમ નથી શકતી ?" ઠપકો આપતા તો એ આપી ચૂક્યો પણ પછી પાછો ગુસ્સાના આવેશમાં પોતે પૈસા પાછા લઇ લીધાની વાત યાદ આવતાં તેને પોતે જ ગુન્હેગાર છે એમ જણાયું.

"ત્યારે હવે ટેક્સી લઈ આવુંને ?" રાખાલે અપરાધનો રેલો પોતાના જ પગ નીચે આવે એમ લાગતાં એ વાત જ પલટી નાખી.

"અરે હા...હું તો તમને એ વાત કહેવાની જ ભૂલી ગઇ દેવતા !" શારદા અચાનક યાદ આવતાં બોલી ઉઠી: "તમે અહિંથી બજારમાં ગયા તે પછી થોડીક વારે અહિં વિમલબાબુ આવ્યા હતા. એ એમ કહેતા ગયા છે કે એક ખાસ કામે હું હમણાં જાઉં છું, તે પૂરૂં કરીને હમણા પાછો આવી પહોંચું છું. એમને તમારૂં ખાસ કામ છે. એ એમની મોટરમાં આપણને સ્ટેશને પણ પહોંચાડી આવવાનું કહેતા ગયા છે."

રાખાલનાં મુખ પરની આનંદરેખા આ વાત સાંભળતાં જ એકાએક અદ્રશ્ય થઇ ગઇ.

"હવે આજે તો એમને મળવા જેટલો આપણને વખત નથી શારદા. આવ્યા પછી મળાશે. હવે મોડું કરવાનું જરા પણ ચાલે તેમ નથી. હું ટેક્સી લેવા જાઉં છું." રાખાલ શુષ્ક સ્વરે બોલ્યો.

પણ રાખાલના શબ્દો પૂરા થાય ત્યાં તો દરવાજાની સામે મોટરનું હોર્ન વાગતું સંભળાયું; અને ચોકમાંથી વિમલબાબુનો અવાજ પણ સંભળાયો.

"શારદા બ્હેન..."

"આવો." શારદા બહાર આવીને બોલી.

વિમલબાબુએ ઘરમાં પ્રવેશ કર્યો.

"ઓહો ! રાજુ તો આવી ગયો છે ! નસીબજોગે મારે આ તરફનું એક કામ હતું. મનમાં થયું કે આટલે સુધી આવ્યો છું તો લાવ શારદાને જોતો જાઉં, ત્યાં તો ખબર પડી કે વ્રજબાબુ બીમાર છે; એટલે તમે બેઉ આજેજ જાવ છો. ચાલો, તમને સ્ટેશને પહોંચાડવા આવું છું. આજે મોટી ગાડી લાવ્યો છું. સરસામાન પણ અંદર મુકતા વાંધો નહિ નડે." વિમલબાબુ બોલ્યા.

જો કે રાખાલને એમની હાજરી અણગમતી હોવા છતાં પણ તે એમને મોઢામોઢ હિંમત પૂર્વક ના પાડી શક્યો નહિ. સરસામાનને ગાડીમાં મુકયા પછી વિમલબાબુએ રાખાલનો હાથ ઝાલીને કહ્યું: "રાજુ, હું કહું છું તે ધ્યાનમાં રાખ. વ્રજબાબુની માંદગીમાં જો કોઈ જાતની મદદની જરૂર પડે તો મને તાર કરવાનું ભૂલીશ નહિ. માંદગીમાં પૈસા ને માણસ: એનું જોર જોઈએ. તું ખબર કરીશ કે તરત હું મોટા ડૉકટરને તેડીને તરત ત્યાં આવી રહીશ. હું વ્રજબાબુ અને રેણુનો એક સાચો હિતચિંતક છું. મારામાં સંપૂર્ણ વિશ્વાસ રાખજે."

વિમલબાબુનાં મોઢામાંથી હિતચિંતક ને વિશ્વાસ—એ બે શબ્દો એવા તો લાગણીભર્યા નીકળ્યા કે રાખાલ કંઈક અંશે અંજાઈ ગયો. તે કેવળ આશ્ચર્યભાવે ચકિત થઈને તેમની સામે જોઈ રહ્યો.

"રાજુ, તારા કરતા આજે તેમનું કોઈ વધારે પાસેનું સ્નેહી નથી. તેની મને ખબર છે. છતાં મારા તરફથી કોઈ પણ બાબતમાં કશો ય ઉપકાર—જરા પણ થઈ શકે એવો લાગે તો મને ખબર કરવાનું ન ભૂલતો; એટલું હું તને નિષ્કપટ ને નિસ્વાર્થ ભાવે કહી રાખું છું." ફીકકું હસીને વિમલબાબુ બોલ્યા.

રાખાલ કંઈક બોલવા જતો હતો ત્યાં તો વિમલબાબુ પાછા બોલ્યા: "રેણુ અને વ્રજબાબુ આજે કેટલાં અસહાય છે તે હું સારી રીતે જાણું છું રાજુ!"

એમનાં આ છેલ્લાં મર્મવેધક વાક્યે રાખાલનું કાળજું વીંધી નાખ્યું. એની બન્ને આંખો સજળ થઈ ગઈ.

"તમારી તરફ ગેરવર્તન દાખવેલું તે માટે મને માફ કરજો. ત્યાં ગયા પછી કાકાબાબુની બાબતમાં મને જો જરા જેટલી પણ આર્થિક મદદની જરૂર જણાશે તો હું તમને જરૂર ખબર કરીશ." રાખાલે કહ્યું.

થોડી વાર પછી મોટર સ્ટેશન તરફ સડસડાટ ઉપડી ગઈ.

તારકની કાળજીભરી સેવાના પ્રયત્નો અને સ્નેહ-સંતોષભર્યા વ્યવહારથી સવિતાનું શ્રમિત મન હલકું પડયું હતું. તારકનાં વર્તન, વાણી, વ્યવહાર, કર્મ અને વાતચીતમાં આશ્ચર્ય-વૈશિષ્ટ્ય જોઇ એનું વાત્સલ્યભાવભર્યું હૈયું મુગ્ધ થઈ ગયું હતું. તારક પણ સવિતાને પોતાની સગી માની માફક જ સમજી, દેવતાનો ભક્ત જેમ નિરંકુશ ત્રુટિહિનતાથી દેવસેવા કરે એવા ભાવે જ એના સેવા-સન્માન કરતો.

વાતચીતમાં સવિતાએ એક દિવસ તારકને પ્રશ્ન કર્યોઃ "તારક, તું મને હરિણપુર તેડી લાવ્યો તે તેં રાખાલને તો જણાવ્યું છે ને?"

"ના, મા." જરા કુંઠિત ભાવે તારકે જવાબ દીધો.

"પરંતુ એને તો તારે સહુથી પહેલાં કહેવું જોઇતું હતું." સવિતાએ એની તરફ જરા ઠપકાભરી આંખે જોઈને કહ્યું.

"મેં એને કેમ જણાવ્યું નહિ એ વાત તમને હું કોઇક દહાડો કહીશ મા."

તારકના આ જવાબથી સવિતાના આશ્ચર્યમાં વિશેષ વધારો થયો.

"તમો બેઉ મિત્રો વચ્ચે એવો તે શું અંતર પડી ગયો છે કે માને જણાવતાં પણ તું અચકાઇ જાય છે, ભાઈ!" સવિતા સ્નેહાળ શબ્દોમાં બોલી.

"રાખાલે કદાચ તેથી જ તમને કહ્યું હશે અને ન કહ્યું હોય તો કોઇક દહાડો કહેશે. મેં પણ મા, એટલા માટે જ તમને બધું કહી દેવાનું નક્કી કરી રાખ્યું છે." નીચું જોઇને તારકે જવાબ દીધો.

"મેં સાંભળ્યું છે કે રાજુનો તું ખાસ મિત્ર છે. હું જાણતી હતી કે તું એને બરોબર ઓળખતો હશે; પણ હવે મને જણાય છે કે તું મારા રાજુને બરાબર નથી ઓળખતો ભાઈ." તારકના વ્હીલા મોં તરફ થોડીક વાર સુધી તીક્ષ્ણ દ્રષ્ટિથી જોઈને સવિતા બોલવા લાગી.

"કેમ મા?" તારક ચંચળ થઈને બોલી ઉઠ્યો.

"એની ઉપર ગમે તેવું આળ ગમે તે કોઈ ચઢાવી શકે નહિ. રાજુ દુનિયામાં કોઈની પાસે કોઈનું ક્યારે ય ભુંડું નહિં બોલે, તારક, કેમકે એને એ જાતનું આ જીંદગીમાં શિક્ષણ જ નથી મળ્યું. એ તો સાચું બોલવાનું ને સહન કરવાનું જ શીખ્યો છે." સવિતા બોલી.

તારક વધુ વ્હીલો પડતો જતો દેખાયો.

"મને માફ કરો મા! મારી બોલવાની ભૂલમાંથી ખોટું ન લગાડશો. પણ એટલું કહી રાખું છું કે રાખાલ પાસેથી તમે મારે વિષે જે કંઈ વાતો સાંભળી હોય અથવા સાંભળશો તે કદાચ અમુક અંશે સાચી હશે પણ પુરેપુરી સાચી તો નહિં જ હોય!" તારકે કહ્યું.

"મેં રાજુની પાસેથી કશુંય નથી સાંભળ્યું ભાઈ. તેમ કોઈ દહાડો સાંભળવાની ઇચ્છા પણ નથી. એ માટે પણ તું નચિંત જ રહેજે." સવિતા હસીને બોલી.

"એ કંઈ હું માનવાનો નથી, મા." તારક ઓચિંતો જ એકદમ ઉશ્કેરાઈ જઈને ભાષણ કરતો હોય તેમ હાથ–મુખ હલાવતો બોલવા લાગ્યો. "તમારી પાસે પણ અમારા જુદા થવાનું કારણ છુપાવવું એ શું એની લાયકાત છે? તમે એને માત્ર સ્નેહ અને અન્નથી પોષીને જ મોટો નથી કર્યો; એણે તમારી પાસેથી શિક્ષણ, જ્ઞાન, આચાર–વિચાર વિગેરે બધુંય મેળવ્યું છે. આજે એ જે જગતમાં–જે જમીન પર જીવી રહ્યો છે–એક આબરૂદારની માફક પોતાનો વહેવાર નભાવી રહ્યો છે–પ્રતિષ્ઠિત કુટુંબોમાં માન–સન્માનથી મળતો–હળતો થઇ રહ્યો છે, એ માટેનું એને ભારેમાં ભારે ઋણ કોને છે? રાખાલની દષ્ટિ અને મનને કયા આશ્ચર્યકારક મન અને અસાધારણ જીવને આટલા વિશાળ

બનાવ્યા છે? નસીબની કરૂણા જેવી એની જીંદગીને કોનો અપાર સ્નેહ સાચવી સાચવીને રક્ષણ કરતો આવ્યો છે? એ માની પાસે સાચી વાત છુપાવવી એ ગંભીર અપરાધને મારા અંતરમાંથી તો હું કોઈ રીતે દેશવટો દઈ શકનાર નથી. તમે કહેશો તો પણ નહિ." એક શ્વાસે આટલું ભાષણ કરી નાખીને તારક જરા દમ ખાવા લાગ્યો.

સવિતા સ્થિર દષ્ટિએ તારક સામે જોઈને આ બધું સાંભળી રહી હતી.

"તારક, તને શું થઈ ગયું છે ભાઈ?" પછી ધીરે રહીને સવિતાએ પૃછ્યું.

"પહેલાં હું જે કંઈ કહું તે બરાબર સાંભળી લ્યો મા! રાખાલે મારી પાસે તમારી જે ઓળખાણ આપી છે તે જો તમને ખરેખર મા તરીકે માનતો હોત તો કોઈ દહાડો ય આપત નહિ." તારક ફરી પાછો ઉશ્કેરાઈ જઈને બોલ્યો.

સવિતા કશુંય ન બોલી. તેના સ્મિતભર્યા મોં પર પણ એવો કંઈ જ ખાસ ફેરફાર થયો નહિં.

"તમે કહો છો મા, કે રાખાલને વિષે કોઈને પણ દોઢ ડાહ્યા ન બનીને કંઈ કહેવા-મુકવાનો એનો સ્વભાવ જ નથી પણ મેં તો એથી ઉલટું અનુભવ્યું છે. એણે દોઢડાહ્યા બનીને વિના પૂછપરછે મને એની નવી-માની તમારી એવી ઓળખાણ આપી હતી કે જે જાણવાની મને જરાય જરૂર ન હતી. પરંતુ જડ હોય તે ન સમજે! અગ્નિને ઢાંકીને બતાવવાથી પહેલાં તો કદાચ માણસ ભૂલાવામાં પડે પણ એ ભૂલ કંઈ ઝાઝા દહાડા નહિ ટકે. અગ્નિ પોતે જ પોતાની ઓળખ વહેલી મોડી પણ આપી દે છે." તારકનો ક્રોધ એના અવાજમાં જેમનો તેમ દ્રષ્ટિગોચર થતો હતો.

સવિતાએ આ વખતે પણ બીડેલા હોઠ ઉઘાડયા નહિ. એમના એમ ચકિત ભાવે સ્થિર બેસી રહી તેણે મૌન જ સેવ્યું.

"એટલું તો ચોક્કસ કબુલ કરું છું મા, કે એણે જ્યારે આ નિન્દાત્મક વાત સંભળાવીને મને પૂછ્યું કે આ બધું સાંભળીને તને તિરસ્કાર વછૂટે છે કે? ત્યારે મેં જવાબ દીધો હતો કે આવું સાંભળ્યા પછી તિરસ્કાર તો સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય રાખાલ! પણ મને તે વખતે ખબર ન્હોતી કે કે એનો ઉદ્દેશ તમારા પ્રત્યે મારી અશ્રદ્ધા જગાડવાનો હતો. નહિં તો એ બનાવટી–અર્થ કે ઉદ્દેશ વગરની વાતો મને કહેવાની જરાયે જરૂર ન હતી." એણે રાખાલ વિરુદ્ધ ગંભીર તહોમતનામું નવી માની ઈન્સાફની અદાલત સામે મગરૂરી સાથે પેશ કર્યું.

અત્યાર સુધી એને જે કંઈ કહેવાનું હતું, તે શાન્ત ને ગંભીર રહીને સાંભળી લીધા બાદ સવિતાએ જબાન ખોલી:

"રાજુ કદાપી કંઈજ જુઠી વાતો કહેતો નથી તારક! એણે તને જે કાંઈ કહ્યું હોય તે બધુંય સાચું છે."

માનો પોતાની વિરૂદ્ધનો અને રાખાલની તરફેણનો આવો વિલક્ષણ નિર્ણય સાંભળી તારકનું મોં એકાએક શ્યામ પડી ગયું.

"પણ તમે હજુ નથી જાણતા કે મા. એણે તમારા સંબંધી કેવી કેવી ખરાબ વાતો મને કીધી હતી!" અચકાતાં અચકાતાં તારકે શુષ્ક સ્વરે પોતાનું લૂલું બચાવનામું મજબુત બનાવવા ફરી એક વાર પ્રયાસ કર્યો.

"હું એ બધું જાણું છું, તારક, તું મારા–તારી નવી માના શબ્દોમાં સંપૂર્ણ વિશ્વાસ રાખ. મારા રાજુને મોઢેથી કોઈ ખોટી વાત કોઈને માટે કદી ય નથી જ કહેવાની." સવિતાએ ફરીથી પોતાની દૃઢ માન્યતા તારકના મગજમાં ઠસાવવા ભાર મૂક્યો.

નવી માની રાખાલ પ્રત્યેની આટલી હદ પર્યંતની અંધ–વિશ્વાસની વિલક્ષણ મક્કમતા અનુભવતા તારક તો સ્તબ્ધ જ થઈ ગયો. તેનો કંઠ જાણે કોઈ કઠણ વસ્તુથી દબાઈ ગયો હોય તેમ રૂંધાઈ ગયો. તે બોલવા ગયો પણ ગળાંમાંથી એક પણ શબ્દ બહાર નિકળી શક્યો નહિ.

"તારક, તું રાજુને માટે ફક્ત ખોટું જ નહિ પણ વગર વિચાર્યું ધારી બેઠો છે. તને વગર પૂછ્યેગાછ્યે આવી વાતો કરીને મારા સંબંધી અશ્રદ્ધા ઉપજાવવાનો,–ખોટું સમજાવવાનો એનો એમાં મુદ્દલ ઇરાદો ન હતો, પણ પાછળથી તને જાણ થાય અને કંઇ ખોટું ન લાગે, અગર તું મ્હેણું ન મારે, એ માટે પહેલેથી જ બધી વાત ખુલ્લે ખુલ્લી રીતે એણે તને કહી દીધી. જો તને એનું એ પગલું સ્વાર્થભર્યું યા ઉપજાવી કાઢેલા કોઈ તૂત જેવું લાગ્યું હોય, તો એમાં તારી ગંભીર સમજફેર થઈ છે." સવિતા બહુજ ધીમે પણ નીડરપણે બોલી.

"પણ મા, મારે કશું જાણવુંજ ન હતું. મેં એને એવું કંઈ પૂછ્યું પણ ન હતું. તો પછી દોઢડાહ્યા બનીને એણે શા માટે..." તારક અકળાઇને પોતાના અંતરનો ઉભરો ઠાલવવા લાગ્યો.

"તું તો બહુ ભણેલો ગણેલો ને ડાહ્યો છે. બધી બાબતોનો અને સંજોગોનો વિચાર કરીને સારૂં ખોટું કહેવાની તારામાં સ્વાભાવિક અક્કલ–આવડત હોય!" સવિતા ફીકકું હસીને બોલવા લાગી. "દુનિયામાં ઘણી ચીજો આપણને એકસરખી દેખાય છે પણ ખરૂં જોતાં તે બધી સરખી નથી હોતી. વળી એટલું તો જાણે છેને કે બહારની બાબતો પરથી અંદરનો ખ્યાલ કોઈ રીતે ન કરી શકાય. આ બધી વાતો સાધારણ માણસો સમજે નહિં અને સમજવા માગે પણ નહિં. પરંતુ તું તો તેમના જેવો નથી, એમ જાણીનેજ રાજુએ એની નવી માની કમનસીબીની વાત તારી પાસે ખુલ્લી કરી હતી."

તારક ઘણી વાર સુધી નીચું જોઇને બેસી રહ્યો. પછી પાછો મોં ઉંચું કરીને જુસ્સાભેર બોલ્યો:

"મા, રાખાએ મને એક દહાડો કહ્યું હતું કે આ દુનિયામાં હજારમાં નવસો નવ્વાણું સ્ત્રીઓ સામાન્ય કોટીની હોય છે. નવી મા એ નવસેંને નવ્વાણું ઉપરાતની એક બાકી રહી ગયેલી સ્ત્રી છે. એમને કોઈ ઇચ્છા કરે તો પણ અપમાન કરી કે ઉતારી પાડી શકે તેમ

નથી. શું ખરેખર એણે આ બધું સાચું કહ્યું હતું, એમ તમારે કહેવું છે?"

સવિતા કંઈ બોલી નહિં. તેણે મોઢું બીજી તરફ ફેરવી નાખ્યું. એટલે તારક જરા વધુ ઉત્તેજીત સ્વરે–પુષ્કળ આવેગ સાથે પાછો બોલવા લાગ્યો:

"નાનો હતો ત્યારે સમજણ આવતાં પહેલાંજ મેં મા ગુમાવી. ફક્ત પિતાનેજ હું ઓળખતો હતો. તેમણે પોતાને હાથે મને પાળી-પોષી મોટો કર્યો–ઉછેર્યો. એજ બાપે જ્યારે પોતાનાં સુખના લોભથી મા વગરના આ હતભાગી બાળકને એક અપરમા આણી આપી તે દિવસથી દુઃખ અને અભિમાનથી ઘૃણા કરીને હું દેશ છોડી પરદેશ ચાલ્યો આવ્યો. તે પછી આજ સુધીમાં મેં એ બાપનું મોઢું પણ નથી જોયું–એ દેશ પણ નથી જોયો. તમને મેળવતાં જ મા, મને જીંદગીમાં માબાપના સ્નેહનો સ્વાદ મળ્યો. તમો 'મા' સિવાય મારે શુષ્ક જીવનમાં બીજું કાંઈ નથી. હું એટલું તો જોઈ શક્યો છું કે તમારાં જીવનમાં જે તોફાન, આઘાત અને અઘરી પરીક્ષાઓ આવી પડી છે તે તમારાં હૃદયમાંથી માતૃસ્નેહનું એક બિન્દુ માત્ર પણ શોષણ કરી શક્યા નથી. બાળકને માટે તો મેળવવા જેવી એ ભારેમાં ભારે ચીજ છે!"

"તારા પિતા હજી જીવે છે તારક? તેં તો એક દહાડો મને કહેલું કે તું માબાપ વગરનો છે!" સવિતાએ પૂછ્યું.

"સાચું કહું છું મા!" તારક હસીને બોલવા લાગ્યો. "મારી જન્મદાતા હોત તો આજેય જીવતા હોત, પણ એ નથી એટલે મારે મને મારા બાપ પણ નથી જીવતા. પિતાનું મોત ન થાય તો મા વગરનાં બાળકનાં જીવનમાં અપરમા ન આવે, એ વાતની મને ખાત્રી છે."

સવિતા વિસ્મીત નેત્રે તારકનાં મોં તરફ જોઈ રહી.

"મારાં જીવનમાં ઘણી આશાઓ અને ઉંચી આકાંક્ષાઓ છે." "તારક આગળ બોલવા લાગ્યો." માત્ર ખાઈ–પીને કે મોજ–મજાહ કરીને

જીવન જીવવા હું નથી માગતો. હું તો પ્રચુરતામાં–ઐશ્વર્યમાં, સાર્થક–સુંદર જીવન વિતાવવા માગું છું. હજારમાં મારા તરફ બધાની આંખ વળે, હજાર નામ વચ્ચે મારૂં નામ બધા ઓળખી શકે. કર્મ જીવનની સાર્થકતા, યશ, ગૌરવ અને સન્માનમાં બધા વિદ્વાનોમાં આગળ પડતું ઉન્નત જીવન હું જીવવા માગું છું. ખાલી પૈસા કમાવા ને પેટ ભરવું એજ મારી જીંદગીની એક માત્ર ઇચ્છા નથી. કેવળ મરજી મુજબ નિર્વાહ જેટલું કમાવાનું મારૂં ધ્યેય પણ નથી."

"એ તો બહુ સારૂં ભાઈ. મરદ માણસનાં જીવનમાં એવી જ ઉચ્ચ અભિલાષાઓ અને મહત્વાકાંક્ષાઓ હોવી જોઇએ. જેટલું ઉંચું–જેટલું વિસ્તૃત ધ્યેય હોય તેટલું ઉન્નત અને વિશાળ જીવન બને." સવિતા સ્નિગ્ધ કંઠે બોલી.

"તમને તો મેં કહ્યું ને મા, કે કેટલાં દુઃખ, કેટલાં કષ્ટ ને કેટલી અડચણો વચ્ચે મેં મારા પગ પર ઉભા રહીને યુનીવર્સીટીની પરીક્ષાઓ પસાર કરી છે!" તારક ઉત્સાહિત થઇને બોલવા લાગ્યો. "હું બહુ મમતી છું મા! એક વાર જે કામ કરવાનો નિશ્ચય કર્યો તે પૂરૂં કરૂં ત્યારે જ જંપું છું. એ ન થાય ત્યાં સુધી મને નિરાંત જ નથી વળતી–ઉંઘ જ નથી આવતી."

સવિતા સ્મિત મુખે તારકનાં યૌવનોચિત આશા, આકાંક્ષા અને ઉત્સાહથી ચમકતા મોં તરફ શૂન્યમનસ્કના જેમ કાંઇક વિચાર કરતી જોઈ રહી.

"મારી જીંદગીની બધી વાત માત્ર તમને જ ખુલ્લી કરીને હું કહું છું મા!" તારક પાછો બોલવા લાગ્યો. "કોણ જાણે કેમ મને વારંવાર લાગ્યા કરે છે કે જીંદગીમાં જાણે મને કશું ય ન મળ્યું–કશું ય હું મેળવી શક્યો નહિ. એમ થાય છે કે જીંદગીમાં કોઈ દહાડો યે કદી લાખ બે–લાખ રૂપિયા કમાઇશ તો, તેથી ય બીજો શો લાભ થવાનો છે? બહુ બહુ તો કદાચ દેશપરદેશ કીર્તિનાં ગુણગાન પ્રસરી જશે! પણ તેનાથી ય એવો શો લાભ!

માન-સન્માન મળવાથી બધામાં મોટા ગણાઇએ તેથી શું મારી નાન-પણની તૃષ્ણા મટવાની છે? જે દુઃખ, જે અભિમાન મેં અંતરમાં છુપાવીને એકલાં જ સહન કર્યું છે—વિધાતા પાસે પણ જેનો ઉપાય નથી જાણ્યો—તે દુઃખ. તે વેદના કોઇ દહાડોય દૂર થઇને મારા એ અર્થ, માન, યશ અને કર્મ જીવનને ચરિતાર્થ કરશે? જાણે પ્રાણ રડી ઉઠે છે. કામ કરવાનો ઉત્સાહ જતો રહે છે, આકાંક્ષાઓનું ઉત્તેજન રહેતું નથી. મનમાં ને મનમાં લાગ્યા કરે છે કે નસીબ દેવતાએ જેને પૃથ્વી પર મોકલીને બચપણમાં જ માતૃસ્નેહથી વંચીત રાખ્યો તે માણસ કેટલું દુર્ભાગ્ય લઇને જગતમાં આવ્યો હશે? એ વાત કોઇને સમજાવીને કહેવાની પણ અપેક્ષા નથી રહેતી.”

જગતમાં ઇશ્વરનું સર્વશ્રેષ્ટ દાન હોય તો તે માતૃસ્નેહ છે. એ માતૃસ્નેહ જ તેનાં જીવનમાંથી કાયમને માટે દૂર ખસી ગયેલો હતો. એ વેદનાની અતિશયતાથી તારકનું ગળું આવેશપૂર્વક બોલતા બોલતા રૂંધાઇ ગયું.

સવિતાની આંખોના ખુણા સજળ થઇ ગયા. તે કશું બોલી નહિ તેણે એને શાન્તવન પણ ન આપ્યું. ગંભાર સહાનુભૂતિની અબોલ ભાષા તેના મોં પર સ્પષ્ટ અંકીત થયેલી દેખાઇ રહી. જે ગુપ્ત વેદનાને તે નિઃશબ્દે ચૂપચાપ રહીને હૈયાના ખુણે સાચવીને ઘણા લાંબા સમયથી પોતે એકલી સહન કરતી હતી, તે વેદના-સ્થાનને અજાણતાં જ આજે તારકે સ્પર્શ કર્યો. તારકના છેલ્લા શબ્દોએ સવિતાના સમગ્ર અંતરને હચમચાવી દીધું. નિઃશબ્દે આંખો નીચી ઢાળીને તેણે પોતાના અંતરના અશાંત આવેગને રોકવાનો મિથ્યા પ્રયાસ આદર્યો.

બરાબર એ જ વખતે બહારના બારણા પાસેથી ટપાલીએ બૂમ મારીઃ “તારકબાબુ...તમારી ટપાલ છે.”

તારક સત્વર બહાર જઇને કાગળ લઇ આવ્યો.

કાગળ સવિતાનાં નામનો હતો. શારદાએ લખ્યો હતો. એમાં ખબર જણાવી હતી કે વિમલબાબુ રાજુને રસ્તામાં મળ્યા હતા અને તેને મોંઢેથી તેમણે જાણ્યું હતું કે દેશમાં વ્રજબાબુ અને રેણુ મજામાં છે.

"રાજુ, શારદાને મળતો હોય એમ લાગતું નથી. મળવા જાય પણ કેવી રીતે? શારદા હરિણપુર નથી ગઈ તેની એને કદાચ ખબર પણ નહિ હોય!" સવિતાએ કાગળ વાંચી રહ્યા પછી મંદ મુખ મલકાવીને કહ્યું.

તારકે કંઈ જવાબ દીધો નહિં.

"ચાલ, આજે હું પણ એને એક કાગળ લખી નાખું." સવિતાએ ફરીથી કહેવા માંડ્યું. "તું એક કામ કર તારક, એને અહિં આવવાનો આગ્રહ કરીને કાગળ લખ. હું પણ સાથે સાથે એને અહિં આવવાને લખીશ. એ અહિં આવશે તો તમારા બન્ને મિત્રોના માન–અભિમાનનો ઉકેલ આવી જશે."

"ભલે, તમે કહો છો, તો તમારી આજ્ઞા માથે ચઢાવી હું આજે જ લખી દઉં છું." તારકે આજ્ઞાંકિતપણું દર્શાવ્યું.

"મારો રાજુ બહુ અભિમાની છોકરો છે. પણ એનાં અંતરની તુલના કોઈ ઠેકાણે કોઈ સાથે થઈ શકે તેમ નથી." સવિતા સ્નેહસ્નિગ્ધ સ્વરે એના ગુણગાન ગાવા લાગી.

જો કે સવિતા આ શબ્દો સહજ ભાવે જ બોલી હતી છતાં તારકના દિલમાં એણે બીજેજ અર્થે અથડાઈને કારી ઘા કર્યો. તેને એમજ લાગ્યું કે નવી મા રાજુના સંબંધમાં એના પોતાનાંજ હૃદય સાથે સરખામણી કરીને આ પ્રમાણે બોલે છે. તેનું મોં શ્યામ પડી ગયું. જીભ અટકી ગઈ.

"જ્યારે જ્યારે હું રાજુનો વિચાર કરૂં છું ત્યારે ત્યારે મને એમ થાય છે કે મારૂં ખરૂં સ્નેહનું ધન કોણ? રાજુ કે રેણુ! રાજુ અને રેણુમાં કોણ વધારે છે ને કોણ ઓછું તે મને બરોબર નથી

સમજાતુ'." સવિતા તારકની અંતરવેદના તરફ લેશ માત્ર પણ ધ્યાન ન આપતા આગળ બોલવા લાગી.

"ત્યારે તો મા, તમે તમારાં પોતાનાં અંતરને પણ હજી બરાબર ઓળખી શક્યા નથી. રેણુ સાથે રાજુની સરખામણી કોઇ રીતે પણ ન થઇ શકે." તારક બોલી ઉઠયો.

"કેમ ન થાય ?" સવિતાએ પ્રશ્ન કર્યો.

"રાજુને તમે પોતાનાં સંતાનની માફક ગમે તેટલો ગણો, છતાંય એ તો તમારા સંતાન 'જેવો' જ બની રહેશે. 'જેવો' શબ્દ કાઢી નાખીને પુરેપુરો તમારા સંતાન જેવો તો નહિ થાય—ન જ થઇ શકે."

"પણ બધી જગ્યાએ બધી વાતો એક સરખી નથી બનતી તારક !"

"એ હું જાણું છું મા ! છતાંય કહું છું તે સાંભળો. તમે પોતેજ વિચાર કરી જુઓ. તમારા અંતરના સ્નેહનો રાજુ અને રેણુ સરખો હકક ધરાવતા હોય છતાંય એ બે વચ્ચે કેટલો ભેદ છે તે હું તમને બતાવું. જુઓ, આ તમે હરિણપુર આવ્યા. આવવાની પહેલી રાત્રે મને ખબર પડી કે રાજાએ તમને અહિં આવવા સાફ ના પાડી હતી. તમે નહોતા બોલ્યા કે છોકરો મોટો—ઉમર લાયક થાય તો તેની પણ રજા લેવી જોઈએ ! આ સાંભળીને તેણે અહિં આવવાની તમને ના જ પાડી, છતાં પણ તમે તેનું કહેવું ન ગણકારતાં ઉપરવટ થઈને અહિં ચાલ્યા આવ્યા. પણ મા, જો રેણુએ અહિં ન આવવા માટેની જરા પણ ઇચ્છા જણાવી હોત તો તમે પોતેજ તે વખતે હરિણપુર આવવાનું ચોકકસ માંડી વાળ્યું હોત !"

"હું જાણુતી હતી તારક, કે રાજુ કેવળ અવિચારી શંકા અને અભિમાનને વશ થઈ, આવેશમાં આવી જઇને આવવાની ના પાડતો હતો. એ એની હઠ કે જીદ જ હતી. જો ખરેખર અહિં ન આવવા દેવાની તેની ઇચ્છા હોત તો હું ન જ આવી શકત." સવિતા જરાક શાંત રહીને બોલી.

"પણ જુઓ મા! રેણુ કેવળ જીદ કરીને જ તમને કોઈ ઠેકાણે જવાની ના પાડત તો તમે તે જીદની ખાતર પણ રોકાઈ ન જાત?"

સવિતા મૌન રહી.

"તું બરાબર કહે છે તારક." કેટલીક ક્ષણો વીતી ગયા બાદ તે ધીરે ધીરે બોલવા લાગી. "માણસ પોતે જ પોતાનાં અંતરને બીજા કરતાં ઓછું ઓળખે છે એમ મને લાગે છે. છતાંય તને એક વાત કહું. તારા કહેવા મુજબ કદાચ રાજુ મારે મન–મારી પાસે રેણુથી વધારે નહિ હોય, કબૂલ, તો પણ હું તો એને મન મા કરતાં વધારે છું ને! મારા તરફથી નહિ તો રાજુ તરફથી પણ એ મારી રેણુ કરતાં વધારે. કાં! મારી આ સમજ સાથે તો તું સંમત થાય જ છે ને? એમાં તો કંઈ ભૂલ નથીને?"

તારક નવી માની આ વિલક્ષણ દલીલ પાસે મહાત થઈ ચૂપ થઈ ગયો.

"વિમલબાબુનો કાગળ તો આજેય આવ્યો નહિ." થોડીક ક્ષણો બાદ પ્રસંગ ફેર કરીને તે બોલ્યો.

"તેં એમને હમણા કાગળ લખ્યો છે વારુ?" સવિતાએ પૂછ્યું.

"લખ્યો તો છે. એમણે તમને પણ કાગળ લખ્યાને આઠ દસ દિવસ થશે, નહિ?"

"હા, પણ હજી મેં એમના પહેલાના કાગળનો જવાબ નથી લખ્યો. એટલા માટે જ મને પણ એ કાગળ નહિ લખતા હોય! કારણ એ કુશળ છે એ તો શારદાના કાગળમાંથી પણ સાફ જણાય છે."

"એ એક જ માણસ જોયા મા, કે જેના પગ પર માથું એની મેળે જ નમી જાય." તારક અભિમાનરહિત કંઠે બોલ્યો.

સવિતાએ એનાં કથનમાં હા–નાનો કોઈ પણ સૂર પૂર્યો નહિ.

તારક પોતે પોતાની મેળે જ આગળ બડબડવા લાગ્યો:

"કેટલું વિશાળ દિલ! કેટલા ઉદાર ચરિત્રવાળા, લાયક ને નિઃસ્પૃહી માણસ! સ્વભાવે કર્મવીર, જીંદગીને સાર્થક કરી શકનાર આવા થોડા જ માણસો આ અવનીમાં જોવામાં આવે છે, મા!"

"એમ તું શા અનુભવે કહે છે તારક?" સવિતા મૃદુ હાસ્ય કરીને બોલી: "એક માત્ર આર્થિક ઉન્નતિ સિવાય દુનિયામાં એમણે બીજું શું સાર્થક કર્યું છે? આખી જીંદગીમાં એમણે એવું તે કયું મહાન સુખ મેળવ્યું છે વારુ?"

"જે પુરૂષ પોતાનાં જ સામર્થ્યથી આટલું વિપુલ ધન અનાયાસે પેદા કરી શકે, આટલા મોટા મોટા વેપાર ખેડી શકે, એની જીંદગીમાં બીજી અલ્પ–સ્વલ્પ સાર્થકતાઓ હોય કે ન હોય, એમાં કંઈ ખોટું ન ગણાય. મરદ માણસનાં કર્મમય જીવનની આટલી ભારે સાર્થકતા કરતાં બીજુ કયું મહાન સુખ મેળવવા જેવું હોય તે તો મને કહો મા?" તારકે જીવનના સુખ, સંતોષ ને સાર્થકતા સંબંધીની પોતાની માન્યતાઓ રજુ કરી.

સવિતા જરા હસી, પણ કંઈ જવાબ ન દીધો. તારકને મોઢે મરદ માણસોની જીંદગીની ઉચ્ચ આકાંક્ષાઓ અને ઉંચા આદર્શોને વિષે તે આજ સુધીમાં ઘણી મોટી મોટી વાતો અને વિશાળ કલ્પનાઓ સાંભળતી આવી હતી. પરંતુ કોઈ દહાડો ય તેણે સ્પષ્ટ કરીને પોતાના વ્યક્તિગત જીવનનું ધ્યેય કઈ જાતનું છે તે કહ્યું ન હતું, અગર તો તે કહી શકયો ન હતો. સવિતાને તારકની જીંદગીનું પરમ લક્ષ્ય અને આકાંક્ષાઓના સ્વરૂપનો આજે જાણે આછો આભાસ જણાયો. તેના વિચારો કોઈક અજાણી શુન્યતામાં ગુંચવાઈ ગયા.

શિબુની માએ આવીને બુમ મારી: "મા, મોડું થાય છે. ચુલે તપેલી ચડાવવા ચાલો."

"માના હાથનો અમૃત–પ્રસાદ તો ઘણા દહાડા લીધો. હવે રસોયણને તપેલી ચડાવવાની રજા આપો. આટલી સખ્ત ગરમીમાં ચુલા પાસે બેસીને તમે તબિયત ન બગાડશો." તારકે નવી મા–સવિતાને કહ્યું.

"ચુલા પાસે બેસીને રાંધનાં બૈરાંઓની તબિયત બગડે નહિ તારક, પણ ઉલટી બગડેલી હોય તો સુધરે." સવિતા હસીને બોલી.

સાધારણ કુટુંબની શ્રમજીવી–મહેનતુ સ્ત્રીઓના સંબંધમાં એમ બનવું સંભવીત છે,પણ તમે–તમે તેમાંના નથી તે હું જાણુ છું,એટલે જ !"

"ના, ના, તું કંઈ જાણતો નથી."

"નાં મા, હું એ નહિ માનું. કલકત્તે તમારી રસોઈ કરનારો રસોયો હતો. તો પછી અહિં તમે રસોયણના હાથનું ખાવાની ના કેમ પાડો છો ? રસોયાના હાથનું ખાવાથી જડ બની જવાય એમ તમને ભય લાગે છે, પણ મૂળ વાત તો એમ છે કે તમે પોતે હવે પરિશ્રમ કરવા માગો છો."

"અને કદાચ એમ હોય તો પણ તેમાં વાંધા જેવું શું છે ?"

"ના, મારે ત્યાં તો એમ નહિંજ બને. મારી રાજેશ્વરી માને રોજ રંધાવી–રંધાવીને, લુગડાં ધોવડાવી–ધોવડાવીને હું કોઈ રીતે પણ રાજી નહિ થાઉં. ખરૂં પૂછો તો મા, એ તમારાં કામજ નથી." તારક માથું હલાવીને બોલ્યો.

સવિતાની બન્ને આંખો સજળ થઈ ગઇ.

"આજથી ચાકરડી અને રસોયણ એ તમામ કામ કરશે. હું એમને કહી દઉં છું. હવે તમારો એ બધો પરિશ્રમ મને નહિં પાલવે." તારકે એક પુત્રની માફક લાડથી પોતાની માતાની દાઝ જાણવાની ફરજ બજાવવી શરૂ કરી.

"તારક, જો તું આ કામકાજ મને નહિં કરવા દે તો તો મારા પર જુલમ થશે ભાઈ! હું તને ચોકખી વાત કહું છું કે રસોયણનું રાંધેલું ભોજન હવે કદી મારે ગળે નહિં ઉતરે. નોકર–ચાકરોની સેવા મારાં શરીરને વિંછીના ડંખ જેવી લાગે છે. એ જાણ્યા છતાં પણ જો તું મારા પોતાના કામકાજને માટે નોકર–ચાકર રોકવા માગતો હોય તો પછી મારે માટે અહીંથી ચાલ્યા જવા સિવાય બીજો કોઈ ઉપાય નહિ રહે." સવિતા સકરુણ હાસ્ય કરી બોલી.

"તો શું તમે હંમેશને માટે પોતાનાં કામ પોતેજ કર્યા કરશો મા ?" તારક અજાયબીમાં ગરકાવ થતાં બોલ્યો.

"હમેશાં કરીશ કે નહિ તે તો હું આજે નથી કહી શકતી ભાઈ, પણ આજે તો દાસદાસીની સેવા મારાથી સહન નથી થતી એટલું કહી શકું છું. ઈશ્વર ભવિષ્યમાં જો કદાપિ મોં ઉંચું રખાવવાનો સુઅવસર અણાવશે તો તરીજ પાસે ફરીથી એકવાર આવીને ગાદી–તકીયા પર બેઠી બેઠી નોકર–ચાકરો પાસેથી તમામ સેવા રાજીખુશીથી લઈશ." સવિતાએ કહ્યું.

તારક સવિતાનાં આ ગૂઢ અકળ કથનનું કંઈ પણ રહસ્ય સમજી શકયો નહિં. દુઃખિત ચિત્ત તે નિર્વાક્ થઈ ગયો.

"મા, માણસ માણસને કેવી રીતે હલકા ગણે છે તેનો હું વિચાર કરૂં છું, પણ હું એક માત્ર માણસ સિવાયના જાત, ગોત્ર, કે કુલ–શીલથી જુદા પાડીને માણસને ઓળખવાનો વિચાર નથી કરી શકતો. અને એથીજ મુસલમાન, ખ્રિસ્તી, બ્રાહ્મણ, બૌદ્ધ, વૈષ્ણવ અને શાકત–એ બધાય મારી નજરમાં સરખા છે." તારક પછી ધીરે ધીરે બોલ્યો.

સવિતાના વિષાદ ગંભીર મોં પર આનંદની રેખા ચમકી ઉઠી.

"એ હું જાણું છું તારક, કે તારૂં અંતઃકરણ કેટલું ઉંચું અને ઉદાર છે! તારો પરિચય થયો તે અગાઉથી જ મેં તારે માટે–તારા એ સહૃદય સ્વભાવ માટે સાંભળ્યું હતું. મને તારા પ્રત્યે સ્નેહ છે, વિશ્વાસ પણ છે ભાઈ!" સવિતાએ કહ્યું.

"મને જોયો એ પહેલાંથી મારી ઓળખ થઈ ગઈ હતી મા? અત્યાર સુધી તો તમે મને એવું કંઈજ કહ્યું નહિ!" તારક વિસ્મય અને કુતુહલ મિશ્ર સ્વરે બોલ્યો.

સવિતાએ પ્રત્યુત્તરમાં સ્નેહપૂર્વક મૃદુ હાસ્ય કર્યું.

"પરંતુ ગમે તેની પાસેથી તમે મારે વિષે સાંભળ્યું હોય પણ હું એ વિશ્વાસને યોગ્ય છું એ તમે કેવી રીતે જાણ્યું તે કહેશો?"

"અંતરના આંદોલનોને માટે કંઈ પણ અગમ કે અસાધ્ય નથી ભાઈ! છતાંય જાણ્યું છે એટલેજ રાજુનાં મનને ખોટું લગાડીને

...ા સ્નેહનું તેડું કબૂલ રાખવા માટે અહિં આવી છું, એમાં તો લેશ માત્ર ખોટું નથી.” સવિતાએ મમતાભર્યા કોમળકંઠે જવાબ દીધો.

“મને તમે એટલો સ્નેહ—એટલો વિશ્વાસ કરો છો મા?” તારક અભિભૂત સ્વરે બોલ્યો.

“ખાલી વિશ્વાસ જ નહિ ભાઈ, એથી પણ વધારે મને તારા પર નિર્ભર થવાનો વિશ્વાસ પડ્યો છે. તું તો જાણે છે તારક, કે મારે છોકરો નથી. રાજુએ મારી છોકરાની ખોટ પુરી છે, પણ એ હજુ અધુરી છે. બાકીનું એ તારે પુરૂં કરવું પડશે ભાઈ!” સવિતા ગંભીર કંઠે બોલી.

તારક વિસ્મય પામી વિમૂઢ ચિત્તે પરાજય પામેલાની જેમ જોઇ રહ્યો.

શારદાને સાથે લઇને વ્રજબાબુની પથારી પાસે રાખાલ હાજર થયો ત્યારે રોગનો પ્રબળ પ્રકોપ થોડોક ઓછો હતો; પરંતુ તે પુરેપુરા સાજા થયા ન હતા. અતિશય અશક્તિને લઇને વ્રજબાબુ કેવળ શારીરીક નહિ પરંતુ માનસીક રીતે પણ દુર્બળ બની ગયા હતા. રાખાલને આવી પહોંચેલો જોતાં તેમનાં નેત્રોમાંથી આંસુ વહેવાં લાગ્યાં. સ્વાભાવિક રીતે સુકોમળ દીલનો રાખાલ પણ પોતાના પિતૃતુલ્ય કાકાબાબુને આવી અસહાય અવસ્થામાં જોતાં આંખોમાંથી નિકળતાં આંસુને કેમે કરી અવરોધી શકયો નહિ.

"રાજુ, મેં જ તને બોલાવ્યો હતો." વ્રજબાબુ મૃદુ સ્વરે ધીરે ધીરે કહેવા લાગ્યા.

ગદ્‌ગદીત થતાં ગળાને સાફ કરવા વ્રજબાબુ ખોંખારા ખાવા લાગ્યા.

"તારી આ બ્હેનની સંભાળ રાખનારું કોઇ નથી ભાઇ! મેં તને મારે માટે નહિ પણ એને માટે જ ખાસ બોલાવ્યો છે." હતાશ વ્રજબાબુ હૈયાનો ભાર ઓછો કરતા દુઃખદ સ્વરે બોલ્યા.

રાખાલ કંઇજ બોલ્યો નહિ. તે નીચે મોઢે સાંભળી રહ્યો.

"રાજુ, અહિં આ લોકો અમને જુદા રાખે છે. મારા પોતાનાં મકાનમાં આજે મારા ગોવિંદજીની પ્રતિમા એના પૂર્વોક્ત સ્થાને મારાથી પધરાવી શકાતી નથી. રેણુ મારા ગોવિંદજીને ધરાવવા માટે ભોગ રાંધે તેમાં એ બધાંને વાંધો આવે છે. મારી હયાતી નહિ હોય તો અહિંયાનું કોઇ મારી રેણુને પવાલું પાણી પણ પાય એમ નથી. એને તું લઇ જઇને એની

ઓરમાન માની પાસે પહોંચાડી દેજે. હું જાણું છું કે એના હેમન્ત મામા ખૂમાબૂમ તો કરશે પણ એ આખરે લોકલાજે પણ એને રાખશે એ ચોક્કસ છે. બસ એજ મારી અંતિમ ઇચ્છા છે. એ સિવાય બીજો કોઈ માર્ગ મને હવે સુજતો નથી ભાઈ.” આટલું બોલતાં એમની આંખમાં પાણી આવી ગયાં.

રાખાલ ચૂપ થઈ રહ્યો. પિતૃહીન, ગરીબ, પરણાવવા યોગ્ય ઉમરવાળી રેણુને તેની ઓરમાન મા અને તેનો પૈસાદાર ભાઈ પોતાના ઘરમાં રાખશે કે કેમ એ ખરેખર શંકાભરેલું જ હતું. તે છતાંય તે મોઢેથી કશુંય બોલ્યો નહિ.

“એનાં લગ્ન થઈ ગયા હોત તો હું નિરાંતે ગોવિંદજીને ચરણે આશ્રય લેત.” વ્રજબાબુ બોલવા લાગ્યા. “જીંદગીના છેલ્લા દિવસોમાં એક ચિત્તે ગોવિંદજીનું સ્મરણ પણ નથી કરી શકાતું. રેણુ માટેની ફીકર મને શાંતિથી મરવા પણ દેવાની નથી.”

“હમણા એ બધા ખ્યાલ શા માટે કરો છો કાકાબાબુ?” રાખાલ બોલ્યો. “હજુ એવું કાંઈ અનિષ્ટ તો નથી થયું કે રેણુને હમણા ને હમણા હેમન્ત મામાની પાસે મોકલવાની ગોઠવણ તમારે કરવી પડે. તમે જરા સાજા થઈ જાઓ એટલે હું પોતે જ રેણુનાં લગ્ન માટેની ખટપટમાં પડીશ.”

“પરંતુ રેણુ તો લગ્ન જ નથી કરવાની રાજુ!” વ્રજબાબુ માંદગીને બિછાને પણ કરૂણ હાસ્ય કરી બોલ્યા.

“છોકરાં કોઈ એક વાત બોલે તે શું હંમેશા માનીને તેમ કર્યા કરતા હશો? તે વખતે તો તમારા આટલા ભારે સર્વનાશમાં— મુંઝવણભર્યા આપત્તિ–સમયના આઘાતથી એણે એવું કહી નાખ્યું હશે, પરંતુ આજે તમારી આ દશા જોઇ ને એને પોતાનું એટલું તો એ ભાવિ– સુખ સમજતા કાંઇ વાર લાગવાની નથી, કે પોતાને હવે જીંદગીમાં બીજો આશ્રય શોધવાની ખાસ જરૂર ઉભી થઈ છે.” રાખાલે કહ્યું.

"રાજુ, રેણુ તારી નવી–માની દીકરી છે. આ દુનિયામાં મારા સિવાય બીજું કોઈ જાણતું નથી કે એની માની જીદ કેટલી હતી!" વ્રજબાપુ અત્યંત ફીક્કું હાસ્ય કરીને બોલવા લાગ્યા. "એણે એનાં આખાં ય જીવનને વેડફી નાખીને ભોગ આપ્યો છે તે કેવળ એની જીદને જ લીધે. એ જો જીદ પર જાય તો પછી એને સમજાવવાની શક્તિ બીજા કોઇનામાં નથી હોતી, અરે એનાં પોતાનામાં પણ નથી હોતી. અને એ જ મમતી માની દીકરી રેણુ છે."

"પરંતુ કાકાબાપુ, મને લાગે છે કે રેણુ નવી મા જેટલી ભારે જીદ્દી તો નથી જ."

"તું એને નથી ઓળખતો બેટા! એ છોકરીમાં એની માના લગભગ બધાજ ગુણો વિદ્યમાન છે. જે માને એણે સમજણી થતાં ગુમાવી તેનો સ્વભાવ, પ્રકૃતિ અને અંતઃકરણ પણ કેમ કરીને એણે મેળવી લીધાં છે તે મને નથી સમજાતું. નવી–વહુના જેવી તેજસ્વીની. સદ્પ્રકૃતિની અને સદ્‌ચરિત્રની સ્ત્રી આ દુનિયામાં બહુ થોડી હોય છે. એની તો મને જેટલી સારી રીતે ખબર છે, તેટલી બીજા કોઇને નથી. એજ નવી વહુનો બીજો સાક્ષાત્ નમૂનોજ જાણે સમજી લ્યોને..." આટલુ બોલતાં બોલતાં વ્રજબાપુનું ગળું ભારે થઈ ગયું, છતાં એ પાછા આગળ વધ્યા:

"મારા કમનસીબ સિવાય એમાં બીજું કાંઇજ નથી, રાજુ. એને હું જરાય પણ દોષ નથી દેતો." ઉધરસનો ખોંખારો ખાઇને તે પાછા બોલ્યા.

વ્રજબાપુ આ બધી વાતો કરતા કરતા વચ્ચે વચ્ચે ઉસ્કેરાઈ પણ જતા હતા. રાખાલ પંખો લઇને પાસે બેઠો હતો, એ તેમને પવન નાખતો નાખતો કપાળે હાથ ફેરવીને શાન્ત અને ઠંડા પાડીને કહેતો: "આ બધી વાતો હમણા રહેવા દયો કાકાબાપુ. અત્યારે એની એવી કોઈ ખાસ જરૂર નથી. પહેલાં એક વાર તમે સાજા થઈ જાઓ, પછી બધું જોયું જશે."

વજબાબુએ સવિતા વિષેની વાત કહાડીને આજ પર્યંત કોઈ દિવસ કોઈની સાથે પણ ચર્ચા કરી ન હતી. આજે એમના પુત્રવત્ રાજુની સાથે એ વિષય પર એમને વાતચીત કરતાં જોઈ રાખાલ ઘણો જ વિસ્મિત થઈ ગયો. રોગ માનવીને આટલો બધો દુબળો બનાવી દે છે કે તેના વિચારો પર પણ તે સંયમ રાખી શકતો નથી? આ ઉપરથી એટલું તો સ્પષ્ટ સાબીત થતું હતું કે વજબાબુમાં હવે પોતાનાં મનમાં ને મનમાં જ આ ગુપ્ત ગંભીર વિચારોને એકલા એકલા સહન કરવા જેટલું સામર્થ્ય રહ્યું હોય એમ લાગતું ન હતું.

શારદાએ ઓરડીમાં આવીને વજબાબુને પ્રણામ કર્યા.

"તારી નવી મા પણ આવી છે કે શું રાજુ?" એક સ્ત્રીને પ્રણામ કરતી જોઇને ચકિત થઈ રાખાલ તરફ દ્રષ્ટિપાત કરી તે બોલી ઉઠ્યા.

"ના, એ તો કલકત્તામાં નથી. વર્ધમાનમાં તારકને ત્યાં ગયા છે. તમારી માંદગીની વાત મેં શારદાને કહી એટલે એ અહીં આવવા માટે તૈયાર થઇ ગઇ. એણે કહ્યું, કે કાકાબાબુ તો મને સારી પેઠે ઓળખે છે, એ મારી સેવા ગ્રહણ કરવાની ના નહિ જ પાડે."

"મારી રેણુ છે ત્યાં સુધી તો કોઈનીયે પાસે મારે મારી સેવા કરાવવાની જરૂર નહિ પડે, રાજુ. તેમ છતાં શારદાબ્હેન આવ્યા એ એક રીતે ઠીક થયું." વજબાબુ ક્લાન્ત સ્વરે ઓશીકા પર કમર ટેકવીને પથારીમાં અર્ધા બેઠા થઈ બોલવા લાગ્યા. "મારી રેણુ સાથે જરા વાતચીત કરશે. એની બિચારીની કાળજી લેનાર કોઈ નથી. એને હવે એકલવાયું નહિ લાગે. ઘરનાં કામકાજ, દેવસેવા અને વધારામાં મારી–માંદાની માવજત કરતાં દહાડો ને રાત એ કામમાં જ પરોવાયલી રહે છે. એને નવરાશજ મળતી નથી. શારદાબ્હેન એને મદદ રૂપ થતાં એને જરા આરામ મળશે ને ગમશે પણ ખરૂં."

"નવી માને તમારી માંદગીની ખબર કરૂં, કાકાબાબુ?" રાખાલે પૂછ્યું.

"ના, ના. તું તે કંઈ ગાંડો થયો છે કે શું? જોજે, એવું કરતો! એ મારી માંદગીની ખબર જાણશે તો પછી એને કોઈ પણ–કોઈ રીતે પણ રોકી શકશે નહિ. એ સીધી અહિંજ દોડી આવશે." વ્રજબાબુ રાખાલના પ્રશ્નથી ચમકીને બોલી ઉઠ્યા.

રાખાલે કંઈ ઉત્તર આપ્યો નહિ.

* * * *

મગજ પર લોહીનું વધારે પડતું દબાણ થઈ જવાથી વ્રજબાબુના ડાબી બાજુનાં અંગમાં પક્ષાઘાતનાં સ્પષ્ટ લક્ષણો જણાતાં હતાં. ગામના ડૉક્ટરે સાફ સંભળાવી દીધું હતું કે આ પ્રકારના દર્દીને પોતાના હાથમાં રાખવા જેટલો વિશ્વાસ તેને મુદ્દલ ન હતો. એને જરૂરી દવાદારૂ અને ઈન્જેકશનો વિગેરે આ ગામમાં મળે તેમ ન હતું. લોહીનું દબાણ માપવા માટેનાં એક સારા યંત્રનો પણ અહિં અભાવ હતો. કલકત્તે લઈ જઈને જો સત્વર ચિકિત્સા કરાવાય તો સારૂં થવાનો સંપૂર્ણ સંભવ હતો. પરંતુ આ સ્થિતિમાં રોગીને સ્થાનાન્તર કરાવવાનું પણ બને તેમ ન્હોતું. હૃદય પુષ્કળ નબળું હતું. નાડીની ગતિ ઝડપીલી હતી. એટલે કલકત્તેથીજ કોઈક હુંશિયાર ચિકિત્સકને અહીં તેડી મંગાવાય તેમ હોય તો તેમ કરવાની ગોઠવણ તાબડતોબ કરવાની આવશ્યકતા હતી.

આ જાણીને રાખાલ બહુ ઉંડા વિચારમાં પડી ગયો. કલકત્તાના મોટા મોટા અનેક ડૉક્ટરોનાં નામ તેની જાણમાં હતા; પરંતુ કોઈની સાથે પણ તેને રૂબરૂમાં વાતચીત કરવાનો પ્રસંગ પડ્યો ન હતો. ઉપરાંત આ રોગને માટે ખાસ સ્પેશ્યાલીસ્ટ કોણ હતો–કોને બોલાવવો જોઈએ? એ પણ એને માટે એક કોયડોજ હતો. આ બધી મુશ્કેલી ઉપરાંત પૈસાની પણ ભારે ભીડ હતી. તેની પોતાની અંગત જે કાંઈ નજીવી પુંજી જમે થએલી હતી તે રેણુની માંદગી વખતે વપરાઈ ગઈ હતી. વ્રજબાબુનો રોગ સામાન્ય નહિ પણ રાજરોગ હતો. એમને તપાસાવવા માટે પૈસાની મોટી રકમની જરૂર હતી. અને એ જરૂર

પૂરી પડાય એવી કોઈ માર્ગ એને સુજતો ન હતો. આ સ્થિતિમાં નવી માને ખબર કર્યા સિવાય બીજો કોઈ રસ્તો જ ન્હોતો. વળી આ સમાચાર સાંભળતાં તે જાતે આવ્યા વગર રહે એ પણ અસંભવિત હતું. અને ગામ લોકોના—ન્યાતીલાઓના વિલક્ષણ વર્તન ને વચનોની ઉપરવટ થઇને—અવહેલના કરીને આવા સંજોગો વચ્ચે તેની હાજરી કોઈ રીતે ઇચ્છવા જોગ ન હતી. કદાચ રોગીનાં દીલ પર પણ એને પરિણામે ઘણી માઠી અસર થઈ જવાનો સંભવ હતો! રાખાલનાં મગજમાં આવા આવા સેંકડો વિચારો ઘોળાવા માંડયા. એમાંથી એને એક સરળ માર્ગ સુજ્યો નહિ. છતાંય વ્રજબાબુના રોગની ગમે તે પ્રકારે કોઈ તાત્કાલીક વ્યવસ્થા થવી જ જોઇએ એટલી તો એણે પણ ચોક્કસ મનમાં ગાંઠ વાળી દીધી હતી.

બરાબર આજ સમયે ઓચિંતી વિમલબાબુની ટપાલ એના હાથમાં આવી પડી. કેમ જાણે એમાં પણ કુદરતનો કંઈ અવનવો સંકેત ન હોય! વ્રજબાબુના ગોવિંદજીની દૈવી પ્રેરણાનું એ મુક ફળ તો ન હોય!

એ કાગળમાં વ્રજબાબુની તબિયત સંબંધી વિમલબાબુએ બહુ જ લાગણીપૂર્વક પૃછગાછ કરીને છેવટમાં લખ્યું હતું: "મારી માત્ર એટલી જ વિનંતી છે, કે વ્રજબાબુ માટે સારામાં સારો ડૉક્ટર, નર્સ, દવા—દારૂ કે પૈસા—જે કાંઇની જરૂર જણાય તે મને તાર કરીને તરત જણાવી દેજો. હું એની તરત જ વ્યવસ્થા કરી દઇશ."

રાખાલ એ પત્રને હાથમાં લઈ દિલગીર ચહેરે વિચાર કરતો બેઠો હતો, ત્યાં શારદાએ આવીને એના એ વિચારોનાં વમળમાં પત્થર નાખ્યો. "એ કોનો કાગળ છે દેવતા?"

"વિમલબાબુનો."

"કલકતેથી ડૉક્ટર બોલાવવાને માટે તમે આટલા ઉંડા વિચારમાં પડયા છો ને દેવતા! તો વિમલબાબુને જ લખી નાખો એટલે એઓ કોઈ સારા હુંશિયાર ડૉકટરને તરત જ મોકલી આપશે."

"એઓ પણ એમજ લખે છે, અને હું પણ એજ વિચારમાં છું, શારદા." રાખાલે જવાબ દીધો.

"વિચારમાં નહિ પણ તમે શંકામાં પડયા લાગો છો. તમે એમની મદદ લેતાં અચકાઓ છો." શારદા બોલી.

રાખાલે કંઈ જવાબ દીધો નહિ. જ્યારે વસ્તુસ્થિતિ શારદાએ કહી એમજ હતી.

"જો કાકાબાબુની આ દશા આમ ને આમ વધુ દિવસ લંબાતી રહેશે તો પછી શું નું શું થઈ જાય તે કંઈ કહેવાય તેમ નથી." શારદા થોડી વાર ચૂપ રહીને ફરીથી ધીરે ધીરે કહેવા લાગીઃ "જો કાંઈ કરવું હોય તે જલ્દીથી કરી નાખો. નહિ તો પછી બીજું કોઈ બહાનું કાઢીને નવી માને પૈસાને માટે લખો."

રાખાલ આ વેળાય ચૂપ થઈ રહ્યો. ઉતાવળી ને અધીરી બનેલી શારદા એને ઉપરાઉપરી સલાહો આપી રહી હતી.

"જો તમે ખોટું ન લગાડો તો એક વાત સમજાવું." શારદાએ પાછું ધીમે રહીને કહ્યું.

રાખાલ પ્રશ્નાત્મક નજરે એની તરફ જોઈ રહ્યો.

"અત્યારે તુચ્છ માન-અપમાન ને યોગ્યાયોગ્યની ગણત્રીઓ કરવા કરતા કાકાનો જીવ બચાવવાના પ્રયત્નો કરવા વધારે જરૂરના નથી? તમારી ઉપર એમને એટલો અનહદ વિશ્વાસ હશે, ત્યારેજ એમણે અન્ય કોઈને નહિ પણ તમનેજ ખાસ તાર મુકીને અહીં બોલાવ્યા હશેને! તો પછી તમારી પોતાની ફરજ તરીકેનો પણ જરા વિચાર કરી જોવાનો પ્રયત્ન કરોને?"

"તું મને શું કરવાનું કહે છે શારદા?"

"આ સ્થિતિમાં આપણે વિમલબાબુ કે નવી-માની મદદ લેવીજ જોઈએ. એમાં કંઈજ શરમાવા જેવું નથી. અલબત્ત નવી-માની મદદ લઈશું તો રેણુને જરા માઠું લાગશે, એ એને માટે કુદરતી છે; પણ તમારે તેવો કોઈ વાંધો કે વિચાર જોવા-કરવાનો અત્યારે સમય

નથી; સમજ્યા ! તમારે તો કાકાબાપુનો તમારામાં મુકાયેલા અચળ વિશ્વાસનો જવાબ એટલીજ અચળ–તમારાથી બનતી સેવાથી વાળી આપવોજ રહ્યો.”

“તું ઠીક કહે છે શારદા, કાકાબાપુનાં આવાં ગંભીર જીવન–સંકટની વેળાએ ઉચિત–અનુચિતનો સવાલ કરવો એ કોઈ રીતે પણ મારે માટે યોગ્ય નથી. તો હું અત્યારેજ નવી માને તેમજ વિમલબાપુને–બન્નેને અહિંની બધી વિગતો જણાવતા બે કાગળો લખી નાખું છું.”

“પણ માને જણાવવાની તો તે દિવસે કાકાબુએ તમને ખાસ કરીને ના પાડી હતી.”

“એ પણ બરાબર છે ! ત્યારે તો ફકત વિમલબાપુનેજ લખીશ. વારુ, વિમલબાપુ તો કાકાબાપુના ઓળખીતા છેને ? એટલે કાકાબાપુને કહીનેજ કાગળ લખું ?”

“જો કે એ વાત પણ કંઈ ખોટી નથી, પરંતુ એ બધી બાબત માંદા માણસને જણાવવાથી એમને આ અવસ્થામાં નાહક વધુ મુઝવણ તો ઉભી નહિં થાયને ?”

“તો પછી હું શું કરું શારદા ? એમને કશીય ખબર કર્યા સિવાય વિમલબાપુને મારે ખબર કરી દેવી ?” રાખાલ અત્યંત હતાશ બની જઈને બોલ્યો.

“એમ જ કરો દેવતા !” શારદા થોડાક વિચાર કરીને બોલી.

* * * *

રેણુ ગોવિંદજીનો ભોગ રાંધતી હતી.

શારદા દૂર બેસીને શાક સમારતી સમારતી વાતો કરતી હતી. રેણુ કામ કરતા કરતા ‘હા–ના વારુ–પછી’ એ રીતે વચ્ચે વચ્ચે ટુંકમાં એને જવાબ દેતી હતી.

હંમેશાં એ રીતે જ બનતું હતું. રેણુ અબોલ શ્રોતા બની રહેતી અને શારદા વકતાનું સ્થાન ગ્રહણ કરતી. પોતાની અજાણતાને લીધે શારદા મોટે ભાગે એના દેવતાની જ વાતો કરતી. નવી માની

વાતો પણ ઘણી વાર કહેતી. ભાઈતોની વાતો તો હોય જ. ફક્ત એક રમણીબાબુ અને પોતાનાં ભૂતકાળ સંબંધી એ કાંઈ બોલતી નહિ. રેણુ પણ ક્યારે ય કશો સવાલ પૂછતી ન હતી. કોઈ વાતમાં રજમાત્ર પણ કુતૂહલ એ ન્હોતી દેખાડતી. શાંત દ્રષ્ટિએ કાન તીવ્ર રાખી એ વાતો સાંભળ્યા કરતી. એના નિપુણ હાથ કોઇ ને કોઈ કામમાં રહેતા. એને મોઢે કોઈ દિવસ વધારે બોલ સંભળાતા ન હતા.

*  *  *  *

"આજે દેવતા વિમલબાબુને ટેલીગ્રામ કરવા ગયા છે. કલકત્તેથી કોઈ સારા ડૉકટરને તેડી લાવવાનું એમણે લખ્યું છે. કદાચ કાલે જ એ ડૉક્ટરને લઇને આવી પહોંચશે." શારદાએ શાક સમારતા સમારતા કહ્યું.

શારદાની આ વાતે રેણુની દ્રષ્ટિમાં આજે પહેલી જ વાર જરા વિસ્મય ભાવ જણાયો, પણ મોઢેથી તેણે કશા ય સવાલ–જવાબ કર્યા નહિ.

"વિમલબાબુના આવી જતાં બહુ રાહત મળી જશે." શારદા બોલવા લાગી. "જરૂર પડતી તપાસ, દવા વિગેરેની બધી યે વ્યવસ્થા થઈ જશે. કાકાબાબુ હવે જેમ બને તેમ જલ્દીથી સાજા થઈ જશે."

રેણુએ આ વખતે જિજ્ઞાસુ નયને શારદા તરફ જોયું.

શારદા તે વખતે પોતાનાં મનમાં જ બડબડતી હતી: "એના જેવા માણસ આ દુનિયામાં બીજા નથી દેખ્યા, રેણુ. જેવા તે સદ્‌ગુણી છે તેવા જ નિસ્વાર્થી છે. કહે છે કે એ કરોડપતિ છે; એમના લાખો રૂપિયા દેશ–પરદેશના વેપારમાં પડયાં છે, છતાં ય એ એટલા તો સાદા, નિરાભિમાની ને વિનયી માણસ છે, કે ન પૂછો વાત! જાણે એને આપણે બીજા દેવ જેવા જ કહીએ! અને એમ ન હોય તો ઈશ્વર એમને એટલું ઐશ્વર્ય આપે જ શા માટે? યાદ્દશી ભાવના તાદ્દશી સીદ્ધી. એટલું તો સત્ય છે, કે જેવું મન તેવું ધન. વિમલબાબુ જેવા ધનમાં છે તેવા મનમાં પણ છે."

નિર્વાક રેણુ તે વખતે ગોવિંદજીની ભોગસામગ્રી રાંધીને પિતા માટે ખાવાનું બનાવતી હતી. ચૂપ રહેવા છતાં ય ધ્યાનપૂર્વક શારદાની વાતો તે સાંભળતી હતી એમ સ્પષ્ટ જણાતું હતું.

શારદાના વાણી–પ્રવાહનો જાણે ઉચ્છ્વાસ આવ્યો.

"વિમલબાબુએ તે દહાડે એમને બધાને રસ્તા પર ઉભા રહેતા બચાવ્યા. એ કમનસીબ દહાડાની વાત યાદ આવતાં આજે પણ મારી આંખે અંધારા આવે છે." શારદા કહેવા લાગી. "ઘરના બધા માણસોનો આશરો કહો, તારણહાર કહો, જે કહો તે બધું ય એ છે. મારી મા જ્યારે આશ્રય વગરની થવા બેઠી ત્યારે અમને–એ મકાનમાં રહેતા તમામ ભાડુતોને બ્હીક, ગભરાટ અને ઉત્કંઠાએ કેવા ઘેરી લીધા હતા તે તો કેવળ એક ઇશ્વર જ જાણે છે. ખરૂં કહું તો અમારા પગ તળેની પૃથ્વી જ ખસી જતી હતી. આ દુનિયામાં મા વગર અમારે કોઈ આશરો કે આધાર જેવું ન હતું."

"કેમ ?" રેણુએ પહેલાંની માફક વિસ્મયભરી દૃષ્ટિએ શારદા તરફ જોઈ રહીને ટુંકો ટચ સવાલ કર્યો.

"એ બધું તો તને કહી રહી છું બ્હેન!" શારદા બોલી: "તું એ બધી વાતો ભૂલી ગઈ? મારી નિરાધાર અવસ્થામાં માએ મને સ્નેહપૂર્વક આશરો દીધો હતો, એટલે તો હું આજે જીવતી છું."

"પછી ?" રેણુએ આત્મવિસ્મૃત ભાવે પૂછ્યું.

"પછીની વાત તો તેં બ્હેન, મારે મોંઢે સાંભળીને ? મા અને આ દેવતાએ મને નવો જન્મ આપ્યો. કોઈ કોઈ વાર હજુ ય મને થાય છે રેણુ, કે તે દહાડે હું મરી ન ગઈ તે એક રીતે ઠીક જ થયું છે."

"એમ કેમ શારદા બ્હેન ?" રેણુ હસીને બોલવા લાગી." તે દહાડે મરી ગયા હોત તો આજે શું ખોટ પડત ?"

"બહુ ખોટ પડત ! કેટલી ભારે ખોટ પડત એ તું હજુ નાદાન છે, એટલે નહિ સમજી શકે !" શારદાએ જવાબમાં જણાવ્યું.

રેણુ શાંત રહી પોતાનું કામ કરવા લાગી. શારદાનું શાક સમારવાનું કામ પૂરું થયું. બાકીની વસ્તુઓને ટોપલીમાં ભરતા ભરતા તે બોલી: "દુનિયામાં જે મફત લઇએ છીએ તેનો બદલો બેવડો આપવો પડે છે. દુર્લભ હોય તેની કિંમત વધારે હોય. મારી જીંદગીમાં પણ એ નીતિ પ્રમાણે જ ચાલવું પડે છે. નકલ અને અસલ એમાં શું સારૂં અને શું ખોટું તે પારખવું ઘણું મુસ્કેલ થઇ ગયું છે. જીંદગીભરમાં જે કાંઇ મેળવી શકીએ છીએ તેના બદલામાં તેટલું જ મૂલ્ય ભારે દુ:ખમાં પણ ચુકવવું પડે છે. છેવટમાં હું એટલું તો સમજી ગઇ છું કે દુ:ખને પંથે પળ્યા સિવાય જીવન તથા જીવન-સુખનો અર્થ સમજાતો જ નથી."

રેણુ કોઇ દિવસ વિશેષ જાણવા માટે શારદાને પ્રશ્નો કરતી ન હતી, પરંતુ આજે તે એકાએક પૂછી બેઠી: "શારદા બ્હેન ત્યારે તમે તમારી જીંદગીમાં બહુ દુ:ખ ભોગવ્યું છે તો તેમાંથી પરિણામે સારૂં શું મેળવી શકયા છો?"

શારદા ચમકી ઉઠી. રેણુ આવો પ્રશ્ન કરી શકતી હશે એવી કલ્પના પણ તેને ન હતી.

"એ તને શી રીતે સમજાવું બ્હેન?" જરા મુંઝાઇને તે બોલી.

"કેમ? આ બધું સમજાવો છો--કહો છો એવી જ રીતે એ પણ કહો."

"મેળવી શકી છું કે નહિ તે તો જાણે કે હજુ ચોક્કસ નથી જાણતી, પણ એમ લાગે છે ખરૂં કે જે કાંઇ મેળવ્યું છે તે સોળેસોળ આના ખોટું છે, એમાં તો કાંઇ શંકા નથી." શારદા એકાએક અનાવશ્યક ગંભીર બની બોલી.

"શારદા બ્હેન, જે સ્વામી તમને એકલાં–અસહાય મુકીને ન્હાસી ગયો તેની હજુ પણ તમે આટલી ભકિત કરો છો?" સરળ મતિની રેણુ સમભાવે નરમ થઇને બોલી.

"શારદાએ જવાબ ન દીધો, પણ તેનાં મુખ પર વેદનાનાં ચિહ્નો સ્પષ્ટ દ્રષ્ટિગોચર થયાં. અનાજની ટોપલી લઇને તે બીજા ઓરડામાં ચાલી ગઈ.

*     *     *     *

"રેણુ ?" રાખાલે આવીને બૂમ મારી.

"રાજુભાઈ !"

"કાકાબાબુનું જમવાનું થઈ ગયું કે બ્હેન ?"

"હા, હવે જઇને બાપુજીને નવરાવી દયો."

"કાકાબાબુ ઉંઘે છે. તારૂં રાંધવાનું પુરૂં થઈ ગયું હોય તો તું જરા અહિં આવજે. મારે તને થોડીક વાત કરવી છે."

"વારૂ, આ ચુલે ભાત મૂક્યો છે તે ઓસાવીને આવું છું, ભાઈ."

થોડી વાર પછી રેણુ જ્યારે હાથ પગ ધોઇને રાખાલની પાસે આવીને ઉભી રહી ત્યારે રાખાલ ઓરડામાં નીચે બેસીને વર્તમાનપત્ર વાંચતો હતો.

"આવ, બેસ." મોઢું ઉંચું કરીને તેણે રેણુને બોલાવી.

"ડૉકટરબાબુ આજે તમને શું કહી ગયા છે રાજુભાઇ ?" રેણુએ ત્યાં બેઠા પછી પૂછ્યું.

"એવું ખાસ કંઇજ નથી કહી ગયા."

"તો પછી તમે કલકત્તેથી કોઈ સારો ડૉકટર તેડી લાવવાને માટે તાર શું કરવા કરી આવ્યા ?"

"આવો પ્રશ્ન શા માટે ? રેણુ, તું તો સારી જાણે છે, કે અહિંના ડૉકટરબાબુએ કહ્યું હતું કે કલકત્તેથી એક સારો ડૉકટર તેડાવવાની ખાસ જરૂર છે. આ રોગની દવા કરવી એ કંઈ ગામડાના ડૉકટરનું કામ નથી. મેલેરીઆ, ઈન્ફ્લુએન્ઝા, ન્યુમોનીઆ કે એવું કંઇક હોત તો એના ઇલાજ એ સારી રીતે કરી શકત. કોઇને પણ બોલાવવાની સલાહ ન દેત. પરંતુ આ રોગ તો મહાભારત રાજરોગ કહેવાય...એટલે છૂટકોજ નહિ. હશે, પણ હમણા એ વાત જવા દે. મેં તો તને એક જરૂરી કામમાં સલાહ લેવા બોલાવી છે."

રેણુ ચૂપચાપ રાખાલ તરફ મોં કરીને જોઈ રહી.

"હું એમ કહું છું કે કાકાબાપુ જરાક સાજા સમા થઈ જાય એટલે તમારે અહિંથી પડાવ ઉઠાવવો પડશે." બે વાર ગળાને ખોંખારી હાથમાંના પેપરને વાળતા વાળતા રાખાલ બોલ્યો. "કાકાબાપુને સંપૂર્ણ આરામ ન થાય ત્યાં સુધી કલકત્તામાં જઈને પહેલાંની જેમ એક નાનું ઘર ભાડે રાખીને રહેવું પડશે. પણ તે પછી–"

રાખાલ બોલતા બોલતા અટકી ગયો. તેનું ગળું રૂંધાઈ ગયું. તેનો અવાજ ફાટી ગયો.

રેણુ પહેલાંનાં જેવી જ જિજ્ઞાસુ દ્રષ્ટિએ તેની તરફ નિહાળી રહી.

"તે પછી શું?"

"તે પછી શું કરવું તેનો જ વિચાર કરું છું. અહિંયા તો પછી કદાપી પાછા આવવાનું બને તેમ નથી." ચિંતાભર્યા ચહેરે રાખાલ બોલ્યો.

"કેમ?" રેણુ શાંત સ્વરે બોલી.

"અહિં આટલા દિવસથી રહે છે છતાં એટલું કારણ પણ શું તું નથી સમજી શકતી રેણુ?" રાખાલ વિસ્મય પામતા બોલ્યો. "ન્યાતીલાઓના આચાર–વ્યવહાર તો તું જુએ છે ને? કાકાબાપુને રાતદિવસ એથી એટલું બધું દુઃખ થાય છે કે એનું કોઈથી માપ કઢાય એમ નથી."

"પણ તમે તો જાણો છો ને કે કલકત્તે બારે મહિના રહેવાનું અમારાથી બને તેમ નથી. અહિંયા ઘરનું ભાડું ન પડે. કામ કરનારીનો પગાર ફક્ત એક જ રૂપીઓ છે. શાક–બાક વેચાતું લાવીને ખાવાનું નહિ. ખરચ કેટલો ઓછો?" રેણુ થોડીક વાર ચૂપ રહીને બોલી.

"પણ કાકાબાપુનાં શરીરની હાલની સ્થિતિ પર વિશ્વાસ કરી શકાય તેમ નથી. જરાક વિચાર કરી જો કે એ ન હોય તો તારો આશરો ક્યાં? અહિં ન્યાતીલાઓએ તો તમારો સંબંધ જ તોડી નાખ્યો છે. તારી અપરમા તો પહેલેથી જ જુદી થઇને પોતાના પિયરમાં જઈ રહી છે. કલકત્તે જઇને થોડાક દિવસ રહેવું પડશે. એ દરમ્યાન

તારાં લગ્નની વ્યવસ્થા થઈ જાય એટલે કાકાબાબુ પછી મારી સાથે જ નિરાંતે રહી શકશે. એમની જે થોડી ઘણી આવક છે તેમાંથી મારી સાથે રહેતાં આનંદથી એ પોતે પોતાનું ગાડું ચલાવી શકશે. હું હોઈશ તો એમને કોઈની મદદની જરૂર નહિ પડે."

રેણુ ચૂપચાપ સાંભળી રહી હતી.

"આ બાબત પર મેં બહુ વિચાર કરી જોયો છે, બ્હેન. પણ એ સિવાય બીજી કોઈ સારી વ્યવસ્થા થઈ શકે તેમ નથી." રેણુના મૌનથી ઉત્સાહિત થઇને રાખાલ કહેવા લાગ્યો. "કાકાબાબુને તારાં ભવિષ્યના વિચારો બધાં કરતાં વધારે મુંઝવણમાં મુકે છે. કોઈ સુપાત્રના હાથમાં તારૂં કન્યાનદાન થઈ જાય તો એમનાં મન પરથી મોટામાં મોટી ચિંતાનો બોજો ઓછો થઈ જાય. મને તો લાગે છે કે તારાં લગ્ન થતાંજ અવસ્ય એ કુદરતી રીતે જ સાજા થઈ જશે."

"રાજુ, બાપુજીને છોડીને હું કયાંય જઈ શકવાની નથી." રેણુ મૃદુ સ્વરે બોલી.

"પરંતુ ગયા વગર ચાલે તેમજ નથી. તું જો છોકરો હોત તો છોડી જવાની વાતજ ઉભી થાત નહિં. પણ છોકરીને તો–ઉમર લાયક થયેલ દીકરીની જાતને તો વહેલો મોડો ય માબાપનો આશરો છોડયા વગર ચાલે તેમજ નથી."

"મેં તો જોયું છે કે નાનપણમાં બાળવિધવા બનેલી કંઇક દીકરીઓ જીંદગીભર બાપને ત્યાંજ રહે છે."

"તે તો રહે છે." રાખાલે શુષ્ક હાસ્ય કરી જવાબ દીધો. "પરંતુ બાપને ત્યાં પછી જ્યારે ઉભા રહેવા જેટલો આશરો તેમને નથી હોતો તે વખતે પાછી તેઓ સુખેદુઃખે પણ સાસરે જઈને જ આશરો લે છે–ત્યાંજ સુખે દુઃખે સમાઈ જાય છે. ધણી ન જીવતો હોય–સાસરામાં ભલેને મ્હેણાં–ટૂણાં સાંભળીને ઓશિયાળો રોટલો ખાવાનો હોય–તો પણ તેઓ ત્યાં જઇનેજ રહે છે."

રેણુ મોં નીચું રાખી, થોડીક વાર શાંત રહી પછી ધીરે રહીને બોલી: "રાજુભાઈ, મેં બાપુજીને કંઈ કેટલી વાર કહી દીધું છે, કે લગ્ન કરવાની મને મુદ્દલ ઈચ્છા નથી. હું પરણી શકવાની જ નથી."

રાજુ હસી પડયો.

"તને હું બહુ શાણી, સુશીલ ને સમજુ ધારતો હતો પણ તારી આ વાહીયાત વાત સાંભળીને મને એમ થાય છે કે તું પણ જરા ગાંડીજ છે. વારૂ, તેં એમ ન કહ્યું હોત તો શું કાકાબાપુ બચી ગયા હોત કે? એકદમ વેપારમાં ખોટ જતાં બધું ચાલ્યું ગયું. ઘરબાર સુદ્ધાં લીલામ થઈને રસ્તામાં ઉભા રહેવા જેવું થયું. એવે વખતે તારાં લગ્ન બંધ રાખવાનું કારણ કાઢીને હેમંતમામા તેની બ્હેન અને ભાણેજનો ભાગ અઢાર આના ગણીને ચાલ્યા ગયા. પાછું કાકાબાપુનું દેવું ચુકવતી વેળા એમને પણ રસ્તામાં ઉભા રહેવું પડે. સંસાર તો એવો જ સ્વાર્થી છે બ્હેન!"

રાખાલ આટલું બોલીને થોડી વારને માટે બોલતો અટકી ગયો.

"ધણીના આવા ખરાબ વખતમાં સ્ત્રી પોતાના ભાઈની સાથે મળી જઈને માત્ર પોતાના પૈસા ટકાની જ સ્વાર્થી વાતોનો વિચાર કરીને ધણી તરફ નજર પણ કરતી." રાખાલ એક લાંબો નિસાસો નાખીને ફરીથી બોલવા લાગ્યો. "એવા વખતમાં તેં પણ એમને જો આવો વિશ્વાસ આપીને આમ ન કહ્યું હોત, કે 'બાપુજી, તમને એકલા છોડીને હું કયાં ય જવાની નથી,' તો કાકાબાપુ પછી આ દુનિયામાં કોની હિંમતે સહનશીલ બનીને ઉભા રહેત?"

"પણ રાજુ ભાઈ, મેં આ વાત કાંઇ બાપુજીને હિંમત કે દિલાસો આપવા ન્હોતી કહી. મેં ખરેખર એ સાચાં દિલની લાગણીપૂર્વક કહી હતી." રેણુ ઘણા જ લાગણીભર્યા મૃદુ સ્વરે બોલી.

રેણુની વાત કહેવાની ઢબ તથા તેના અવાજ ઉપરથી રાખાલ મનમાં ને મનમાં ખૂબ કચવાવા છતાં પણ મોં પર હાસ્ય લાવીને બોલ્યો: "પણ લાગણી વિના કેવળ આવેશમાં એવું તું બોલી હતી

એમ હું ક્યાં કહું છું? પરંતુ તું જાણે છે બ્હેન, કે દુનિયામાં મોટા ભાગનું સત્ય વખત પુરતું જ સત્ય હોય છે. હંમેશને માટેનું સત્ય કહેવાય એવું જો કંઈક હોય તો તે આ સંસાર બહારનું જ હોય. તે દિવસની બોલેલી એ લાગણીભરી વાતને તું સાચી ઠરાવવા–વળગી રહેવા માટે હજુ પણ જો એવો મક્કમ વિચાર સેવી રહી હોય, તો એટલું ધ્યાન રાખજે કે એનાં પરિણામમાં તારી જીંદગી બગડશે. સત્ય તો તેજ કહેવાય કે જે સારૂં કરે–સુધારે. જે આપણું જીવન બગાડે તે સત્ય નથી. તે દહાડે તારા જે શબ્દોએ કાકાબાપુને બધા કરતા વધારે દિલાસો અને શાંતિ આપ્યા હતા–તે જ શબ્દોની રક્ષા કરવા માટે જો તું આજે જીદ પકડી બેસીશ તો ધ્યાન રાખજે કે એ અનિચ્છનીય બાબત જ કાકાબાપુને આ પ્રસંગે દુઃખ અને ચિંતાનું મોટામાં મોટું કારણ બની રહેશે. કદાચ એથી પણ આગળ વધીને એ કારણ એમનાં મૃત્યુનું કારણ પણ બની જાય. એક વાત ભૂલતી નહિ રેણુ, કે જે કાતીલ ઝેર મરવા પડેલા રોગીને મોતના મુખમાંથી પાછો ખેંચી લાવીને જીવતદાન આપે છે, તે જ ઝેર પીને પાછા સાજા માણસ આપઘાત પણ કરી શકે છે. સ્થાન, સમય અને સંજોગ પ્રમાણે એક વખત અમુક એક બાબત જેમ સારૂં પરિણામ ઉપજાવી શકે છે, તેમ બીજે કોઇ વખતે તેજ બાબત તેટલું જ અનિષ્ટ પણ નીપજાવી શકે છે. હવે તું મોટી ને સમજુ થઈ છે. બધી બાબતનો બધીય રીતે વિચાર કરી જો. સંજોગાનુસાર એક વાર એક વાત મુખ બહાર કાઢી એટલે તે પછી તેને જીંદગીનાં સારાં ખોટાં પરિણામ કરતાં વધારે અગત્ય આપીને–ગમે તેવા સંજોગમાં પણ મમતપૂર્વક પકડી રાખીને આખાં જીવનનાં સર્વ–નાશને ન્હોતરીશ નહિ. સાચું પૂછે તો મનુષ્ય સંજોગોનો ગુલામ છે. સમય ને સંજોગો જોઈ વિચારીને આ જમાનામાં વર્તે, તેજ ખરો સમજુ ગણાય! હું નથી ધારતો કે આથી વિશેષ સમજ મારે તને આપવાની હવે જરૂર હોય, બ્હેન.”

રેણુ નીચી નજર કરીને ચૂપચાપ બેસી રહી. તેની આંખોમાંથી ટપટપ આંસુઓ જમીન પર ટપકી રહ્યાં હતાં.

કલકત્તાનાં બે ખાસ જાણીતા ડૉક્ટરો વ્રજબાબુની ધ્યાનપૂર્વક પરીક્ષા કરીને દવાનો તેમજ સારવારનો પૂરતો બંદોબસ્ત કરીને પાછા કલકત્તે ચાલ્યા ગયા. વિમલબાબુ બીજા થોડાક દિવસ તેમની પાસે રહ્યા. લોહીનું દબાણ જરાક ઓછું થતાં વ્રજબાબુને ડૉક્ટરોના કહેવા પ્રમાણે કલકત્તે લઈ જવાનું નક્કી કરી દેવામાં આવ્યું હતું.

મેડિકલ કૉલેજની નજીકમાં એક હવા–ઉજાસવાળું નાનું સરખું મકાન ભાડે રાખી લેવા માટે વિમલબાબુએ કલકત્તે લખી નાખ્યું હતું. અને એમના માણસોએ એ પ્રમાણે ગોઠવણ કરી પણ નાખી હતી.

કલકત્તાના ડૉક્ટરોએ આવીને રોગીની તપાસ કરી ચાંપતા ઉપાયો લીધા પછી વ્રજબાબુની તબિયતમાં ઘણો ફેરફાર જણાવા લાગ્યો. નિરાશાના ઘોર વાદળો હઠી જઈ આશાના કિરણ પ્રગટતાં સહુના મન પુષ્કળ પ્રફુલ્લિત થયા હતા.

* * * *

વ્રજબાબુ બપોર પછી ઉત્તર તરફના વરંડામાં એક આરામ–ખુરસી નાખીને લાંબા થઈ ને પડયા હતા. પાસેની ખુરસી પર વિમલબાબુ હાથમાં વર્તમાનપત્ર લઈ ને બેઠા હતા. બંને વચ્ચે જગદ્વ્યાપી ટ્રેડ–ડીપ્રેશન વેપાર ધંધાના ખાનાખરાબીને લગતી વાતો ચાલી રહી હતી.

આ વાતચીતમાં પોતાનો મત જણાવતાં વ્રજબાબુ બોલ્યા:

“તમે પહેલા જ્યારે મારી પાસે આવીને મારો વેપાર–ધંધો ખરીદી લેવાની વાત કરી ત્યારે મને થયેલું કે સાધારણ પૈસાદારની

જેમ વેપાર–ધંધાની બાબતમાં તમને પણ કેવળ શોખને લીધે જ ઉત્સાહ હશે, ભવિષ્યની સૂક્ષ્મ દૃષ્ટિ કે નફા–તોટાનું જ્ઞાન–અર્થાત્ જેને વેપારી બુદ્ધિ કહેવામાં આવે છે તે તમારામાં નહિ હોય. ત્યાર પછી જ્યારે તમારા બીજા બધા મોટા મોટા નફાવાળા–ભારે કસવાળા વેપાર–ધંધાની વાતો સાંભળી, ત્યારે મને પુષ્કળ અજાયબી થઇ. મ્હારા આશ્ચર્યનો પાર ન રહ્યો. મને એજ નવાઈ લાગી કે આટલા મોટા વેપારી હોવા છતાં પણ તમે શું જોઈને આટલી મોટી રકમ આપીને આ ખોટમાં ઉતરેલો ધંધો ખરીદી લેવા ધાર્યું હશે !"

વ્રજબાબુની આ વાત સાંભળી વિમલબાબુ કેવળ હસ્યા.

"વારૂ વિમલબાબુ" વ્રજબાબુ ફરી આગળ બોલવા લાગ્યા. "તમે સાચે સાચું કહેજો કે આ વેપાર–ધંધો ગમે તે સ્થિતિમાં ખરીદાયો હશે છતાં પણ કોઇ સમજાવી–પટાવીને હાથમાં મુકે તોય એને ન લે એમ એનું પરિણામ જોતાં તમને ન્હોતું સમજાયું ? એ સ્થિતિમાં આવી પડેલા વેપાર–ધંધાને ખરીદવાથી એ માટે આપવામાં આવેલા બધાય પૈસા ગંગામાં પધરાવવા–પાણીમાં નાખવા જેવું છે એમ તમને ન્હોતું લાગ્યું ?

વિમલબાબુ પહેલાંની માફક જ મૃદુ મૃદુ હસતા રહ્યા. આ વેળા પણ તે કંઈ જ બોલ્યા નહિ.

"તમે તો અજબ માણસ લાગો છો !" વ્રજબાબુ સાશ્ચર્ય એમની તરફ જોઇને બોલ્યા.

આ વેળા વિમલબાબુએ વિનયપૂર્વક કહ્યું: "મારાં કરતાંય તમે વધુ અજબ માણસ છો !"

"એમ કેમ કહો છો ?"

"એમ કહેવાનું કારણ છે. તમે જાણતા હોવા છતાંય વિશ્વાસઘાતી ને દગાબાજ સગાવ્હાલાઓના હાથમાં પોતાની જાત મહેનતથી જ વધારી મુકેલો વિશાળ વેપાર–ધંધો મુફ્ત–સુપ્રત કરી દઇને નચિંત થઈ બેઠા હતા."

"દુનિયામાં માણુસે માણુસનો–તેમાં ય પાછો આત્મીયનો વિશ્વાસ કરવો એ શું એટલો ભારે ગુન્હો છે વિમલબાબુ ?" વ્રજબાબુ મ્લાન હાસ્ય કરીને બોલ્યા: "હું કોઈ પણ કારણે વિશ્વાસને છોડવા માગતો નથી."

"વારે ઘડીએ ભૂલ કબૂલ કરીને દુઃખ ભોગવવા છતાં ય વિશ્વાસ ટકાવી રખાતો હશે કે ?"

"એ તો હું ન જાણું, પણ રાખ્યો હોય તો સારું. અવિશ્વાસીને ક્યાં ય આશરો કે દિલાસો નથી મળતો."

"તમારી પોતાની જીંદગીના અનુભવે તમને આ સાચું હોવાનું જણાવ્યું છે?"

"હા, હું વિશ્વાસ કરીને જ નથી બેસી રહ્યો. બહારથી મને લોકો વારંવાર મૂર્ખ કહે છે, પણ મને ખબર છે કે હું ભૂલ નથી કરતો, પણ એ લોકો જ–મને ભૂલેલો માનનાર જ ખરેખર ભૂલ કરે છે."

વિમલબાબુ તીક્ષ્ણ દ્રષ્ટિથી વ્રજબાબુની તરફ તાકી રહ્યા.

"હું મારી બધી યે વિતક વાત તમને એક દિવસ કહી સંભળાવીશ." દૂર દૂરના ભૂતકાળ પર દ્રષ્ટિ ફેંકીને વ્રજબાબુ બોલવા લાગ્યા. તમે બીજાને મોઢે કેવું કેવું અને શું શું સાંભળ્યું છે તે તો હું નથી જાણતો, એમ છતાં ય મારે મોઢે તે દહાડે જે સાંભળ્યું હતું તે કંઈ બધું જ નથી. મારી વાત કહેતાં પહેલાં મારે તમને થોડુંક પૂછવાનું છે."

"બોલો, શું પૂછવા ચાહો છો?"

"તમારી જે આર્થિક અવસ્થા છે તે જોતાં તો તમને લક્ષ્મીના લાડકવાયા જ કહી શકાય. તમે સરળ, સુંદર અને સ્વાસ્થ્યવાન પુરૂષ છો. ભાગ્યદેવી દરેક રીતે તમારા પર પ્રસન્ન છે. તમે ઇચ્છો તે લક્ષ્મીને પ્રતાપે મેળવી શકો એટલા શક્તિમાન છો. છતાં ય આટલાં વરસ થયા હોવા છતાં તમે હજુ પરણીને–પ્રભુતામાં પગલા માંડીને

સંસારી થવા નથી ચાહ્યું, એનું ખરેખરૂં કારણ હું જાણી શકું ખરો કે? જો તમને જણાવવામાં કંઈ વાંધો ન હોય તો મને કહો."

"તમને કહેવામાં મને કશોય વાંધો નથી. એમ ન કરવાનું કારણ સાવ ઉઘાડું-સ્પષ્ટ છે. પહેલાના જેવા સમય અને સંજોગ હવે મારે માટે નથી રહ્યા એટલે! વધારામાં વળી મને હવે આ વયે પરણવાની એવી કોઈ ઇચ્છા પણ નથી રહી."

"તમારૂં પહેલું કારણ કદાચ કોઈ દિવસ સાચું હશે, પણ આજે તો તેમ નથી. ધંધાને આગળ વધારવા માટે તે વખતે દેશ પરદેશ ફરતા હશો એટલે એ વિશાળ પ્રવૃત્તિમાં સંસાર માંડવાનો વિચાર પણ તમે નહિ કર્યો હોય-વિચાર કરવાને અવકાશ પણ નહિ મળ્યો હોય! સંભવ છે; પરંતુ તે પછી......હવે......"

"અને હવે મુદ્દલ ઇચ્છા નથી."

"ઇચ્છા-અનિચ્છાની વાત જ્યાં આવી એટલે પછી કોઇ રીતનો સવાલ જ ન ચાલે. વિમલબાબુ, આમ છતાં ય મારા એક સવાલનો જવાબ દયો. શું હવે તમને સંસારી થવાને એવો કોઈ ખાસ વાંધો છે?"

વ્રજબાબુના આ વિલક્ષણ પ્રશ્નથી સહસા વિમલબાબુ ચોંકી ઉઠયા. છતાં મનોવૃત્તિને સંભાળી મંદમંદ હસતા તેઓ બોલ્યા:

"એવો કોઈ ખાસ વાંધો તો કોઈ દહાડો હતો ય નહિં અને આજે પણ નથી, વ્રજબાબુ. કદાચ લગ્ન કરવાનું ભારે સરળ માનીને પ્રજાપતિ દેવતા પોતે પણ રાહ જોતાં બેસી રહ્યા હશે, છતાંય નવ વધૂનું શુભાગમન થયું નહિ."

"મને તમારી આ અલંકારીક ને ગોળગોળ વાત બરાબર સમજી શકાતી નથી."

"જુઓ, આપણા દેશમાં એક જૂની લોકોક્તિ પ્રચલિત છે, તે તમે સાંભળી છે? ન સાંભળી હોય તો સાંભળો:

*"બહુ મોટા મેહાનને ઘર ન મળે; બહુ ભારે સુંદરીને વર ન મળે."

મારી પણ એવી જ વાત છે આમ જોવા જોતાં હું દરેક રીતે વિવાહને માટે યોગ્ય છું, એ વાત બધા કહે છે. વળી હું સુધારક વિચારનો પણ કહેવાઉં છું. છતાંય જેની સારીયે યૌવન–વાટિકામાં વિવાહનું ફૂલ ન ખીલ્યું, તેને માટે પ્રજાપતિ દેવતાના વાંધા વગર બીજું શું કારણ કહી શકાય?"

"પરંતુ હજી સુધી ફૂટયું નથી કહ્યું, એટલે કંઇ કોઈ દહાડો ફૂટે જ નહિ એમ તો નથી ને?"

"હવે વખત ગયો ભાઈ, હવે શું અકાળે ફૂલ ખીલશે? બળાત્કાર કરીએ તો એની વિકૃતિ જ જણાય. વિવાહની વાત તો મોસમી ફૂલ જેવી છે. પોતાની ઋતુમાં જ પોતે ખીલે! મોસમ ગઈ એટલે થઈ રહ્યું. પછી એનું ખીલવું અશકય છે."

"સારો માળી જો પ્રયત્ન કરે તો કવખતે પણ ફૂલને ખીલવી શકે." વજબાબુ જરાક દીલગીર થઈને હસતે મોઢે બોલ્યા: "પરંતુ એ વાત જવા દયો. લગ્ન એ મોસમી ફૂલ જેવું છે એ વાતને હું નથી માનતો. લગ્નનું ફૂલ ખીલવાને માટે આપણા આ દેશમાં ભલે એવી વાત કહેવાતી હોય, બાકી બીજા કોઈ દેશમાં એ ફૂલ ખીલવા માટે એવા કોઈ નિયમ હોય, એવું મેં સાંભળ્યું કે વાંચ્યું નથી."

"ના, ના, એમ નથી. હું એ તો એમ કહેવા માંગું છું કે જીંદગીમાં લગ્ન કરવા માટેની એક શુભ ઘડી હોય છે. એ ઘડી ચૂકી ગયા પછી ફરીથી લગ્ન નથી થતું. અને જે લોકો તે પછી લગ્ન કરે છે તે ખરૂં જોતાં લગ્ન જ નથી."

"તો તે શું કહેવાય?"

"કેવળ સ્ત્રી–પુરૂષોનો એક સાથેનો વસવાટ! કોઈ પણ રીતે વંશવેલી કાયમ રાખવાની મૂર્ખાઈભરી ઘેલછા! કોઈ પણ સંસાર-

---

*'અતિ બડ ઘરણી ના પાય ઘર; અતિ બડ સુંદરી ના પાય વર.'

યાત્રામાં નિર્વાહ અથવા સુખ, સુવિધા અને આરામનું સાધન! કોઈ પણ રીતે કેવળ વલખા મારતા હૃદય અને મનના વિલાસ પોષવા માટેનો રસ્તો!"

"આ બધું બાદ કરીએ તો લગ્નની બાબતમાં તમે બીજું કાંઈ કહેવા માગો છો?" વિસ્મિત કુતૂહલપૂર્વક વ્રજબાબુએ પ્રશ્ન કર્યો.

"એ તો બરાબર રીતે સમજાવવું જરાક અઘરું છે. આ દુનિયામાં જોઈએ છીએ તો સમાજની રજાથી થયેલાં સ્ત્રી–પુરૂષનાં મિલનને લગ્ન કહેવાય છે. પણ એમાં હું માનતો નથી. માણસનાં જીવનમાં એક એવી વસંત ઋતુ આવે છે—એક એવો આનંદકાળ આવે છે, કે તે પરમ ક્ષણે નરનારીનું ઇચ્છિત મિલન—તન અને મનને અપૂર્વ રસ અને રંગથી રંગી ઉઠે! એ પ્રાણ—એ દેહ—એ દીલ એ રસમધુર અનુરાગ એજ સાચું લગ્ન. સૂર્યાસ્ત પછીની ઘડીએ, જ્યારે સંધ્યાય રહી હોતી નથી અને દિવસનું અવસાન થયું હોય છે, એ જ સુંદર સંધિલગ્ન છે. એનું લગ્ન–આયુષ્ય ઘણી જ થોડી વાર માટેનું હોય છે. એને આપણે ગોધુલિ ક્ષણ કહીએ છીએ. એ રમણીય સમયે જ પશ્ચિમના આકાશમાં કોઈ રીતે દિવસ કે રાતના લાંબા કાળમાં ય કોઈ વેળા ન જણાય એવી અદ્‌ભૂત પ્રકાશની લીલા અને અનંત રંગોનું વૈચિત્ર્ય જાગી ઉઠે છે. એ જ આ ખાસ ઘડીનાં લક્ષણ છે. માણસનાં જીવનમાં લગ્ન–મુહૂર્ત પણ એના જ જેવું હોય છે.

"સમજ્યો." વ્રજબાબુ મૃદુ હાસ્ય કરીને બોલ્યા: "પરંતુ વિમલબાબુ, તમે જે કહ્યું એ કદાચ તમારી કલ્પનાની કવિતાનાં પાના પર યુક્તિપૂર્વક લખાયેલું હશે, વાસ્તવિક જીવનની કીતાબ પર એ નથી લખાયું."

"અને એટલા માટે તો મારાં લગ્ન–જીવનને માટે આટલો ગોટાળો થઈ ગયો છે. કશો હિસાબ જ નથી મળતો..."

"એટલે તમે એમ કહો છો કે લગ્ન એ કાવ્યનાં પુસ્તકના છન્દમાં જ હોય છે, હિસાબના ચોપડાના આંકડાઓમાં નથી હોતું?"

"તમે જ કહોને મોટાભાઈ!" એનો જવાબ આપવા જતાં વિમલબાબુ બોલ્યા: "લગ્નનો અનુભવ જીંદગીમાં મને એક વાર પણ નથી થયો પણ તમને અનેક વાર થયો છે, એટલે મારા કરતાં એ બાબતમાં તમે વધારે જાણકાર છો."

"મારું કહ્યું માનો તો એક વાત કહું."

"બોલો."

"લગ્નનું ફુલ ખીલવવાનો તમારો વખત હજી આજે પણ જેમનો તેમ ટકેલો છે."

"એટલે તમે એમ કહેવા માગો છો કે મારે આ ઉંમરે..."

"અલબત્ત. તમે હવે પરણવાને યોગ્ય વયના નથી રહ્યા, એવી અસંભવિત ધારણા તમે ધારી જ બેઠા કયાંથી?" વ્રજબાબુએ હસતા હસતા ગંભીર મુદ્દો છેડયો.

"પણ તમને મોટી વયે થયેલો લગ્નનો અનુભવ એક વાર પણ સુખમય નથી નીવડયો, તે તો સાચી વાત છે ને?"

"તમે નસીબમાં માનો છો?"

"સાધારણ માનું છું; પણ હું અંધ નસીબવાદી નથી."

"જન્મ, મરણ અને લગ્ન એ ત્રણે સંપૂર્ણ રીતે નસીબ પર આધાર રાખે છે, એ બાબત તો તમે કબૂલ કરો છોને?"

"ના, સાયન્સ–વિજ્ઞાનની મદદથી માણસ આ યુગમાં જન્મ અને મરણને સંપૂર્ણ રીતે તો નહિ પરંતુ અમુક અંશે ઈચ્છાધિન બનાવી શકે છે. પણ જન્મ–મરણ તો કુદરતના નિયમ પ્રમાણે થયાં કરે છે. જગતનાં જીવ માત્ર કુદરતના નિયમને આધિન છે, એટલે એ બેઉથી લગ્નની વાત તો સાવ નિરાળી જ રાખવી પડશે. લગ્ન એ તો સમાજની સરળતા માટે માણસે ઘડેલા નિયમ છે. વાસ્તવિક રીતે

પણ એના પર નસીબનો ખાસ કરીને બહુ કાબુ નથી. એ બાબતમાં તો માણસની ઇચ્છા જ મહત્વની વસ્તુ છે.”

આ બધા સવાલ-જવાબ વ્રજબાબુને ન્હોતા ગમતા એટલે આ ચર્ચાને વધારે ન લંબાવતા તેઓ મુંગા થઈ જઈ શાંતિથી આંખો મીંચીને આરામખુરસી પર ચુપચુપ પડી રહ્યા.

વિમલબાબુએ પણ ફરી પાછું હાથમાંનાં વર્તમાનપત્રમાં મન પરોવ્યું.

*　　*　　*　　*

સાંજ ઘેરાઈ હતી. છાપાના અક્ષરો ઉકલવામાં ધીરેધીરે અસ્પષ્ટ થઈ જતા હતા. ઘણાખરા અક્ષર તો વાંચી પણ શકાતા ન હતા. વિમલબાબુએ બેએક વાર ઉંચી આંખે જોયું પણ ખરું કે દીવો સળગ્યો હતો કે નહિ!

અર્ધા સુતેલા વ્રજબાબુ આંખો મીંચીને શું વિચારી રહ્યા હતા તે તો કોણ જાણે, પણ ઓચિંતા એકદમ બેઠા થઈ જઈને તેમણે પોતાનો ડાબો હાથ લંબાવી વિમલબાબુનો એક હાથ દબાવીને ઝાલી લીધો.

“વિમલબાબુ, ત્યારે તમે ખરેખર એમ માનો છો, કે લગ્ન એ કુદરતના કાબુની વાત નથી, પણ માણસની મરજીની વાત છે?” વ્યગ્ર ને વ્યાકુળ કંઠે તે બોલી પડ્યા.

“હા, મને પોતાને તો ખાત્રી છે, પણ તમે એમાં આટલા બધા ચંચળ કેમ થઈ ગયા છો વ્રજબાબુ?” વિમલબાબુ પુષ્કળ નવાઈ પામીને બોલ્યા.

“તે હું કહું છું, પણ તે પહેલાં તમે મારી વિનંતિ માન્ય રાખશો એમ વચન આપો. ના, ના, મારી વિનંતિ નહિ પણ એક પ્રાર્થના-ભિક્ષા છે.” વ્રજબાબુએ વ્યાકુળ થઇને વિમલબાબુના બંને હાથ જોરથી-બળપૂર્વક પકડી લીધા.

“તમે આ શું કરો છો?” આ અતિશયતાથી મુંઝાઈને વિમલબાબુ દીંઙમૂઢ બનીને બોલી ઉઠયા. “હું તો તમારા નાના ભાઈ

જેવો છું. તમે જ્યારે, જે હુકમ કરશો, તેનું હું પાલન કરીશ. આવા અયોગ્ય શબ્દો બોલીને તમે મને દોષમાં ન નાખશો."

"ના, ના. મારી વાત સાંભળ્યા પછી તમે સમજશો કે હું જે કહું છું તે મારી વિનંતિ નહિં પણ ગુપ્ત પ્રાર્થના છે. બોલો, મારૂં કહેવું માનશો? મારા શબ્દોનું માન રાખશો?"

"મારાથી બની શકે તેમ હશે તો અવશ્ય માનીશ." વિમલબાબુ ભારે ઉત્કંઠાપૂર્વક બોલ્યા.

"ગોવિંદ તમારૂં ભલું કરે." અશ્રુપૂર્ણ નયને વ્રજબાબુ બોલ્યા. "મારી જન્મભરની એકની એક દુઃખી દીકરીનો ભાર તમે લ્યો, વિમલબાબુ! એને તમારા હાથમાં સોંપીને હું નચિંત થવા માગું છું."

વ્રજબાબુના આ શબ્દો સાંભળીને વિમલબાબુ તો થંભી જ ગયા. તેમણે સ્વપ્નમાં પણ ન્હોતી કલ્પના કરી કે વ્રજબાબુ તેમને આમ એકાએક પોતાની દીકરી દેવાને માટે પસંદ કરી દેશે. થોડીક વાર ચૂપ રહીને તે બોલ્યા: "તમે પહેલાં જરા સાજા તો થઈ જાઓ વ્રજબાબુ, પછી આપણે એ સંબંધી બધી ચર્ચા કરીશું."

"તમે ઉદાર સ્વભાવના છો. તમારા વિચારો ઉન્નત છે." તેઓ આશાભર્યે ઉરે બોલવા લાગ્યા. "બીજા કોઈ પર વિશ્વાસ મુકીને હું આવી વાત ન કરી શકત. મારી દુઃખદ જીંદગીની દુર્દશાની બધી વાતો તમે સારી પેઠે જાણો છો. મારી દિકરી દેવનાં નિર્માલ્ય જેવી નિષ્પાપ છે. એનાં ગુણોનો પાર નથી. રૂપમાં પણ કાંઈ મણા નથી. છતાં ય એ કન્યાને કપાળે વિધાતાએ આટલું દુઃખ લખ્યું છે. તમને કદાચ ખબર નહિ હોય કે હવે રેણુનાં લગ્ન થવા મુસ્કેલ છે. મારી પાસે આજે હવે પૈસાનું એવું પ્રબળ જોર નથી કે જેથી ન્યાતીલાઓની નિન્દાત્મક જીભને હું તાળાં મારી શકું. વળી અન્ય કોઈ એવા સ્નેહી–સંબંધીનું મને પીઠબળ પણ નથી. કૌટુંબીક કે કુળની પ્રતિષ્ઠા પણ નથી રહી; એટલે એનાં લગ્નમાં મને હવે વિશ્વાસ નથી રહેતો."

આશાના અનેરાં જોરથી અત્યાર સુધી વ્રજબાપુ આ બધી અંતરની ઉકળની વસાળો ટાલવી રહ્યા હતા, પણ વિમલબાપુને નીચું જોઈને બેસી રહેલાં જોઈ તે એકાએક ભગ્નોત્સાહ થઈ આંખો લુછી આરામ–ખુરસી પર પાછા લંબાઈ પડયા. થોડીક વાર પછી, બન્ને હાથ કપાળ પર મુકી નિરાશાત્મક કંઠે તેઓ બોલ્યા : “ભલે ગોવિંદ, તારી ઇચ્છા પુરી થાઓ!”

*    *    *

શારદા વરંડામાં ફાનસ લઈને આવી.

“બ્હેન, રાજુ ઘરમાં છે?” વિમલબાપુએ શારદાને પૂછ્યું.

“ના, થોડીક વાર પહેલાં દવાખાને ગયેલ છે. હમણા પાછા આવશે.” શારદાએ વિમલબાપુને ઉત્તર આપ્યો. પછી વ્રજબાપુ તરફ ફરીને તે બોલી : “કાકાબાપુ, તમારે માટે મોસંબીનો રસ લાવું કે?”

વ્રજબાપુએ ઇશારાથી હાથ હલાવી ના પાડી.

“ના કેમ મોટા ભાઈ, તમારે મોસંબીનો રસ લેવાનો તો વખત થયો છે, તો લાવવા દ્યોને? શારદાબ્હેન, લાવો!”

વ્રજબાપુએ ફરી વાર ના ન પાડી. આંખો મીંચીને નિર્જીવની જેમ તે પડી રહ્યા. ફાનસના ઝાંખા પ્રકાશમાં વિમલબાપુએ તીક્ષ્ણ નજરે જોયું તો માંદા વ્રજબાપુનો રક્તવિહોણો ચહેરો ફીક્કો જણાતો હતો. મીંચાયેલી આંખોના બે ખુણામાં બે ઘણા જ ઝીણાં આંસુનાં બિન્દુ તગતગી રહેલાં જણાતાં હતાં.

પ્રાણુથી અધિક વ્હાલી પુત્રીનાં ભવિષ્ય સંબંધી કેટલીક ગંભીર નિરાશાઓની છુપી વેદનાથી એ પરમ સહિષ્ણુ માણસની આંખના ખુણામાંથી આંસુઓના બિન્દુઓ ટપકી રહ્યાં હતાં, એ વિમલબાપુની નજરે પડયા વગર ન રહ્યું. નિરૂપાય વેદનાથી તેમનું આખું યે અંતર વ્યથિત થઈ રહ્યું. ચૂપચાપ બેસી તે વિચારવા લાગ્યા. શાન્તવના આપવાના કોઈ શબ્દો તેમને શોધ્યા જડયા નહિ, તેમ એવો કોઈ ઉપાય પણ સુઝ્યો નહિ.

ગોવિંદજીની આરતીના ઘંટ અને ઝાલર વાગવા લાગ્યા. રેણુ પોતે જ આવી પુજારી બ્રાહ્મણની મદદથી આરતી ઉતારતી હતી. વ્રજબાબુ આરામખુરસીમાં સીધા થઈ જરા ટટાર બેઠા. જ્યાં સુધી ઘંટ અને ઝાલર વાગતાં બંધ ન થયાં ત્યાં સુધી બે હાથ જોડી રાખી, માથું નીચું નમાવી તે પ્રણામ કરી રહ્યાં. સુખડ અને ગુગળના ધૂપ સાથે ધુમ્ર સૌરભથી શીતળ સંધ્યાનો મૃદુ વાયુ સુવાસિત બની વહી રહ્યો હતો. ઘંટ અને ઝાલર વાગતાં બંધ થઈ ગયા પછી યે લાંબા વખત સુધી વ્રજબાબુ એજ ભાવે ઇષ્ટદેવતાને મનમાં ને મનમાં વંદના કરી ખુરસી ઉપર પાછા લાંબા થઈ સુતા.

રેણુએ આવી તેમને ગોવિંદજીનું ચરણામૃત અને મોસંબીનો રસ પાયા. થોડીક વાર પછી રાખાલ આવ્યો અને વિમલબાબુની મદદથી વ્રજબાબુને ઘરમાં લઈ ગયો. બન્ને જણાના ખભા પર પોતાના બન્ને હાથ વતી અશક્ત શરીરનો ભાર રાખી મહા મુશ્કેલીએ વ્રજબાબુ ધીમે ધીમે ચાલી શક્યા. હજુ યે તે સ્વાભાવિક જોર કરીને પણ જાતે ચાલી શકતા ન હતા.

રાતે ખાધાપીધા પછી વિમલબાબુ વ્રજબાબુના બિછાના પાસે આવી બેઠા. વ્રજબાબુના રોગથી શિથિલ થયેલા હાથ પોતાના હાથમાં ઝાલી વિમલબાબુએ આસ્તે આસ્તે બોલવા માંડ્યું: "સાંજે તમે મને જે વાત કરી હતી એ સંબંધી હું થોડોક વિચાર કરવા માગું છું. કાલે પૂરતો વિચાર કરીને હું તમને એનો જવાબ આપીશ."

વ્રજબાબુએ માથું હલાવી ઇશારાથી પોતાની સંમતિ આપી.

વિમલબાબુ ઉઠીને ગયા પછી અંધારા, નિર્જન ઓરડામાં સુતાં સુતાં વ્રજબાબુ અસ્ફુટ સ્વરે વારંવાર પોતાના ઇષ્ટદેવતા ગોવિંદજીના નામોચ્ચાર કરવા લાગ્યા.

* * *

ત્રીજે દિવસે સવારે વિમલબાબુ જ્યારે વ્રજબાબુની પાસે આવીને બેઠા ત્યારે વ્રજબાબુના જોવામાં આવ્યું કે પરિતૃપ્ત આનંદની સ્નિગ્ધ પ્રતિભા વિમલબાબુનાં મોં પર ચમકી રહી હતી. એ ઉજ્જ્વળ મોં સામે તાકીને જોતાં વ્રજબાબુ મનમાં ને મનમાં ભારે આશાન્વિત થઇ ગયા; પરંતુ એ આશાનો ભરોસો કરીને તે કોઇ સવાલ પૂછી શક્યા નહિ.

"વર્તમાનપત્ર આવે છે. રાજુ મને તે વાંચી સંભળાવવાને રાજી છે, પણ મેંજ એને ના પાડી દીધી છે. દુનિયાભરના લોકોની હંમેશની પ્રવૃત્તિના સમાચાર સાંભળવાથી લાભ શો છે? એના કરતા તો કોઇ સુગ્રંથનું શ્રવણ-મનન કરવું સારૂં કે જેથી મનને શાંતિ મળે અને જીવનનું કલ્યાણ થાય." વ્રજબાબુએ વાતચીત કરવાની શરૂઆત કરતાં કહ્યું.

વિમલબાબુ હસી પડ્યા.

"કયો ગ્રંથ વંચાવી સાંભળવાની ઇચ્છા થઇ છે? કહેશો તો વાંચી સંભળાવીશું." વિમલબાબુ બોલ્યા.

"ચૈતન્ય ચરિતામૃત વાંચશો?"

"હા, હા. વૈષ્ણવ ધર્મશાસ્ત્રોમાં એ એક ચમત્કારીક ગ્રંથ છે."

"તમે તે વાંચ્યો છે?" પ્રશ્ન પૂછતાં વ્રજબાબુના નેત્રમાં વિસ્મય અને આનંદ વિલસી રહ્યાં.

"થોડોઘણો વાંચ્યો છે, પણ અભ્યાસપૂર્વક વાંચ્યો છે એમ તો નહિ જ કહી શકાય."

"એમ ન બોલો. ચૈતન્ય ચરિતામૃતનો જે મનુષ્ય પાઠ કરે છે અર્થાત્ એના અર્થને અંતરમાં ઉતારી શકે છે તે તો ગોવિંદજીના પાદપદ્મમાં પહોંચી જાય છે."

"ચૈતન્ય ચરિત્રામૃત અહિંયા છે?

"હા છે. રેણુને ભાગવત અને ચરિતામૃત સાથે લઇ લેવાને તો મેં કહ્યું હતું. રેણુ પોતે પણ એ ગ્રંથ વાંચવાનો પ્રેમ ધરાવે છે."

"એમ કે? ત્યારે છોકરીને પણ તમે ધર્મગ્રંથોના પ્રેમામૃતનું પાન કરવાનો શોખ લગાડયો છે, ખરો!"

"પ્રત્યેક બાળકને નાનપણથી થોડુંઘણું પણ ધર્મજ્ઞાન મળવું જ જોઈએ, એમ મારી માન્યતા છે. છતાંય હું તે કોણ માત્ર? ધર્મપુસ્તકોમાં સીંચાયલા પ્રેમામૃતનો આસ્વાદ શું માણસ માણસને કદી યે આપી શકે કે વિમલબાબુ? કદાપી નહિ. એ તો પાન કરનાર પિપાસુની રસવૃત્તિ પર આધાર રાખે છે. પરમકૃપાળુ પરમાત્મા જેના પર કૃપા કરે છે તેજ ભાગ્યવાન સંસારમાં તેનાં એ અગમ્ય જ્ઞાન–પ્રેમનો દુર્લભ આસ્વાદ લઇ જીવનને ધન્ય બનાવી શકે છે."

વિમલબાબુ મૌન રહી સાંભળી રહ્યા હતા.

વ્રજબાબુ પાછા બોલવા લાગ્યા :

"કાલે સાંજે ઐકાંતિક આકાંક્ષાથી તમને જે એક વિનંતિ કરી હતી એ માટે આજ સવારથી તે અત્યાર સુધીમાં મેં જરા જેટલી યે વ્યગ્રતા અનુભવી નથી. એ શું ગોવિંદની કરૂણા નથી?"

આટલું કહી નિરૂદ્વેગ અને સરળતાપૂર્વક હસતા હસતા વ્રજબાબુનું મોં કોમળ થઈ ગયું.

"કાલ રાત્રે ખૂબ વિચાર કરીને એ બાબતમાં મારૂં કર્તવ્ય મેં નક્કી કરી લીધું છે."

વિમલબાબુના આ વિનય અને નમ્રતાભર્યા શબ્દો સાંભળીને વ્રજબાબુના રોગથી ફીક્કા પડી ગયેલા મોં ઉપર એકાએક પરિતૃપ્તિની આનંદરેખા ફૂટી ઉઠી.

"તમારા દ્વારા ગોવિંદ મને ભારમૂક્ત કરશે એની મને ખાત્રી છે."

"તમને એ ખાત્રી કેમ થઇ? વાત કંઇક નવાઇભરી લાગે છે."

"ગોવિંદ જ તેના આ અધમ સેવકની સર્વ ચિંતા દૂર કરશે એની મને ખાત્રી છે." વ્રજબાબુ માથું હલાવતા હલાવતા શ્રદ્ધાપૂર્વક બોલ્યા : "એટલા માટે તો તેણે તમને પ્રેરણા કરી મારી પાસે મોકલ્યા છે."

વ્રજબાપુનાં મોઢાં ઉપર અપરિસીમ વિશ્વાસ અને ભક્તિની પવિત્ર તેજછાયા પ્રસરી રહી.

વિમલબાપુ ચૂપ જ રહ્યા.

દુનિયાના અનેક પ્રકારના દુઃખોથી પીડાઈ રહેલા અને રોગથી ઘેરાયેલા વૃદ્ધ પુરુષની પરિતૃપ્તિની પ્રફુલ્લતા નષ્ટ કરવાને વિમલબાપુનું મન ઇચ્છતું ન હતું અને તેથી જ તે એક પણ શબ્દ બોલ્યા વગર થોડી વાર સુધી તો ચૂપચાપ બેસી રહ્યા. પરંતુ એ આશા–ઝૂલે ઝૂલતા વૃદ્ધની ભ્રાન્ત ધારણાને સત્વર દૂર ન કરવાથી વધુ જટિલ બનવાની સંભાવના હતી, એ તેમને સમજાયા વગર રહ્યું નહિ.

“ કાલે મેં તમારા પ્રસ્તાવનો કાળજીપૂર્વક વિચાર કરી જોયો છે.” વિમલબાપુ નિરવતાનો ભંગ કરી બોલવા લાગ્યા. “ તમે મને તમારી કન્યાનું દાન કરવા ઇચ્છો છો. ચારે બાજુનો વિચાર કર્યા પછી મેં પણ રેણુને આનંદપૂર્વક ગ્રહણ કરવાનું નક્કી કર્યું છે.”

“ ત્યારે તમે મારી વિનંતી કબૂલ રાખો છો, એમજને?” વ્રજબાપુ હર્ષથી છલકાતે હૈયે બોલી ઉઠયા.

“ હા, મોટાભાઈ, પરંતુ......”

“ પરંતુ શું ?”

“ પત્ની તરીકે નહિ પરંતુ પુત્રી તરીકે......”

“ પુત્રી......” વ્રજબાપુની આંખો અને અવાજ ઉભય ફાટી ગયા.

“ જી, હા. હું એને યાગયજ્ઞ અને મંત્રોચ્ચારણથી શુદ્ધ બનાવી ધર્મ, સમાજ અને કાયદાને અનુસરી મારી દત્તક કન્યારૂપે ગ્રહણ કરવા માગું છું. એથી તે મારા વંશ અને ગોત્રના હક્ક મેળવશે. મારી સંપત્તિની ઉત્તરાધિકારીણી થશે અને મારા મરણનું સુતક પણ પાળશે.”

વ્રજબાપુ અબુઝની માફક વિમલ બાપુ સામે તાકીને સ્થિર કીકીએ જોઈ રહ્યા. કંઈ બોલી શકયા નહિ.

" રેણુ તમને કેટલી વ્હાલી છે તે હું જાણું છું." વિમલબાબુ પાછા બોલવા લાગ્યા. " મને પણ એ કાંઈ ઓછી વહાલી નથી. હું આજપર્યંત તમને મારા વડીલ બંધુ તરીકે ગણતો આવ્યો છું. અને એથી જ એ તમારી પુત્રીને મારી પુત્રી તરીકે અંગિકાર કરવાને હું તૈયાર થયો છું."

વ્રજબાબુ જેમના તેમ ચૂપ રહ્યા.

" જો કોઈ વિવાહ યોગ્ય સત્પાત્ર મારા વંશમાં હોત તો તેને મારી સમસ્ત સંપત્તિનો વારસદાર બનાવીને રેણુને હું પુત્રવધૂ રૂપે ગ્રહણ કરત." થોડોક વખત ચૂપ રહ્યા પછી વિમલબાબુ પાછા બોલવા લાગ્યા: " પણ એવો કોઈ મારા વંશમાં નથી. દૂરના સગપણમાં જે છે તે મારી રેણુ બ્હેનને યોગ્ય નથી. આમ હોવાથી જ મેં એને મારી દત્તક કન્યા તરીકે ગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો છે. રેણુબ્હેનને યોગ્ય મુરતીયા સાથે પરણાવવાનો ભાર અને એના ભવિષ્યની બધી યે જવાબદારીનો બોજો આજથી—અત્યારથી મેં મારે માથે ઉઠાવી લીધો છે. હવે એ બાબતમાં તમારે નચિંત થઈ જવાનું છે."

વ્રજબાબુએ લાંબો શ્વાસ લઈ આંખો બંધ કરી દીધી. કોઈ જવાબ દીધો નહિ. તેમના ચહેરા પર ઇચ્છા કે અનિચ્છાની કોઈ એવી ભાવપ્રદર્શીની રેખા પણ ફુટી ઉઠી નહિ. જેવા નિર્વાક્ હતા તેવા જ એ બેસી રહ્યા.

* * *

" મારે આપને એક ખાસ વાત કહેવાની છે." બપોરે રાખાલ વિમલબાબુને ઓરડાની અંદર લઈ જઈને અતિશય ગંભીર મુખમુદ્રા કરીને બોલ્યો.

વિમલબાબુ જીજ્ઞાસુ દ્રષ્ટિએ રાખાલની સામે જોઈ રહ્યા.

" આ જરા વાંચી જુઓ." પોસ્ટ ઓફીસની છાપવાળો એક પોસ્ટકાર્ડ ગજવામાંથી બહાર કાઢી રાખાલે વિમલબાબુના હાથમાં મુકતા કહ્યું.

વિમલબાબુએ પોસ્ટકાર્ડ હાથમાં લઈ નજર ફેરવી નામ અને સહી વાંચ્યા. "મંગલાકાંક્ષી શ્રી. હેમન્તકુમાર મૈત્ર."

"આ કોણ છે રાજુ? ઓળખાણ નથી પડતી." વિમલબાબુ સાશ્ચર્ય એની તરફ નિહાળી રહ્યા.

"કાકાબાબુના ત્રીજીવારના એ સાળા અને મારા શકુની મામા છે. એમનું નામ નથી સાંભળ્યું?"

"ઓહ, એજ વ્રજબાબુના વેપાર–ધંધા ને ગૃહ–કારભારના મુખ્ય સંચાલક–કર્તાકારવતા હતા ને?"

"હા, તેથી જ કારભાર, વેપારવણજ, ઘરસંસાર, બાયડી–છોકરાના બધાય ભાર સ્વેચ્છાથી પોતાની ખાંધે ઉપાડી લઇ એમણે કાકાબાબુને નિરાંતે ગોવિંદજીને ચરણે સમર્પણ કરી દીધા છે."

નિઃશબ્દે નીચી નજરે પોસ્ટકાર્ડ વાંચી લઈ વિમલબાબુ આંખો ઉંચી કરી રાખાલનાં મોઢાં સામે તાકીને જોઈ રહ્યા.

"કહો જોઇએ કે આ કાગળ કાકાબાબુના હાથમાં આપવો ઉચિત છે કે નહિ?" રાખાલે પૂછ્યું.

વિમલબાબુ એના આ પ્રશ્નનો જવાબ આપવાના ભારે વિચારમાં પડી ગયા.

"કેમ બોલતા નથી. હું તમારી સલાહ પૂછી રહ્યો છું. શું કાકાબાબુથી આ સમાચાર છુપાવી રાખવા યોગ્ય નથી?" રાખાલ ફરી પાછો બોલ્યો.

ત્યાર પછી ક્ષણભર વિચાર કરીને વિમલબાબુ બોલ્યાઃ "આ કાગળ તેમના હાથમાં મુકવાની એવી કોઈ જરૂર નથી. ફક્ત મુદ્દાની વાત વાંચી સંભળાવવાથી પણ ચાલશે, કારણ કે કાગળના કેટલાક ભાગમાં અનાવશ્યક કડવી વાતો છે. એ એમને ન સંભળાવીએ એજ ઠીક!"

"બરાબર છે. વારૂ કયો કયો ભાગ બાદ કરીને એમને આપણે આ કાગળ વંચાવવો એ કહો જોઇએ!"

"આ જે લખ્યું છે કે...'જે કલંકિત વંશમાં રાણીએ જન્મ ગ્રહણ કર્યો છે એના કલંકની શરમ તો એને જીંદગીભર ભોગવવી જ પડશે. તમારા અપરાધ અને મહાપાપની સજા મારી નિરપરાધી બાળ-જને ભોગવવી ન પડે એજ મારી ચિંતા છે, એટલે જ તેને જેમ અને તેમ સારા મુરતીયા સાથે પરણાવી દેવાની મેં વ્યવસ્થા કરી છે. તમને ખબર આપવાની જરૂર ન હતી પરંતુ લોક અને ધર્મ...વિગેરે' આ બધો ભાગ એમને વાંચી સંભળાવવાની કશી જરૂર નથી."

"રાખાલ, એ રાણી કોણ છે વારૂ ?"

"રેણુબેનની ઓરમાન નાની બેન છે."

"રાણીનો વિવાહ નક્કી કરવામાં તેના પિતાની ઇચ્છા-અનિચ્છા, સંમતિ-અસંમતિની કંઇ જરૂર જ ન જણાઇ. દુનિયામાં આવું ક્યાંય જોયું કે સાંભળ્યું છે વિમલબાબુ ?"

વિમલબાબુ નકારાત્મક ડોકી હલાવી જરા હસ્યા.

રાખાલ એમનાં એ હાસ્યથી જરા અજાયબ થઈ પાછો કાગળ વાંચવા લાગ્યો.

"પીઠી ચોળવાનું શુભ કામ નિર્વિઘ્ને પૂર્ણ થયું છે. આવતી કાલે ગોધૂલિ મુહૂર્તે શુભ લગ્ન રાખ્યું છે."

"બસ, આટલુંજ લખ્યું છે. ક્યાં વિવાહ કર્યો છે, મુરતીઓ કોણ છે, એના કાંઇ સમાચાર જ લખ્યા નથી. અક્કલ તો જુઓ !" રાખાલ બોલ્યો.

વિમલબાબુ જાણે પોતે કંઇ એ બાબતમાં રસ જ લેતા ન હોય એમ ચૂપ રહ્યા.

"મોટી દીકરી અવિવાહિત રહી અને નાની દીકરીનાં લગ્ન થઈ ગયાં." રાખાલ પાછો બોલ્યો.

"દુનિયાનો એવો જ દસ્તુર છે, રાજુ. કોઈ કોઈનું નથી." વિમલબાબુએ શાંતીથી કહ્યું.

"કાકાબાબુ એમને બધું ય આપી દઈને આજે કોડી વગરના થઈ ગયા છે, એટલે જ આ બધું થયું. નહિતર થોડુંક જ થાત?"

"આમ થવું એ તો દુનિયાનો સહજ નિયમ છે." ઉદાસ અવાજે વિમલબાબુ બોલ્યા.

કાગળ મળ્યો ત્યારથી રાખાલનાં અંતરમાં આગ આગ સળગી રહી હતી.

"દુનિયાનો નિયમ છે એમ કહીને કંઈ બધું ય સહન કરાય નહિ, વિમલબાબુ." રાખાલે તીખા તમતમતા અવાજે કહ્યું.

"પણ સહન કર્યા સિવાય બીજો કોઈ ઉપાય નથી રાજુ." વિમલબાબુએ હસીને કહ્યું.

રાખાલ અંગારા ઝરતી આંખે એમના વદન પ્રતિ જોઈ રહ્યો!

૨૨

**શિયાળાની** સાંજ હતી. કલકત્તાની એક સાંકડી ગલીમાં આવેલાં એક બેઠી બાંધણીના મકાનના એકજ બારણાવાળા ઘરમાં બેસી હરિકેન ફાનસનાં પ્રકાશમાં રેણુ ઉનની નાની ટોપી ગુંથી રહી હતી.

"બ્હેન!" એકાએક બારણા બહારથી શારદાનો ધીમો સાદ સંભળાયો.

"આવો." રેણુએ ઘરમાં બેઠા બેઠા જવાબ દીધો.

હાથ વતી હડસેલો મારીને બારણું ઉઘાડી શારદા ઘરમાં દાખલ થઈ. તેની પાછળ મોટી ટોપલી ઉપાડીને એક નોકરડી ઉભી હતી.

રેણુની નજર તેની ઉપર પડી. તેને જોઈ તે શારદાની સામે તાકી રહી.

"માએ ગોવિંદજી માટે થોડાંક ફળ-ફુલ, શાકભાજી અને તાજું માખણ વિગેરે મોકલાવ્યાં છે." શારદા બોલી.

રેણુની આંખની દ્રષ્ટિ તીવ્ર બની ગઈ.

"શારદા બ્હેન, એ અમારાથી લઈ શકાશે નહિ." થોડીક વાર રહી ધીમા અવાજે રેણુએ કહ્યું.

શારદા કુંઠિત કંઠે ફરીયાદ કરતી હોય એમ બોલવા લાગી.

"પણ એ કંઈ તમારે માટે નથી બ્હેન, એ તો ગોવિંદજીની પૂજા-સામગ્રી માટે..."

"ગોવિંદજીનું નામ દઇને મા એ બધું અમારે માટેજ મોકલે છે, એ તો તમે ને હું બંને સારી પેઠે જાણીએ છીએ શારદાબ્હેન! પણ એ અમારાથી હવે લઈ શકાશે નહિ. માને કહેજો કે એને માટે અમને માફ કરે." શારદા પુરેપુરૂં બોલે એ પહેલાંજ રેણુએ શાંત સ્વરે કહ્યું.

આ શાંત સ્વરે ઉચ્ચારેલી વાત પાછળ કેટલી સુનિશ્ચિત અટલતા હતી એ સમજવામાં શારદાની ભૂલ ન થઈ.

નોકરડીને ઇશારતથી ઘર બહાર રાહ જોઈ ઉભા રહેવાનું કહી શારદા રેણુની પાસે આવી બેઠી.

"કાકાબાપુ તો સારા છેને?" શારદાએ વ્રજબાબુના સમાચાર પૂછયા.

"હા." ટોપી ગુંથવાનું કામ પુરૂં કરતાં રેણુએ જવાબ દીધો.

સ્તબ્ધતામાં અનેક ક્ષણો પસાર થઈ ગઈ. બીજી શી વાત કરવી એની કાંઇ સુજ ન પડવાથી શારદા મનમાં ને મનમાં સંકોચ અને અસ્વસ્થતા અનુભવવા લાગી. ઉભા થઇને જવાનો તે વિચાર કરતી હતી ત્યાં રેણુએજ વાતચીત કરવાની શરૂઆત કરી.

"શારદા બ્હેન, માને સમજાવીને કહેજો કે એ અમારે માટે મનમાં ખોટું ન લાવે." ઉનની ટોપી ગુંથતાં ગુંથતાં રેણુ કરૂણા-ભર્યા કંઠે કહેવા લાગી: "માને કહેજો કે એ હવે અમારે માટે કોઈ ચિંતા ન કરે. જે સમયે જે કંઇ બનવા સરજ્યું છે, એ સેંકડો પ્રયત્ને કદી બનતું રોકી શકાનાર નથી. એ અમારા કરતાં એ વધુ સારી રીતે જાણે છે. દુઃખ દૂર કરવાના પ્રયત્નો કરવાથી બન્નેના દુઃખનો બોજો કેવળ ભારે જ થાય છે."

શારદા નિર્વાક થઈ રહી. નીચી નજર રાખીને પોતાનાં કામમાં તલ્લીન થઇને બેઠેલી છોકરી એકદમ નજીક બેસવા છતાંય જાણે અતિશય દૂરથી શાંત વાત કરતી હોય એમ શારદાને લાગ્યું.

આમ ને આમ કેટલોક વખત ચાલ્યો ગયો. આડીઅવળી થોડીક વાતો કરીને આખરે શારદાએ કહ્યું: "ત્યારે હવે હું જાઉં છું બ્હેન!"

માથું હલાવીને ઇશારાથી રેણુએ સંમતિ દર્શાવી.

લાંબો નિશ્વાસ નાખી શારદા ઘરમાંથી બહાર નીકળી ગઈ.

એના ગયા પછી પાછી રેણુ એક તાન થઇને ઉનની ટોપી ઝડપથી ગુંથવા લાગી. એ એકજ રાતમાં એણે એ પુરી કરી નાખીને તરત જ બીજા એક જોડી નાનાં મોજાં ગુંથવા આરંભી દીધા.

* * * *

લગભગ સાત આઠ મહિના થયા વ્રજબાબુ ગામનું ઘર છોડીને ફરી પાછા કલકત્તામાં આવી રહ્યા હતા. પ્રથમ તો વિમલબાબુએ ભાડે અપાવેલું ઘર છોડીને રેણુએ કયાં ય બહાર જવાની ઇચ્છા વ્યક્ત કરી ન્હોતી, પણ વ્રજબાબુને પૂરતો આરામ થઇ ગયા પછી તેણે હઠ કરીને ઓછા ભાડાનું એક નાનું બેઠી બાંધણીનું ઘર ભાડે રાખ્યું હતું. ત્યારથી તેઓ બંને બાપદીકરી ત્યાં જ રહેતા હતા. પિતાની માંદગીમાં અને અસહાય અવસ્થામાં બીજાની મદદ લેવી પડી હતી, પણ હવે હંમેશને માટે બીજાઓ ઉપર આધાર રાખવાને તે ઇચ્છતી ન હતી. એ તેને મુદ્દલ ગમતું ન હતું. એ શાંત પ્રકૃતિની સુશીલ છોકરીના સંમતિ–અસંમતિ કેટલી દ્રઢ અને દુર્લક્ષ્ય હતી એ કેટલાક બનાવોથી સર્વ કોઈ સમજવાને સમર્થ થયા હતા.

રેણુએ થોડાક મહિનાથી એક દાંડીયણ–ચાકરડી રાખી હતી. ઘરનું કામકાજ કર્યા પછી દેવસેવા પુરી થયા પછી મળતા ફુરસદના વખતમાં તે નાનાં નાનાં બાળકો માટે જાંગીયા, ઝભલા, પેન્ટ, ફ્રૉક વિગેરે સીવતી. ઉનનાં મોજાં, ટોપી, ગલપટ્ટા વિગેરે ગુંથતી. અથાણા, મુરબ્બા, વડી, પાપડ વગેરે બનાવી એ દાંડીયણની મારફત દુકાને દુકાને ને શેરીએ શેરીએ એ બધું એ વેચવા મોકલતી.

ખુલ્લા છાપરા ઉપર ટીનની છાજેલી એક સીડીની ઓરડી હતી. એ ઓરડીને સાફસુફ કરીને એણે દેવપુજાની ઓરડી બનાવી હતી. વ્રજબાપુ સ્નાન-ભોજન અને સુવા-કરવા સિવાયનો બધોય વખત એ પુજાની ઓરડીમાં જ ગાળતા હતા. સંસાર-વ્યવહાર કેમ ચાલે છે? ક્યાંથી ઘર ખર્ચના પૈસા આવે છે? એ જાણવાની તે કદી પરવા કે ઈચ્છા જ ન્હોતા કરતા. એ બધું જાણવાથી પોતાના જીવને દુઃખ થાય તેમ હતું, એમ લાગવાથી એમણે રેણુ સિવાય બીજા કોઈની સાથે બહુ લાંબી વાતચીત કરવાનું, કે કોઈને હળવા-મળવાનું પણ રાખ્યું ન હતું.

* * * *

ઠાકોરજીના ભોગની સામગ્રી પાછી ફરેલી જોઈ સવિતાને અત્યંત આઘાત લાગશે એવી શારદાને શંકા આવી. ઘેર પહોંચ્યા પછી ભોગની સામગ્રીથી ભરેલી ટોપલી એક પણ શબ્દ બોલ્યા-ચાલ્યા સિવાય ગુપચુપ ભોંયતળીએ આવેલી સીધુ-સામાન ભરવાની ઓરડીમાં એમ ા એમ રાખી દઈને તે ઉપર ગઈ.

સવિતા પોતાનાં ઓરડામાં બેસી પંચાંગનાં પાના ફેરવી રહી હતી. શારદાને જોઇ તે કુતૂહલપૂર્વક બોલી ઉઠી: "આવી શારદા? કહે, એમને કેમ છે વારૂ?"

"કાકાબાપુને હવે સારૂ છે મા!" સવિતાની નજીક જમીન પર બેસી જઈ શારદા બોલી.

"અને મારી રેણુ?"

"રેણુ પણ મઝામાં છે."

સવિતાએ વધુ સવાલ પૂછ્યા ગાછ્યા વગર પંચાંગનાં પાનામાં પાછું ચિત્ત પરોવ્યું.

આ જોઈ શારદાને નવાઈ લાગી. આઠે દિવસે રેણુને મળીને પોતાને ઘેર પાછી ફરેલી જોવાને મા ઉત્કંઠિત પ્રતિક્ષા કરતા રસ્તા પર મીટ માંડીને જોઇ રહેતા હતા. અને આવ્યા પછી કેટલા યે આગ્રહથી તેને

ઉપરાઉપરી પ્રશ્નો કરીને નાની મોટી બધી યે વાત પૂછી લેતા હતા. ' રેણુ શું કરતી હતી? તેણે શું કહ્યું? તેનો ચોટલો ઓળેલો હતો કે નહિ? કપડાં ધોયેલાં હતાં કે નહિ? રેણુ પહેલા કરતા શરીરે સારી થઈ છે કે નહિ?' વિગેરે વિગેરે અનેક સવાલો તે પૂછતા હતા. વ્રજબાબુ કરતા રેણુના સંબંધમાં સવિતા ઘણું ઘણું જાણવાને ઈચ્છતી હતી, એ શારદાની ધ્યાન બહાર ન્હોતું. પણ એમનાં આજનાં આ વિલક્ષણ વર્તને એને જરા નવાઈ લાગી.

થોડીકવાર બન્ને ચૂપચાપ બેસી રહ્યા.

" એમને હવે કોઈ જાતની અડચણ નથી મા! તમે ચિંતા કરો એવી એમની હવે સ્થિતિ નથી." આખરે નિરવતાનો ભંગ કરી શારદાએ જ વાત ઉપાડી. " ફક્ત બે જણા જ રહ્યા. એમનો ખર્ચ શું? એમને જરૂરીયાત કેટલી? મરજી પડે ત્યારે રેણુ રસોઈ કરી નાખે. હવે ઘરમાં કોઈ જાતની અડચણ હોય એવું મને તો કાંઇ દેખાતું કે લાગતું નથી."

સવિતાએ પાનાના એક છેડાને જરા વાંકો વાળી દઈ નિશાની રાખી પંચાંગને બંધ કરી દીધું. પછી શારદાનાં મોઢાં સામું તીક્ષ્ણ નજરે જોઈ ધીમેથી હસતાં હસતાં પૂછ્યું:

" ત્યારે ખરેખર હવે તેમને કોઈ અડચણ નથી એમજને? પણ તેં ઠાકોરજીના ભોગની સામગ્રીની ટોપલી ક્યાં સંતાડી રાખી છે શારદા?"

શારદા માના આ સરળતાભર્યા પ્રશ્ને એકાએક ખંચકાઈ ગઈ. એનું મોઢું બ્હીલું પડી જઇ અવનત ઝૂકી ગયું. માને જવાબ દેવાને માટે એના હોઠ ન ખૂલ્યા. સવિતાએ મમતાપૂર્વક બંને હાથે એનું અવનત મુખ ઉંચું કર્યું. એની અપરાધી આંખોમાં આંસુનાં બિન્દુ ઠર્યાં હતા. સવિતા સાડીને પાલવે એ લુછતા સ્નેહાળ સ્વરે બોલી:

"તને એવી બ્હીક લાગી શારદા, કે ઠાકોરજીના ભોગની બધી ય સામગ્રી પાછી ઠેલેલી જાણીને મા દુઃખથી ક્ષોભ પામી જમીન પર ઢળી પડશે? એટલેજ તેં...મારાથી એ વાત છુપાવી..."

"હા મા. અંતરના સાચા ઉમળકાથી મોકલાયલી તમારી ભેટ પાછી ઠેલાઈ છે, એ જાણતાં તમારાં મનને ભારે આઘાત લાગશે, એવી બ્હીક મને લાગી, એટલેજ..." શારદા શરમાઈ જઈને જરા અચકાતી જીભે બોલી.

"ગાંડીરે ગાંડી!" સ્નેહપૂર્વક શારદાનાં માથા અને પીઠ પર હાથ ફેરવતાં ફેરવતાં સવિતા બોલવા લાગી: "માનાં હૃદયમાં શું થઈ રહ્યું છે ને શું થશે, એનું અનુમાન બાંધીને મા પર પ્રેમ કરતા તમે શીખ્યા છો એટલેજ રેણુ પર મને કોપ નથી આવતો. એમાં રેણુનો કાંઈ વાંક નથી."

"રેણુ એ આબાદ તમારીજ દીકરી છે, એ હું આજે બરોબર જાણી ગઇ છું મા!"

"તને શું કહીને આજે પાછી વાળી?" સવિતાએ ચાલુ વાતને ઉડાવી દઇને સહજ જિજ્ઞાસાથી મુદ્દાની વાત જાણવા પ્રશ્ન કર્યો.

"વારૂ મા, હવે હું એક વાત પૂછું?" પહેલેથી છેલ્લે સુધીની બનેલી તમામ વાત કહી સંભળાવ્યા પછી શારદાએ પૂછ્યું. "આજે એ બધી ચીજો રેણુ પાછીજ ફેરવશે એમ આગળથી ધારીનેજ શું તમે મોકલી હતી?"

સવિતાએ માથું હલાવી ઇશારતથી ના કહી.

"શારદા, સાચું કહેજે બ્હેન, કે ખરેખરજ એમને હવે કોઈ જાતનો વાંધો નથી એ તું જોઈ આવી?" થોડીક વાર ચૂપ રહ્યા પછી સવિતાએ પૂછ્યું.

"કોઇનાં દીલની વાત તો કોઈ શી રીતે જાણી શકે મા, બાકી આમ બહારના દેખાવ ને વાતચીત ઉપરથી તો મારૂં અનુમાન મને બરોબર સાચું લાગે છે."

સવિતાએ એ પછી એને એક પણ વધુ સવાલ પૂછયો નહિ. તેના પ્રશાંત મુખ પર ચિંતાની ઘેરી છાયા છવાઈ રહી.

"આજે તું ગઈ ત્યારે એ શું કરતી હતી?" થોડી વાર રહીને પાછી સવિતાએ એની એ જ વાત ઉપાડી.

"ઉનની ટોપી ગુંથતી હતી."

શારદાનો જવાબ સાંભળતાં સવિતાનાં મોં પર વેદનાનાં ચિન્હો સ્પષ્ટ તરવરી ઉઠયાં.

"એ ઉનની ચીજો બનાવી રાજુને આપવાનો મેં બંદોબસ્ત કર્યો છે. પણ તે રાજુને વેચાતી આપવા રાજી નથી." સવિતાએ દર્દભર્યે કંઠે કહ્યું.

"કેમ મા?"

"રાજુ જે ભાવે એ વસ્તુઓ વેચાતી લેવા માગે છે, એ કીંમત લેવાને તે રાજી નથી, એટલે! 'એ બ્હાને અમને મદદ કરવાની એ એક ચાલબાજી છે' એમ એનું કહેવું છે."

શારદા સ્તબ્ધ થઈ રહી. સવિતાના શાંત ગંભીર ચહેરા સામે તાકીને જોઈ તે મનમાં ને મનમાં વિચારવા લાગી કે 'એ સ્થિર પ્રશાંત અંતરાત્માની ભીતરમાં કોણ જાણે કેવું ય વિલક્ષણ તોફાન જાગ્યું હશે.' સંસારમાં કોઈ પણ એ તોફાનને જાણવા ને સમાવવા શક્તિમાન નથી જ.

"મા, સાંભળ્યું છે કે દેવતાએ રેણુને માટે એક સારો ડૉકટર મુરતીઓ શોધી કાઢયો છે. એ સંબંધ......"

"ના, એ સંબંધ થશે નહિ. છોકરીએ વિવાહ ન કરવાના સોગંદ લીધા છે." દીર્ઘ નિશ્વાસને દાબી દેવાનો મિથ્યા પ્રયાસ કરતી સવિતા બોલી.

શારદા ધીમે ધીમે બોલવા લાગી: "આવી બુદ્ધિશાળી છોકરી હોવા છતાં ય......"

"એવું કાંઈ ન કહેતી." શારદાનું કહેવું પુરૂં થાય એ પહેલાંજ સવિતા બોલી પડી. "એક આર્ય કુમારીકાને અંગે એક જ વાર પીઠી ચડે—બે વાર નહિ. વાગ્દત્તા—સગપણ થયેલી છોકરી એ પરણેલી જેવી જ ગણાય. રેણુનાં વિવાહની વાત તો વાગ્દાનથીયે ઘણી આગળ વધી હતી. હવે બીજી વાર એ બાબત બને એમ તો હું પણ નથી ઇચ્છતી. રાજુએ હવે એને માટે કંઇ પ્રયત્ન જ કરવો જોઈતો નથી. એથી હવે અમારૂં કાંઇજ ભલું થવાનું નથી એમ હું સારી રીતે જાણું છું."

સવિતા આટલું બોલી ચૂપ થઈ ગઇ.

"પણ મા, તમે કયાં નથી જાણતા કે જેની સાથે રેણુબેનના વિવાહ થવાના હતા એની પીઠી તો જો કે અંગે ચઢી ચુકી હતી, પણ નસીબજોગે એ મુરતીઓ ગાંડો નિકળ્યો, એટલેજ........." શારદાનો કંઠ આટલું બોલતાં ભરાઈ આવ્યો.

"અને એજ મુરતીઆ સાથે સાત આઠ મહિના ઉપર રેણુની ઓરમાન બ્હેન રાણીનાં લગ્ન થઈ ગયાં છે, શારદા!" સવિતા મ્લાન હાસ્ય કરીને બોલી.

શારદા તો એ સાંભળીને સ્તંભી જ ગઇ.

"મારી ભૂલથી જ એમ બન્યું છે." એક મર્મભેદક ઉંડો નિસાસો નાખીને સવિતા બોલી.

શારદા અનિમિષ નેત્રે સવિતાનાં મોં સામે તાકી રહી.

સવિતા મૃદુ સ્વરે સ્વગત બડબડવા લાગી:

"આમ જોતજોતામાં એ ઘરબાર વગરના થઈ જશે અને એમને દૂર રહ્યે રહ્યે પણ મારાથી મદદ કરી શકાશે નહિ, એવું જો એ વખતે-અગાઉથી હું જાણતી હોત તો રેણુનાં લગ્ન થતાં અટકાવવાની મેં કદીયે જીદ કરી ન હોત. આ માર્ગે એમને કોઈને કોઈ દિવસ તો પળવું જ પડત—આ સ્થિતિમાં એમને કોઈને કોઈ કોઈ દિવસ આવવું જ પડત! પણ મેં એ કોઈને કોઈ દિવસ જલ્દીથી

આવ્યો છે. એમ ન થાત તો રેણુની ઓરમાન મા આટલી ઉતાવળથી માલમિલકત અને સંપત્તિનો ભાગ પાડી લઈને જુદી થવા થવા ન પામત."

"મા, દાદા બાપુ ઘેર આવી ગયા છે. તેમને જમાડવા ચાલો. રાત બહુ થઈ ગઈ છે." શિખુની માએ આવીને કહ્યું.

શારદા તરત ઉઠીને ઉભી થઈ ગઈ.

"તમારે જવાની જરૂર નથી મા. હું જ તારક બાપુને જમવા બેસાડીશ. તમે થોડો આરામ લ્યો."

"ના, શારદા, ચાલ હું પણ આવું છું. જમતી વખતે મને ન જોશે તો તે વ્યસ્ત થઈ જશે." સવિતાએ કહ્યું.

શારદાની સાથે સવિતા પણ નીચે ગઈ.

× + ×

હરિણપુરથી પાછા ફર્યા પછી સવિતાએ મકાન બદલાવી નાખ્યું હતું. રમણી બાપુ તેમનાં જુનાં મકાનમાં દાખલ થવાની હવે કોઈ જાતની હીલચાલ કરતા ન હતા. વિધાતાના વિલક્ષણ વિધાનથી બાર વરસ કરતાંય વધુ કાળ જ્યાં પ્રતિ પળે આત્મહત્યાની અસહ્ય યંત્રણાઓ અનુભવતા છુપાતા રહીને અર્ધ અચેતન અવસ્થામાં પસાર કરવો પડ્યો હતો ત્યાં–તે મકાનની સામે આજે તાકીને જોવા જતાં શરીર ભયથી કંપી ઉઠતું હતું. વળી એ ઘરમાંથી જ કોઈપણ જાતના આધાર કે આશ્રય વગરની સંભાવના જે દિવસે ઉત્પન્ન થઈ હતી એ દિવસની યાદ તાજી થઈને તેને દિશા–ભૂલી બનાવી દેતી હતી. લાંબા સમય સુધી પોતાની સ્ત્રીને નિષ્ઠુર–ભાવે નિષ્પોષિત રાખી સ્વભાવના વિપરિત પ્રવાહમાં તણાયા જવાના પરિણામે જે અપરિસીમ શ્રમથી અવસન્ન થઈ ગઈ હતી એનો ભાર ક્રમે ક્રમે–દિન પ્રતિદિન અસહ્ય થઈ પડ્યો હતો.

વિમલબાપુએ જે ઘર વ્રજબાપુ અને રેણુ માટે ભાડે રાખી લીધું હતું તે ઘરમાંજ સવિતા આવીને રહેતી હતી. વિમલબાપુ

કલકત્તામાં ન હતા. વેપારમાં ભારે ઉથલપાથલ થવાનો જરૂરી તાર આવવાથી તે સિંગાપુર પાછા ગયા હતા. સવિતાની ખબર-અંતર ને સંભાળનો ભાર ઉપાડી લઈ રાખાલને આ નવે ઘેર જઈ રહેવાને વિમલબાબુએ વિનંતિ કરી હતી. પણ નવી માની સંભાળ રાખવાની અને એમની સાથે એમનાં ઘરમાં જઈને રહેવાની રાખાલે પોતાની અશક્તિ જણાવી હતી. વિમલબાબુ પાસેથી એ ખબર સાંભળી તારકે સ્વેચ્છાપૂર્વક નવી માને ઘેર આવી રહેવાનું અને તેમની સંભાળ રાખવાનું કબુલ કર્યું હતું.

સવિતાની ઈચ્છા અનુસાર તારકે વર્ધમાનની સ્કુલમાંથી માસ્તરની નોકરી છોડી દઈને હાઈકોર્ટમાં પ્રેક્ટીસ શરૂ કરી હતી. બેઠી બાંધણીના એક અલાયદા ઘરમાં તેને રહેવા માટે વ્યવસ્થા કરવામાં આવી હતી. વકીલાતના ધંધાને યોગ્ય સરસામાનથી એ ઘરને શણગારવામાં આવ્યું હતું. વિમલબાબુએ પોતેજ તારકને હાઈકોર્ટના એક જાણીતા અને પ્રતિષ્ઠિત વકીલના જ્યુનીઅર હેન્ડ તરીકે રખાવી દીધો હતો. વિમલબાબુની નાની મોટરગાડીમાં તેણે કોર્ટમાં આવવા-જવાનું રાખ્યું હતું. તારકને જરૂરી કપડાલત્તા તથા સાધનો સવિતાએ વેચાતા લઈ દીધા હતા.

* * * *

તારક જમી રહ્યા પછી સવિતા ઉપર આવી. થોડીક વાર પછી શારદા પણ ઉપર આવીને તેમની પાસે જઈ ઉભી રહી.

“ મા, આજે તમે દાંતે અન્નનો દાણો સરખોયે ભાંગ્યો નથી એનું શું કારણ ? ”

“ ના શારદા, આજ મારે ગળે કાંઈ ઉતરે એમ નથી. તું જો મારે ખાતર કંઇ નહિ ખાય અને ઉપવાસ કરવાનું ત્રાગું કરશે, તો મારે જો કે ન છૂટકે ખાવું પડશે; પણ હું જાણું છું કે તું તારી મા ઉપર એટલો જુલમ નહિજ કરે ! ” સવિતા બોલી.

શારદા મ્લાન મુખે જેમની તેમ ઉભી રહી.

"જા બ્હેન, તું તારે જમી લે." સવિતાએ કહ્યું.

છતાંય શારદા તો નીચું મોં રાખીને સાડીના પાલવને બે હાથે વળ દેતી બ્હેરાની માફક જ્યાંની ત્યાં ઉભી જ રહી.

"એક વેળા ન જમે તેથી કંઇ માણસ મરી જતો નથી શારદા. પણ ઘણી વાર અનિચ્છાએ–પરાણે જમવું એ મરણ કરતાંય અધીક દુઃખદાયક થઇ પડે છે. આમ છતાંય જો તું આજે મને જમવા માટે દુઃખ દેવા જ માગતી હોય તો ચાલ, હું આવું છું." સવિતા ગળગળે સાદે બોલી.

"ના મા ! મારી એવી ઇચ્છા નથી. હું એવી કઠોર હૃદયની નથી. હું એકલીજ જાઉં છું."

શારદા મોં ઉંચું કરી લાગણીભીના કંઠે આટલું બોલી સડસડાટ નીચે ચાલી ગઇ એના ગયા પછી શૂન્ય ઓરડામાં ઝગઝગતો દીવો બુઝાવી નાખી, બારણાને અંદરથી સાંકળ વાસી દઇ સવિતા કંઇપણ પાથર્યામુક્યા વગર જમીન પર પહેરેલાં લુગડાભેર સુઇ ગઇ.

\+ × +

આજે બપોરે રાખાલ આવ્યો હતો. આપદામાં આવી પડેલા સ્વામી અને પુત્રીના બધાય સમાચાર સવિતાએ જાણી લીધા હતા. આખોય દિવસ ઉદ્વેગ અને ચિંતા કરવામાં ચાલ્યો ગયો હતો. રાતના સ્તબ્ધ નિર્જન અવકાશમાં વેદનાના ભારથી દબાઇ ગયેલાં અંતરમાં ભારે તોફાન થવા લાગ્યું. બંને આંખમાં ચોધારે વહી રહેલાં આંસુથી કઠણ ભોંય અને જેમ તેમ ઓળેલા ચોટલાના વાળ ભીંજાઇ ગયા હતા. એક પણ શબ્દ ઉચ્ચાર્યા સિવાય, જરાય ચંચળ બન્યા વગર, હાલ્યા ચાલ્યા વિના લાંબા કરેલા હાથ પર માથું મુકી જમીન પર એક બાજુ સવિતા પડી રહી હતી. ઉપાય ચાલે નહિ એવા નુકસાનીના ક્ષોભથી તેનું કોમળ કાળજું આજે મહા વ્યાકુળ થઇ રહ્યું હતું. શોધવા છતાંય કોઇ શાન્તવના તેને મળતી ન્હોતી. પોતાનાં પેટનાં

સંતાનનું દુઃખ તેને રાત દિવસ અગ્નિની જ્વાળા માફક બાળીને ખાખ કરી રહ્યું હતું. સમગ્ર અંતર એ મૂક વેદનાનાં તીરથી અંદરખાને એવું તો અદસ્ય રીતે વિંધાઇ રહ્યું હતું કે એનાથી વેદનાનો બાહ્ય આર્તનાદ પણ કરી શકાતો ન હતો. લોહીથી ખરડાયેલા દેહે ધુળમાં આળોટતા–તરફડતા બલિદાનનાં પશુ કરતાંય આજે એની હાલત બદતર હતી.

આજે તેનું તૃષિત માતૃહૃદય બે હાથ પહોળા કરીને જેને છાતી સરસો ચાંપવાને વ્યાકુળ થઇ રહ્યું હતું, હૃદયમાંથી અસ્ખલિત પ્રવાહે વહી રહેલાં સ્નેહ રસથી જેને અભિસિંચિત કરવા છતાંય તૃપ્તિ થતી ન હતી, તે આજે દુનિયામાં બીજા બધાય કરતાય અધિક દૂરનો માણસ થઇ ગયો હતો.

પરિપૂર્ણ યૌવનના ઉચ્છ્વસિત વસંત દિવસે જ્યારે જીવન ખૂબજ આનંદ પિપાસાતૂર હતું ત્યારે તેને એકદમ એકાકી અને નિસંગ રહેવું પડયું હતું. તેને ન્હોતો મળ્યા અંતરનો કોઇ અંતરંગ સાથી કે ન્હોતો મળ્યો કોઇ યૌવનનો પ્રાણવંત સહચર ! એ એકાન્ત એકાકીત્વમાં એકાએક એક દિવસે ક્યાંથી અને કઇ રીતે આકસ્મિક વિપ્લવ થઇ ગયો એ તે પોતે પણ સ્પષ્ટપણે સમજી શકી નહિ. જ્યારે ચૈતન્ય આવ્યું અને આસપાસ ચોતરફ નજર માંડીને તે જોઇ શકી ત્યારે દુનિયામાં તેનું કોઇ અને કંઇ પણ ન હતું. સ્વામી, ઘરબાર, સગા–સંબંધીઓ, ઓળખીતા–પારખીતા પરીજનો અને આપ્તજનો, સંસારની પ્રતિષ્ઠા અને માન–મર્યાદા સર્વ કાંઇ જાદુગરના જાદુની માફક અદસ્ય થઇ ગયા હતા. ભયચકિત ચિત્તે એકાએક અનુભવ કર્યો કે સંસાર અને સમાજની બહાર મિત્રો વગર તેમજ કોઇ જાતના આશરા વિના તે એક શૂન્યમાં ડોલી રહી હતી. પગ મુકીને ઉભા રહેવા માટે પગ નીચેની જમીન પણ ખસી ગઇ હતી.

જીવનના આ આકસ્મિક સર્વનાશની ક્ષણે અતિ કલુષિત આશ્રય-ભૂમિના અતિ ક્ષુદ્ર ક્ષેત્રમાં સામાજીક જ્ઞાન–બુદ્ધિ-વિવેચનાની દષ્ટિહીન

થઈને જ તેણે પગ મુકયો હતો. કેવળ પ્રકૃતિની સ્વાભાવિક આત્મરક્ષા પ્રવૃત્તિથી વશ થઇને જીવન ધારણના અનિવાર્ય પ્રયોજન માટેજ ત્યાં આશરો લીધો હતો. પરન્તુ જેમ જેમ દિવસ જતા લાગ્યા તેમ તેમ એ કલુષિત આશ્રયના કુત્સિતનાથી તેના દેહ અને મન પ્રતિ દિન ઘૃણાથી સંકુચિંત થઈ રહ્યા હતા. જાગૃત આત્મચેતના પ્રતિમુહૂર્ત અનુતાપના મર્માન્તિક આઘાતથી આહત અને જર્જરિત થઈ રહી હતી. ત્યારેય એ અસહ્ય અને અવાંચ્છિત ક્ષુદ્ર આશ્રયનો ત્યાગ કરી અનિશ્ચિતમાં ઝંપલાવવા તે વિશ્વાસ કરી શકી ન હતી. પોતાની એકાંત નિરૂપાય અવસ્થા સમજવામાં આવતા તે અંતરમાં ને અંતરમાં કંપી ઉઠી હતી. આ પ્રમાણે તેના દિવસો પછી દિવસો, મહિનાઓ પછી મહિનાઓ અને વરસો પછી વરસો નિયત અવસ્થામાં પસાર થઈ ગયા હતા.

જીવનની પ્રારંભ ક્ષણે બલિષ્ઠ પ્રાણવંત પુરુષ જો તેનાં જીવનના પંથે આવી મળ્યો હોત તો આજે તેના ઉજ્વળ નારી–જીવનનાં દીપકથી સંસાર અને સમાજ શું પ્રકાશિત થઈ ન રહેત ? પ્રસન્ન દેહ અને મનના, તેમજ આનંદિત હ્રદયના અનુકુળ આવેષ્ટન–પ્રભાવે શું તે આજે લક્ષ્મીસ્વરૂપિણી પત્ની, આદર્શ જનની, મમતા માધુર્યમયી મહિલા થઈ શકત નહિ? કોને માટે તેના જીવનની ઉદય–ઉષા આ પ્રમાણે અકાળે ઝાકળમાં વિલીન થઈ ગઇ ! ક્ષણભરમાં આવડો ભયંકર પ્રલય કેવી રીતે સંઘટિત થયો એ તેને પોતાને પણ સ્વપ્નમાંય સમજી શકાયું નહિ.

સવિતાની આંખેથી વહેતા ચોધાર આંસુઓથી ભિંજાયેલી ચિંતા-ધારા એકાએક અટકી ગઈ. બારણા પર જોરથી હાથ ઠોકતા ઠોકતા તારકને તેણે મોટેથી બોલતો સાંભળ્યો કે “નવી મા, ઓ નવી મા, બારણું તો ખોલો.”

ઉતાવળથી આંખ મોં લુછી સત્વર શરીર અને માથા પરનું વસ્ત્ર ઠીક કરીને સવિતાએ બારણું ખોલ્યું. તારકની એ અધીર વ્યસ્તતાથી

તાથી ઘરમાં કોઈ દુર્ઘટના બન્યાનું અનુમાન કરી તે શંકિત થઈ ઘઇ.

"તમે હંમેશાજ રાત્રે વાળુ કરતા નથી? આજે પણ તમે મોંમાં કંઈ નાખ્યું નથી, એમ મેં સાંભળ્યું છે. શું પ્રકૃતિ એટલી બધી અસ્વસ્થ થઈ ગઈ છે?" બારણું ખુલતાંજ બહારથી તારકે પૂછ્યું.

તારકનો પ્રશ્ન સાંભળી સવિતા વિસ્મય અને વિરક્તિથી સ્તબ્ધ થઈ ગઈ. તેણે કોઈ ઉત્તર આપ્યો નહિ.

તારકે ફરી પાછો એજ પ્રશ્ન પૂછ્યો.

"ના, મારી પ્રકૃતિ તો ઠીક છે." સવિતાએ શાંત સ્વરે જવાબ આપ્યો.

"ત્યારે શા માટે આમ રોજ ને રોજ ઉપવાસ કર્યા કરો છો? ના મા, એમ તો નહિજ ચાલે. તમારે કંઈ ને કંઈ પણ ખાવાની તો જરૂર છેજ. નહિ તો પછી કાલે સવારેજ હું ડૉકટરને બોલાવી લાવીશ." તારકે ઉદ્વેગ્ન થઈને કહ્યું.

"જોજે એવી કંઈ નાહકની ધમાલ કરતો તારક! હું તને ના પાડું છું."

"ત્યારે અકારણે અપવાસ કરીને શરીર પર આટલો અત્યાચાર શા માટે કરો છો?"

"રાત થઈ ગઈ છે. હવે હું સુઈ જઈશ, તારક?"

આટલું બોલતાં સવિતાનો અવાજ રૂંધાઈ ગયો.

તારક માનાં આવાં વિલક્ષણ વર્તનથી ખૂબજ નિરાશ થઈ ગયો.

"વારુ, તમે તમારે ખુશીમાં આવે તેમ કરો. હું સિંગાપુર બધીય હકીકત લખી જણાવું છું. નહિ તો વળી એ આવીને પૂછશે કે તારક તને હું સંભાળ રાખવાનું કહી ગયો હતો છતાં ય તેં મને આ સમાચાર કેમ લખી જણાવ્યા નહિ, તો હું એમને શો જવાબ આપીશ?" તારક બોલ્યો.

આ સાંભળી સવિતાનું અંતર સળગી ઉઠ્યું.

" હું એક બે દિવસ ખાઉં નહિ, કે બે ત્રણ દિવસ ઉંઘું નહિ, એની ફરીયાદ કોઇની પાસે થાય એમ હું ઇચ્છતી નથી, તારક!" સવિતાએ કંઈક ક્રોધમિશ્રિત સ્વરે કહ્યું.

" તો પછી મારે અહિં રહેવાની જરૂરજ શી છે નવી મા ?"

તારકના સ્વરમાં પણ અભિમાન સ્પષ્ટ દેખાઈ આવ્યું.

" આજે હું બહુ થાકી ગઈ છું તારક. બહુ વાદવિવાદ કરવાની શક્તિ મારામાં નથી. કૃપા કરી મને સુઈ જવા દે." સવિતાએ ઉદાસ અવાજે કહ્યું.

સવિતાએ ધીમે ધીમે ફરીથી બારણું બંધ કરી દીધું.

શારદા દાદર નીચે જ ઉભી હતી. એ બધું ચુપચુપ સાંભળી રહી હતી.

" નવી મા હંમેશા રાત્ર કાંઈ ખાતા નથી એ વાત તેં મને આટલા દિવસથી કેમ ન જણાવી ? આજે શિશુની માને મોઢે હું એ જાણી શક્યો!" નીચે ઉતરતા શારદાને તારકે કંઈક ધમકી ને ઠપકાભર્યા અવાજે કહ્યું.

"પણ તમે એ સંબંધમાં કાંઈ જાણવાની ઈચ્છાજ કયારે કરી હતી?"

" એટલે શું તારું એમ કહેવું છે કે હું નવી માની દેખભાળ પર ધ્યાન જ નથી આપતો ? મારામાં બેપરવાઈ છે ?" શારદાની માર્મિક ટકોરથી તારક જરા ગુસ્સે થઈ ગઈ ઉઠ્યો.

" સંભાળ રાખો કે ન રાખો. તમારી ઈચ્છામાં આવે એમ કરો. હું એમાંનું કંઈ કોઇને કહેવાની નથી."

" મને તો સમજાય છે શારદા, કે આમાં મારી વિરૂદ્ધ કંઈ ચાલબાજી ચલાવવાની મને ગંધ આવે છે. ફિકર નહી, હું આજે જ આ બધું વિમલબાબુને લખી નાખું છું."

" તમારે જે કંઈ લખવુ હોય તે તમે લખી શકો છો; પણ એ ધ્યાનમાં રાખજો કે તેથી તો ઉલ્ટા નવી મા નાખુશ થશે."

" હું મારી ફરજ બજાવીશ. મારી ઉપર જે પૂરતા વિશ્વાસથી બધી જવાબદારી મુકીને ગયા છે એમને અંધારામાં રાખવાનું મને પાલવે નહિ."

"નવી માની રૂચિ–અરૂચિ પર જુલમ કરે તો તે કોઇને કાંઈ કહે નહિ. શા માટે કહે? એ અધિકાર કોઇને નથી."

"એમ છે તો પછી એ અધિકાર કોને છે એ તો કહે? હું ધારૂં છું કે રાખાલબાબુને પણ નથી."

તારકનાં મોઢામાંથી આવો કટાક્ષ બહાર પડતાં જ શારદાની દૃષ્ટિ કઠોર થઇ ગઇ.

"અલબત્ત! નવી માની ઉપર કોઈ પણ પ્રકારનો હક કરવાનો અધિકાર આજે જો કોઇને હોય તો તે રાખાલબાબુને જ છે, બીજા કોઇને નથી." અંતરમાં રોષ શમાવીને શારદા મૃદુ કંઠે બોલી.

એની નિખાલસ દીલે મૃદુ સ્વરે કહેલી વાતે બારીક અણીયાળી સોયની નોકની માફક તારકને વિંધી નાખ્યો.

"અને તેથીજ તેણે નવી માની અસહાય અવસ્થામાં એની દેખ-રેખ રાખવાનો ભાર પણ ઉપાડવાની પોતાની અશક્તિ જાહેર કરી હશે! નવી માનાં ઘરમાં એમની સાથે આવીને રહેવામાં પણ તેનાં નિર્મળ નામને બદનામીનો ડાઘ લાગતો જણાયો! નહિ વારૂ?"

ક્રોધના આવેગને દાબી ન શકવાથી તારકે રાખાલનાં વર્તન ઉપર ટીકાના તીવ્ર પ્રહારો કરવામાં કોઇ કસર ન રાખી.

"એ રહસ્ય સમજવાની તમને હજુ બહુ વાર છે તારકબાબુ! સ્વાર્થ અને નામનાને ખાતર સેવા કરવાનો દંભ કરનારાઓમાંના એક રાખાલબાબુ નથી. નવી માની દેખરેખ રાખવાનો ભાર ઉપાડવા કરતા નવી માના એક અન્ય ભારે કર્તવ્યનો ભાર એ ઉપાડી રહ્યા છે–નવી માની ફરજ તે બજાવી રહ્યા છે. તમે તે જાણતા નથી, તમે એ સમજી શક્યા પણ નથી." શારદાએ શાંત સ્વરે કહ્યું.

આટલું કહી ઉપર જવાને બદલે શારદા સીડી ઉતરી સડસડાટ સીધી નીચેજ ચાલી ગઇ.

રાખાલ તરફ આટલી અનન્ય લાગણી દર્શાવતી એ અજબ રમણીને જતી તારક ટગર ટગર જોઇજ રહ્યો.

* * * *

ખરે બપોરે સ્નાન કરીને તરત ભીંજાયેલા માથાના વાળ વાંસા પર ઝૂલતા છુટા મુકી, સૂર્યના તાપ સામે પીઠ રાખી સવિતા ધ્યાન-મગ્ન બની પત્ર લખી રહી હતી. અંગ પર પહેરેલી સાડીનો કાળો છેડો શંખ જેવી સુંદર ગરદનને લપેટાઈને પાછળ પીઠ પર લટકી રહ્યો હતો. ઉદાસીનતા અને ખિન્નતાથી છવાઈ રહેલા શુષ્ક ફીક્કાં વદન ઉપર સકરુણ સૌન્દર્ય–કાન્તિ લખલખી રહી હતી.

શારદા ત્યાં સામે જ વરંડાની એક કોર પર બેસી પોતાને માટે એક કબજો સીવી રહી હતી. નીચે રસ્તા પર નજર પડતાં તેણે દૂરથી રાખાલને આવતો જોયો. સિવણકામ હાથમાં લઈ તે નીચે દોડી ગઈ અને બહારનો મોટો દરવાજો આતુરતાપૂર્વક ઉઘાડી નાખ્યો.

દરવાજાનું કડું ખખડાવીને કે બુમ મારીને કોઈ બોલાવવાની જરૂર ન રહી. ખુલ્લા દરવાજામાં શારદાને પોતાની રાહ જોતી ઉભેલી દેખી રાખાલ મનમાં ને મનમાં ખુશી થયો.

"આવા ધોમધખતા તાપની વેળાએ આમ બહાર દરવાજે આવીને કેમ ઉભી રહી હતી શારદા?" અંતરનો આનંદ છુપાવીને રાખાલે શારદાને સવાલ કર્યો.

"એક જણની રાહ જોતી હતી."

"એ એક જણ કોણ? કોઈ ફેરીયો છે?"

"ઉંહું! તમે એને ઓળખતા નથી?"

"તું ઓળખાવે તો ઓળખું ને!"

"જે પોતે પોતાને જ ઓળખી શકે નહિ તેને બીજા કેમ ઓળખી શકે દેવતા?"

"તારી તો પ્રત્યેક વાતમાં હરહંમેશ મ્હેણાં–ટુણાં ને મશ્કરી જ હોય છે!"

"તમારા જેવા ખ્યાલી માણસોને મારી બધી યે વાત મશ્કરી જેવી લાગે એમાં નવાઈ જેવું કંઇ નથી."

"વારૂ, વારૂ, લે ચાલ, ઉપર. દરવાજો બંધ કરી દે."

દરવાજાને સાંકળ દઈ શારદા રાખાલની સાથે અંદરના દિવાનખાનામાં આવી.

"આડે દિવસે આ પ્રમાણે આવી ધગધગતી બપોરે કોઇને માટે દરવાજે ઉભી રહી રાહ જોતી મેં તો તને કોઈ વખત નથી જોઈ શારદા!" રાખાલે જરા હસીને પૂછ્યું.

એના અવાજમાં કેવળ નિર્દોષ મજાકનો ધ્વનિ હતો. છતાં આ આ પ્રશ્નમાં વક્રોક્તિ હતી કે નહિ એ જાણવા માટે શારદા ક્ષણભર રાખાલનાં મોઢાં સામે તાકીને જોઈ રહી.

"હું તો હમેશા રાહ જોતી ઉભી રહું છું, પણ તમે રોજ આવો છોજ ક્યાં કે મને જોઈ શકો? જે દિવસે તમે મને પ્રથમ જોઈ હતી તે દિવસે પણ એક જણના માર્ગની આ પ્રમાણે જ દરવાજો ખુલ્લો રાખીને મેં રાહ જોઇ હતી." થોડી વાર પછી શારદાએ હસીને જવાબ દીધો.

"એમ કે? એ કોણ હતું એ તો કહે?"

"મારા પરમ મિત્ર મરણ દેવતા!" શારદાએ પાછું હસતા હસતા કહેવા માંડ્યું: "એનાં આગમન માટે એ દિવસે મેં આવીજ રીતે મારે પોતાને હાથેજ દરવાજો ખુલ્લો રાખ્યો હતો. પરંતુ એ ખુલ્લા દરવાજામાં મરણ દેવતાને બદલે આવ્યા હતા અચાનક મૃત્યુલોકના દેવતા!"

આ સાંભળતા રાખાલના કાનના ટેરવા લાલચોળ થઈ ગયા.

"કોઈ પ્રેત દેવ આવી ન ચડ્યા એટલું સારૂં થયું." વાતને પલટો આપવા માટે રાખાલ બોલ્યો: "ચાલ, ઉપર જઇએ. શું નવી મા અત્યારે આરામ લે છે?"

"ના, પત્ર લખે છે. હમણા તેમને જમવાનો વખત થશે."

"એમ કેમ? આટલું બધું મોડું?"

"હંમેશાં એમજ થાય છે. બધુંય કામકાજ પોતાના હાથે જ પૂરૂં કરી, સ્નાન-પુજા આટોપી લઇ ત્રણેક વાગે એ જમવા બેસે છે. આજે તો હજુ એકજ વાગ્યો છે."

"અરે! પણ પોતાને હાથે બધુંય કામકાજ કરવાનો તો નવી માને મહાવરોજ નથી. એમ કરવાથી તો વળી એ કોઈ ભારે માંદગીમાં પટકઈ પડશે! શું ઘરમાં નોકર–ચાકર, રસોઈયો વગેરે નથી? એમને એકલી જાતને શાની ખોટ છે કે એ બધી નાહકની જફા......" રાખાલ અડધું વાકય બોલીને અટકી ગયો.

"ખોટ–નફાનો આમાં સવાલ જ કયાં છે, દેવતા?"

"ત્યારે?"

"એ એમનો કઠિન આત્મનિગ્રહ છે."

રાખાલ નિરુત્તર થઈ ગયો. પાર વિનાના વિચારોના વમળમાં એનું ચિત્ત ભ્રમીત થવા લાગ્યું.

"માને મળવા ચાલવું છે ને?" શારદાએ વિચાર–વમળની ઘુમરીઓમાં પત્થર નાખી એનું ધ્યાન ખેંચ્યું.

"અરે હા, હું એ તો ભૂલી જ ગયો. પણ શારદા, હવે જવા દે એ વાત. ખરી બપોરની વેળાએ હું આવ્યો છું. નાહક નવી માને એમનાં અગત્યના પત્ર–લેખનનાં કામમાં અત્યારે ખલેલ પહોંચે એ ઠીક નહિ!" રાખાલે ત્યાંથી છટકવાને આ બહાનું આગળ કર્યું.

"અરે વાહ! એવું જ જો તમારાં મનમાં હોત તો તો આ વખતે તમે અહીં ખાસ ચાલી ચલાવીને આવત જ નહિ."

"તારું એ કહેવું ઠીક છે, શારદા, કારણ કે આ સિવાય બીજા વખતે આવવાની મને ફુરસદ જ નથી હોતી."

"એ હું જાણું છું, એટલે તો કહું છું." બંને હોઠ ઉપર નીચે જોરથી દાબી ધીમું ધીમું હસતી શારદાએ જવાબ આપ્યો.

"એટલે! તું શું જાણે છે?"

"હું તો બધું ઘણુંય જાણું છું. આ વખતે આ મકાનના નવા વકીલબાબુ કોર્ટમાં જાય છે, એટલે તમારું ને એમનું સંમિલન થવાની સંભાવના જ નહિ."

"શાબાશ! તું તો સુંદરને ગાંગડે ગાંધી બની બેઠી લાગે છે! લે હવે ચાલ, ઉપર ન જતાં આપણે નીચે જ જઈએ."

"સામેના પાટ પર બેસોને દેવતા. માને પત્ર લખીને આવતા હજુ થોડી વાર લાગશે, એટલી વારમાં હું તમને થોડીક વાત પુછી લેવા માગુ છું."

"એમ હોય તો પછી ચાલો ઉપર જઈએ. જે કંઈ કહેવું મુકવું હોય તે ત્યાં કહેજે."

"ના, ના. માની સામે કંઈ બોલી શકાશે નહિ. મને ત્યાં જવામાં સખત વાંધો છે."

અંતે શારદા રાખાલને દિવાનખાનાની પાછળના ભાગમાં લઈ ગઈ. ત્યાં લાકડાનો એક મોટો બાંકડો પડેલો હતો. એક વસ્ત્રના કટકા વતી તેની ઉપરની ધૂળ લુછી નાખી શારદાએ કહ્યું: "આવો, બેસો."

"અને તું કયાં બેસીશ?" બાંક પર બેસી જઈ રાખાલે એને પૂછયું.

"મને અહીં નીચે જમીન ઉપર ચાલશે. મારી વાત બહુ ટુંકી છે, એટલે બહુ લાંબો વખત તમારા કીમતી સમયનો ભોગ હું લઈશ નહિ."

"ભલે ભલે, હવે જેમ બને તેમ તમારી એ બહુ જ ટુંકી વાતનો આરંભ કરો." રાખાલે એને ચીડવવા તું ને બદલે તમેથી સંબોધી.

"તમે આમ મારી મશ્કરી કેમ કરો છો?"

"ભુલ થઈ. માફ કરો. હવેથી એવી ખતા નહિ થવાની ખાત્રી આપું છું. બોલો, હવે આપ શ્રીમતી મને શું પૂછવા માગો છો?"

શારદા રાખાલથી થોડેક દુર દિવાલને અડેલીને નીચે બેઠી હતી. હાથમાં લઈ આવેલ અધુરાં સીવણકામ પર આમતેમ નજર ફેરવીને તે બારીકાઈથી તપાસવા લાગી.

"બધું ય જાણવાની જીજ્ઞાસા કરવી એ મારે માટે ઉચીત છે કે નહિ એની મને કંઇ સમજ પડતી નથી."

આટલું બોલી શારદા સહજવાર થંભી ગઇ. પછી પાછી એ બોલી:

"છતાં કહો જોઈએ, રેણુની બ્હેન રાણી લગ્ન થયા પછી આનંદમાં છે કે કેમ, એની કંઈ તમને ખબર છે?"

રાખાલ શારદા પાસે આ જાતના પ્રશ્નની સ્વપ્નેય આશા રાખતો ન હતો.

"તેં શું કહ્યું શારદા?" કંઈક નવાઈ પામી રાખાલ બોલ્યો: "હું તો એ વિષે વિશેષ કંઈજ જાણતો નથી. તે સારા ઘરબારમાં પડી છે અને લગ્ન થયા પછી સુખમાંજ છે એમ મેં સાંભળ્યું છે. પણ તું એની વાત મને શા માટે પૂછે છે શારદા?"

"કારણ પછીથી કહીશ." શારદાનો અવાજ જરા ભારે થઈ ગયો.

"વારુ, તમને એ ખબર તો છેને કે રાણીનાં લગ્ન જે મુરતીઆ સાથે થયા છે, એ મુરતીઆ સાથે અગાઉ એક વાર રેણુના વિવાહ નક્કી થયા હતા; એને અંગે લગ્નની પીઠી પણ ચડી ચૂકી હતી!"

"એમ કે?" રાખાલે અતિશય આશ્ચર્ય પામતો હોય એમ કહ્યું. હું તો એમાંનું કંઈજ જાણતો નથી."

રાખાલનાં મોઢાં અને આંખો પર ચિંતાની છાયા છવાઈ ગયેલી સ્પષ્ટ જણાતી હતી!

"અને એ પણ જાણોછો કે કાકાબાબુએ આખેર જીવન હવે વૃન્દાવન જઈ ગાળવાનો નિર્ણય કર્યો છે!" થોડીવાર પછી શારદાએ પાછો બીજો સવાલ પૂછ્યો.

"હા, એ તો જાણું છું."

"રેણુ એમની સાથે જશે?"

"ન જાય તો કોને ત્યાં તે રહે?"

શારદા ક્ષણભર ચૂપ થઈ ગઈ. પછી ધીરે ધીરે બોલી: "પણ ત્યાં આટલી ઉંમરની કુમારી દીકરી......"

"એ બધુંય હું સમજું છું, પણ એ સિવાય બીજો રસ્તો શો છે એ તું મને કહી શકીશ?" આટલું બોલી રાખાલ અટકી ગયો.

"જેનાં નસીબમાં જેવું લખ્યું હોય તેવું થાય છે." થોડીક વાર પછી પાછો તે બોલવા લાગ્યો. "એ તો દુનિયાનો નિયમ છે. આમ ન વિચારીએ તો દુ:ખમાં વધારો થાય."

"ત્યારે તમારા કહેવાનો એ અર્થ છે કે રેણુનાં નસીબમાં જે લખ્યું હશે તે થશે. આપણી ચિંતા નકામી છે!" શારદાએ મર્મવેધક ટકોર કરી.

"એમ નહિ તો બીજું શું? એની કમનસીબી તો એનાં જીવનમાં બચપણથી જ શરૂ થઈ ચૂકી છે. તું ને હું તો શું પણ દેશભરના લોકો એને સુખમાં રાખવાનો યત્ન કરશે તોય વ્યર્થ જશે."

"આ શું તમારી અંતઃકરણપૂર્વકની માન્યતા છે દેવતા?"

"હા, અનુભવની અનેક ઠોકરો ખાધા પછી હું એમ માનતા શીખ્યો છું."

શારદા સ્તબ્ધ થઈ ગઈ.

"પણ મા આ સહન કરી શકશે એમ મને લાગતું નથી." થોડી વાર પછી દીર્ઘ શ્વાસ નાખી તે બોલી.

"એટલે!"

"તમે જે બોલ્યા દેવતા, એથી શારદા ભોળવાઈ જશે નહિ. તમારી માફક આટલા બધા નિષ્ઠુર થવું બીજા માણસો માટે શક્ય નથી. તમે બધું ય જાણો છો—સમજો છો. તમારાં જ્ઞાન પાસે મારાં જ્ઞાન—ચાતૂર્ય હું તુચ્છ છે. હું જાણું છું કે રેણુની આજની દશા માટે તેની પોતાની માઝ જવાબદાર છે, પરંતુ આ જગતમાં ઘણા માણસોનાં જીવનમાં ઈચ્છા—અનિચ્છાથી અનેક ઘટનાઓ બનવા પામે છે, એ માટે કોણ જવાબદાર છે? પોતેજ શોધે તો એનું કારણ એને જણાય કે? એનો અર્થ શું?"

રાખાલ ભાવહીન શૂન્ય દ્રષ્ટિએ શારદા સામે તાકી રહ્યો.

"એથીજ વિચારી જોતાં જણાય છે કે એ દિવસના મા અને આજના મા કોઈ રીતે એક રહ્યા નથી. બન્નેમાં ભારે તફાવત પડી

ગયો છે." શારદા પાછી ધીરે ધીરે બોલવા લાગી. "એ કોણ જાણે છે દેવતા, કે માનો નવી મા તરીકેનો પરિચય તમારા કરતાં કોઈ વિશેષ જાણતું નથી ?"

નિરુત્તર રાખાલના આંખ અને મોઢાં પર નિગૂઢ વેદનાની ખિન્નતા છવાઈ રહી હતી.

"માનાં મોઢાં સામે આજકાલ જોઈ શકાય એમ નથી. દિવસે દિવસે માણસ કેવું થઇ જાય છે ?" શારદા અત્યંત મૃદુ અવાજે બોલવા લાગી. "મનમાં ને મનમાં રાત દિવસ પુત્રીની ચિંતાના વલોપાત કરી કરીને દિવસે દિવસે તેમની માનસીક શક્તિ ક્ષીણ થતી જાય છે. ખાધાપીધા વગર, બ્રહ્મચર્યના બીન જરૂરી કામ કરવાની ય નોકરડીને મના કરી દઈ ને, તેમણે પોતાની જાતને—તન બદનની તંદુરસ્તીને તોડી નાખી છે. દીકરીના અંધકારમય ભવિષ્યમાં ડોકાયાં કરવાના પ્રયાસો આદરવામાં એમણે ઉંઘ, આરામ ને આહાર—વિહારને અમર્યાદિતપણે અળગાં કરી મૂક્યાં છે. એક ક્ષણ પણ એમનાં ઉરને શાન્તિ મળતી હોય, એમ હું તો નથી જોતી." આટલું કહેતાં શારદાની આંખો સજળ થઈ ગઇ.

રાખાલ ઉદાસ ચહેરે ચોક તરફ જોઈ રહ્યો. એ કંઈ જ બોલ્યો નહિ.

"મા માટે કોઈ ખોટો વિચાર કરતા નહિ દેવતા." શારદા પાછી બોલવા લાગી. "તમે જો અભિમાનથી માને ભૂલી જશો તો પછી આ દુનિયા સત્ય પર આધાર રાખીને ચાલશે જ નહિ. માણસ જીવશે પણ કેમ ?"

રાખાલે નીચી નજર કરી. શું બોલવું તે તેને ન સુઝયું. જવાબ દેવા જેવું તેને કાંઈ જણાયું નહિ.

"દેવતા, એકવાર મા પાસે ચાલો. આજકાલની તેમની મનની મર્માન્તિક જ્વાળા બુઝાવી શકે એવું તમારા વિના બીજું કોણ છે ?"

"તું કહે છે તો હું આવીશ શારદા...પણ...પણ..."

"પણનો શંકાશીલ પ્રશ્ન બાજુએ મુકો. તમે કેવળ મારા જીવન-દાતા નથી દેવતા, ગુરૂ પણ છો. હું અંધ હતી, તમેજ મને દૃષ્ટિદાન

દીધું છે. હું અજ્ઞાન હતી, તમેજ મને જ્ઞાન આપ્યું છે. આપની દ્રષ્ટિની શુદ્ધતાથી આજે મારી દ્રષ્ટિ બદલાઈ ગઈ છે. આ વાત હું વધારીને કહેતી નથી. એ તો મારો અંતર્યામીજ જાણે છે."

રાખાલને ક્ષણભર લાગ્યું કે એની સામે ખરેખર અંતરીક્ષથી ઉતરી આવેલી સાક્ષાત દેવબાળા શારદા જ ઉભી છે! એનું શિર એનાં દૈવી પ્રભાવ સમક્ષ અવનત ઝૂકી ગયું.

શારદા દેવતાની આ વિહ્વળ દશા પ્રતિ આશાભરી ટગર ટગર આંખે જોઈ રહ્યા!

૬૩

**વિમલબાબુ** સિંગાપુરથી કલકતે પાછા ફર્યા છે.

તારકના પત્રમાં સવિતાના શારીરિક કષ્ટસાધનાના સમાચાર વાંચી તેમણે તારકને જવાબમાં લખ્યું હતું કે "તારી નવી મા પોતાને ખુશી રાખવા માટે જે કાંઇ કરે એમાં અડચણ નાખવાને હું સંમત નથી."

તારક એ પત્ર મળતાં એક રીતે બચી ગયો હતો, કારણકે પોતે વકીલાતની નવી પ્રેકટીસ શરૂ કરી હતી એટલે તે રાતદહાડો પોતાની પ્રવૃત્તિમાંજ એવો તો રચ્યો પચ્યો રહેતો હતો કે એને એવી બાબતમાં ધ્યાન આપવાનો બહુ જુજ અવકાશ રહેતો હતો.

નવી માનો ન્હાવાધોવાનો અને ખાવાપીવાનો કોઈ એવો ખાસ એકજ નિત્ય નિયમ ન્હોતો. તેમના ઉપવાસ અને પરિશ્રમના કઠોર અત્યાચાર વિગેરે કોઈ બાબત માટે તે હવે એક શબ્દ પણ ઉચ્ચારતો ન હતો. ગંભીર મુખે અને જેમ બને તેમ બોલ્યા ચાલ્યા વગર પોતાનું ન્હાવાધોવાનું અને ખાવાપીવાનું કામ ખતમ કરીને તે બહાર ચાલ્યો જતો હતો.

સવિતા આ બધું જોતી, સમજતી, પણ હસી કાઢતી હતી.

"તારક, શું તું મા ઉપર ગુસ્સે થયો છે ભાઈ?" એક દિવસે તારકને પાસે બોલાવી સવિતાએ કહ્યું.

"એ અધિકાર મારો નથી નવી મા. હું એક કંગાલ માણસ કરતાં કંઈ વધારે નથી." જરા મોઢું બગાડી તારકે જવાબ દીધો.

"છી...એવી વાત બોલીશ મા." સવિતા સ્નેહપૂર્વક બોલી.

તારક હજી થોડીક કડવી વાતો સંભળાવી દેવાને તૈયાર થયો હતો, પરંતુ એકાએક સામેથી શારદાને આવતી જોઈ તે અટકી ગયો. તે સારી રીતે જાણતો હતો કે નવી મા તો કદાચ કંઈ નહિ બોલે, પણ શારદા એ કદાપી સહન કરી શકશે–સાંભળી રહેશે નહિ. એને મને એ અપ્રિય સત્ય હોવા છતાંય એ ઉચ્ચાર્યા પછીનું પરિણામ વધુ અપ્રિય આવે એમ લાગ્યું. એટલે ચુપચુપ હોઠો બીડી દઈ–અધુરો ઘુંટડો ગળે ઉતારી જઇ એ ત્યાંથી ચાલતો થઈ ગયો. અલબત્ત નવી મા આ બધું સમજવા જેટલી અક્કલ ધરાવતી હતી!

* * * *

વિમલબાબુએ કલકત્તા આવવાના સમાચાર સવિતાને પત્ર લખીને તેમજ તાર કરીને અગાઉથી જણાવ્યા હતા. સવિતા પાસેથી એ સમાચાર સાંભળી તારક તેમને તેડવા માટે આજે સવારે વહેલો ઉઠી બંદર પર હાજર થયો હતો. ત્યાં પહોંચતાં તેણે જોયું તો વિમલબાબુની નાની અને મોટી એમ બે મોટરગાડીઓ લઇને તેમના મેનેજર, એકાઉન્ટંન્ટ અને દરવાન તેની અગાઉ આવીને હાજર થઈ ગયા હતા. વિમલબાબુની નજર તારક પર પડતાંજ તેમણે તેને દૂરથીજ બુમ મારી પોતાની ગાડીમાં બોલાવી લીધો.

"રાજુ સારો છેને તારક?" મોટરમાં બેસતાની સાથેજ વિમલબાબુએ તારકને સહુથી પહેલો આ સવાલ કર્યો.

"કેમ? એને શું થયું છે?" વિસ્મય પામી તારકે જવાબ દીધો.

"ના રે...હું તો અમસ્તો પૂછું છું. મેં એને લખ્યું હતું કે જો ખાસ કામ ન હોય તો બંદર પર સામો આવજે."

તારકનાં મોઢાં પરનું નૂર વિમલબાબુના આ ખુલાસાએ ક્ષણભરમાં ઉડી ગયું.

"હું ધારું છું કે આપને એનું એવું કોઈ ખાસ જરૂરી કામ હશે!" શુષ્ક કંઠે એણે પ્રશ્ન કર્યો.

"હા, આવ્યો નથી એટલે મનમાં થાય છે કે એ અસ્વસ્થ હશે ક્યાં તો પછી કલકત્તા છોડી કંઈ બહાર ગયો હશે. ક્યાં તો પછી કદાચ મારો કાગળ પણ એને નહિ મળવા પામ્યો હોય!"

"પણ હજુ પરમ દિવસે તો મેં એને અમારે ઘેર આવેલો જોયો હતો!"

"ત્યારે તો સંભવ છે કે એ જરૂર કોઈ અગત્યનાં કામમાં જ રોકાઈ જવાથી અહીં આવી શક્યો નહિ હોય." એટલું બોલી વિમલબાબુ ચૂપ રહ્યા.

"શિવચરણ, પટલ ડાંગા ચાલો." એમણે મોટર ડ્રાઈવરને કહ્યું.

"મને જરાક આગળ ઉતારી દેજો વિમલબાબુ. મારે આજે એક કેસ સંબંધી થોડુંક જરૂરી કનસલ્ટેશન છે." તારકે કહ્યું.

"થોડા વખતમાં પણ તારી પ્રેકટીશ તો સારી જામી ગઈ લાગે છે!"

"આપના આશીર્વાદથી હું લગભગ હંમેશાં કોઈને કોઈ ખાસ કેસમાં રોકાયલોજ રહું છું."

"સારૂં, સારૂં. તું ઉત્તરોત્તર જીવનમાં ઉન્નતિ મેળવે ને આગળ વધે એજ મારી ને તારી નવી માની અભિલાષા છે!"

તારક મંદ સ્મિત કરી વિમલબાબુને બે હાથ જોડી નમસ્તે કરી ગાડીમાંથી ઉતરી પડ્યો.

વિમલબાબુએ પટલ ડાંગા આવીને જોયું તો રાખાલની ઓરડીએ તાળું વાસેલું હતું. એની ખબર આપે એવું ત્યાં કોઈ ન હતું.

ત્યાંથી પાછા ફરી વિમલબાબુ સવિતાનાં મકાન પાસે આવી ઉતરી પડ્યા. તેમનો અવાજ સાંભળી શારદા ઉતાવળી ઉતાવળી બહાર આવી અને મંદમંદ હસતે ચહેરે પ્રણામ કર્યા.

"તમે તો બહુ દુબળા થઈ ગયા છો. કાળા પણ ઘણા પડી ગયા છો. લાગે છે કે એ દેશના હવા પાણી સારા નથી!" વિમલબાબુનાં મોં સામે જોઈને શારદા બોલી.

"દુનિયામાં માતાઓની નજર આવીજ હોય છે, અને તે આવીજ વાતો કહે છે. છોકરાં થોડાક દિવસ ઘર બહાર ફરી આવે કે માતાઓ તેમને પગથી માથા સુધી નિહાળી શરીરે અને માથે હાથ ફેરવીને કહે છે, કે: 'અહાહા! મારો દીકરો અડધો થઈને પાછો આવ્યો છે.' અરે પણ હું અત્યારના કરતાં પહેલાં ઓછો કાળો હતો અને શરીરે વધુ સારો હતો એવું યોગ્ય પ્રમાણ તમારી પાસે શું છે શારદા બ્હેન?" વિમલબાબુએ હસીને જવાબ દીધો.

શારદા શરમાઈ ગઇ.

"બેસો, માને બોલાવું છું." વિમલબાબુની વાત ઉડાવી દઈ શારદા બોલી.

પણ સવિતાને બોલાવી લાવવાની જરૂર શારદાને ન રહી. રસોડામાંથી સીધીજ સવિતા બહાર આવી. અંગ પર અડધી મેલી મીલની સાધારણ સાડી પહેરી હતી. ગોરા લલાટ પર અને કાનની બન્ને બાજુએ વાળની લટો રૂક્ષ રેશમની માફક ડોલી રહી હતી. ચહેરો અગાઉ કરતાં ઘણો સુકાઈ ગયેલો હતો. પહોળી આંખોની નિસ્તેજ દૃષ્ટિમાં વિષાદની ઘેરી છાયા છુપાઈ રહી હતી.

સવિતાનું શરીર આટલું બધું લેવાઈ ગયેલું જોવાની વિમલબાબુએ આશા ન્હોતી રાખી.

"આ શું? તમારું શરીર આટલું બધું દુર્બળ કેમ થઈ ગયું છે? બહુ વલોપાત કરો છો?" વિમલબાબુ વિસ્મિત થઈ બોલ્યા.

"હું તો કંઈએ વલોપાત કરતી નથી." પ્રભાતના અંધકારમાં આકાશના ઝાંખા પ્રકાશની જેમ મૃદુ હસીને સવિતા બોલવા લાગી. "પણ તમે તો મને લખ્યું હતું કે બંદર પર ઉતરીને હું તો મારાં પોતાનાં મકાને જઇશ અને ત્યાં ન્હાઈ-ધોઈ, ખાઇ-પી થોડો આરામ લઈ પછી નિરાંતે બપોરે અહિંયા આવીશ. પણ હું તો જોઉં છું કે તમે સીધા જ અહિંયા આવ્યા છો."

પાસે ઉભેલી શારદા જાણી જોઇને ત્યાંથી ચાલી ગઈ.

"સીધા દેવી–દર્શન કરવા જવું એ તો શાસ્ત્રની આજ્ઞા છે." બહાર ચાલી જતી શારદા તરફ એક વાર દ્રષ્ટિપાત કરી અવાજને ધીમો પાડી વિમલ બાબુ બોલ્યા.

"એમ કે?"

"મારાં કથનમાં વિશ્વાસ ન આવતો હોય તો પંચાંગ ખોલી જોઈ લો. પણ એ વાત જવા દો. મને મારા પ્રશ્નનો પહેલો જવાબ આપો."

"કયો પ્રશ્ન?"

"શરીર આટલું બધું નંખાઈ કેમ ગયું વારુ?"

હોઠના ખુણામાં સવિતાનું મુશ્કેલીથી દાબી રાખેલું રસહીન હાસ્ય પાછું ખીલી નીકળ્યું.

"દુનિયાના દયામયોની નજર હંમેશાં અસહાય અને દીન–દુઃખીઓ પરજ ઠરે છે." સવિતા બોલી.

ક્ષણભર પહેલાં વિમલબાબુએ શારદાને જગતની માતાઓ સંબંધી જે શબ્દો ઉચ્ચાર્યા હતા એવી જ ભાવનાભર્યા શબ્દો સવિતાએ ઉચ્ચાર્યા.

સવિતાને મુખે પોતાની વાતની અનુકૃતિ સાંભળી વિમલબાબુ મોટેથી ખડખડાટ હસી પડ્યા. સવિતા પણ હસવા લાગી. અસપષ્ટ વેદનાની છાયાથી ઘેરાયેલાં ઘરનું વાતાવરણ જાણે ઘણા દિવસો પછી આજે ઉન્મુક્ત હાસ્યની સ્વચ્છ ધારાથી માલિન્યહીન થઈ ગયું.

"તમારી પાસે હું મારી હાર થઈ કબૂલું છું, રેણુની મા!" વિમલબાબુ બોલ્યા.

'સવિતા' બોલવા જતા વિમલબાબુ એકદમ અટકી પડી 'રેણુની મા' સંબોધન પોતાને માટે બોલ્યા એ જાણી સવિતા જરા હસી.

"હવે ન્હાઈ-ધોઈ જમશો ક્યાં? અહિંયા કે ઘેર?" સવિતાએ પુછ્યું.

"તમે કહેશો ત્યાં."

"ઘેર જાઓ."

"ત્યાં મારી રાહ જોઇને બેસી રહે એવું કોઇ નથી એ તો તમે જાણો છો. હા, ત્યાં નોકર-ચાકરો છે. દૂરનાં સગપણની એક મામીનો છોકરો છે, પણ એની સાથે મારો વ્યવહાર પ્રીતિનો છે કે ભીતિનો એ કહેવું જરા કઠિન છે."

"ગમે તેમ હોય પણ તમે તમારે ઘેર જાઓ. ત્યાં જે કોઈ હશે તે સહુ તમારાં આગમનની રાહ જોઈ રહ્યા હશે. પછી ભલેને તમારો સંબંધ પ્રીતિનો હશે કે ભીતિનો હશે. સીધા અહિંયા આવી રહો એ સારૂં ન દેખાય!"

"નિન્દા થશે એમને?"

"કોની થશે?"

"તમારી કે મારી? તમને કોની થશે એમ લાગે છે?"

"આપણા બન્નેની?"

"તો પછી અહીં નાહક રોકાઇને વાર શા માટે લગાડો છો?" સવિતાએ મંદ મલકાતે ને હાવકે મોઢે કહ્યું.

"એવો વિચાર આવે છે કે મનની અવસ્થા વિશેષમાં નિંદા પણ ઘણી વખત પ્રશંસા કરતા વધુ પ્રલુબ્ધ કરે છે."

"તમારૂં દાર્શનિક તત્વ બંધ કરો અને કૃપા કરી ઘેર જાઓ."

"ત્યારે હું જાઉં છું, પણ પાછા તમે મને મળશો..."

"શા માટે નહિ? હું એજ વિચારી રહી છું દયામય!" વિમલબાબુને વધુ બોલતા અટકાવી દઇ સવિતા બોલી. બોલતા બોલતા તેનો અવાજ ભારે થઇ ગયો.

વિમલબાબુ ચમકીને સ્થિર થઈ ગયા. નવી માનાં મોઢાં તરફ તેમની આંખો તાકી રહી.

"પછી નિરાંતે બધું કહીશ. હમણા મને કંઈજ પૂછશો નહિ." કરૂણાભર્યા અવાજે વિમલબાબુની સામે જોઇ સવિતા બોલી.

"ના, ત્યારે તો એ બધું ય જાણ્યા વગર હું હવે ઘેર નહિ જ જાઉં. મને કહી નાખતા તમને શું થાય છે?"

" કહીશ, જરૂર કહીશ, પણ અત્યારે નહિ. રાત્રે અહિં જમવાનું રાખજો. હું મારે હાથે જ રસોઇ કરું છું."

" ભલે, પણ જોજો, પાછા મને છેતરીને બીજી વાતમાં ન ચડાવી દેતા !"

" એવી કોઈ બ્હીક ન રાખો. જીવનમાં કેવળ પોતાના સિવાય હવે કોઈ બીજાને દગો દેવાનું મને મન નથી થતું."

આ શબ્દો બોલતા સવિતાનો સાદ કંપી ઉઠયો.

વિમલબાબુએ જોયું કે સવિતા આજે સહજ પરિહાસનો ઉત્તર આપતાં ય કોઇ ભારે વેદનાથી ગંભીર થઈ જાય છે. એ તેનાં અંતરના ઉંડાણના કોઇ વેદનાભર્યા ક્ષોભનું બાહ્ય લક્ષણ જ છે એ સમજતા તેમને વાર ન લાગી. એથી હવે અત્યારે એ સંબંધી કાંઈ વધુ વાર્તાલાપ ન લંબાવતા "બપોરે આવીશ" એમ કહી એમણે વિદાય લીધી.

* * * *

સમીસાંજ થાય એ પહેલાં વિમલબાબુ આવ્યા ત્યારે સવિતા રસોઇ પુરી કરીને સાંધ્યસ્નાન સમાપ્ત કરી સ્વચ્છ કપડાં પહેરી ત્રીજા માળની અગાસી પર એક આરામખુરસી ઉપર બેઠી હતી. સામે એક બીજી ખુરસી પડી હતી. સફેદ વસ્ત્ર પાથરેલા એક નાના ટીપૉઈ ઉપર સ્વચ્છ કાચના ગ્લાસમાં ઢાંકીને પાણી ભરી રાખ્યું હતું. વિમલબાબુ હંમેશા જે જાતની સીગારેટ પીતા હતા એમાંનું એક ટીન ઢાંકણું ખોલીને તૈયાર રાખ્યું હતું. ટીપૉઈ પર દિવાસળીની એક પેટી અને સીગારેટની રાખ નાખવા માટે પિત્તળની એક નાની રકાબી પણ મુકી રાખી હતી.

વિમલબાબુ આવી ઉભા રહ્યા કે કમળદંડ સમી દેહલતા નીચી નમાવી સવિતાએ વિમલબાબુના બન્ને પગને હાથ વતી સ્પર્શ કરી પ્રણામ કર્યા. વિમલબાબુ અકળાઇને પાછા હઠી ગયા અને બોલ્યા : " આ શું કરો છો? કાંઈ પાગલ તો નથી થઈ ગયાને?"

"પાગલ નથી થઈ. એ તો તમારા મુખ્ય પ્રશ્નનો ઉત્તર છે." સવિતા ગંભીર થઇને બોલવા લાગી: "સવારે આમંત્રણ આપ્યું અને સાંજે નિવેદનમાં પ્રણામ કર્યાં. હવે મને કંઈ વિશેષ પૂછશો નહિ દયામય!"

સવિતાનાં કંઠસ્વરમાંથી એવું અશ્રુતપૂર્વ માધુર્ય ઝર્યું કે વિમલબાબુ થોડી વાર તો પરાજીતની માફક ઉભા જ રહી ગયા. ક્ષણભર મનમાં એમ થઈ આવ્યું કે જાણે એ પોતાની પૂર્વ પરિચિતા સવિતા જ ન હતી, કે જેને અસહાય અવસ્થામાં રમણીબાબુના સુસજ્જિત મકાનમાં દિવસોના દિવસો સુધી ગંભીર વેદનાના મૌન છાયાતલે ખિન્ન મૂર્તિ જેવી જોઈ હતી. આજે સવારે જ રસોડાની સામે જે મ્લાન દુઃખી મૂર્તિ દેખીને કાળજામાં કારી વેદના થઈ આવી હતી એ જાણે સવિતા જ અત્યારે ન હતી! સુગૌર કૃશ મુખ પર પ્રશાંત, કોમળ સ્નિગ્ધતા હતી!

કોમળ હોઠ પર પ્રીતિ–સ્નિગ્ધ સંયત હાસ્યની માધૂર્યમય અપૂર્વ શોભા હતી. વિષાદમય છતાં શાંત ને સ્થિર નયનોમાંથી સુદૂર પ્રસાર દૃષ્ટિ વિસ્તરી રહી હતી. સારા યે અંગની વક્રતાની રેખાએ રેખા વિકસી રહી હતી. આજે સુચારૂ–સુંદર અને સંભ્રમ સૂચક અભિવ્યક્તિમાં સ્નેહ અને શ્રદ્ધા, વિશ્વાસ અને નિર્ભરતાની સંમિલિત વ્યંજના અત્યંત સુસ્પષ્ટ હતી. આવી નરી નારી–મૂર્તિનું જગતમાં એક મહા દૂર્લભ દર્શન હતું! વિમલબાબુએ પોતાનાં ચિત્રવિચિત્ર જીવનમાં ય આવું અદ્‌ભુત દર્શન ક્યાં ય કદી ય ન્હોતું કર્યું!

સવિતાની આવી ભવ્ય ને પ્રતિભામય પ્રતિમાનું ધન્ય દર્શન કરતાં આજે પહેલવહેલા વિમલબાબુનાં મનમાં એમ થયું કે પોતે આ જગતમાં જે કોટીનો માણસ છે એનાથી અનેક ગણી ઉચ્ચ કોટીની સ્ત્રી સવિતા હતી. માનવ જીવનના જે અંતરતમ અનૂભૂતિ, આખરી દૂર્યોગમાં પ્રત્યક્ષ પ્રાપ્ત થતાં જ્ઞાન અને અભિજ્ઞતા તથા દુઃખના દુર્ગમ માર્ગે ઉતરી પડેલા યાત્રિના અનેક દર્શન આજે એના અંતર બહાર નિકળી એવા મહિમાનું રૂપ ધારણ કર્યું હતું કે જેને કેવળ યથેષ્ટ

અંતરથી માથું નમાવીને પ્રણામ જ કરાય, પાસે જઇને ઉભા રહેવાય નહિ.

વિમલબાબુના એ અભિભૂત ભાવ લક્ષ્યમાં આવતા સવિતા મનમાં ને મનમાં કુંઠીત થઈ ગઈ.

"ક્યાં સુધી આમ ઉભા રહેશો? બેસો." સવિતાએ સહજ મુખે સંભાષણ કર્યું.

વિમલબાબુ એક પણ અક્ષર ઉચ્ચાર્યા વિના ઇશારતથી બતાવેલા આસન–ખુરસી પર બેસી ગયા; પરંતુ ત્યારેય સવિતાની સામે તે અપલક નયને તાકી જ રહ્યા હતા. તેમનાં એ તાકીને જોવામાં આજે કોઈ વિમુગ્ધની વિહ્વળ વ્યાકુળતા ન હતી, પણ અનૂરાગીનું શ્રદ્ધા–ભર્યું વિસ્મય હતું. કોઈ વાંચ્છિત દેવમૂર્તિ પ્રતિ ભક્તની વંદના–સુંદર સંદર્શન હતા!

"આમ ક્યારના એક દૃષ્ટિએ તમે શું જોઈ રહ્યા છો વારુ?" સવિતા સંકોચ પામી બોલી.

"તમને જોઈ રહ્યો છું."

"તો શું તમે મને કદી યે જોઈ નથી?"

"આજનાં જેવાં સ્વરૂપમાં મેં તમને ખરેખર કદી યે જોયા નથી. આંખો કહે છે, અને દીલ સાક્ષી પૂરે છે, કે જેમને હું આજે–અત્યારે જોઈ રહ્યો છું, એ તમે નથી."

"એ હું કોણ દયામય?"

"એ બીજા તમે! દુઃખથી પીડાયેલા અને ભૂત, વર્તમાન તથા ભવિષ્યના વિચારથી વ્યાકુળ બનેલા તમે! આત્મચિંતાથી આત્મ–વિસ્મૃત અને અસહાય બનેલા તમે!"

"અને આજની હું?"

"એ–તમે કંઈક નવા માણસ. આજે જ પહેલવહેલા મારા જોવામાં આવ્યા. આ તમે સાથે અદ્યાપિ મારો પરિચય કદી યે થયો નથી. સિંગાપુરે તમારા લખેલા પત્રોમાં આ તમેનો મૂક તેજ–ધ્વનિ કંઈક સાંભળવા મળ્યો હતો. આજે આવી એનો સાક્ષાત્ અનુભવ કર્યો."

સવિતા હસી પડી. એ હાસ્યમાં ઉદાસીનતા હતી. સંધ્યાના લાલ અકાશમાં દૂરથી સંભળાતો બંસીનો સૂર જેમ માણસનાં ચિત્તને ક્ષણભર અકારણ ઉદાસ કરી દે છે, તેમ સવિતાનાં આ હસવાથી તે ક્ષણભર ઉદાસ થઈ આશ્ચર્યમાં ડૂબી ગયા.

"એ હું શું જાણું? એમ હોઈ પણ શકે. એક જન્મમાં જ માણસના કેટલા યે જન્માન્તર થાય છે. એનો કંઈ હિસાબ છે?" સવિતા બોલી.

વિમલબાબુ કંઈ બોલ્યા નહિ. એ તો એને હજુ ય વિસ્મિત નયને ધારી ધારીને જોઈ જ રહ્યા! સવિતાએ અંગ ઉપર ભુરા રંગની કોરવાળી સફેદ દુધ જેવી રેશમી સાડી પહેરી હતી. કામકાજને લીધે એક વાર કાશી જવાનું થયું હતું ત્યારે વિમલબાબુએ જ આ રેશમી સાડી પુજાપાઠ કરતી વખતે પહેરવા માટે સવિતાને લાવી આપી હતી. એ સાડી પહેરવાને વિમલબાબુએ જ્યારે આગ્રહ કર્યો હતો ત્યારે સવિતાએ હસીને જવાબ દીધો હતો કે: "હમણા રહેવા દો. વખત આવ્યે પહેરીશ." આજે એ જ સાડી પહેરી વિમલબાબુના આદરસત્કારની પુરતી તૈયારી કરી એ આગમનની રાહ જોઈ હતી.

"જો કે જન્માન્તરને હું માનતો ન હતો પણ આજે તમે મને એમ માનતો કર્યો છે." વિમલબાબુ બોલવા લાગ્યા: "ખરેખર એ આ જ જીવનમાં થાય છે. મારી આપેલી સાડી પહેરવાનો સમય, મારા આ જન્મમાં જ તેથી તમને આજે આટલા દિવસ પછી મળ્યો છે."

સવિતા નિરુત્તર રહી.

"કદાચ હું ખોટું બોલું છું." વિમલબાબુ પાછા બોલવા લાગ્યા. "સમય મળ્યો છે એમ બોલવા કરતા સમય આવી પહોંચ્યો છે એમ બોલવું મને ઉચિત હતું. કેમ ખરૂં ને સવિ...રેણુની મા ?"

"પરંતુ તમે આ અનુકરણ હવે કેટલા દિવસ કરશો ?" વિમલબાબુના પ્રશ્નનો જવાબ ઉડાવી દઈ સવિતા મૃદુ હસીને બોલી. "અંદર રહેલ બોલ આપોઆપ બહાર નીકળી આવે છે. એને વારંવાર ગળું દબાવીને પાછો ઠેલી દઈ બીજાનાં મોઢાનો બોલ વાપરવાનો તમે પ્રયાસ કરો છો. કેટલી વાર એમાં ઠોકર ખાધી—પાછા પડયા ! છતાં હજુય એને પડતો મુકશો નહિ ?"

આ શબ્દો સાંભળી વિમલબાબુ ઝાંખા પડી ગયા.

"પહેલા તમે નવી વહુના નામે અને તુંકારે મને બોલાવતા હતા. એ તમારા પોતાનાં મોઢાના બોલ ન હતા. એ નામે અને એ રીતે પહેલા જે બોલાવતા હતા એમનાં મોઢાંના એ બોલ ગણાય. તમારે મોઢેથી એ બોલ બેસૂરા સંભળાય છે." સવિતા મંદ હસતી હસતી પાછી બોલવા લાગી. "ત્યાર પછી રેણુની માને નામે અને બહુવચને બોલાવવાનો તમે યત્ન કરો છો પણ એ તમારાં મોઢાંમાં વારંવાર અટકી જાય છે. એ બોલ સ્વાભાવિક સહેલાઈથી મોંમાંથી નીકળી જતા નથી, અને કદીયે નીકળવાના પણ નથી."

"ત્યારે શું કહી તમને બોલાવું એ તમે કહો જોઉં !"

"વળી 'સવિતા' કહીને ! આ સંબોધન તો વારંવાર તમારા મોઢામાં સહજમાંજ આવે છે."

"ના, ના, એમ નહિ બોલાવું. કારણ કે તમેજ મને એક દિવસ 'રેણુની મા' ને નામે સંબોધવાનું કહ્યું હતું. વારૂં એ તો કહો, કે એમ બોલવામાં મારાથી કદી યે અમર્યાદા થઈ છે ?"

"એ વાત જ મનમાં લાવતા નહિ. તમને એ નામે બોલાવવાનું કહ્યું એ મારી જ ભૂલ થઈ છે. તમારી પાસે તો મારો એ પરિચય નથી. કોઈ દિવસે એ બોલ તેથી જ તમારા કંઠે સજીવ થઈ ગયો નથી.

જુઓ, મારા પર અનેક દુઃખ પડયા છે, એટલે હું એક વાત બરાબર સમજુ છું કે જે જેવું છે તેવું તેજ સારૂં છે. તમારાં મોઢાંમાં સવિતા બોલ જેટલો સહજ સુંદર છે, એટલો બીજો કોઇ નથી."

"મારાં અંતરનાં આનંદ-ઝરણાંમાં જે નામના બુદ્બુદા પોતામાંથી રામધનૂષ્યના રંકાર થઈ પોતામાંજ પછડાઇ ભંગાઈ વિલિન થઈ જાય છે એજ નામે હવેથી બોલાવવાની અનુમતિ આપશો તો ચાલશે. પરંતુ બુદ્બુદાના પછડાઇ ભંગાઈ જવાનો વિરામ નહિં જાણો તો?" વિમલબાબુ હસીને બોલ્યા.

"જાણું છું."

"તમે શું એ ખરેખર જાણી શકશો રેણુકી મા?"

"ભલેને એ જલબિન્દુના બુદ્બુદા રહ્યા પણ તમને એ વિંધી નાખશે એવી મને બ્હીક રહે છે."

સવિતાનાં વદન પર ઝાંખપ વળી ગઈ.

"એમાં તો તમારો દોષ છે. સ્ત્રીઓના સંપર્કમાં તમે કોઈ દિવસ સહજ થઈ શકશો નહિ. અતિ ભક્તિ અને અતિ શ્રદ્ધાથી ગદ્‌ગદ્ થઈ બહુ ઉંચે લઇ જવી જોઈએ. એમ ન થાય તો એક વાર સ્ત્રી-પુરૂષનો લાંબા સમયનો પ્રથમ સંપર્ક ઘનિષ્ટતા ધારણ કરી બેસશે. પુરૂષ અને સ્ત્રીમાં માણસનો સહજ સુંદર સંબંધ શું ખરેખર થઈ શકતો નથી?"

"તમારા અને મારા સંબંધમાં આ પ્રશ્ન ઉઠવાનો સમય કદી યે આવવાનો નથી સવિતા, છતાંય તમને પૂછું છું કે એમ કેમ થાય છે એ કહી શકશો?" વિમલબાબુ શાંત સ્વરે બોલ્યા.

"એ હું બરાબર જાણતી નથી. પરંતુ એમ અનુમાન કરૂં છું કે સમાજ રચનાના બાગમાં કદાચ એવા બીજ રોપાયા હશે; નહિ તો સારા યે બાગમાં એક જ વિષમય ફળ કેવી રીતે આવે? જુઓ, સમાજની સારી અને નરસી બંને દિશાઓ સ્પષ્ટ જણાઈ રહી છે. એની અંદર

રહેવાથી એના ગુણદોષ–બંને દિશાઓ જોઈ શકાત નહિ.” થોડોક વિચાર કરી સવિતા બોલી.

વિમલબાબુ ધ્યાન દઈને સવિતાની વાત સાંભળતા હતા. તેમણે પોતાની વાત કહી નહિ.

“માણસ પોતાનાં મનમાં ભલે ગમે એટલી મોટાઈ કરે પણ એની અલ્પતાની એને થોડીક જ ખબર હોય છે? જીવનની પ્રતિક્ષણે તેનું રૂપ બદલાય છે.” સવિતા બોલવા લાગી. “એથી તો એ દિવસથી જ મનમાં વિચારું છું કે મારા જેવી સ્વામીભક્તિ જગતમાં બીજી કોઈ સ્ત્રી સમજતી નથી. હું સ્વામીને જેટલી ચાહું છું એટલી બીજી કોઈ કદી યે ચાહી શકે નહિ. બહારની દુનિયા ઉલ્ટા ખબર જાણે છે તો ય મારાં પોતાનાં અંતરની વાત હું સારી રીતે જાણું છું. પણ આટલા દિવસ પછી આજે મારી એ માન્યતા બદલાઈ ગઈ છે. અંતરનો યથાર્થ અર્થ આટલા કાળ પછી હું સમજી શકી છું.”

“શું સમજી શકયા છો સવિતા?” વિમલબાબુએ આશ્ચર્યચકીત થઈ પૂછ્યું.

“બરાબર સ્પષ્ટ રીતે એ કહેવાને શક્તિમાન છું.” થોડોક વખત મનમાં ને મનમાં વિચાર કરીને સવિતા બોલી. “આજે ફક્ત એટલું જ હું બરાબર સમજી શકું છું કે અંતરમાં– શ્રદ્ધા ભક્તિ અને સંસ્કારગત ધારણા તેમજ હૃદયનો પ્રેમ એક જ વસ્તુ નથી.”

“પણ મેં સાંભળ્યું છે કે ઘણીયે વખત શ્રદ્ધા ભક્તિ તો પ્રેમના મંડાણરૂપ બને છે.”

“હા, એમ થાય છે. કરૂણા, મમતા અને સમવેદના પણ અનેક ઠેકાણે પ્રેમના મૂળ બને છે. પરંતુ મને વિશ્વાસ છે કે નારી અને પુરૂષના પરસ્પરમાં અંદર અને બહાર સ્વાભાવિક મેળ ન જામે તો પ્રેમ સ્ફુરી શકતો નથી. એ સિવાય બીજી પણ એક વાત છે. ઘણીયે વખત શ્રદ્ધા અને ભક્તિને કે સ્નેહ અને મમતાને માણસ પ્રેમ કહેવામાં ભૂલ કરી બેસે છે.”

"પણ તમે શું કહો છો? સ્નેહ કે મમતામાંથી જે પ્રેમનો ઉદ્‌ભવ થાય છે એ સાર્થક કે સત્ય નથી?"

"એમ કેમ કહેવાય? ખરેખર જો એ સત્યજ હોય તો ય સાર્થક હોઈ શકતું નથી. હું એમ કહું છું કે સ્નેહ-મમતા યથાર્થ-પણે જો પ્રેમમાં પરિણિત થાય છે તો એ સત્ય છે. સાગરમાં મળી જતું બધુંય જળ-ઝરણાઓનું જળ, નદીઓનું જળ, વરસાદનું જળ, વનોનું જળ વિગેરે એકજ કહેવાય છે."

"વારુ, આ બધી વાત તમે સમજ્યા કેવી રીતે?" વિમલબાબુ સવિતા સામે સ્થિર દ્રષ્ટિ કરીને બોલ્યા.

"મારાં પોતાનાં દુઃખી જીવનના અનુભવે સમજી છું દયામય!" થોડીક વાર નિરૂત્તર રહ્યા પછી સવિતા સ્વચ્છ આકાશ પર દ્રષ્ટિપાત કરી બોલી.

વિમલબાબુ પ્રશ્નપૂર્ણ નયને એની તરફ તાકી રહ્યાં.

"તમને એક દિવસ મારી બધીયે વાત કહીશ." સવિતા બોલી.

"તમે બધીય વાત બીજા કોઈ દિવસે કહેવાનું કહી આમ વારંવાર સરકી જાઓ છો. તમારો એ બીજો કોઈ દિવસ ક્યારે આવશે સવિતા? એક દિવસ અગાઉ પણ તમે મને "તમારા સ્વામીની બધીયે વાત" કહી સંભળાવવાનું કહ્યું હતું. એ ફકત હુંજ જાણું છું, બીજું કોઈ નહિ." વિમલબાબુ વિનંતિ કરતા હોય એવા અવાજે બોલ્યા.

"કહેવાની ઈચ્છા તો ઘણી થાય છે પણ કહી શકાતું નથી. પોતાની ભૂતકાલિન વાતનું સ્મરણ કરવાનું દરેકને માટે મુસ્કેલ હોય છે. પણ એ બધી વાત સાંભળવાથી ફાયદો પણ શો છે? સ્વેચ્છાથી સ્વામીત્યાગ કરી જે સ્ત્રી અસીમ સમુદ્રમાં તણાવા માંડે છે, તેનો સ્વામી પ્રત્યેનો મનોભાવ આજે પણ કેવો છે એ જાણવાનું કૌતૂહલ તમને થાય છે ખરું?"

"છિ,...છિ,...પરિહાસ–મશ્કરી કરવામાં ય આવો પ્રશ્ન મને કરવો તમારે માટે ઉચિત નથી, એ શું તમે નથી જાણતા સવિતા ?"

"જાણું છું. માફ કરો. તમને અકારણ આઘાત પહોંચાડયો. મારો એ અપરાધ ઓછો નથી."

આટલું બોલી સવિતા વિહ્‌વળ ચિત્તે પાછી કંઈક ઉંડા વિચારમાં પડી ગઈ. વિમલબાબુ પણ ચૂપ બની જઈ એક તરફ તાકીને જોઈ રહ્યાં. આ પ્રમાણે અનેક ક્ષણો ચૂપચાપ પસાર થઇ ગઈ.

"સવિતા ?" આખરે નિરવતાનો એકાએક ભંગ કરી વિમલબાબુ બોલ્યા.

"કહો, શું કહો છો ?"

"સાચું બોલજો, તમને મારો ડર લાગે છે ?"

"શા માટે ?" સવિતા વિસ્મય પામી બોલી.

વિમલબાબુને એના પ્રશ્નનો ઉત્તર આપવામાં જીભે લોચા વળવા લાગ્યા.

"તમારો ડર લાગે એવું કંઈજ બાકી રહ્યું નથી. હવે ગેરલાભ કે નુકસાન થવાનું શું બાકી રહ્યું છે કે મારે ડર રાખવો પડે ?" સવિતા શુષ્ક હાસ્ય કરીને બોલી.

"જીવનની ઉપર આટલું બધું અભિમાન અત્યાર સુધી રાખ્યા કર્યું છે એ હવે તમને રાખવા દઇશ નહિ. મનુષ્યની જે કંઈ માન–મર્યાદા હોય છે એ જીવનની એકાદ કોઈ આકસ્મિક દુર્ઘટનાથી છેવટ સુધી બળીને ભસ્મ થતી નથી. જ્યાં સુધી મનુષ્ય જીવે છે ત્યાં સુધી એ રહ્યા જ કરે છે. એમાં કદીયે જરાપણ ફેર પડતો નથી." વિમલબાબુ બોલ્યા.

સવિતા મૌન રહી.

"તમારો મને જરાય ડર લાગતો નથી. એથી ઉલ્ટું તમારી પોતાની આટલી બધી નિર્ભયતાનો મને ડર લાગ્યા કર્યો છે. હવે તો એ ડર પણ દૂર થઈ ગયો છે. હવે હું ખુશીથી તમારો ભરોસો કરું

છું. "કેટલીક વાર પછી સ્થિર અવાજે સવિતા બોલવા લાગી. "મારાં મનમાં એમ થાય છે કે દુનિયામાં જાણીબુઝીને કોઈ સ્ત્રી આમ કોઈ અજાણ્યા પુરૂષનો નિઃસંશયતાપૂર્વક વિશ્વાસ કરી શકતી નથી."

આટલું બોલી સવિતા થોડીવાર થંભી ગઈ. પછી પાછી ધીમે અવાજે બોલવા લાગી: "મને સંપૂર્ણ વિશ્વાસ છે કે તમે કોઈ દિવસે મને હલકી પાડશો નહિં. પુરૂષોની પાસે સ્ત્રીઓનાં જે અપમાન અને અવહેલના થાય છે એ તમારી પાસે કદીયે થશે નહિ—એવું તમે કદીયે કંઈ થવા દેશો નહિં. આ બધાય કરતાં એક મોટી વાત તો એ છે કે મને સમજવામાં તમારી ભૂલ થઈ નથી."

"મનુષ્ય એ મનુષ્ય જ છે, દેવતા નથી." વિમલબાબુ મૃદુ કંઠે બોલવા લાગ્યા. "ગુણ, દોષ, બલિષ્ટતા, દુર્બળતા, એ બધુંય તેનામાં હોય છે. એટલે એની ઉપર આમ એકદમ આટલો બધો અડગ વિશ્વાસ મુકી દેવો એ યોગ્ય છે?"

"શું યોગ્ય છે અને શું અયોગ્ય છે એ હું સારી રીતે જાણું છું. બુદ્ધિપૂર્વક વિચાર કરવાને હું ઇચ્છતી નથી. જે મારાં અંતરમાં એકાંત ભાવે અનુભવ કર્યો છે એજ મેં ફકત કહ્યું છે."

"તમારા સંપર્કમાં આવવાથી મને શું લાભ થયો છે એ તમે જાણો છો સવિતા? અકલ્યાણની અંદર પરમ કલ્યાણ દાખલ થઈ જીવનને સ્પર્શ કરે છે એનો હું આજ પહેલવહેલો અનુભવ કરી રહ્યો છું."

"તમારી એ વાત હું માનું છું. અકલ્યાણને માર્ગે લાંબા સમય ચાલ્યા પછી જીવનની સંધ્યાએ મને એકાએક તમારી મુલાકાત થઈ હતી. વિપરિત વાતાવરણમાં કદીયે નહિ ઇચ્છેલી કે ધારેલી ઓળખાણ થઈ હતી. ભાગ્યના જોરે એ દિવસે તમે મને જોવા આવ્યા હતા."

"એ તમારી ધારણા સત્ય નથી સવિતા." વિમલબાબુ અકૃત્રિમ દુઃખિત સ્વરે બોલવા લાગ્યા. "જીવનના અજ્ઞાત પંથે મનુષ્યની સાથે મનુષ્યનો ગાઢ પરિચય ક્યારે અને કેવી રીતે થઈ જાય છે એ કોઈ જાણતું નથી. હું મારી પોતાની જ વાતનો વિચાર કરીને બોલું છું. ભૂતકાળ પર દ્રષ્ટિ નાખતા અરૂચિ ઉપજે છે. ધૃણા, ક્ષોભ, અને લજ્જા થાય છે. કેટલી યે વાર વિચાર આવે છે કે જીવનના અપવિત્ર અંશને કોઈ ઉપાયે ધોઈ ને સાદું અને પવિત્ર કરી નાખું! કોઈ પણ જાતના એ ભૂતકાળના ચિન્હ વગરનું સ્મૃતિની ખાતાવહીનું એ એક ગ્લાનિમય દિવસોનું પાનું થઈ રહે! પરંતુ આજે પહેલવહેલું મનમાં થાય છે કે ઈશ્વર જે કંઈ કરે છે તે સારૂં જ કરે છે. એ દિવસોના ભુંસાય નહિ એવા કાળા ડાઘ આ જીવનમાં જ એ ભુંસી નાખશે."

"એટલે?" સવિતાએ આશ્ચર્યથી મોં ઉંચું કરીને પૂછ્યું.

"સમજી શક્યા નહિ? હવે લોભ અને મમતા ચાલ્યા જતાં હું તમારૂં રક્ષણ કરી શકીશ. મારાં જીવનનાં કલંકિત આંગણામાં તમને લાવીને હું ઉભા રાખી શકું નહિ. અત્યારે તમારે યોગ્ય આસન મારે ત્યાં નથી."

"શુદ્ધ સોનાને કદી ડાઘ લાગતો નથી દયામય! મારાં કલંકના થોડાક જ સ્પર્શથી શુદ્ધ ધાતુ મલિન થઈ જશે." સવિતાએ અસ્ફુટ સ્વરે કહ્યું.

"હું એ વાત જરા યે માનતો નથી." વિમલબાબુ ગંભીર સ્વરે કહેવા લાગ્યા. "જુઓ સવિતા, બીજાની નજરમાં તમે ભલે ગમે એવા હો પણ મારાં જીવન માટે તો તમે પરમ કલ્યાણરૂપિણી છો. અને આ વાત લગારે ખોટી નથી. અનેક વિલક્ષણ સ્ત્રીઓની વચ્ચે મારૂં જીવન વીત્યું છે; પરંતુ તમારૂં જ ફક્ત સંદર્શન થયું. મારામાં જે સાચી માનવતા અત્યાર સુધી છુપાયેલી હતી એને તમે જાગ્રત કરી છે. જે દિવસે તમારામાં અભિજાત પ્રકૃતિનું સ્વરૂપ હતું અને એ

દિવસે ખિન્નતાથી ઝાંખા પડી ગયેલા, અનુતાપ દગ્ધ અને માનમર્યાદા-ભર્યા રૂપનું પ્રથમ દર્શન થતાં તમને હું ઓળખી શકયો હતો. રમણી બાબુનું આનંદપ્રમોદ કરવાનું આમંત્રણ મળતા તેમને ઘેર ગયો, પણ ત્યાં કંઈ બીજું જ જોયું. તમારાં જીવનનો ઈતિહાસ આજે મારાં પોતાનાં જીવનના ક્ષોભને ભૂલાવી દે છે સવિતા! દુનિયાનો મને પુરેપુરો સાચો અનુભવ કરાવનાર માણસને જો હું જોવા પામ્યો હોઉં તો તે તમે એકજ છો! પોતાની પ્રકૃતિથી વિચ્છિન્ન થઇ એકદમ જુદાજ પ્રકારનું અવાંચ્છિત જીવન અનિચ્છા હોવા છતાંય સ્વેચ્છાપૂર્વક વિતાવવું હવે મુશ્કેલ થયું છે. પોતાના સ્વભાવને દાબી દઈ, પારિપાર્શ્વિક અવસ્થાને મીટાવી દઈ, આયુષ્યને કોઈ રીતે પૂરૂં કરી નાખવું નથી. અનુભૂતિના ક્ષેત્રમાં તમે અને હું એક જ જગ્યાએ આવી ઉભા છીએ. નહિ તો તમારાં અંતરની સાથે મારી અંતરંગતાનો જે સંભવ ન હતો એ સહજ થયો છે."

સવિતા નીચી નજર રાખી આ બધું ચૂપચાપ સાંભળી રહી હતી. હજુય તે નીચું જોઈને મૌન જ રહી.

"આજે મારાં જીવનનો અર્થ બદલાઈ ગયો છે." વિમલબાબુ ધીરા અવાજે પાછા બોલવા લાગ્યા. "મનની માન્યતા ઉપર બહુ દિનની ચડેલી ધૂળ આજે ખરેખર સાફ થઈ ગઇ છે. લાંબા કાળ સુધી ઉપેક્ષાથી પડી રહેલાં દર્પણ ઉપર જમા થયેલો મેલ પારદર્શીકતાને ઢાંકી રહ્યો હતો એ આજે નવી ગૃહલક્ષ્મીએ યત્ન પૂર્વક સાફ કરવાથી દૂર થઈ ગયો છે. આજે સારી યે પૃથ્વી મને નવી ઉત્પન્ન થઈ થયેલી નજરે પડે છે. યૌવનનો એ ઉદ્દામ હૃદયાવેગ હવે રહ્યો નથી. દેહની રગેરગે નવું લોહી વહી રહ્યું છે. એ મારા પત્થર જેવા અંતરમાં મૂર્છામાં પડેલા આત્માનું જાગરણ છે. અંધકારથી છવાયેલાં હૃદયાકાશમાં નવચેતનાનો આજ પ્રથમ સૂર્યોદય થયો છે!"

સ્વભાવથીજ થોડું બોલનારા વિમલબાબુ આવી રીતે પોતાનાં અંતરની ગંભીર અનૂભૂતિને શબ્દોથી પ્રકાશ કરી શકે એ સવિતાની

કલ્પનામાંય ન હતું. દુનિયામાં સર્વ કંઇ સંભવિત છે એમ આજ તેને લાગ્યું.

"એ તો તમારાં પોતાનાં મનની વાત છે. એમાં મારો કોઇ યત્ન નથી. એ કેમ થયું એ તમે જાણતા નથી કે હું યે જાણતી નથી." અત્યંત ધીમેથી–જાણે કે સ્વગત કહેતી હોય તેમ સવિતા બોલવા લાગી. જે જ્ઞાન દ્રષ્ટિથી મને તમે જુઓ છો એ ઇશ્વર–ઇચ્છાથી અસત્ય નથી."

વિમલબાબુ અને સવિતા અન્યોન્ય પ્રતિ કોઇ અવનવા ભાવે નિહાળી રહ્યા !

વિમલબાબુએ જ્યારે રાખાલની તપાસ કરી હતી ત્યારે તે કલકત્તા છોડી રેણુ અને વ્રજબાબુને વૃન્દાવનમાં પહોંચાડવાને ગયો હતો. પાછા આવ્યા પછી વિમલબાબુને મળ્યો ત્યારે આટલા બધા દિવસો સુધી રાહ જોવા છતાંય વ્રજબાબુ ન મળવાથી ફરિયાદ કરતાં તેમણે કહ્યું કે :

"તેં તેમને માટે શી વ્યવસ્થા કરી છે રાજુ? તને મેં પત્ર તો લખ્યો હતો."

"તમને મળ્યા નહિ કારણ કે તેઓ જલ્દીથી ચાલ્યા ગયા!"

"પણ એમ એકાએક જલ્દીથી ચાલ્યા જવાનું કારણ શું હતું?"

"એ તો હું જાણતો નથી. કાકાબાબુ કરતાં રેણુ જ ઘણી વ્યાકૂળ થઇ ગઈ હતી."

"સમજ્યો." કહી વિમલબાબુ ચૂપ રહ્યા.

"વારૂ, વૃન્દાવનમાં તું તેમને ક્યાં રાખી આવ્યો?" થોડીક વાર પછી પાછા વિમલબાબુ બોલ્યા.

"ગોવિંદજીનાં મંદિરની પાસેની જ એક ગલીમાં. મકાન મોટું છે. ઘણા માણસો રહે છે. તેમણે રહેવા-સુવા માટે બે ઓરડા અને એક અલાયદું રસોડું ભાડે રાખ્યા છે. ભાડું બહુ સાધારણ છે."

"તારા વિના હવે તેમની દેખરેખ રાખનાર કે સંભાળ લેનાર કોઈ પણ ન રહ્યું. મને લાગે છે કે થોડા દિવસ માટે તારે વૃન્દાવન તેમની સાથે જઈ રહેવાની જરૂર છે." વિમલબાબુ ચિંતાતૂર હૈયે બોલ્યા.

"પણ એમ કરવાથી તો મારી જે કંઈ જૂજજાજ આજીવીકા અત્યારે છે એ પણ અસ્થિર થઈ જાય."

રાખાલનું કહેવું સાંભળી વિમલબાબુ નીચું માથું રાખીને ચિંતા કરવા લાગ્યા.

આમ અનેક ક્ષણો ચૂપકીદીમાં પસાર થઈ ગઈ.

"તમે નસીબમાં માનો છો કે નહિ એની મને ખબર નથી, પરંતુ હું તો માનું છું." મૌનનો ભંગ કરી રાખાલ બોલ્યો.

"હું ધારું છું કે તારક હાઈકોર્ટમાં જાય છે, એ તો તેં સાંભળ્યું છે." રાખાલની વાતનો ઉત્તર ન દેતાં વિમલબાબુએ બીજી જ વાત કરવા માંડી. "એની પ્રેકટીસ પણ કંઈ બહુ ખરાબ ચાલતી નથી. મને લાગે છે કે એની ઉન્નતિ થશે. છોકરામાં આગળ વધવાની ભારે આકાંક્ષા છે. એના હાથમાં રેણુનો હાથ આપવાની હું આશા રાખું છું, પણ વ્રજબાબુની સાથે એ વિષે વાતચીત કરવાનો મને સુયોગ જ મળ્યો નથી!"

રાખાલ વિસ્મિત થઈ વિમલબાબુનાં મોઢાં સામે તાકી રહ્યો.

"તારી નવી માની પણ એવી જ ઇચ્છા છે. વ્રજબાબુ એ વાત સાંભળશે તો જરૂર રાજી થશે." વિમલબાબુ આગળ બોલ્યા.

"પરંતુ તારકે એ બાબતમાં અનુમતી દર્શાવી છે?" રાખાલે ગંભીરતાથી પ્રશ્ન કર્યો.

"તેને હજુ મેં પૂછ્યું નથી, પણ તારી નવી માએ વાત વાતમાં તેની સમક્ષ આ વાત કંઈક છેડી જોઈ છે."

"અને એ ઉપરથી તમને ચોક્કસ લાગ્યું છે, કે તે તમારા આ પ્રસ્તાવને સંમત થશે?" સ્પષ્ટવકતા રાખાલે સાફ સાફ પૂછી નાખ્યું.

"એને અસંમત થવાનું તો અમને કોઈ કારણ દેખાતું નથી." વિમલબાબુએ પોતાનો અભિપ્રાય જાહેર કરતા કહ્યું. "રેણુ દરેક રીતે યોગ્ય કન્યા છે. માત્ર ખામી એક જ છે, અને તે એનો બાપ બિચારો અત્યારે ગરીબ છે. પરંતુ માનું જે કંઈ છે એ રેણુને જ મળશે.

તારક પોતે તારી નવી માની યથેષ્ટ શ્રદ્ધા ભક્તિ કરે છે અને તેની જ પાસે તે રહે છે એટલે કોઇ પણ રીતે તે આ બાબતમાં અસંમત થાય, એવું તો કારણ દેખાતું નથી."

રાખાલ ચૂપ રહ્યો.

"રાજુ, તારે એક કામ કરવું પડશે." વિમલબાબુ પાછા બોલ્યા.

"કહો, શું કામ?"

"તારકની પાસે જઇને આ વિવાહનો પ્રસ્તાવ તારે જ રજુ કરવો પડશે."

"પણ તમે સાંભળ્યું નથી કે રેણુ પોતે વિવાહ કરવાને અસંમત છે." રાખાલ આશ્ચર્યચકીત થઈ બોલ્યો.

"એને સંમત કરવાનો ભાર મારી ઉપર! તારકની પાસે વાત રજુ કરી તેનો મત તું મને જણાવીશ એટલે હું પોતે વૃન્દાવન જઈ રેણુને આ બાબતમાં રાજી કરી દઇશ."

"તમે ભૂલો છો, વિમલબાબુ, રેણુ કે તારક બન્નેમાંથી એક પણ આ વિવાહમાં સંમત થાય એમ મને લાગતું નથી."

"રેણુની વાત જવા દે. બાકી તારક કેમ નહિ થાય એ તું મને સમજાવીશ?"

"એ હું કેમ કહી શકું? પણ નવ્વાણુ ટકા એ આ પ્રસ્તાવમાં સંમત નહિ થાય એમ મને લાગે છે."

"ભલે, પણ તું એક વાર એની પાસે જઇ આ પ્રસ્તાવ રજુ તો કરી આવ."

"વારૂ, જેવી આપની ઇચ્છા."

* * * *

ઓરડીએ આવી બહાર જવાનો પોશાક અંગ પરથી ઉતાર્યા વગર જ રાખાલ પથારીમાં લાંબો થઇને સુતો. આંખો બંધ કરી સંભવિત–અસંભવિત અનેક વિચારો કરવામાં ભોજનનો સમય વીતી ગયો એનો પણ એને ખ્યાલ રહ્યો નહિ.

વયોવૃદ્ધ નાની કેટલાક દિવસોથી માંદી પડી જવાથી પથારીવશ થઈ હતી. એ બિચારી કામકાજ કરવાને આવી શકતી ન હતી. પોતાની દીકરીની દીકરીને તે કામકાજ કરવાને મોકલતી હતી. નાનીની ભાણેજની ઉંમર કાંઈ બહુ મોટી ન હતી—લગભગ તેર–ચૌદ વરસની હશે. નામ નીલુ હતું. ભારે હસમુખી, રમતિયાળ અને સ્ફુર્તિવાળી છોકરી હતી. હમેશાં ગણગણ કરી ગીતો ગાયા કરતી હતી. કામકાજ પણ ઝટપટ કરી શકતી હતી, પણ લગભગ હમેશાં રાખાલના એકાદ બે ચહાનાં પ્યાલાં ફોડતી. કાચની પ્લેટ કે કાચના ગ્લાસ હાથમાંથી સરકી જઈને તૂટીફૂટી જતા હતા. આમ નુકસાન થતું ત્યારે ગભરાઈ જઈ દયામણું ને નીચે મોઢે રાખાલની સામે આવી તે ઉભી રહેતી. રાખાલ તેનો ચહેરો જોઈને જ સમજી જતો કે આજે વળી કાચની કોઈ ચીજ ખલાસ થઈ ગઈ છે. કાચના ભાંગેલા ટુકડા સાવચેતીથી ફેંકી દઈ રાખાલ તેને ભવિષ્યમાં કાચના સામાનને સંભાળીને વાપરવાનો ઉપદેશ આપતો. એ વખતે જોરથી માથું હલાવી વાત સમજવાનું જણાવી નીલુ લાંબી ફાળ ભરીને કુદતી કુદતી ચાલી જતી. રાખાલ પોતાની વૃદ્ધ નાનીની આ મસ્તીખોર ભાણેજને માનપૂર્વક નીલુ બ્હેન કહીને બોલાવતો.

લગભગ ચારેક વાગે નીલુએ રાખાલને બૂમ મારીને જગાડ્યો. આંખો ચોળતો ચોળતો પથારીમાં ઉઠીને એ બેઠો થયો ત્યારે રાખાલને ખ્યાલ આવ્યો કે આજે તેણે કાંઈ જ ખાધું ન હતું. વિમલબાબુને મળીને ઘેર પાછા આવ્યા પછી અંગ પર પહેરેલાં કપડાં ઉતાર્યા વિના જ તે પથારીમાં સુઈ ગયો હતો. ક્યારે ઉંઘ આવી ગઈ એનું કાંઈ એને ભાન જ રહ્યું નહિ.

ઘડિયાળ સામે જોતાં રાખાલને પોતાની જાત પર કંટાળો આવ્યો. આજકાલ જાણે તેને કંઈક ગાંડપણ જેવું થઇ ગયું હતું. ઘરબાર, કામકાજ, કપડાંલત્તાં, શરીર–સ્વાસ્થ્ય કશામાં તેનું મન પરોવાતું ન હતું. આમ આખો ય દિવસ ખાવા–પીવાનો તેને ખ્યાલ પણ રહેતો નહિ, એ સારૂં ન હતું. તે ગરીબ માણસ હતો. આવી પરાઈ ચિંતાઓના

ખ્યાલો તો મોટા માણસોને જ શોભે. જેમને દિવસ ઉગ્યે પેટ ભરવાને અન્ન મેળવવાને હમેશાં મહેનત–મજુરી કરવાની હોય છે, તેમને આમ અન્યમનસ્કતા શોભે નહિ. વારંવાર લાંબા વખત સુધી ગેરહાજર રહી દિવસો પાડયા કરવાથી તેના ટયુશનો પણ એક પછી એક છૂટી ગયા હતા. કેવળ એકજ ટ્યુશન તેને નસીબે આજે કોઇ રીતે ટકી રહ્યું હતું, એય પણ રાખાલ વખત કવખતે પોતાના એકમાત્ર વિશ્વાસુ કામકાજ કરનારો માણસ છે એવી ધારણાથીજ ચાલુ રહ્યું હતું શિક્ષક તરીકે તેની કિંમત ન્હોતી અંકાઈ, છતાંય મિત્ર તરીકે, વિશ્વાસુ કામકાજ કરનાર માણસ તરીકે, તેનું મૂલ્યાંકન થયું હતું. તેનું વાંચવા–લખવાનું કામકાજ બંધ થઈ ગયું હતું. જાત્રાળુઓ માટે ચોરી કરીને નાટકો લખવાનું કામ પણ ઘણા દિવસથી તેને મળતું ન હતું. બેંક અને પોસ્ટ ઑફીસની પાસ બુકમાં જમા બાજુએ મોટું મીંડુ મુકાઈ ગયું હતું. કંદોઈની દુકાનનું, મોદીની દુકાનનું અને દુધવાળાનું થોડુંઘણું દેવું પણ તેને માથે ચઢી ચૂકયું હતું. તે આજકાલ પોતાનાં પહેરવાના પોશાકના ટાપટીપમાં પણ જોઇએ એવું ધ્યાન આપતો ન હતો, કારણકે દરજી અને ધોબીના બીલનાં નાણાં પણ ચુકવવાના બાકી હતા.

"નીલુ બ્હેન, જરા સ્ટવ સળગાવી એક કપ ચહાનું પાણી તો મુકી દે!" નીલુની બૂમથી જાગ્રત થઈ જઈ રાખાલ મોં ધોતો ધોતો બોલ્યો.

નીલુ ઘરમાં અજીઠાં વાસણ પડેલા ન જોઈ વિસ્મિત થઈ રાખાલની પાસે આવી.

"બાબુ, તમને આજે ઠીક નથી?" એ ઉદ્વિગ્ન બની બોલી.

"તેં એમ શા ઉપરથી જાણ્યું?" રાખાલે એની સામે વિસ્મતાથી જોઈ સીધો પ્રશ્ન કર્યો.

"કંઈ ખાધું નથી એટલે?"

"ના, ના, મને કંઈ થયું નથી. આજે મેં અમસ્તું જ ખાધું નથી." રાખાલ હસીને બોલ્યો. "તું એક કામ કર તો નીલુ બ્હેન!

ચહાનું પાણી સ્ટવ પર મુકી નાકા પરની દુકાને જઈને થોડાક ગરમાગરમ શિંગોડા લઈ આવ તો! ચહા સાથે ખાવાને એ ઠીક પડશે."

નીલુ સ્ટવ સળગાવી ચહાનું પાણી મુકી શિંગોડા લેવા ચાલતી થઈ. રાખાલ ચહા તૈયાર કરવા બેઠો. તેનાં મનમાં થયું કે આટલી ધમાલ ન કરતા શારદા પાસે જઈને કહી દઉં કે આજે કવખતનો ઉંઘી ગયો હતો. ભાત ખાવાનું યે ભુલી ગયો હતો. એટલે બસ. પછી બીજું કાંઈ કહેવાની જરૂર રહેશે નહિ!"

આમ એની યાદદાસ્તે જ શારદાનું સ્તંભિત અને ક્રોધે ભરાયેલા મુખનાં ઉંડાણુમાં છુપાયેલું બ્યાકુળ સ્નેહનું સંગુપ્ત રૂપ રાખાલની આંખ સામે કલ્પનામાં જ તરવરી ઉઠ્યું. એનું સ્મરણ કરતાં છાતીના ઉંડાણમાંથી તેનો એક ગંભીર દીર્ઘશ્વાસ બહાર નીકળી આવ્યો. "ના, ના, શારદાની પાસે જવું ઉચિત નથી. બીચારી નિરૂપાય વેદનાથી મર્માહત થશે." શારદાની મોટી આકાંક્ષા દેવતાની પોતાના હાથે સેવા કરવાની હતી એ રાખાલ જાણતો હતો. ઉંચા મને ચહાનો સામાન લઈ રાખાલ પ્યાલામાં ચહા ગાળવામાં તલ્લીન થઈ ગયો.

* * * *

શારદા અને સવિતા વાતો કરી રહી હતી.

"તારી સોનાપુરની વાતો કહી સંભળાવ તો શારદા!"

"તમને જે એક વાર જુએ છે તેને રેણુ તમારી દીકરી છે, એવી ઓળખાણ આપવાની જરૂર રહેતી નથી. કેવળ મળતા આવતા ચહેરાથી જ એ તમારી દીકરી છે એમ જ નથી પણ બુદ્ધિમાં, માન–મર્યાદામાં, શીલતામાં અને મનની ઉચ્ચતામાંય એ તમારી પ્રત્યક્ષ પ્રતિમૂર્તિ છે." શારદાએ હાથમાંનું સીવણકામ કરતા કરતા જવાબ દીધો.

"શારદા, આવી વાત કરતા તું કોની પાસે શીખી? આ કાંઈ તારી ભાષા નથી લાગતી!" સવિતાએ કહ્યું.

શારદાએ શરમાઈ જઈ માથું નીચું કરી દીધું.

"રેણુના સંબંધમાં આ બધી વાત તેં કોની સાથે ચર્ચી હતી?"

"સોનાપુરમા દેવતાની સાથે રેણુના સંબંધે અમારે ચર્ચા થઈ હતી ." શારદા શરમથી સંકોચાઈ બોલી.

"તું બુદ્ધિશાળી છોકરી છે એ હું જાણું છું" સવિતાએ હસતાં હસતાં શારદાના માથા અને પીઠ પર સ્નેહથી હાથ ફેરવતાં કહ્યું.

"ખરેખર મા, આટલું બધું મળતાપણું કોઈનામાં ભાગ્યેજ જોવામાં આવે છે. રેણુ જાણે તમારા જેવીજ બધીય રીતે દેખાય છે." શારદા ઉત્સાહિત થઈ બોલી.

"ના, ના. એવી વાત ન કરતી શારદા ! તેની સાથે મારૂં જરાય મળતાપણું નથી." સવિતા સામા માણસને આશ્ચર્યચકિત કરી નાખે એવા અવાજે બોલી.

"વારૂ, એ વાત અત્યારે જવા દો. કાકા બાપુની વાત કહું, એમને ?" શારદા કંઈક મુંઝાઈ જઈ બોલી.

"કહે." સવિતાએ અનુમતી આપી.

"કાકા બાપુ માણસ તો સારા છે, પરંતુ મા, દુનિયામાં રહેવા છતાંય તે સંસારથી ઉદાસીન છે. ગોવિંદ ગોવિંદ કરીને ગાંડા થયા છે. આ દુનિયામાં ગોવિંદ સિવાય બીજા કોઈ પર તેમને આસક્તિ હોય એમ જણાતું નથી."

"પોતાની છોકરી પર પણ નથી ?" સવિતાએ રૂંધાયેલે અવાજે પૂછયું.

"તેમણે દુનિયાદારીની બધીએ ચિંતા ઈષ્ટદેવને ચરણે સુપ્રત કરી દીધી છે. મને તો લાગે છે કે તેમની દીકરી પણ એમની એ અજબ ધૂનમાં બાકી નથી રહી મા." સવિતાના શંકાશીલ મોઢાં સામે તાકીને જોઈ શારદા એકરાર કરતી હોય એવે અવાજે બોલી.

સવિતા પાષાણ પ્રતિમાની માફક અચલ થઈને આ બધું સાંભળી રહી હતી.

"આકુળ-વ્યાકુળ થવાથાગે માણસ પોતે કંઈ મેળવી શકતો નથી. એના કરતાં તો ભગવાનની ઉપર આધાર રાખવોજ સારો છે

મા ! ” શારદા માનાં દુઃખી ને ઉતરેલા ચહેરા તરફ જોઈ પાછા દિલાસાના શબ્દો બોલી.

“શારદા, તું એ ન સમજે.” સવિતા આર્તકંઠે બોલવા લાગી : “તું હજી કોઈ સંતાનની માતા નથી થઈ. સંતાન સ્નેહ શું છે, એ પુરુષ સમજી શકતો નથી, તેમ જે સ્ત્રી મા થઈ નથી એ પણ બરાબર સમજી શકતી નથી. રેણુના સંબંધમાં તારા કાકા બાપુની માફક આજે હું એની મા કેમ કરી નિશ્ચિન્ત રહી શકું ? ચોવીસ કલાક ગોવિંદ–ગોવિંદ કરીને દિવસો પસાર કરીને તેમણે સંસારનો સર્વનાશ ન્હોતર્યો છે–વેપાર ધંધાને પણ પાયમાલ કરી નાખ્યો છે. તેમ છતાં હજુયે એમની આંખ નથી ઉઘડી ! દીકરીનાં મોં સામે જોવાને બદલે, ધર્મ ને ઇશ્વર ઉપર આવી અંધ આસ્થાભરી ઘેલછા સેવી બેસવાથી કંઈ શાન્તિ કે નિવૃત્તિ થોડીજ મળવાની છે વારુ ?”

શારદા ભયભીત નજરે આવા ઉદ્દામ વિચારો સેવતી સવિતાનાં લાલચોળ થયેલાં મોંઢા સામે તાકીને ટગર ટગર જોઈ રહી.

“અત્યાર સુધી હું એમ ધારતી હતી કે મારા સ્વામી જેવા સ્વામી બીજા કોઇનો નથી, તેમ થવાનોય નથી. પણ હવે મારી એ ભૂલ ભાંગી છે. મને અત્યારે સમજાય છે, કે મારા સ્વામી જેવા સ્વાર્થી માણસો દુનિયામાં થોડા જ હોય છે. પોતાની સ્ત્રી અને પોતાના સંતાન પ્રતિ પણ જે માણસ અજાણ્યાની માફક ઉદાસીન છે, એવા માણસને વિવાહ કરવાનું અને સંસારી થવાનું શું પ્રયોજન હતું ? એમણે તો વિવાહ કર્યા છે જાણે એમના ગોવિંદજીને માટે જ. સમજી શારદા ? તું જે મહત્વની વાત કરે છે એથી એમની ઉલ્ટી વાત છે.” સવિતા ઉત્તેજીત અને અત્યંત ગંભીર સાદે બોલી.

“કોનું મહત્વ ઉલ્ટું છે નવી મા ?” રાખાલે એકાએક એજ ઘડીએ ઘરમાં પ્રવેશ કરતા કરતા હસતે મોઢે પ્રશ્ન કર્યો.

“તારા કાકાબાપુનું.” સવિતાએ એની નજર સામે પોતાની તેજભરી દ્રષ્ટિ મેળવતાં શાંત અવાજે કહ્યું.

બીજી જ પળે રાખાલનું હાસ્યભર્યું મુખ ગંભીર બની ગયું.

"મારો રાજુ તેના કાકાબાબુની જરાય નિંદા થતી સહી શકશે નહિ, કેમ ખરું ને ?" સવિતાએ ઠાવકાઈથી કહ્યું.

"એમાં કાંઈ આશ્ચર્ય નથી નવી મા. દુનિયામાં કાકાબાબુની જે આટલીય નિંદા થાય છે એજ શું આશ્ચર્ય નથી ?" રાખાલ એટલી જ ગંભીરતા વદન ઉપર કાયમ રાખીને બોલ્યો.

"રાજુ, હું તારા કાકાબાબુની નિંદા કરતી નથી, પરંતુ આજે..."

"હવે કંઈ બોલતા નહિ મા." રાખાલ હાથ જોડી બોલ્યો. "હું તો આગળનો માણસ છું, એટલે આજની મને કંઈજ જાણ નથી, તેમ એ જાણવાને હું માગતો પણ નથી. પણ આગળની મને ખબર છે. એ પાછળથી બદલાઈ જવાના ભયથી જ હું અત્યારે શંકાશિલ થયો છું."

"ગાંડો છોકરો ! એક સમયે જાણેલી વાત હંમેશાં એમની એમ કદીયે રહી શકતી નથી. બળ કરીને કોઈ કામ કરવામાં આવે તો ક્યાં તો આંખ બંધ કરીને રહેવું પડે, નહિ તો ભારે નુકસાનીનું દુઃખ ભોગવવું પડે. દુનિયાનો એ સર્વસામાન્ય નિયમ છે." સવિતા આટલું કહી ક્ષણભર રાખાલની સામે જોઈ રહી.

રાખાલ કંઈજ બોલ્યો નહિ. એના મુખભાવમાં ખાસ કોઈ એવો ફેરફાર પણ થયો નહિ.

"તારક અત્યારે ઘેર છે કે નહિ એ જોઈ આવ તો શારદા ?" શારદાને ઉઠીને બહાર જતી જોઈને સવિતાએ કહ્યું.

"આજ તો કોર્ટ બંધ છે. એટલે મોટે ભાગે એ નીચે જ એમની ઓફીસમાં હશે !"

"એની સાથે મારે એક જરૂરી વાત કરવાની છે, એટલે હું જ નીચે જાઉં છું નવી મા." રાખાલ બોલ્યો

"ચહા પીને જા, રાજુ. શારદા, તેં જે કચોરી બનાવી છે એ રાજુને ચહાની સાથે આપવાને ભૂલતી નહિ."

"એ તે નહિ ખાય મા. ખાઈને વખોડશે." શારદા જરા હસીને બોલી.

રાખાલનું મન આજે ઉદાસ હતું. એને હસવું–બોલવું કંઈ જ ગોઠતું ન્હોતું. બીજો સમય હોત તો શારદાની આ હાસ્યરસિક ટકોર પર તેને જરૂર હસવું આવ્યું હોત! પણ આજે–અત્યારે તે એવો ને એવો જ ગંભીર કાયમ રહ્યો.

"ના, ઘરની બનાવેલી ચીજો ખાવાનો મને અભ્યાસ નથી તેમ ઇચ્છા પણ થતી નથી. જેને માટે એ બનાવી હશે એ જ એ ખાઈ જશે." આજે ચિત્ત અપ્રસન્ન હોવાથી રાખાલ નિરસ કંઠે બોલ્યો.

શારદા વિસ્મિત નયને રાખાલની સામે તાકી રહી. બોલતાં તો એ આવેશભેર બોલી ગયો, પણ પછીથી તેનાં ખિન્ન મુખ પર દ્રષ્ટિ પડતાં જ રાખાલનાં મનમાં તીવ્ર વેદના થઈ આવી. છતાં એ એક પણ શબ્દ બોલ્યા વગર બહાર ચાલ્યો ગયો.

"એના આજનાં વર્તનથી મનમાં કાંઈ ઓછું ન આણતી શારદા. મારા પર ક્રોધ કર્યો અને તને તે કડવા શબ્દો સંભળાવી ગયો. અમુક ખાસ કારણોથી રાજુની માનસીક સ્થિતિ અત્યારે અસ્વસ્થ બનેલી છે."

શારદાનાં દીલગીર ને દયામણા મોઢાં તરફ જોઈ સ્નેહથી શાન્તવન આપતી સવિતા બોલી.

એવા કોઈ ખાસ કારણ વગર પોતાને આમ એકાએક ઉતારી પાડવાથી શારદા સ્તંભિત થઈ ગઈ. સવિતાનાં શાન્તવનનાં વાક્યથી રૂંધાઈ રહેલી વેદનાનું શમન થયું નહિં. ઉલ્ટા એકાએક તેની બન્ને આંખમાંથી ઝરઝર કરતાં આંસુ વહેવા માંડયા.

"પણ મેં એમનો એવો શો ગુન્હો કર્યો છે મા, કે દેવતા જ્યારે જ્યારે બીજા પર ક્રોધ કરે છે ત્યારે ત્યારે કાળજું વિંધી નાખે એવી કટુ વાતો મને સંભળાવીને તે જાય છે!" આંસુથી ભીંજાયેલી શારદા આકુળ સ્વરે બોલી.

"એ તો તને પોતાની જાણીને કહે છે બ્હેન! તારા પર ખરેખર પ્રેમ છે માટેજ તને એ ત્રાસ આપે છે. એને પોતાનું કહેવા જેવું દુનિયામાં કોઈ નથી શારદા!" શારદાને વ્હાલથી પોતાની પાસે ખેંચી એની પીઠ પર હાથ ફેરવતી સવિતા બોલી.

છતાં પણ શારદાની આંખમાંથી વહેતાં આંસુ સંપૂર્ણ બંધ ન થયા તે નજ થયા.

"ત્યારે દુનિયામાં મારેજ જાણે બધા છેને મા. હું તો કોઈ વખતે કોઇનું પણ આવી રીતે વાત કરીને દીલ દુભવતી નથી." રૂંધાયેલે કંઠે પણ અભિમાનથી શારદા બોલી.

"બધાનો સ્વભાવ તે એકસરખો કયાંથી હોય બ્હેન!" સવિતા હસીને બોલી.

"ના, એમ નથી. એ જાણે છે કે હું બધુંય સહન કરી શકીશ, પરંતુ એ પોતે તો જરાય કડવી ટકોર સહન કરી શકતા નથી. એમ જાણવા કરતા છતાંય વારંવાર એમજ બોલ્યા કરે છે." એટલું બોલી શારદા આંખો લુછતી લુછતી ઉઠીને બહાર ચાલી ગઇ.

* * * *

રાખાલે તારકના બેસવાના ઓરડામાં દાખલ થતાં જોયું કે એક અપ-ટુ-ડેટ ટેબલની સામેની ખુરસી પર બેસીને તારક કોઈ મુકદ્દમાના કાગળો તપાસવામાં મશગુલ હતો. રાખાલના જોડાનો અવાજ આવતાં માથું જરા ઉંચુ કરીને એની તરફ જોઈ એ ચકિત બની વિસ્મિત કંઠે બોલ્યો: "કોણ રાખાલ!"

"કેમ, ન આવું કે?" ટેબલ પાસેની એક ખુરસી પર બેસતા બેસતા રાખાલ બોલ્યો.

"શા માટે ન આવે? પણ તું કોઈ દિવસ આવતો નથી એટલે નવાઈજ લાગેને!"

"કોણ કહે છે, કે હું નથી આવતો. હું તો ઘણીવાર આવું છું."

"આવે છે તો ખરો, પણ મારી પાસે નહિ. અંદર—નવી મા પાસે—શારદા પાસે!"

"અંદરથી એ લોકો બોલાવી લે છે એટલે પછી ત્યાં જ જાઉં છું." રાખાલ હસીને બોલ્યો.

"ત્યારે આજે શું અંદરથી કહેણ નથી મળ્યું?"

"ના, આજે અંદર મારી જરૂર નથી."

"કોઈ ખાસ કામકાજ નહિ હોય, એટલે!"

"કામકાજ તો ચાલ્યા જ કરે! દુનિયામાં કામકાજ કોને નથી હોતા...કોઇને થોડા તો કોઇને વધારે...પણ હોય તો ખરા જ!"

તારક હસવા લાગ્યો.

"સાંભળ્યું છે કે તારી પ્રેકટીસ બહુ સારી ચાલે છે."

"તને કોણે કહ્યું?"

"કોઇએ કહ્યું વળી; પણ વાત તો સોળેસોળ આના સાચી છેને? હવે દોસ્ત—બિરાદરોને મિષ્ટાન્ન જમાડવાનો એક દિવસ નક્કી કરી નાખ, એટલે બસ..."

"ગાંડો થયો છે તું તો! મારી પોતાની સ્વતંત્ર પ્રેકટીસ હજુ કયાં છે? હમણા તો સિનીયર વકીલને પનારે પડયો છું અને ગધેડા જેટલું કામ કરવું પડે છે."

"એમ કે? ત્યારે તો વિમલબાબુએ મને કહેવામાં ભૂલ કરી હોય એમ લાગે છે."

"વિમલબાબુએ તને આ વાત કહી હતી?" તારકે ચકિત થઈ પૂછયું.

"હા."

"તને તે કયારે મળ્યા હતા? વારૂ બીજું કંઈ કહેતા હતા?" તારકના અવાજમાં સ્પષ્ટ જીજ્ઞાસા જણાઈ આવી.

"ઘણી ઘણી વાતો કરી હતી, પણ તું અત્યારે બહુ કામમાં હોય એમ લાગે છે. તને શનિવારે વખત મળશે કે કેમ?" રાખાલ હસીને બોલ્યો.

"અરે અત્યારે જ વખત છે. બોલ શું કહેવું છે?"

"ચાલ ત્યારે સામેના બાગમાં જઇએ. ત્યાં નિરાંતે વાત કરીશું." તારકના ચહેરા અને આંખોને કૌતૂહલથી વ્યગ્ર થયેલા જોઈ રાખાલ મનમાં ને મનમાં હસ્યો અને પછી મોં પર નિર્વિકારનો ભાવ ધારણ કરી બોલ્યો.

"વારૂ, ત્યારે ચાલો." કેસના કાગળીઆ એકઠા કરી ટેબલના ખાનામાં મુકી દઈ રાખાલ બોલ્યો.

"પણ જરા બેસ. હું અંદર જઇને ચહાનો બંદોબસ્ત કરી આવું. ચહા પીવામાં વાંધો તો નથી ને?" તારકે રાખાલને કહ્યું.

"પણ હું હમણાંજ અંદર ચહા પીવાની ચોકખી ના પાડીને આવ્યો છું." રાખાલે જવાબ દીધો.

"તેમાં કંઈ નહિ. ચહાની બાબતમાં 'હા–ના' કહેવામાં કંઈ વાંધો નહિ."

આટલું કહી તારક ઉતાવળે પગલે અંદરના ઓરડામાં ચાલ્યો ગયો. રાખાલ ઉંડો નિસાસો નાખી આરામખુરસીમાં લાંબો થઇને આરામથી બેસી અનેક વાતોનો વિચાર કરવા લાગ્યો.

શરીરે રેશમી પંજાબી સીલાઈનું પહેરણ અને પગમાં ગ્રિસીયન સ્લીપર પહેરી તારક પાછો આવ્યો. એની પાછળ પાછળ કામ કરનારી બાઈ ટ્રેમાં ચહા અને બે પ્લેટ કચોરી લઇને ઓફીસમાં દાખલ થઈ. રાખાલે એક પણ શબ્દ બોલ્યા કર્યાં વગર ચહાનો પ્યાલો અને કચોરીની પ્લેટ લઈ ઈન્સાફ આપવાની શરૂઆત કરી દીધી.

"તારી કામ કરનારીને જરા બોલાવ તો!" થોડીકજ વારમાં પ્લેટને ખાલી કરી નાખીને રાખાલ બોલ્યો.

"શિબુની મા, જરા અહીં આવો તો !" ચમચા વતી ચહા હલાવતા હલાવતા તારકે બુમ મારી.

બુમ સાંભળીને નોકરડી પાછી ઓફીસમાં આવી.

" અંદર જઇને કહો કે રાજુ બાબુ બીજી થોડી કચોરી મંગાવે છે." રાખાલે નોકરડીને કહ્યું.

નોકરડી એ સાંભળીને અંદર ચાલી ગઈ.

"રાજુ બાબુને કચોરી ખાવી છે એમ સાંભળતા તો હમણા અંદર થી ટોપલી ભરીને કચોરી આવશે." તારક કચોરી ખાતા ખાતા જરા કરડાકીમાં આટલું વાક્ય બોલી ખડખડાટ હસી પડયો.

"અને તારક બાબુને કચોરી ખાવી છે એમ સાંભળતા તો અંદરથી એક ગાડું ભરીને કચોરી આવે, ખરૂં ને ?" રાખાલે બીજો પ્યાલો ચહાનો ભરી તે ચમચાથી હલાવતા તેને હસતા હસતા જવાબ વાળ્યો.

"નારે ના, એવો જવાબ આવે, કે કચોરી હવે ખલાસ થઈ ગઈ છે. બજારમાંથી બીજી મંગાવવી પડશે. અને ત્યાં સુધી થોડીક રાહ જોવી પડશે."

તારકની એકએક આ હાસ્યભરી ટકોર રાખાલને કાળજે વાગતી હતી. એણે હસીને ભ્રકુટી ચઢાવી.

ત્યાં તો અડધો ઘુમટો તાણીને પ્રૌઢ વયની નોકરડી–શિબુની મા એ ઓરડામાં દાખલ થઈ. જરા સંકોચથી એક પ્લેટ ગરમ કચોરી લાવી રાખાલની સામે તેણે ટેબલ ઉપર મુકી દીધી.

"જોયું ને ? ટોપલી ભરીને તો નહિ પણ ડઝનને હિસાબે તો આવી જ ગઇ !" તારક ફરીવાર હસીને બોલ્યો.

"હું કઇ રાક્ષસ નથી ડોસી મા, કે આટલી બધી કચોરી લાવ્યા છો !" રાખાલે ધીમું હસીને શિબુની માને કહેવા માંડયું: "ચાલો, હવે લાવ્યા એટલે જાણે બધીએ ખાઈ જઇશ, પણ તમે કચોરી બહુ સારી બનાવી જાણતા નથી, સમજ્યાને ? કેટલું બધું મરચું નાખ્યું છે ! પેટમાં તો

જાણે લ્હાય લાગવા માંડી છે. જરા મરચું થોડું નાખ્યું હોત તો ઠીક થાત…”

“કચોરી મેં બનાવી નથી. રુકિમણીએ બનાવી છે.” શિબુની માએ ઘુમટો કંઇક વધુ તાણી શરમાઇને માથું ઢાંકી દઈ અસ્ફુટ સ્વરે કહ્યું.

“ઓહ્! એટલે જ કચોરી આટલી બધી તીખી તમતમતી થઈ છે!”

* * * *

તારકને લઈ રાખાલ બગીચામાં જઈ બેઠો, ત્યારે બપોરનો વખત હતો.

“આજે ઘણે દિવસે આપણે સાથે બેસીએ છીએ.” તારક બોલ્યો.

પ્રત્યુત્તરમાં રાખાલે જરા મોઢું મલકાવ્યું. તારક એ જોઇ મનમાં ને મનમાં થોડી અશાંતિ અનુભવી બહારથી સહજ ભાવ ધારણ કરી બોલ્યો:

“હું…હવે શી વાત કહેવી છે? વિમલબાબુ પાસે તેં મારા સંબંધી શું સાંભળ્યું છે?”

“સાંભળ્યું છે કે તું બહુ જ સારૂં કામકાજ કરે છે. તારૂં ભવિષ્ય અતિશય ઉજ્જવળ છે. તારા જેવા ઉદ્યોગી અને પરિશ્રમી યુવાનનાં જીવનમાં ઉન્નતિ અનિવાર્ય છે.”

રાખાલના અવાજમાં વ્યંગતાનો સૂર ન હતો, છતાં ય તેની બોલવાની ઢબથી તારક એને મશ્કરી રૂપે સમજ્યો.

“હું નથી સમજી શકતો, કે તારે મોઢે વિમલબાબુને આ બધી વાતો કહી સંભળાવવાનો હેતુ શો છે?” અંદર ને અંદર બળી જવા છતાં ય બહારથી શાંત ભાવ રાખી તારક બોલ્યો.

“એ હું કેમ જાણું?”

તારક ગંભીર થઈ ગયો.

“વારૂ, આ સિવાય તારે બીજું કાંઈ કહેવું છે?” તારકે જરા ઉશ્કેરાઇને પૂછ્યું.

"હા..."

"જે કંઈ હોય તે હવે જલ્દી બોલી નાખ. બપોરની વેળાએ નિશ્ચિંત્ત થઇને બાગમાં બેસી હવા ખાવાને યોગ્ય હું મોટો માણુસ નથી. તું તો તારૂં કામકાજ પૂરૂં કરીનેજ આવ્યો લાગે છે."

તારકના આ વિનાકારણુ ક્રોધથી રાખાલ હસ્યો.

"જેમનો વકીલાતનો ધંધો છે તેમને આટલા અધીરા થવું ન શોભે!" કહી રાખાલ થંભી ગયો. "એક મહત્વના વિષયમાં ચર્ચા કરવા માટે તને હું અહિંયા બોલાવી લાવ્યો છું, તારક!" થોડીક વાર શ્વાસ ખાઈ રાખાલ બોલ્યો.

તારક ચૂપ રહ્યો. તેણે કંઈ પણ જાણવાની જિજ્ઞાસા ન બતાવી.

"તારા વિવાહનો પ્રસ્તાવ લાવ્યો છું." રાખાલ ગંભીરતાથી બોલ્યો.

"મશ્કરી કરે છે?" રાખાલનાં મોં સામે તીક્ષ્ણ દ્રષ્ટિએ તાકીને તારક બોલ્યો.

"મશ્કરી કરવા માટે તારાં કામને નુકસાન પહોંચાડીને હું તને અહિંયા બોલાવી લાવ્યો નથી. હું ખરેખર તારા વિવાહની વાત કરવા આવ્યો છું."

"એમજ હોય તો હવે એ વાત અહિંયાજ પુરી કરી નાખે તો સારૂં, કારણ કે વિવાહ કરવા માટે મેં કોઇને કદીયે સંમતિ આપી નથી. એને હજી વાર છે."

"પરંતુ આ વિવાહથી તારી કમાણીનો અભાવ પૂર્ણ થઈ જાય એમ છે."

"તોય નથી કરવા, કારણ કે જ્યાં સુધી હું પોતે કમાઈ ન શકું ત્યાં સુધી વિવાહની જવાબદારી ઉપાડવાને નારાજ છું."

"અને વિવાહથી તારી કમાણીની બાબતમાં જલ્દીથી ઉન્નતિ થઈ જાય તેમ હોય તો? તો તો પછી તને કોઈ વાંધો નથીને?"

"કન્યા કોણ છે? એવી તે એ કયા વકીલ–બેરીસ્ટરની દીકરી છે?"

"દીકરી તો છે એકદમ ગરીબ અને નિરાધારની."

"તો પછી તેં તો હમણા કહ્યું કે...આ વિવાહથી..."

"મેં બરાબર કહ્યું છે. ગરીબની કન્યા સાથે વિવાહ કરવા છતાંય સંપત્તિ લાભ કંઈ કમી નથી થવાનો. તેની કોઈ પૈસાપાત્ર સગીની જેટલી સંપત્તિ છે તેની એ એકલી જ વારસદાર છે."

"એ સ્ત્રી કોણ?"

"પહેલા તું રાજી છે કે નહિ એ મને કહે."

"પૂર્ણ પરિચય મળે નહિ ત્યાં સુધી હું કંઈ જ કહી શકું નહિ."

"શું પરિચય જોઇએ છે? કન્યાના વંશ, રૂપ, ગુણ, શિક્ષણ વિગેરેનો પરિચય?"

"ભાવી પત્ની સંબંધી એ બધું ય જાણવું જરૂરી છે." તારકે આંખોની કીકીઓ ચઢાવી કહ્યું.

"એ કન્યાને સુંદરી કરતા પરમ સુંદરી કહી શકાય તેમ છે. એ મહા બુદ્ધિમતિ અને સુશિક્ષિત છે. ઉચ્ચ બ્રાહ્મણ કુળમાં જન્મ ગ્રહણ કર્યો છે. પિતા એક કાળે ધનાઢ્ય માણસ હતો પણ અત્યારે રાતી પાઈ વગરનો છે. પિતૃ–સંપત્તિ ન મળવા છતાંય કન્યા અઢળક માતૃધનની વારસદાર છે. કુળ, વંશ, જાત, ગોત્ર વિગેરેમાં તને સંપૂર્ણ યોગ્ય છે. બધી યે રીતે કોઈ પણ સુપાત્રને યોગ્ય એ કન્યા છે."

"કન્યાના પિતાનું નામ–ઠામ અને અત્યારનો ધંધાધાપો હું જાણી શકું?"

"તો શું એની ઉપર તારો મતામત નિર્ભર છે?"

"ના–હા, એના પર ન હોય તો કોના પર હોય?"

"કન્યાનો પિતા તારાથી અજાણ્યો નથી." રાખાલ થોડીક વખત ચૂપ રહ્યા પછી આસ્તે આસ્તે બોલવા લાગ્યો: "હું ગજબાબુની કન્યાને માટે કહું છું..." એણે આખરે ઘટસ્ફોટ કર્યો.

"હેં! શું રેણુને માટે..." તારકે ચમકીને પૂછ્યું.

"હા...રેણુને માટે..." રાખાલે ઠંડે કલેજે જવાબ દીધો.

"તને કંઈ ગાંડપણ તો નથી થયુંને રાખાલ? બોલતાં બોલતાં તારકનો અવાજ આશ્ચર્યચકિત થઈ ફાટી ગયો.

"ગાંડપણ થયું હોત તો સારું થાત."

"હવે કંઈ કહેવાનું બાકી છે? ગાંડો ન હોત તો નવી માની દિકરી રેણુની સાથે કદીયે મારા વિવાહનો પ્રસ્તાવ કરવા તું આવત ખરો કે?" ઉત્તેજીત કંઠે તારક બોલ્યો.

"પણ એમાં તું આટલો વિસ્મિત અને ઉત્તેજીત શા માટે થઈ જાય છે?"

"બરાબર છે! ખરેખર આ તારું જ કાવત્રું છે! મને લાગે છે કે તેં નવી માને પણ આ વાત કરી હશે!"

"ના, તે મારી સલાહની અપેક્ષા રાખતા નથી. તેમણે ઘણાય વખતથી રેણુને માટે તને મુરતીઓ તરીકે પસંદ કરી રાખ્યો છે. મને એની ખબર પણ ન હતી." રાખાલ નિર્લિપ્ત ભાવે બોલ્યો.

"એમ થઈ શકશે નહિ. એ ખોટી વાત છે." તારક દૃઢ ભાવે માથું હલાવી બોલ્યો.

"જો તારક, તું બરાબર જાણે છે કે હું કદાપી જુઠું બોલતો નથી." રાખાલે સ્થિર સ્વરે કહ્યું.

તારકનો ઉંચો સાદ હવે કંઈક ધીમો પડયો.

"તો પછી તું જ શા માટે રેણુની સાથે વિવાહ કરતો નથી?"

"હું યોગ્ય પાત્ર નથી. રેણુના વાલી–વારસો અને હિતચિંતકો એ વાત સારી પેઠે જાણે છે." રાખાલે ઉત્તર આપ્યો.

"ત્યારે હું જ કમનસીબ છું કે તેમની કન્યા માટે યોગ્ય પાત્ર જણાયો છું." તારક કંઈક ક્રોધે ભરાઈને બોલ્યો.

"તું અંગ્રેજી ભણેલો ગણેલો ચાલાક વિદ્વાન યુવક છે. બુદ્ધિમાન, સ્વાસ્થ્યમાન અને ચારિત્ર્યવાન પણ છે."

"એ બધું ઠીક છે…પરંતુ આ બધી વાતચીતથી એ કન્યાને મારા પિતૃવંશની કુળવધૂ રૂપે હું ગ્રહણ કરી શકીશ નહિ. ગરીબ રહીશ પણ માન–મર્યાદાહીન કદીયે બની શકીશ નહિ."

"તારક!" રાખાલે ક્રોધાતૂર થઈ જઈ બૂમ પાડી.

"સાચું કહેવામાં શા માટે ડર રાખવો જોઈએ? શા માટે તું પોતેજ એ કન્યા સાથે વિવાહ કરી લેતો નથી?"

"એ કન્યાની માના આશરામાં રહેવામાં, તેની મદદ લેવામાં અને ભાવીનો ઉદય કરવામાં તો તારા વંશના માન–મર્યાદા અને કુલિનતાનું ગૌરવ ઉજ્જવળ થઈ રહ્યું છે! તારક, પોતાનાં મનુષ્યત્વને કચરી નાખીને તું જે ઉન્નતિનો માર્ગ તૈયાર કરી રહ્યો છે એ ઉન્નતિ તને અવનતિના ઉંડાણમાં ધકેલી દેશે એ તું જાણે છે?" તીક્ષ્ણ દ્રષ્ટિથી તારકની સામે તાકીને રાખાલ બોલ્યો.

તારક ગાંડા માણસની માફક કુદકો મારીને ઉભો થઈ ગયો.

"બસ બહુ થયું. મોઢું સંભાળીને વાત કર રાખાલ! તું જાણે છે કે પાઈએ પાઈ હિસાબ કરીને પાછી આપી દેવાની શરતે જ મેં કરજ કર્યું છે–તેમની મદદ સ્વીકારી છે."

રાખાલ ખડખડાટ હસી પડયો.

"ઓહ્ એમ છે? ત્યારે હવે શું છે? કરજ ચુકવી દીધા પછી તારો કૃતજ્ઞતાભર્યો સંપર્ક તો એમની સાથે ચાલુ જ રહેશે ને? શું કહે છે? તેં કંઈ વ્યાજ પણ આગળથી આપી દીધું છે ને?"

"જો રાખાલ, આવી વાતોમાં તું વ્યંગ ન કરીશ. તું જે કરી શકે નહિ એ બીજાને કરવાને કહેતા તને શરમ નથી આવતી?" તારક કર્કશ કંઠે બોલ્યો.

"તારી બાબતમાં સમજવામાં મેં ભૂલ કરી નથી. હું જાણતો હતો જ કે તું આવું જ કંઇક બોલીશ. પણ મેં સાંભળ્યું હતું કે નવી માએ તને આ બાબતમાં પહેલા કંઇક કહી રાખ્યું છે એટલે જ

મેં તારી સાથે આ વાત ચર્ચવાનું ધાર્યું હતું; અને તું અસંમત નહિ થાય એવી આશા રાખી હતી.” તારકના સવાલનો જવાબ આપતા રાખાલ બોલ્યો.

“નવી માએ મને કોઈ દિવસે આ વાત કહી જ નથી. અને આવી વાત કહેવાને એ કદી હિંમત પણ કરે જ નહિ એ પણ હું જાણું છું. તે જાણે છે કે હું તારક છું, બીજો રાખાલ નથી. આ પ્રસ્તાવ રાખાલની પાસે રજુ કરાય, પણ તારક પાસે નહિ જ. સમજ્યોને ?” તારક આટલું આવેશપૂર્વક બોલતા લાલચોળ થઇ ગયો.

જવાબની રાહ જોયા વિના એ ઉતાવળે પગલે ત્યાંથી ચાલતો થઈ ગયો. પરિણામ આગળથીજ જાણતો હતો એવો રાખાલ એના મર્મઘાતક વચનપ્રહારો શાંતિપૂર્વક સહી લઈ એને જતો જોઈ રહ્યો.

## ૨૫

વરસ પૂરું થતાં નવાં વરસનો આરંભ થયો. એનોયે અંત આવી ગયો અને ભૂતકાળમાં ભળી ગયું. દુનિયાની દશામાં પણ ઘણો ફેરફાર થઈ ગયો હતો.

વિમલ બાબુને છેલ્લા સિંગાપુર ગયાને દોઢ વરસ થઈ જવા છતાંય તેઓ કલકત્તા પાછા ફર્યા ન હતા. આ વરસ–બે વરસમાં રાખાલને લગભગ સાતેક વાર વૃન્દાવન જવું પડ્યું હતું. આથી તેનું કામકાજ પણ મોટા પ્રમાણમાં ઘટી ગયું હતું. દિન પ્રતિ દિન તે જંજાળમાં વધુ ને વધુ જકડાઈ રહ્યો હતો પણ એમાંથી બચવાનો તેને માટે આજે કોઈ ઉપાયજ ન હતો.

રેણુને આર્થિક સહાય કરવા માટે સવિતાએ ઘણા ઘણા ઉપાયો યોજ્યા છતાં એકેમાં એને સફળતા મળી નહીં. લગભગ સવા લાખ રૂપિયાની કિંમતની જે મિલકત માત્ર સાઠ હજાર રૂપિયામાં રમણી બાબુની સહાયથી તેણે પોતાનાં નામ પર ખરીદ કરી લીધી હતી એ રેણુને માટે જ હતી. એ મિલકત ખરીદ કરતી વખતે મિલકતની આમદાનીમાંથી ચુકવી આપવાની શરતે તેણે નવ હજાર રૂપિયાની રકમ રમણી બાબુ પાસેથી વ્યાજે લીધી હતી. ભારે દરના વ્યાજે લીધેલી નવ હજાર રૂપિયાની એ રકમ તેણે વ્યાજ સાથે એક વખત એક જ સામટી રમણી બાબુને પાછી પણ આપી દીધી હતી. પરંતુ જેને માટે તેણે આટઆટલી વ્યવસ્થા કરી હતી તેણે જ્યારે એ મિલકતને સ્પર્શ પણ

કર્યો નહિ અને ભવિષ્યમાં પણ કોઈ દિવસ એને સ્પર્શશે એવી જરાય આશા રહી નહિ ત્યારે સવિતાનું હૃદય સદંતર ભગ્ન થઇ ગયું. પોતાનાં બધાંય દાગીનાંઓ તેમ જ વ્રજબાપુએ સીલ મારીને આપેલી ઘરેણાંની પેટી પણ તેણે રેણુનાં નામ પર બેન્કમાં અનામત રાખી મુકી હતી. પરંતુ આકાશકુસુમની જેમ તેની એ બધી યે આશા વ્યર્થ નીવડી હતી.

ઉચ્ચ શિક્ષિત, ચરિત્રવાન અને સ્વાસ્થ્યવાળા યુવકને કન્યાદાન આપીને પોતાની સર્વ માલ–મિલકત જમાઇને અર્પણ કરવાનું તેણે મનમાં ધાર્યું હતું. એ માલ–મિલકત તો રેણુનું પિતૃધન છે. તેના પિતાએ અને માતામહે આપેલાં કીમતી દાગીનાઓ પેટીમાં પેક બંધ જ પડી રહ્યા હતા. કોઈ પણ દિવસે સવિતાને અંગે એ ચઢ્યા ન હતા–અડક્યા પણ ન હતા. નવોઢા રેણુને એ સર્વ પહેરાવીને પોતે કૃત-કૃત્ય થવાની તેની આટલા દિવસથી આશા હતી. પ્રાણથી અધિક વ્હાલી રેણુ પરિપૂર્ણ દામ્પત્ય સૌભાગ્યથી સુખી થઈ આનન્દપૂર્વક સંતોષી જીવન વિતાવે એ તેની એક માત્ર આકાંક્ષા હતી. પોતાનું અભિશપ્ત માતૃ જીવન ચરિતાર્થ થશે એવી તેને દૂર દૂરની અભિલાષા હતી; પરંતુ મંદ ભાગ્યથી એ બધી યે આશા–બધી યે યોજનાઓ એમુની એમ યાને વ્યર્થ ગઈ હતી–ઉંધી વળી હતી.

આટલા દિવસે હવે સવિતા નિઃસંશય સમજી શકી હતી કે સ્વામી અને કન્યાનાં જીવનમાં બહાર કે અંદર ક્યાંય પોતાને માટે તલ માત્ર પણ સ્થાન નથી.

આજે દેહ કામના વિહિન પ્રેમ યૌવનના અસ્તાચળ દ્વારે ઉભો છે. સવિતા એનું મૂલ્ય જાણતી હતી. એ કેટલું દુર્લભ છે, એય જાણતી હતી. એને ઉપયુક્ત સન્માન અને સમાદર પૂર્વક ગ્રહણ કરવાની આજે તેનામાં સમજ ન હતી. આજે તેનું હૃદય માતૃત્વના મમતા–રસથી ભિંજાઇ સંતાન–પાલનની આનન્દ–તૃષાથી તૃષિત થઈ રહ્યું હતું

પરંતુ એ સ્નેહ પાત્ર ક્યાં હતું ?

અપાર માનસિક ઉદ્વેગ અને વિક્ષોભને લીધે સવિતાનું સ્વાસ્થ્ય હમણા હમણા બગડી ગયું હતું. દેહ પ્રતિ ઉદાસીનતા અને બેદરકારીનો પાર ન હતો.

શારદા આ બધું નિહાળી રહી હતી, મનમાં સમજી રહી હતી, પણ તેના હાથમાં એના પ્રતિકારનો કોઈ ઉપાય ન હતો. તારક તો કાંઈ બોલતો જ ન હતો. તેની પ્રેક્ટીસ ઉત્તરોત્તર જામી રહી હતી, એટલે તે પોતાની ઉન્નતિ માટેના પ્રયત્નો કરવામાં જ અહોરાત્ર મશગુલ રહેતો હતો.

બપોરે સવિતા સીવું સામાન રાખવાની ઓરડીમાં બેસીને ટપાલમાં આવેલો એક પત્ર ચૂપચાપ વાંચી રહી હતી. તેનાં મુખ પર વિસ્મય અને વેદનામિશ્રિત સાકરૂણ હાસ્યની રેખા છવાયલી હતી. વિમલ બાબુએ એ સિંગાપુરથી લખ્યો હતો.

સવિતા,

શારદા બ્હેનના સંક્ષિપ્ત પત્રથી જાણ્યું કે તમારૂં સ્વાસ્થ્ય હમણા હમણા બહુ જ ખરાબ થઈ ગયું છે, અને તમે એ માટે સાવ ઉદાસીન રહો છો. શારદા બ્હેન વધુમાં જણાવે છે, કે સમયસર સાવધાન ન થવાથી સત્વર કોઈ મહા વ્યાધિથી તમારી પથારીવશ થઈ જવાની સંભાવના છે.

તમે જાણો છો કે સ્વાસ્થ્ય બગડી ગયા પછી અકર્મણ્ય જીવન ગુજારવાનું દુઃખ મૃત્યુથી પણ અધિક છે. મને ભય ઉપજે છે, કે આ પ્રમાણે ચિંતાતૂર ને બેદરકાર રહેવાથી તમારે અતિ દુઃખમય જીવન ગુજારવું પડશે.

કોઈની ઇચ્છાની વચ્ચે આવવાનો જોકે મારો સ્વભાવ નથી; તેથી જ તમારી ઇચ્છાની ઉપરવટ થઇને મારી પોતાની ઇચ્છા વ્યકત કરતા મને દુઃખ થાય છે; પણ એક શુભેચ્છક મિત્ર તરીકે હું તમને યાદ દેવડાવું છું, કે અપાર માનસિક આઘાતથી

તમે વ્યાકુળ થઇ રહ્યા છો; અને જીવતા માણુસ માટે સ્વાસ્થ્ય કેટલું આવશ્યક છે એ તમે સાવ ભૂલી ગયા છો. અંતરના ઉંડાણુની મર્મવેદનાથી આત્મસંયમ ગુમાવી દઈ દેહની ઉપર આમ મુક ને અયોગ્ય અત્યાચાર કરવો એ ઠીક નથી. એ ભૂલ અત્યારે નહિ તો ભવિષ્યમાં એક દિવસ પણુ માણુસને આપોઆપ અવશ્ય સમજાય છે; પરંતુ ત્યારે મોડું થઇ ગયેલું હોવાથી એવા પ્રતિકારનો કોઇ ઉપાય નથી હોતો. તેથી જ હું તમને વિનંતિ કરૂં છું કે તમે શરીર–સ્વાસ્થ્ય સંભાળવા પ્રતિ લેશ માત્ર બેદરકારી સેવશો નહિ. પછી તો જેવી આપની ઇચ્છા !

વિશેષમાં હું ધારૂં છું, કે તારકે પોતાના વિવાહની વાત તમને જણાવી હશે. એ વિવાહ–સંબંધમાં તેણે મારો અભિપ્રાય જાણુવા માગ્યો છે. મારી સંમતિ અને આશીર્વાદ મેળવવા તેણે પત્ર લખ્યો છે. કન્યા તારકના સીનીયર વકીલ શિવશંકર બાબુના ભાઇની દીકરી છે. આ વિવાહ તેની પ્રેકટીસની ઉન્નતિ માટે અનુકુળ થશે એમાં કાંઇ શંકા નથી.

લી. આપનો
સદાય શુભચિન્તક
**વિમલ બાબુ**

સવિતા ઉંડો નિસાસો નાખી પત્રને એક બાજુએ મુકી દઇ પાછી કામકાજમાં લાગી ગઇ. કાગળ વાંચ્યા પછી તેનાં અસ્વસ્થ હૃદયમાં વધુ આઘાતકારી આંદોલનોની ઉથલપાથલ મચી રહી હતી.

બપોરે શારદા મહિલા–શિક્ષણુ મંડળીની શાળાએથી પાછી ફરી ત્યારે સવિતાએ તેને કહ્યું :

"એક ખુશખબર સાંભળવી છે શારદા ?"

"શી ખુશખબર છે મા ?" જીજ્ઞાસા વૃત્તિ ઉત્તેજીત થતાં શારદાએ ઉંચું મોં કરી પૃછ્યું.

"આપણા તારકના વિવાહની."

"ક્યારે ? ક્યાં ? કોણે નક્કી કર્યાં ?" શારદાએ ઉત્સુક થઈ ઉપરાઉપરી પ્રશ્નો પર પ્રશ્નો પૂછી નાખ્યા.

"એ બધું તો હું કંઈ જાણતી નથી, બ્હેન. સાંભળ્યું છે કે કોઈ હાઈકોર્ટના મોટા અને જામેલા વકીલ શિવશંકર બાબુ—કે જેના જુનિયર તરીકે તારક કામ કરે છે, એની ભત્રીજી સાથે !

"શું ? આમ બને, અને તમે એ સંબંધી કાંઈ ન જાણો મા ? વારૂ પણ ત્યારે તમે આજે એ જાણ્યું ક્યાંથી મા ?" શારદા વિસ્ફારીત નયને સાશ્ચર્ય બોલી ઉઠી.

"વખત આવ્યે બધું ય જાણી શકાશે શારદા. મને સિંગાપુરથી તારકના વિવાહના સમાચાર મળ્યા છે." સવિતા હસીને બોલી.

"ઓહ્, ત્યારે તારક કેવો અદ્‌ભુત માણસ છે !" શારદા જરા મોઢું ચઢાવીને—બગાડીને બોલી.

"એ મારો શરમાળ છોકરો છે. તું એને કાંઈ દોષ ન દેતી શારદા. જા તું હવે તારાં કામમાં લાગી જા." સવિતા નિખાલસપણે બોલી.

શારદા કંઈ પણ બોલ્યા વગર મોં ફેરવી ઓરડામાંથી બહાર ચાલી ગઈ.

* * *

દોઢેક વર્ષથી શારદાને એક સ્ત્રી-શિક્ષણ સંસ્થાની સ્કુલમાં સવિતાએ દાખલ કરી છે. ત્યાં તેણે વાંચતા—લખતા, જુદા જુદા ગૃહ—ઉદ્યોગો, બાળ-ઉછેર અને શુશ્રુષા-વિજ્ઞાન વિગેરે શીખવા માડ્યું છે. એક એક વિષય શીખવાને ચોક્કસ મહિના કે વર્ષના અભ્યાસ-ક્રમની યોજના નક્કી કરેલી હતી. અત્યારે વાંચવા—લખવા અને શિવણ-કામ શીખવામાં તેનું બીજું વર્ષ ચાલતું હતું. સવારે નવ વાગે સ્કુલની ગાડી તેને તેડવા આવતી અને સાંજે પાંચ વાગે પાછી ઘેર મુકવા આવતી. બપોરે સવિતા તેને માટે જમવા આવવાની રાહ જોઈ બેસતી. શારદા આવીને જલ્દીથી સ્કુલે જવાના કપડાં બદલી હાથ મોં ધોઇને જમવા બેસે ત્યારે પોતાને હાથે રસોઇ પીરસી તે તેને

પ્રેમથી જમાડતી. બસ ત્યારેજ એનાં હૃદયને શાંતિ વળતી હતી. તારકની બાબતમાં પણ તે એમજ કરતી હતી. કોર્ટમાંથી પાછા ફરતા પહેલાં તેના આરામ અને જળપાન માટેની વ્યવસ્થા જો તે પોતાને હાથે કરી શકતી ન્હોતી તો તેને તૃપ્તિ થતી ન હતી. તારક વાંધો ઉઠાવતો કે વિનંતિ કરતો પણ સવિતા એ પર ધ્યાન દેતી ન હતી.

"તમારી સેવાનો ભાર માથે લઇને તમારી પાસે હું આવી રહી છું, પરંતુ તમે તો ઉલ્ટો અમારી સેવાનો બોજો ઉઠાવી લીધો છે. ખરેખર એ મારાથી સહન થઈ શકતું નથી. તમારે માથે આટલો બધો પરિશ્રમનો ભાર રાખી દઇને સ્કુલે જવાનું મને મુદ્દલ ગમતું નથી." ભારથી દબાયલી શારદા અવનત મુખે બોલી.

"બ્હેન, એ કામથી મારાં જીવને ઘણો આનંદ રહે છે. હું જીવતી છું ત્યાં સુધી તારે સ્કુલ તો છોડવાનીજ નથી. તારાં જીવન માટે તને કોઈ આધાર તો જોઇએને ! ભણીશ-ગણીશ નહિ તો આત્મ-નિર્ભરતાની શકિત તારામાં કયાંથી આવશે ? એક દિવસે મારે તને આ વિશાળ દુનિયાની સપાટી ઉપર એકલીજ છોડી જવી પડશે. પોતાના પગ પર ઉભા રહેવાનું ન શીખવાથી સ્ત્રીઓ માટે દુ:ખનો પાર રહેતો નથી એ કાંઈ તારાથી અજાણ્યું નથી, શારદા." સવિતા એ કહ્યું.

* * * *

એ દિવસે રાતે તારક જમવા બેઠો ત્યારે સવિતા હંમેશના નિયમ મુજબ રસોઈ પીરસવા તેની સામે બેઠી હતી.

"તારક, તું વિવાહ કરે છે ભાઈ ?" સવિતાએ પૂછ્યું.

"તમે એ કોની પાસેથી સાંભળ્યું ?" તારકે ચમકી જઇને સામો સવાલ કર્યો.

'સિંગાપુરથી આજે પત્ર આવ્યો છે.' સવિતા શાંત રીતે હસીને બોલી.

"આપણા ઘરના વિવાહની ખબર અમને સમુદ્ર પારથી ટપાલ મારફત મળે છે!" શારદાએ ભોજન પિરસતાં પિરસતાં મર્મવેધક ટકોર કરી.

શારદાના વ્યંગથી હાડોહાડ ક્રોધ વ્યાપી જવા છતાંય તારક એ પ્રકટ કરી શક્યો નહિ.

"મારા સિનિયર વકીલ શિવશંકર બાબુ પોતાની ભત્રિજી સાથે વિવાહ કરવાને મારા પર ભારે દબાણ કરી રહ્યા છે." સવિતાનાં મોં સામે જોઇને ખુલાસો કરતો હોય એવા અવાજે એ કહેવા લાગ્યો: "પણ મેં કંઈ હજુ મારો ચોક્કસ અભિપ્રાય જણાવ્યો નથી. એ વિવાહ થશે કે નહિ એ હજુ કાંઈ નક્કી નથી. હજી એ સંબંધમાં મેં કોઇને પણ કહ્યું નથી. ફક્ત વિમલબાબુનેજ તેમની સલાહ માટે સહેજ લખી જણાવ્યું હતું."

"એ સંબંધ તો તારે માટે સારો છે એમ મને લાગે છે, ભાઈ!" સવિતા બોલવા લાગી. "તું આત્મીય બન્ધુહીન છે, એટલે આવું મુરબ્બી સાસરૂં મળે એ સદ્‌ભાગ્યનીજ વાત છે. જો કન્યા તને પસંદ હોય તો આ શુભ કામમાં કોઈ જાતની ઢીલ કરવી હું તો વાસ્તવિક જોતી નથી." સવિતાએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"પરંતુ એ વિવાહમાં અનેક નાના મોટા વાંધાઓ છે. મારા આ વિવાહ થવાનો સંભવ નથી એમ શિવબાબુને જણાવી દેવાનું મને તો મન થાય છે." તારક સંકુચિત થઈ બોલ્યો.

"શા વાંધાઓ છે? શું મને જણવતા પણ તને સંકોચ થાય છે ભાઈ?"

"ના, ના, તમારી પાસે કહેવામાં તો કંઈ હરકત હોય કે? તમે તો મારી મા સમાન છો. હું તમને આજે જણાવીશ–કાલે જણાવીશ એમ વિચારતો હતો ત્યાં તો આજે તમેજ જ્યારે એ વાત છેડી છે, ત્યારે હવે હું એ સંબંધી બધુંય તમને મોકળે મને કહી નાખીશ." તારકે વ્યસ્ત થઈ કહ્યું.

શારદાના મોં પર અવિશ્વાસનું હાસ્ય સ્ફુરી રહ્યું.

"મા, તો હવે હું ઉપર જાઉં છું." કહેતી શારદા ત્યાંથી જાણી જોઇને ખસી જવા ઉઠીને ચાલતી થઈ ગઈ.

"શિવશંકર બાપુ પોતાની ભત્રીજીના વિવાહ મારી સાથે કરવાને ભારે ઉત્સુક થયા છે. પરંતુ તેમની કેટલીક શરતો છે." તારક કંઠ સ્વર ધીમો પાડી બોલવા લાગ્યો: "એ શરતો માટે હું હજુ મારી સંમતિ આપી શક્યો નથી. જો કે શિવશંકર બાપુની સહાયથી આ થોડાજ દિવસોમાં "બાર" માં હું નામના પ્રાપ્ત કરી શક્યો છું અને તેની સહાય હશે તો હું જલ્દીથી ઉન્નતિને શિખરે જઈ પહોંચીશ: એ બધુંય હું સારી રીતે સમજું છું…પરંતુ…"

તારક વાત આટલેથી અધુરી મુકીને ચૂપ થઈ ગયો.

સવિતા તારકનાં મોં સામે જીજ્ઞાસુ નયને થોડી પળ તાકી રહીને બોલી: "પરંતુ શું ?"

"શિવબાપુની મુખ્ય અને પ્રથમ શરત એ છે કે વિવાહ પછી થોડાક દિવસ એટલે કે લગભગ વરસેક દહાડા સુધી મારે તેમની સાથે જઇને રહેવું." થોડીક વાર ચૂપ રહ્યા પછી તારક ફરી પાછો ધીમે સાદે બોલ્યો.

"શા માટે ?"

"તેમની ભત્રિજી પિતાહીન છે, અને શિવબાપુને પોતાને છોકરાં-છૈયાં નથી."

"સમજી, એમણે એ ભત્રિજીને પોતાના સંતાનની માફક પાળીને મોટી કરી છે. અને તેથીજ મને લાગે છે કે તેઓ પોતાનાથી તેને દૂર કરવા ઇચ્છતા નથી."

"હા, પોતાનાં પેટના સંતાન કરતાંય તેને તે અધિક ચાહે છે, અને તેથીજ તેઓ મને કહે છે, કે જો તું મારી સાથે આવીને રહે, તો તારાં કામકાજની પણ ઘણી સરળતા થઈ જશે. પણ એમ કરવાથી તો મને તમારાથી જુદા થવું પડે…એટલે…એ વિચારે…"

"અરે પણ એમાં તને હરકત શી છે?"

"મને તો એમાં ખાસ કાંઈ હરકત નથી." તારક મોંમાંનો કોળીઓ ગળે ઉતારતા ઉતારતા બોલવા લાગ્યો: "હમેશાં તેમની પાસે રહેવાથી કામકાજ શીખવાની અને નવા નવા કેસો મેળવવાની પણ સગવડતા થશે. પરંતુ હું એમ કેમ કરી શકું? પછી આપની દેખરેખ..." વળી એ અધુરું વાક્ય મુખબ્હાર કાઢી અટકી ગયો.

"ઓહ્, એટલા માટે તું મુઝાય છે! તારક, મારા સંબંધમાં તું કંઈ ચિંતા કરીશ મા. મેં પણ થોડા દિવસ ક્યાંક બહારગામ ચાલ્યા જવાનો આજે સવારે જ વિચાર કર્યો છે. જીવનમાં અત્યાર સુધી જાત્રા કરી નથી. હવે જાત્રાએ જવાનું મન થયું છે." સવિતા હસીને બોલી.

"એકલા જશો?"

"ના, અત્યારે તો હું શારદાને મારી સાથે લઇ જઈશ, પરંતુ ત્યાર પછી એને શિક્ષણ-સંસ્થાની બોર્ડિંગમાં પાછી રાખી જવી પડશે."

"એટલે તમે પાછા કેટલાક દિવસોમાં આવશો?" થોડીક વાર વિચાર કરીને તારકે સાંદગ્ધ ભાવે પૂછ્યું.

"એ કંઇ કહેવાય નહિ. કદાચ હવે કલકત્તા પાછી ન પણ ફરું!" સવિતાએ મ્લાન મોઢે હસીને કહેવા માંડયું: "જાત્રા કરતાં કરતાં કોઈ જગ્યા સારી ગમી જશે, ને મને માફક આવશે તો તો એકાદ નાનું સરખું ઘર વેચાતું લઈને પછી ત્યાં જ કાયમને માટે રહેવાનો મેં વિચાર કર્યો છે."

તારક ચૂપ રહ્યો.

"એટલે તારક, ભાઇ, તું તારે ખુશીથી તારા વિવાહ સંબંધમાં એમને હવે પાકો જવાબ દઈ દેજે." સવિતાએ એને એની ઇચ્છા-મુજબના વિવાહ નક્કી કરી લેવાનો માર્ગ મોકળો કરી આપ્યો.

તારક જમી રહ્યો હતો. પાટલેથી ઉઠતા ઉઠતા તેણે જવાબ વાળ્યો.

"ઠીક છે, હું વિચાર કરી જોઇશ."

*          *          *

એ દિવસે રાતે સવિતા સુવાને પથારીમાં ગઈ ત્યારે શારદા તેમની પથારી પર મચ્છરદાની બાંધીને તેના છેડાને ગાદલા નીચે દબાવી રહી હતી. સવિતાએ આવી એકાએક એને પૂછયું:

"શારદા, તારી સ્કુલની પરીક્ષા કયારે છે?"

"આસરે અઢી મહિના પછી."

"થોડાક દિવસને માટે મેં જાત્રાએ જવાનો મનસુબો કર્યો છે. તું મારી સાથે આવીશ કે?" સવિતા થોડોક વિચાર કરી બોલી.

"હા મા, આવીશ." શારદાએ ઉત્સાહિત કંઠે કહ્યું: "એક માત્ર કાશી સિવાય આ જીવનમાં હું બીજે કયાંય જાત્રાએ ગઈ નથી. એક વાર ગયાજી ગઈ હતી ખરી, પણ ઘણી નાની ઉંમરમાં—અગિયાર બાર વરસની હોઇશ ત્યારે! મારા સ્વામીના પીંડ સરાવવા ગઈ હતી મા."

"એવું કંઈ મને કહેતી નહિ." શારદાની એ વાત સાંભળી સવિતાને શરીરે કંપારી વછૂટી.

"આપણે ક્યારે જવાનું થશે મા?" શારદાએ પાછો સવાલ કર્યો.

"તારકના વિવાહ થઈ ગયા પછી. કલકત્તાનો નિવાસ હવે કાયમને માટે ઉઠાવી લેવાનો મેં વિચાર કર્યો છે."

"ત્યારે મને પણ તમારી સાથેજ રાખશોને મા?"

"ના બ્હેન, તને કલકત્તા પાછા આવવું પડશે."

"શા માટે મા?" શારદાને કંઠસ્વરે ઉદ્વેગ ધ્વનિત થઈ ઉઠયો.

"તું જે પ્રયોજનથી શિક્ષણ લે છે એ હજુ પૂરું થયું નથી બ્હેન. જાત્રાએથી પાછા ફર્યા પછી બોર્ડિંગમાં રહી અભ્યાસ સંપૂર્ણ કર્યા પછી મારી પાસે તારાથી રહી શકાશે."

સવિતાના શબ્દો સાંભળી શારદા સ્તબ્ધ થઈ ઉભી રહી.

"ત્યારે મારે જાત્રા કરવા આવવાની જરૂર પણ નથી મા." થોડીક વાર વિચાર કરી મ્લાન મુખે શારદા બોલી.

"શા માટે? દેશદેશાન્તર ફરી આવવાથી તને ઘણું ઘણું જાણવાનું ને શીખવાનું પણ મળશે."

"ના મા, હું આવીશ નહિ. એ મને કદાચ દેખી જાય!" શારદાએ માથું નકારમાં હલાવ્યું.

"ગાંડી, તારા એ હવે ત્યાં ક્યાંથી?" સવિતાએ વિસ્મિત થઈ પૂછ્યું.

"એ એટલે મારા બાપના ઘરના માણસો!" શારદાએ અત્યંત કુંઠીત થઈ ખુલાસો કર્યો.

સવિતા બધું ય સમજી ગઈ. એણે એને એક પણ વધુ પ્રશ્ન કર્યો નહિ.

"ત્યારે મારી સાથે તારે જાત્રાએ નથી આવવું, એમ જ ને? વારૂ, અહિંયા જ રહીને ભણવા-ગણવાનું ચાલુ રાખજે." દીર્ઘ નિશ્વાસ નાખી સવિતાએ વાત ટુંકે પતાવી.

"તમારા સિવાય મને કોઈનો ભરોસો નથી થતો મા! બોર્ડિંગમાં મને એકલી રાખવામાં તમને બ્હીક નથી લાગતી?" નિષ્કપટ વ્યાકૂળતાથી શારદા બોલી.

"બ્હીક શેની? ત્યાં તો તારા જેવી સેંકડો છોકરીઓ રહે છે. વળી મારો રાજુ કલકત્તામાં રહે છે, તારક પણ અહીં છે. તારી ખબર-અંતર રાખવાને હું તેમને કહેતી જઈશ. જ્યારે જરૂર પડે ત્યારે તેમને બેધડક જણાવી દેજે."

લગભગ અંધારા ઓરડામાં સવિતાની પથારી પાછળ ચૂપચાપ ઉભી રહીને શારદા નિઃશબ્દે વિચાર કરવા લાગી.

"મા!" ઘણીવાર પછી અસ્ફુટ સ્વરે શારદા બોલી.

"કહે શારદા, હું જાગુ છું." મચ્છરદાની બાંધેલી પથારીમાં સુતા સુતા સવિતાએ જવાબ દીધો.

"મારી પોતાનાં દીલની બધી યે ગુપ્ત વાત આજે તમને કહી નાખવાનું મને મન થાય છે."

"આજે રાત ઘણી ગઈ છે બ્હેન. તું હવે સુઇ જા."

"જાઉં છું. હું અગીયાર વરસની ઉંમરે વિધવા થઇ હતી મા! સાસરે તો ગઇ જ નથી. નાની બાળકી હતી ત્યારે મારી મા મરી ગઈ હતી. બાપે ફરીથી વિવાહ કર્યો છે..."

સવિતાએ શારદાને વધુ બોલતી અટકાવી વચ્ચે જ કહ્યું:

"શારદા, તું હવે વિશેષ કંઈ જ કહીશ નહિ. હું એ બધું ય જાણું છું."

*　　　*　　　*

**બીજે** દિવસે સવિતાએ વિમલબાબુને સિંગાપુર એક કાગળ લખી નાખી જણાવી દીધું કે:

"બહુ દૂર ક્યાંક ચાલ્યા જવા મારૂં મન અત્યંત આકુળ–વ્યાકુળ થઈ રહ્યું છે. અનેક વિચાર કર્યા પછી જાત્રાએ જવાનો મેં નિશ્ચય કર્યો છે. અહિંયા–કલકત્તામાં પાછા ફરવાની હવે મને રૂચિ નથી રહી. અનિર્દિષ્ટ હરતા ફરતા જે પ્રદેશ ઠીક લાગશે ત્યાં જ નિવાસ કરીને ઠરીઠામ થવાના નિર્ણય પર હું આવી છું. એટલે કલકત્તાનું મકાન હવે રાખવાનું પ્રયોજન નથી. તારકનો ભાવી સસરો તારકને પોતાને ઘેર પોતાની સાથે રાખવા ઇચ્છે છે. તેની વકીલાતમાં દરેક જાતની મદદ કરવાને તેમ જ ભવિષ્યમાં તેને સંસાર મંડાવી દેવાની જવાબદારી લેવાને પણ તે તૈયાર થયેલો છે. મેં તારકને એ વ્યવસ્થા ખુશીની સાથે સ્વીકારી લેવાની સલાહ આપી છે.

શારદાનો અભ્યાસ હજી સંપૂર્ણ નથી થયો. એને શિક્ષણ–સંસ્થાની બોર્ડિંગ હાઉસમાં રાખવાની ગોઠવણ કરી જઈશ. અભ્યાસ સંપૂર્ણ થયા પછી એની જો ઇચ્છા હશે તો એ મારી પાસે આવીને મારી સાથે રહેશે.

ફક્ત મારા રાજુ માટે કંઈ વ્યવસ્થા હજુ હું કરી શકી નથી. મેં સાંભળ્યું છે કે તે હમણા કેટલાક દિવસથી ભારે જંજાળમાં ગુંચવાઈ ગયો છે. વળી તે મારી કે બીજા કોઈની સહાય લેવાને કદીયે તૈયાર નથી. વિનંતિ કરવા છતાંય તે માની જાય એવો મને ભરોસો નથી. સર્વત્ર દુઃખ વધારી મુકવામાં હવે લાભ નથી. રાજુને સાથે લઈ જાઉં એ પણ બની શકે તેમ નથી કારણ કે એને અવારનવાર વૃન્દાવન જવાનું થયા જ કરે છે. વૃન્દાવનથી તેને બોલાવવાનો કાગળ ક્યારે મળે એ કંઈ કહેવાય નહિ.

તારકને અત્યારે કોર્ટના કામમાંથી ગેરહાજર રાખવો એ અયોગ્ય અને અસંભવિત છે, એ તો તમે જાણો છો. આમ હોવાથી જુના દરવાન મહાદેવ અને શિબુની માને સાથે લઈને જાત્રાએ જવાનું મેં નક્કી કર્યું છે. થોડાક દિવસ તો એમને એમ જાત્રાના સ્થળોએ ફર્યા કરીશ. પછી જે ઠેકાણે ઠીક લાગશે ત્યાં સ્થિર થઈને રહીશ."

* * *

કોણ જાણે ક્યા આકસ્મિક કારણને લીધે શારદાની સ્કુલ એ દિવસે બપોરે બંધ થઇ જવાથી શારદા ઘેર પાછી ફરી. એ વેળા લગભગ એક વાગ્યાનો સમય હતો. સવિતા એ વખતે દક્ષિણેશ્વર ગઈ હતી. તારક કોર્ટમાં ગયો હતો. શારદા એકલી ઘરમાં બેસી ઈતિહાસનો પાઠ તૈયાર કરવા લાગી.

"નવી મા!" નીચેનાં બારણાનું કડું ખડખડાવીને જોરથી કોઈનો બૂમ મારવાનો અવાજ શારદાને કાને પડ્યો.

ચોપડીનું જે પાનું વાંચતી હતી એ વાળીને ચોપડી નીચે મુકી દઈ ઉતાવળે પગલે નીચે ઉતરી શારદાએ બારણું ઉઘાડ્યું.

"આ શું? આજે તારી સ્કુલ નથી?" રાખાલે પૂછ્યું.

"હતી, પણ અચાનક રજા પડી છે."

"શેની રજા પડી છે?"

"તમે આજે અહિંયા આવનાર હતા એની." શારદાએ કટાક્ષ-યુક્ત અભિનય કરી હસતે મોઢે કહ્યું.

"અરે વાહ! આવી મજાકભરી વાત કરતા તારી જીભ જરા યે થોથરાતી નથી?" રાખાલ ગંભીર મોઢું કરીને બોલ્યો.

"આટલી પણ નહિ." શારદાએ અંગુઠા ને આંગળીની ચપટી ભરી બતાવી હસીને ચપળ કંઠે ઉત્તર દીધો.

"વારૂ, નવી મા શું કરે છે? મારે એમને મળવાની ખાસ જરૂર છે." શારદાની પાછળ પાછળ સીડીએ ચઢતા ચઢતા રાખાલ બોલ્યો.

"તેમને માટે તો સાંજ સુધી રાહ જોવી પડશે."

"કેમ? ઘેર નથી?"

"ના, દક્ષિણેશ્વર ગયા છે. આજે તેમણે ઉપવાસ કર્યો છે ને!"

"શેનો ઉપવાસ?"

"એ તો તેમણે કંઈ કહ્યું નથી. વ્રત છે એટલું જ બોલ્યા હતા."

"મને નથી સમજાતું કે આટલાં વ્રતો આવે છે ક્યાંથી? પંચાંગને ફાડી-તોડી નાખ્યા વગર હવે કોઈ રીતે ચાલે તેમ નથી, એમ નથી લાગતું?"

"આજે માને શેનો ઉપવાસ છે એ હું જાણું છું દેવતા."

"શેનો છે એ તો કહે?"

"આજે તેમની પુત્રીની જન્મતીથી છે."

"એમ કે? તને નવી માએ કહ્યું લાગે છે!"

"ગાંડા થયા છો! એ પણ એક માણસ જ છે. ઘણા દિવસ પહેલાં માને મેં બોલતાં સાંભળ્યા હતા કે માઘ પંચમીએ રેણુની જન્મતીથી છે."

"એટલે કે એ દિવસે નવી માનો ઉપવાસ અનિવાર્ય છે!" રાખાલ હસીને બોલ્યો.

"હા." શારદાએ રાખાલનાં કથનમાં સંમત થતા કહ્યું. "એટલુંજ બસ નથી. મેં ધ્યાન દઇને જોયું છે કે એ દિવસે મા ગરીબ દીન દુઃખીઓને છૂટે હાથે દાન કરે છે. રૂપિયા, આના, પૈસા, નવાં કપડાં, ગરમ ધાબળા વિગેરે વહેંચે છે. આ ઉપરાંત પુષ્કળ સાદી ને રંગીન સાડીઓ, ચોળીઓ તથા બીજા વસ્ત્રના કટકાઓ વગેરે પણ ખરીદીને ગરીબ તેમજ નિરાધાર ભીખારણોને વહેંચી આપે છે. પોતાને ઘેર એ આમાંનું કંઈ કરતા નથી પણ બીજે જ ઠેકાણે જઇને આપે છે. કાલિઘાટ, દક્ષિણેશ્વર, ગંગાઘાટ વિગેરે ગમે એ ઠેકાણે તે જાય છે ને બને ત્યાં સુધી ગુપ્ત દાન કરે છે."

રાખાલ કાંઇજ બોલ્યો નહિ. ગંભીર વદને કોણ જાણે કેમ એ કંઈ ઉંડો વિચાર કરવા લાગ્યો.

"સાંભળ્યું છે કે મા કલકત્તામાં રહેવાનું છોડી દઇને લાંબા વખત માટે બીજે ચાલ્યા જવાના છે?" શારદા બોલી.

"ક્યાં જવાના છે?" રાખાલે મોં ઉંચુ કરી પૂછ્યું.

"અત્યારે તો જાત્રા કરવાને. ત્યાર પછી જે પ્રદેશમાં એમને ગમશે ત્યાં રહી પડશે."

"વારૂ, ક્યારે જવાના છે?"

"તારકબાબુના વિવાહ થઈ ગયા પછી."

"તારકના વિવાહ! ક્યાં?" રાખાલે આશ્ચર્ય પામી પૂછ્યું.

શારદાએ વિસ્તારપૂર્વક તારકના વિવાહ-સમાચાર રાખાલને જણાવ્યા.

"ત્યારે આખરે તારક ઘરજમાઈ થવાને રાજી થયો ખરો!" રાખાલ બોલ્યો.

"એએક વર્ષ માટે! ત્યાર પછી શિવબાબુ તેમને એક અલાયદું મકાન આપી જુદું ઘર મંડાવશે, એમ મેં સાંભળ્યું છે."

"ત્યારે તો તારકે ફક્ત એક રાજકન્યા જ નહિ પણ અડધું રાજપાટ પણ મેળવ્યું છે એમ કહેને?" રાખાલ હસતા હસતા બોલ્યો.

"આ સાંભળીને તમને ખરેખર અફસોસ થાય છે, કેમ ખરું ને દેવતા?" શારદા મશ્કરી કરતી હોય એવે અવાજે બોલી.

રાખાલ એ મશ્કરીનો જવાબ ન દેતાં અન્યમનસ્ક ચિત્તે કોણ જાણે કંઈક વિચારવા લાગ્યો.

"દેવતા, તમે પણ શા માટે વિવાહ કરતા નથી?" શારદાએ એકાએક વિનંતી કરતી હોય તેવું મોં કરીને પૂછયું.

"તારકની સાથે ટક્કર ઝીલવા–હરિફાઈમાં ઉતરવા હું પણ વિવાહ કરું?" રાખાલ ખડખડાટ હસતો બોલ્યો.

"વાહ, શા માટે નહિ? ત્યારે શું આખી યે જીંદગી આમ એકલાજ પડયા રહેશો? સંસાર માંડવાની શું તમારામાં શકિતજ નથી?"

"શક્તિ હોવા છતાંય દુનિયામાં શું બધાય સંસાર માંડી શકે છે, શારદા?"

"શા માટે ન માંડી શકે? દીન–દુ:ખીઓ પણ પોતાને યોગ્ય સંસાર માંડી લે છે."

"પરંતુ એ તો આપણે જોઇએ છીએ કે ગરીબ દુ:ખી હોવા છતાંય સાધન–સંપત્તિ વગરના લોકો પણ સંસાર માંડવાનો સુયોગ મેળવી શકે છે, પરંતુ મહાન ધનીકો અલખતના અંબારમાં આળોટતા હોવા છતાંય એ સુયોગ મેળવી શકતા નથી. બધાયના ભાગ્યમાં બધુંય સુખ ભોગવવાનું લખાયું નથી હોતું. દુર શા માટે જઇએ? આ તારીજ બાબતમાં જોને. તું યત્ન કરવા છતાંય સંસાર કયાં માંડી શકે છે?"

"મારી વાત મુકી દો." શારદાએ સ્વચ્છ દીલે જવાબ આપ્યો. "જો નાની ઉંમરમાં વિધવા ન થઈ હોત તો આજે મારો ય સંસાર સુખી હોત. ત્યાર પછી તો દુર્બુધીથી નવો સંસારે માંડયો હતો! પણ એ સફળ ન થયો એમાં હું કે કોઈ શું કરે?"

"એથીજ સમજ કે: **भाग्यम् फलति सर्वत्रम् ।**" રાખાલ બોલ્યો.

"તમે વિવાહ કરો અને પછી સંસાર ન ચાલે અથવા સંસાર માંડતાજ વહુ મરી જાય કે બીજું કંઈ બને અને તમે આમ કરો તો તમારું કહ્યું કંઈક મનાય. પણ તમે તો અત્યાર સુધીમાં એવો કોઈ પ્રયાસજ કર્યો નથી !" રાખાલના શબ્દો પર ધ્યાન ન આપીને શારદા બોલી.

"પ્રયાસ ગમે એટલા કરવા છતાં પણ કંઇ વળે એમ નથી." રાખાલ બોલ્યો.

"વિવાહ થવા–ન થવા એ તો ભાગ્ય ઉપર આધાર રાખે છે, એ માનવાને તું તૈયાર નથી ? જો શારદા, આ બધા ઇતિહાસ–ભૂગોળ વાંચવાનું ગાલીચા–શેતરંજ વણવા–શીખવાનું થોડાક દિવસ બંધ કરી દઇને તારે હવે થોડુંક લૉજીક શીખવાની જરૂર છે."

"એની કંઇ જરૂર નથી. વિચાર કરી જુઓને ? તમને કેવા હરાવી દીધા !"

"હું મારી હાર થવાનો સ્વીકાર કરી લઉં છું." રાખાલ હાથ જોડીને બોલવા લાગ્યો." એક તો સ્ત્રી જાત, એમાં વળી અલ્પ વિદ્યા–એ કેટલી ભયાનક નીવડી શકે છે, એ તો સર્વ કોઇ જાણે છે. તર્ક-શાસ્ત્ર પ્રણેતાઓ પોતે આવીને પણ હાર કબૂલ કરે તો હું તો તુચ્છ છું. પણ હવે આ બધી વાત જવા દઈને કામની વાતનો જ જવાબ આપને ! નવી મા કલકત્તાનો નિવાસ કાઢી નાખી જાત્રાએ જવાના છે ? તો તારી શી વ્યવસ્થા કરવામાં આવી છે ? શું તું પણ નવી માની સાથે જ જવાની છે ?"

"જો હું જાઉં તો તમે ખુશ થશો કે નાખુશ ?" શારદા હસીને બોલી.

"ખુશ ન થાઉં તોય નાખુશ થવાનો શો અધિકાર છે ?" રાખાલ થોડોક વિચાર કરીને બોલ્યો.

"અધિકાર મળે તો થાઓ કે ?"

"એ વસ્તુ એટલી તુચ્છ નથી ! અધિકાર એવી વસ્તુ છે જે દાન કે મદદ રૂપે મળવાથી દુર્બળ થઈ જવાય છે. કાર્યની મર્યાદા–

મહત્તા રહેતી નથી. અધિકાર જ્યાં આપોઆપ જન્મે છે ત્યાં તેનું જોર રહે છે!" રાખાલ હસતો હસતો બોલ્યો.

"ત્યારે હવે મારે પણ અનધિકાર ચર્ચા કરવાનું કામ નથી. પરંતુ મોઢાં ઉપરથી એટલું તો સારી રીતે સમજી શકાય છે કે હું માની સાથે વિદેશે જાઉં એમાં તમે જરાય ખુશી નથી."

"એ કેવળ તારા જ ભવિષ્યનાં કલ્યાણ માટે છે શારદા."

આટલું બોલ્યા પછી થોડીક વારે રાખાલ મોટા અવાજે પાછો બોલવા લાગ્યો :

"એમાં મારો પોતાનો કંઈ સ્વાર્થ છે એ કેમ સમજાય એ તો કહો?" શારદા ઉદાસ ભાવે બીજી બાજુ મોઢું ફેરવીને બોલી.

"હું ખોટું બોલતો નથી શારદા." રાખાલ વ્યાકુળ થઈ બોલ્યો.

શારદા આ વખતે ખડખડ હસી પડી. એ હાસ્ય સ્નિગ્ધને મધુર હતું!

"સાંભળો, નવી માએ કહ્યું છે કે જ્યાં સુધી ભણવા-ગણવાનું પૂરું ન થાય ત્યાં સુધી મને સ્કુલની બોર્ડિંગમાં રાખવાની વ્યવસ્થા કરવામાં આવશે."

"એ બહુ સારી વ્યવસ્થા છે."

રાખાલના આ શબ્દો સાંભળી શારદાનાં વદન પર શ્યામતા છવાઈ ગઈ.

"પરંતુ મને આ સ્કુલની વાત સારી નથી લાગતી દેવતા!" વિનંતિ કરતી હોય એવા સુરે શારદા બોલી.

"ત્યારે શું સારું લાગે છે બોલ?" રાખાલે પૂછ્યું.

શારદા નીચું મોં રાખીને નિરુત્તર રહી.

"મોટી-મોટી ચોપડીઓ વાંચીને થિયેરેટિકલ જ્ઞાન મેળવવા કરતા પ્રેક્ટીકલ કલાસમાં હાથનું-કલમનું કામ શિખવું ઘણુ ઈન્ટરેસ્ટિંગ છે. એ તો તને સારું લાગે એવું છે." રાખાલ બોલ્યો.

"મને કંઈ પણ શીખવું સારું લાગતું નથી." શારદા નીચી નજર રાખીને બોલી.

"ત્યારે તને શું સારું લાગે છે શારદા?" રાખાલ વિસ્મય પામી બોલ્યો.

"એ કહેવામાં કંઈ લાભ નથી. તમેએ સાંભળીને મશ્કરી કરશો." શારદા ખિન્ન સ્વરે બોલી.

"શારદા, તારાં જીવનનાં સુખ-દુઃખની વાત માટે વ્યંગ વિદ્રુપ કરું એટલો હું પાખંડી નથી." રાખાલ બોલ્યો.

"ના દેવતા, એમ નથી." શારદા મુંઝાઈ જઈને બોલી: "મને શું સારું લાગે છે એ હું પોતે પણ સમજી શકતી નથી. પણ એટલું કહી શકું છું કે નિર્દિષ્ટ સમયે યંત્રની માફક સ્કુલે જઈ ભણવા-શિખવા, શિલ્પકર્મ કે બાળઉછેરની વિદ્યા શિખવા કરતાં ઘરમાં સંસાર-વ્યવહારના કામ કરવા મને ઘણા સારા લાગે છે. સંસારને શુદ્ધ શૃંખલાથી સજવામાં મારા ઉત્સાહનો અંત નથી. એ માટે હું સવારથી રાત સુધી અકલાન્ત પરિશ્રમ કરી શકું તેમ છું. નાનાં નાનાં બાળકો એ મારા આનંદના પાત્ર છે. તમે જોયું છે ને કે નવી માના જૂના મકાનમાં હું રહેતી હતી ત્યારે ત્યાંના ભાડુતોનાં નાનાં નાનાં બાળકો મારી પાસે આવતા, રમતા, વાતો સાંભળતા અને ભણવા-ગણવાનું પણ શીખતા હતા."

આટલું બોલી શારદા થંભી ગઈ.

"પોતાને હાથે પોતાના માણસોની સેવા કરવામાં કેટલો સંતોષ, અને કેટલો આનંદ છે એ તો સ્ત્રીઓ સિવાય બીજા કોઈ પણ સમજી શકતા નથી." થોડીક વાર પછી ઉંડો નિસાસો નાખીને શારદા બોલી.

"શારદા, તારા પોતાના સંસારનું કંઈ કહેવા જેવું નથી છતાં ય સંસાર પ્રત્યે તારું આટલું બધું આકર્ષણ છે?" રાખાલ વ્યથિત થઈ બોલ્યો.

"હા છે. એટલા માટે જ તો હું વિનંતિ કરી કહું છું કે દેવતા, તમે વિવાહ કરો. સંસારી થાઓ. હું તમારો સંસાર ચલાવીશ. તમો બંનેની સાચાં હૃદયથી સેવા કરવાનો યત્ન કરીશ. મારા પોતાના હાથે એવી સુંદર રીતે ઘરસંસાર સજાવી દઈશ કે એ જોઈને લોકોમાં તમારી ખ્યાતિ વધશે. ત્યાર પછી છોકરા–છોકરીઓ વિગેરે બાળકોને ઉછેરવાનો ભાર પણ હું જ ઉપાડી લઈશ. આજે સિલાઈ, ભરતકામ, બાળઉછેર વિગેરે મહેનત લઈ શીખી છું એ શું ખરેખર હોસ્પીટલમાં કે લોકોને ઘેરે ઘેર ચાકરી કરવા માટે છે? ના, ના. એવું મનમાં કદી યે લાવતા નહિ."

રાખાલ વિસ્મિત થઈ શારદાની વાત સાંભળતો હતો.

"સ્કુલના એટલા કડક નિયમ મારાથી પળાય તેમ નથી." શારદા પાછી બોલવા લાગી. "આમ છતાં ય મહેનત લઈ શીખું છું. શા માટે? દુનિયા શું કહે? હું તમને પરણાવી દઈશ. તમે પોતે કન્યા પસંદ કરો અને સંસાર માંડો. બાળકોને હું મોટા કરીશ અને ભગવાન ન કરે પણ કદી જો સંસાર–વહેવારમાં તમને ખર્ચને માટે નાણાની તંગી પડશે તો પણ તમારે કોઈની પાસે જઈ હાથ લાંબો કરવો પડશે નહિ. એ અગવડ પણ હું જ પૂરી કરી શકીશ."

"શું તું આ કલ્પના માટે શિક્ષણ સંસ્થામાં દાખલ થઈ છે શારદા?"

"તો શું હું મારા પેટ પૂરતાં અન્ન માટે પારકાને બારણે હાથ લંબાવી ચાકરી કરવાનો હેતુ ધરાવું છું? શા માટે? કયા દુઃખે જાઉં?" રાખાલના મોં સામે તાકીને જોઈ શારદા બોલી.

શારદાના કંઠની દ્રઢતાથી રાખાલને અવિશ્વાસ કરવા જેવું કંઈ રહ્યું નહિ.

"શારદા, તું શું એમ કહેવા માગે છે કે તારું સારૂંયે જીવન આવી રીતે સંસારમાં વિતાવી દઈશ? પોતાનો સંસાર, પોતાનો સ્વામી, પોતાના સંતાન ન હોવા છતાં ય શું જીવનમાં સંસારની સાધના સંપૂર્ણ

સાર્થક થાય છે?" શારદાના મોં તરફ પૂર્ણ દ્રષ્ટિથી તાકીને રાખાલ ધીરા કંઠે બોલ્યો.

"એ હું તમને દલીલ કરી સમજાવી શકતી નથી દેવતા. હું જાણું છું કે સ્વામી, ગૃહસ્થાશ્રમ અને સંતાન એ બધાંય સ્ત્રીઓનાં જીવનમાં બહુ જ અકાંક્ષાની વસ્તુઓ છે. જે સ્ત્રી ખરેખર એકને જ પ્રેમ કરે છે તે કદીયે આટલી કાળાશ લાગવા દેતી નથી. કોઈ પણ સ્ત્રી ઇચ્છતી નથી કે પોતાના સંતાનને કપાળે માબાપના કોઈ પણ પ્રકારના કલંકની છાપ રહે. જેને માટે હોય, અને જેનો દોષ હોય, એ વાત તો કોઈ દિવસ ભૂલી શકાતી નથી. મારાં જીવનમાં અશુચિની છાયા પડી છે. પોતાના સ્વામી-પુત્રની સ્ત્રી કે માતા બનીને નીચું જોવા જેવું કરું એવી હું સ્વાર્થી નથી. સ્વામી, સંતાન ન હોય તો જેને અંતરથી ચાહું છું, જેની ભક્તિ કરું છું તેના સંતાન પોતાના સંતાન કરતા ઓછાં વહાલાં હોઈ શકે? તેનો સંસાર પોતાના સંસાર કરતાં શું ઓછો આનંદજનક છે?" શારદા મૃદુ સ્વરે બોલી.

રાખાલ નિસ્તબ્ધ થઈ બેસી રહ્યો.

"દેવતા, હું અબુધ નથી." લાંબા વખત પછી શારદા ધીમે ધીમે બોલવા લાગી: "તમે વિવાહ કરો. તમારી વહુને હું પ્રેમ કરી શકીશ આ સિવાય બીજી વિશેષ વાત તે તમને શી કહું? તમારો સંસાર—તમારા સંતાન મારા સઘળાય આનંદના કારણ બનશે. મારાં જીવનની ખરેખર સાર્થકતા થશે."

નિરૂત્તર રાખાલ એક જ ભાવે ચિંતામગ્ન થઈ બેસી રહ્યો.

બહુ ક્ષણ નિઃશબ્દે પસાર થઈ ગયા પછી રાખાલ પોતાની સ્તબ્ધતાનો ભંગ કરી મુખ ઉચું કરી અસ્ફુટ સ્વરે બોલ્યો: "તારી વિનંતીએ આજે ખરેખર મને મારા ભવિષ્ય સંબંધમાં વિચાર કરતો કર્યો છે શારદા! હું વિચાર કરીશ. આજે તો હું જાઉં છું. નવી મા આવે ત્યારે કહેજે કે હું આવ્યો હતો."

તારકના વિવાહ નિર્વિઘ્ને થઈ ગયા છે.

વિમલબાબુ કલકત્તા આવી ગયા છે. સવિતાએ વિમલબાબુની સાથે જાત્રાએ જવાની પુરી તૈયારી કરી લીધી છે. આવતી કાલે રવાના થવાનું નક્કી કર્યું છે. જુના દરવાન મહાદેવ ઉપરાંત વિમલબાબુ, દાસી અને રસોયણને સાથે લેવાની પણ વ્યવસ્થા કરી છે.

"આ ઘરેણાં રેણુના છે." રાખાલને બોલાવી સવિતાએ તેના હાથમાં વ્રજવિહારી બાબુની સીલબંધ દાગીનાની પેટી સુપ્રત કરતા કહ્યું: "તે એ ન લે તો દુનિયાની માતૃહીન દીકરીઓને તું વહેંચી દેજે, રાજુ. આ બધું જેને માટે મેં સાચવી રાખ્યું છે, તે જ્યારે કાયમને માટે દારિદ્રયમાં રહેવા માગે છે ત્યારે હવે હું એનો બોજો નાહક માથે ઉઠાવી શા માટે મરું? દોઢ લાખ રૂપિયાની કિમતની જે મીલકત મારા નામ પર હતી એ રેણુના બાપના પેદા કરેલા પૈસામાંથી જ ખરીદેલી હતી. એ મીલકત રેણુનાં નામ પર ટ્રાન્સફર કરાવી દીધી છે. લે, આ એના દસ્તાવેજ અને ખતપત્રો. જો એ પણ એ ન લે, તો એ મીલકતની પણ તને જેમ યોગ્ય લાગે તેમ વ્યવસ્થા તું કરજે. વળી આ હજારેક રૂપિયાના કંપનીના શેર અને મારા આ હાર, માળા, બંગડીઓ વિગેરે ઘરેણાંઓ મારા બાપે મને વિવાહ વખતે આપ્યા હતા એ હું તને ઘર માંડવા માટે એટલે મારી વહુને મારા વતી ભેટ આપું છું. તેને તેની સાસુ તરફથી આશીર્વાદ સાથે આ આપજે. ના ન કહેતો ભાઈ."

શારદા દૂર ઉભી રહી રાખાલનાં મોઢાં સામે જોઈ ધીમેથી હસી પડી.

"નવી મા, તમારા દીકરાની વિદ્યા કે બુદ્ધિથી તમે અજાણ્યા નથી." રાજુ ખિન્ન થઈ બોલ્યો : "આટલી મોટી જવાબદારીનો બોજો મારા ઉપર શા માટે લાદો છો? શું હું આ બધાની વ્યવસ્થા કરી શકીશ? આ કરતાં તો તારકને આ બધું સુપ્રત કરી જાઓ તો સારૂં, કારણકે એ કાયદાબાજ માણસ છે એટલે માલમીલકતની વ્યવસ્થા કરવાનું તે સારી રીતે જાણે છે. તેના હાથમાં આ બધું હશે તો તમારી ઇચ્છા મુજબ એની સુવ્યવસ્થા જરૂર થઈ શકશે."

"શું તું મને હજુ પણ નિશ્ચિંત થઈ જવા દેશે નહિ રાજુ?" સવિતા ગળગળે અવાજે બોલવા લાગી. જે ઉદ્દેશ માટે તારા કાકા બાબુના હાથમાંથી આ બધુંય મેં એક દિવસ લઈ લીધું હતું એ હજુ સાર્થક થયો નથી. તારા કાકાબાબુનો બધો ય કારભાર ડુબીને જે દિવસે તળીએ જઈ બેઠો એ દિવસે આ બધું ય ડુબી ગયું હોત તો ઘણું સારૂં થાત. એમ થયું હોત તો અત્યારે મને સંપૂર્ણ શાન્તવના મળી શકી હોત."

"પણ નવી મા!" રાખાલ કુંઠીત થઈ બોલવા લાગ્યો. "હું આ બધા આર્થિક વ્યવહારથી તદ્દન અજાણ છું. મને આ બધું સોંપીને........."

"એની બ્હીક તું ન રાખ રાજુ!" સવિતા ધીમેથી બોલી. "તું આ સંબંધમાં જે કંઈ વ્યવસ્થા કરીશ એ સુવ્યવસ્થા અને કલ્યાણકારી જ હશે."

* * * *

સવિતા અને તેના સાથીઓએ સહુથી પ્રથમ દ્વારકાની યાત્રા કરી. એ સ્થાનેથી અનેક સ્થાનોએ ફરતાં ફરતાં ગુજરાત-રાજપુતાના વિગેરેનું પર્યટન કરી તેઓ આગ્રા આવી પહોંચ્યા.

"મથુરા-વૃન્દાવન જઈશું કે સવિતા? અહિંયાથી સાવ નજીક જ છે." વિમલબાબુએ પૂછ્યું.

"શ્રી કૃષ્ણના લીલાક્ષેત્ર પ્રભાસનાં દર્શન કર્યાં, દ્વારકાની જાત્રા કરી, તો હવે મથુરા–વૃન્દાવનની ઝાંખી કરવી શા માટે બાકી રહેવા દેવી જોઈએ? ચાલો ત્યાં પણ જઈએ." સવિતા એ શ્રી કૃષ્ણ પ્રભુની રમણભૂમિનાં દર્શન કરવાની ઉત્સુકતા દર્શાવતો ઉત્તર આપ્યો.

મથુરામાં વિમલબાબુના પરિચિત એક શ્રીમંત શેઠના પ્રાસાદમાં તેઓ આવી રહ્યા. શેઠજી વેપાર રોજગાર અને ધંધાધાપાને લીધે વિમલબાબુના સારા પરિચિત હતા. તેમણે સુરમ્ય "ગેસ્ટ હાઉસ" એટલે અતિથિ ભુવનમાં વિમલબાબુના ઉતરવાનો બંદોબસ્ત કરી દીધો હતો. પોતાની એક મોટરકાર પણ વિમલબાબુની તહેનાતમાં તેમણે રાખી દીધી હતી.

"સવિતા, વ્રજબાબુને મળવા જઈશું ને?" મથુરાથી મોટર મારફત વૃન્દાવન ગયા પછી વિમલબાબુએ પૂછ્યું.

"ગાંડા થયા છો! આપણે દેવ દર્શન કરવા આવ્યા છીએ કે હળવા–મળવા! તેમ છતાં પછીથી જોયું જશે." સવિતાએ અંદરથી મન છતાં ઉપરથી મોળો ને ઉડાઉ જવાબ આપ્યો.

આખો દિવસ વૃન્દાવનનાં જુદાં જુદાં સ્થાનોએ ફરીને બધા લોથપોથ થઇ ગયા.

"ચાલો હવે મથુરા પાછા ફરીએ." વિમલબાબુએ ખુબ થાકી જવાથી બપોરે સવિતાને કહ્યું.

"સાંભળ્યું છે કે વૃન્દાવનમાં ગોવિંદજીની આરતી ભારે સુંદર થાય છે. આરતીનાં દર્શન નથી કરવા?"

"જરૂર કરવા છે. આરતીનાં દર્શન કર્યા પછી જ પાછા ફરીશું." વિમલબાબુએ સવિતાની ઇચ્છા સાથે સંમત થઈ કહ્યું.

વિશાળ મેદાનની પાછળ ઝાડની છાયા નીચે મોટર રાખી એક મોટી શેતરંજી જમીન પર પાથરી તેઓ વિશ્રામ લેવા બેઠા. મહાદેવ દરવાન વિમલબાબુના ચહાના સરસામાનની નેતરની બોકસ ગાડીમાંથી લાવી સ્ટવ સળગાવી પાણી ગરમ કરવાને તૈયારી કરવા લાગ્યો. સવિતા

ચહા પીતી ન હતી, પરંતુ પોતાને હાથે ચહા બનાવતી હતી. એલ્યુ-મિનિયમની કીટલીમાંથી ઉકળતું પાણી ચીનાઈ માટીના ચહાના વાસણમાં ગાળી, ખાંડ દુધ વિગેરે મહાદેવે સવિતાની સામે લાવી મૂક્યાં.

"મહાદેવ, આજે તુંજ ચહા બનાવ. હું તો ફરી ફરીને આજે ખુબ થાકી ગઈ છું." સવિતાએ ક્લાંત કંઠે કહ્યું.

"જો તમારું શરીર અસ્વસ્થ થયું હોય તો તો પછી આજે હવે આરતીનાં દર્શન કરવા માટે મંદિરની ભીડમાં જવાની કાંઈ જરૂર નથી." વિમલબાબુ ઉદ્વિગ્ન થઈ બોલ્યા.

"ના, ના. એવું કંઈ થયું નથી." સવિતા એકદમ બોલી ઉઠી. "આરતીનાં દર્શન તો મારે જરૂર કરવા છે. એક વખત સંકલ્પ કર્યો છે એટલે હવે પૂર્ણ કર્યા વગર પાછા ફરવું નથી."

* * *

મેદાનના સીમાડા પર સૂર્ય અસ્તાચળે ચાલ્યો ગયો. પ્રખર રંગબેરંગી પ્રકાશથી સારૂંયે નીલ આકાશ લાલચોળ થઇ રહ્યું હતું. પોતપોતાના માળાએ જવાને ઉડી રહેલા પંખીઓના કલકલ અવાજથી વૃન્દાવનનાં ઝાડપાન અને કુંજો ગાજી ઉઠયા હતા. સવિતા સ્તબ્ધ ભાવે મેદાનના દૂરના સીમા પ્રાંત પર અન્યમનસ્ક દૃષ્ટિ ફેંકી બેઠી હતી. વિમલબાબુ ચૂપચાપ વર્તમાનપત્ર વાંચી રહ્યા હતા. ધીમે ધીમે સંધ્યા ઘાટી બની ગઈ અને રાતનો કાળો ઘોર અંધકાર સર્વત્ર છવાઈ ગયો.

"ચાલો, હવે મંદિરે જઈએ. મોડા થઈશું તો ભીડમાં દાખલ થતા તમને ભારે હેરાનગતી ભોગવવી પડશે." એકાએક વર્તમાનપત્ર વાંચવું બંધ કરી વિમલબાબુ બોલ્યા.

"હા, ચાલો." સવિતા ઉંઘમાંથી જાણે ઝબકીને પાછળ જોઇ બોલી.

ઉભયે તરત મોટરમાં બેસી જઈ ડ્રાઈવરને ગોવિંદજીના મંદિર તરફ જવાની સૂચના આપી.

"આપણે જલ્દીથી મંદિરમાં જવું જોઇએ. ઝાલર–ઘંટા તો વાગવા લાગ્યા છે. પછી ભીડ ભેદીને અંદર દાખલ થવામાં બહુ હરકત પડશે!" સવિતા મોટરમાં બેઠા પછી બોલી.

વિમલબાબુએ કંઈ ઉત્તર આપ્યો નહિં.

મોટર આમતેમ ફરીને દીપમાળાથી ઝળહળી ઉઠેલા ગોવિંદજીના મંદિર પાસે આવી પહોંચી. આરતીના ઝાલર ઘંટાનાદથી મંદિર ગાજી ઉઠયું હતું. વિમલબાબુ વગેરેએ અંદર પ્રવેશ કર્યો.

ગોવિંદજીની આરતી થઇ રહી હતી. સવિતા દેવપ્રતિમા સન્મુખ ઉભી રહી ગળે સાડીનો છેડો નાખી આરતીનાં દર્શન કરવા લાગી, પરંતુ તેની દૃષ્ટિ દેવપ્રતિમા પ્રતિ સ્થિર થતી ન હતી. તે આમતેમ આસપાસ ફરી રહી હતી- કેમ જાણે કોઈને હુંઢી ન રહી હોય!

એકાએક એ દ્રષ્ટિ મંદિરના વરંડાના એક ખુણા પર પડી. વ્રજબાબુ બંને હાથ જોડી ઉભા રહી નિષ્પલક નયને આરતીનાં દર્શન કરી રહ્યા હતા. તેમના હોઠ ધીમે ધીમે કંપી રહ્યા હતા હરિ નામ ઉચ્ચાર કરી રહ્યા હતા.

આરતી પુરી થતાં ભીડ ઘટી ગઇ. વિમલબાબુએ આગળ આવી વ્રજબાબુની ચરણરજ લઈ માથે ચઢાવી.

"ગોવિંદ, ગોવિંદ! "સાપ જોઈને ભયભીત થઈ જવાય તેમ વ્રજબાબુ દુર સરકી જઈ બોલી ઉઠયા: "આ શું? પ્રભુનાં મંદિરમાં મને પ્રણામ! મહાપાપનો હું દોષીત બન્યો!"

"મંદિરમાં પ્રણામ ન કરાય એની મને ખબર ન હતી. ક્ષમા કરો." વિમલબાબુ મુંઝાઇને બોલ્યા.

"ગોવિંદ, ગોવિંદ, તમે અમારા વિમલબાબુ છોને? ચાલો, ચાલો, પાછળના તુળસીકુંજમાં જઈને બેસીએ." વિમલબાબુને ઓળખતા વ્રજબાબુ બોલ્યા.

"ચાલો." વિમલબાબુએ કહ્યું.

વ્રજબાબુ દેવ-પ્રતિમા સન્મુખ સાષ્ટાંગ પ્રણિપાત કરી વારંવાર પોતાનું નાક જમીન સાથે મસળી વિમલબાબુએ પ્રણામ કરવાથી પોતાને લાગેલા દોષના નિવારણ માટે દેવને વિનંતી કરવા લાગ્યા.

સવિતા સ્થિર દ્રષ્ટિએ જમીન પર ઘુંટણીએ પડી દેવની કૃપા યાચતા વ્રજબાબુની સામે તાકતી બેસી રહી.

વ્રજબાબુના ચહેરામાં ભારે પરિવર્તન થઇ રહ્યું હતું. મુખ મંડળ અને મસ્તક ક્ષૌર મંડિત હતા. માથા પર દુધ જેવા ચોટલીના વાળ સિવાય વાળનું ચિહ્‌ન માત્ર પણ ન હતું. ગળામાં તુળસીની ગુચ્છાબદ્ધ માળા હતી. નાક અને કપાળમાં તિલક રેખા હતી. હાથમાં હરી નામની ઝોળી હતી. અંગ પર "શ્રી કૃષ્ણ" નામની છાપવાળું ઉપવસ્ત્ર હતું. ગૌરવર્ણ પડછંડ દેહ સૂર્યના તાપથી બળીને તપેલા ત્રાંબા જેવો થઈ વયના વધવાથી મોઢાં આગળથી વાંકો વળી ગયો હતો.

"વિમલબાબુ, ગોવિંદે આ દીનહીન પર અનેક કૃપા કરી છે." વિમલબાબુએ કુશળ સમાચાર પુછતાં ભાવનાભર્યા અવાજે વ્રજબાબુ ઉત્તર આપવા લાગ્યા: "જે કોઈ અહિંયા વ્રજધામમાં આવે છે, વ્રજ-રેણુ માથે ચઢાવે છે, રમણ-રેતીમાં આળોટે છે, યમુનામાં સ્નાન કરી શ્યામ કુંડ, રાધા કુંડ, ગિરિગોવર્ધનનાં દર્શન-સ્પર્શન કરે છે તે શું કદી યે અકુશળ રહે છે? વૃન્દાવનમાં તો બધાય કુશળ હોય છે. આ લોકમાં હવે મારી એક પણ કામના રહી નથી. અહિયા હું તો કૃષ્ણાનંદમાં મુગ્ધ થઈ રહ્યો છું."

"રાજુની પાસેથી મેં સાંભળ્યું છે કે તમે અહિંયા કોઈ વૈષ્ણવ બાબાજીના અખાડામાં દીક્ષા લીધી છે? હંમેશા રાતદિવસ તેમની સેવામાં જ હાજર રહો છો?" સવિતા આગળ આવી બોલી.

"એ વાત સાચી છે." લોચા વળતી જીભે વ્રજબાબુ બોલવા લાગ્યા: "તમે શું જાણો નવી વહુ, કે મારાં જીવનના છેલ્લા દિવસમાં ગોવિંદે મને તેમના ચરણમાં રાખવાની પરમ કરૂણા દાખવી છે. અહિંયા દુનિયાના બધા ય દુઃખ-તાપ ખરેખર દૂર થઈ જાય છે."

જીવન હોડમાં હારીને સર્વસ્વ ગુમાવી દઈ ભક્તિ રસના નશામાં તમે ચકચૂર–મસ્ત બન્યા છો, પણ એ મસ્તીનું શું મૂલ્ય ચૂકવવું પડયું છે, એ તમે જાણો છો?" સવિતા સ્તંભિત વિસ્મયે વ્રજબાપુની સામે તાકી રહી બોલી.

"નવી વહુ, એ મસ્તીનો નશો હવે કદીયે ન ઉતરે એવી જ કામના કરો." વ્રજબાપુએ વિહ્વળ કંઠે કહ્યું.

"અને તમારી દીકરી–મારી રેણુ?" સવિતા ભારે અવાજે બોલી.

"મારી દીકરી! મને હવે એ મારાંપણનો મોહ નથી રહ્યો, નવી વહુ. અહિંયા તો બધુંય તુંહિ તુંહિ છે. 'મારૂં' કહેવા જેવું કંઈ જ નથી. એ એક માત્ર 'હું' વ્રજનંદન શ્રીકૃષ્ણ જ અહિંયા છે. રેણુને તો તેના ચરણમાં મેં અર્પણ કરી દીધી છે. જ્યાં સુધી એને મારી પોતાની ધારતો હતો ત્યાં સુધી હું ભૂલાવામાં પડી જતો હતો. એ ચૌદ બ્રહ્માંડના માલીકના હાથમાં તારી રેણુને સુપ્રત કરી દઈને હવે હું નિશ્ચિંત્ત થયો છું. તે જે વ્યવસ્થા કરે છે એ કોઈથી રદબાતલ કરી શકાય તેમ નથી. મારી જ વાત વિચારી જોને? માણસની વ્યવસ્થા, માણસની ઈચ્છા, અને માણસની માલીકી વળી કેવી? અદ્રશ્ય રહી તે પરમ રસિક જે દિશા તરફ ઈશારો કરે છે એ દિશાએ જ જવું પડે છે. એ બાજીગરની રમતના આપણે તો માત્ર પુતળાં જ છીએ. પોતાની ઈચ્છાથી માણસ કંઈ પણ કરી શકતો નથી. એની ઈચ્છા સિવાય કંઈ પણ બની શકતું નથી."

"બાપુ." સવિતા કંઈક જવાબ આપવા જતી હતી ત્યાં એકાએક કોઈની બૂમ સંભળાઈ.

એ બૂમ સાંભળી ચમકીને સવિતાએ પાછા ફરીને જોયું તો રેણુ નજરે પડી. સુકાઈ ગયેલું મોં, તેલ વિનાનાં લુખ્ખાં ને ગુંચવાયલા વેરવિખેર વાળ અને ચહેરા પર સાક્ષાત્ દારિદ્રયદેવની તસવીર સ્પષ્ટ તરી આવેલા. એનાં અંગ પર અડધી મેલીઘેલી વૃન્દાવનની છાપેલી સાડી, ગળામાં તુળસીની માળા અને કપાળ તેમજ નાક પર ચંદન–તિલક હતા.

સવિતા સ્તંભીત દ્રષ્ટિએ તેની સામે જોઈ રહી.

"બાપુ, ઘેર ચાલો, રાત થઈ છે." સવિતાની સામે જરાય નજર નાખ્યા સિવાય રેણુ બોલી.

"તારી માને ઓળખી શકી રેણુ? વ્રજબાપુ કંઈક વ્યગ્ર બની બોલ્યા.

માથું હલાવીને રેણુએ હા પાડી. મંદિરમાં તો પ્રણામ કરાય તેમ ન હતું.

"ચાલો બાપુ!" માના મોં સામે થોડીક વાર શાંત–નિર્લિપ્ત દ્રષ્ટિપાત કરી પાછી વ્રજબાપુની સામે ફરી તે બોલી: "એકાદશીનો આજે આખાય દિવસનો આપને અપવાસ છે. હવે થોડોક પ્રસાદ લેશો?"

દીકરીની આકૃતિ દેખી એક તો સવિતાનું અંતર ચીરાઈ રહ્યું હતું, ત્યાં એની આ વાતચીતથી વધુ અકળાઈ ઉઠયું.

મા પ્રત્યે દીકરીનાં પારકા માણસનાં જેવાં આચરણથી વ્રજબાપુ પણ મનમાં ને મનમાં બહુ જ દુઃખ પામ્યા.

"નવી વહુ, ગોવિંદની સેવા કરવાને એક વાર ઘેર આવીશકે?" સવિતાને વ્રજબાપુએ કહ્યું.

"ના, તમારા ગોવિંદની સેવા કરવાને મારા જેવી મહાપાપીને તમારે ઘેર આવવાનું હવે કોઈ કારણ રહ્યું નથી." સવિતાએ રેણુના નિર્લિપ્ત મુખ સામે ક્ષણભર દ્રષ્ટિપાત કરી વ્રજબાપુને જવાબ દીધો.

"ગોવિંદ! ગોવિંદ! દીનદયાળ, દીનબન્ધુ, પતિત પાવન!" વ્રજબાપુ દુઃખદ સ્વરે બોલ્યા: "એ જ અશરણનું શરણ છે નવી વહુ!"

"પોપટની માફક મોઢે જ તમે આ બધું બોલી ગયા." હોઠે આવીને અટકેલા આક્રંદના ડચકાંયાંને અંતરમાં મહા મુશીબતે દાબી દઈ સવિતા બોલવા લાગી: "તમારો પતિતપાવન કહેવાતો એ ધર્મ, તમારી નજર સામે આવીને ઉભા રહ્યા છતાંય પાપીને પાવન કરી શકતો નથી–ક્ષમા કે ઉદારતા બતાવી શકતો નથી. અને જે ધર્મમાં ક્ષમા

નથી, ઉદારતા નથી, દયા નથી, એ ધર્મ અધર્મ કરતા કઈ રીતે ઉચ્ચ છે વારુ?"

આટલું બોલી સવિતાએ ઉતાવળે પગલે મંદિરની બહાર ચાલવા માંડયું.

"મારે તમારી સાથે થોડી વાત કરવાની છે. તમને મળવાનું ક્યારે સરળ થઈ શકશે?" વિમૂઢ વ્રજબાબુની સામે આવી વિમલ બાબુ બોલ્યા.

"જ્યારે તમને સગવડ હોય ત્યારે!" વ્રજબાબુએ કહ્યું.

"વારુ, કાલે બપોરે હું આવીશ. આપનું મકાન......"

"આ મંદિરથી થોડેક દૂર ડાબા હાથ પરની ગલીમાં ઘનશ્યામ બાબાજીના કુંજનું નામ બોલતાં જ સર્વ કોઈ તમને બતાવી દેશે."

"બાપુ, કાલે તો શ્રી ગુરુ મહારાજના કુંજે અહોરાત નામ–સંકીર્તન અને વૈષ્ણવ સેવા છે. કાલે આખોયે દિવસ આપણે તો ત્યાં જ રહેવું પડશે." રેણુ બોલી.

"ઠીક યાદ દેવડાવી દીધું બ્હેન." વ્રજબાબુ વ્યસ્ત થઈ બોલ્યા. "ત્યારે વિમલબાબુ, કાલને માટે તો તમારે મને માફ કરવો પડશે. કાલે તો મારે આખો ય દિવસ મારા ગુરુદેવ શ્રી વૈકુંઠદાસ બાબાજીના કુંજમાં જ રહેવું પડશે. પરમ દિવસે સવારે મળવા આવવામાં તમને કંઈ અગવડતા તો નહિ પડેને?"

"જરા ય નહિં. આપની સગવડ પ્રમાણે પરમ દિવસે હું તમારે ત્યાં મળવા આવીશ. નમસ્કાર!"

વિમલબાબુએ નમસ્કાર કર્યાથી દોષ લાગ્યો હોય તેમ વ્રજબાબુ એકદમ વ્યગ્ર સ્વરે બોલી ઉઠ્યા: "ગોવિંદ! ગોવિંદ!"

* * * *

મોટર ચાલતાં જ સવિતા થાકી-ગયેલાં શરીરને બેઠકપર આરામ ખુરસીની માફક લંબાવી દઈને અડધી આડી પડી.

"હવે બીજા કોઈ સ્થાને જવાનું મને ઠીક નથી લાગતું. હવે તો આરામ લેવાની ઈચ્છા થાય છે, દયામય!"

"વૃન્દાવનમાં રહેવાનું નક્કી કર્યું કે?" વિસ્મિત વિમલબાબુ સવિતાનાં મુખ સામે તાકીને બોલ્યા.

"ના–ના–ના! અહિંયા હું એક ક્ષણ પણ રહી શકીશ નહિ!" અવાજ મોટો કરીને સવિતા બોલી: "મને સત્વર સિંગાપુર લઇ ચાલો."

"એમ કે?" અત્યંત વિસ્મિત થઈ વિમલબાબુ બોલ્યા.

"હા, કાલે સવારે જ મુસાફરીની ગોઠવણ કરી નાખો. હવે એક દિવસનો પણ વિલંબ કરવાનો નથી."

આ શબ્દો બોલતાં સવિતાનો કંઠ વ્યાકુળ બની ગયો.

"આમ અધિરા ન થાઓ સવિતા." વિમલબાબુ ધીમેથી બોલવા લાગ્યા. "કાલે ને કાલે અહીંથી ઉપડી જવાનું બની શકશે નહિ. આ કંઈ રેલ્વેની મુસાફરી નથી–સ્ટીમરની છે. કલકત્તા જવું પડશે. એ ઉપરાંત વ્રજબાબુને કહી રાખ્યું છે કે પરમ દિવસે સવારે હું તમને જરૂર મળવા આવીશ એટલે કાલનો દિવસ તો અહિંયા રોકાયા વગર છૂટકો જ નથી. પરમ દિવસે જરૂર રાતની ગાડીમાં આપણે રવાના થઇ શકીશું."

"ના, ના. મારાથી એમ નહિં બની શકે. અહિંથી હવે મારો જીવ ઉઠી ગયો છે." સવિતા નાદાન બાલિકાની માફક વ્યાકુળ થઈને મમત લઈ બેઠી: "આ સ્થાનેથી તમે મને કાયમને માટે કોઈ દૂર દૂરના પ્રદેશમાં લઇ ચાલો. એટલે દૂર કે જ્યાં રીતિ, નીતિ, સમાજ, માણુસ, બધુંય જુદાજ પ્રકારનું હોય! ત્યાં કે જ્યાં હું મારો સારોયે ભૂતકાળ ભૂલી જાઉં! કંઇક એવું કરો કે મારાં જીવનને કોઈ જરાય ડખલગીરી ન પહોંચાડે."

વિમલબાબુએ એના આ ગાંડાઘેલા ઉન્માદવશ લવારાઓનો કંઈ ઉત્તર દીધો નહિ. એનાં અસ્વસ્થ ને ઉશ્કેરાયલાં મનની હાલત સમજીને તે ચૂપજ રહ્યાં.

ત્રીજે દિવસે સવારે વિમલબાબુએ એકાએક ઉંઘમાંથી ઉઠીને જોયું તો સવિતાના સુવાના ઓરડાના બારણા હજુ અંદરથી બંધ હતા. વિમલબાબુ હંમેશાં મોડા ઉઠતા હતા, પરંતુ સવિતાને તો પ્રાતઃકાળે વહેલાજ ઉઠવાનો અભ્યાસ હતો. આટલે મોડે સુધી આજ સવિતાના સુવાના ઓરડાના બારણા બંધ જોઈ તે શંકિત થયા. બારણા સામે ઉભા રહી કમાડ ખખડાવવાનો તે વિચાર કરતા હતા ત્યાં તો બારણું ખોલી નાખીને સવિતા બહાર આવી. એની બન્ને આંખો રાતીચોળ થઈ ગઈ હતી. આખીયે રાત જાગરણ અને કલ્પાંત કરવાથી થાક અને ઝાંખપ આંખ અને મોઢાં પર સ્પષ્ટ દેખાઇ રહ્યા હતા. મરણપથારીએ પડેલો રોગી મ્હોત સાથે બાથોડીઆ ભરતો ભરતો સવારે જાગે છે ત્યારે જેમ તેનો ચહેરો બદલાઈ જાય છે એમ એકજ રાતમાં સવિતાનાં મોઢાનું નૂર બદલાઇ ગયું હતું.

વિમલબાબુએ સવિતાની સામે જરાવાર તાકીને પોતાની દષ્ટિ બીજી બાજુ ફેરવી લીધી. એમણે એને કોઈ સવાલ કર્યો નહિ. ઘણો વખત એમને એમ અબોલ પસાર થઈ ગયો. પછી સવિતાએ પોતેજ મૌન તોડયું: “ આજ બહુ મોડું થઈ ગયું. છતાં તમે ચહા તો જરૂર પીશોને? હું હમણા કપડાં બદલીને તમારે માટે ચહા બનાવી લાવું છું.”

“ આજે તો મહારાજ મને ચહા બનાવી દેશે, સવિતા.”

“ ના, ના. એ ચહા સારી બનાવતો નથી. મને બહુ વાર નહિં લાગે.” કહી સવિતા જરાવાર ચૂપ થઈ ગઈ. ત્યાર પછી પોતે જાણે વિનંતિ કરતી હોય એવા અવાજે પાછી બોલવા લાગી: “ મને કાલે મુદ્દલ ઉંઘજ આવી ન્હોતી. કાલે તબિયત પણ એટલી બધી બગડી ગઇ હતી કે આખી રાત બે હાથોમાં માથું ઝાલીને હું તો બેસીજ રહી હતી. હવે ચાલો, હું ઝટ સ્નાન કરીને આવું છું.”

સવિતા ટુવાલ હાથમાં લઈને સ્નાન કરવાની ઓરડીમાં ચાલી ગઇ.

વિમલબાબુ વિહ્વળ ચિત્તે એને જતી જોઈ રહ્યા. મનમાં ને મનમાં એ વિચારવા લાગ્યા:

"અહાહા ! કેટલીયે ભયાનક હતાશા અને મર્મવેદનાથી માણુસનો ચહેરો એક જ રાતમાં ઝાંખો અને સુક્કો થઈ જાય છે !"

*　　*　　*　　*

"કાલે રાતે જ ખૂબ ખૂબ વિચારો કરીને કર્તવ્ય નક્કી કરી લીધું છે. સમજ્યા ને ?" પ્યાલામાં ચહા ગાળતા ગાળતા સવિતા અત્યંત સહજ ભાવે બોલી.

"કોના પ્રત્યેનું ?"

"પે'લા એમના સંબંધે !"

'પે'લા એમના' એવા મોઘમ સંબોધને કોને ઉદ્દેશીને આ વાત ઉચ્ચારાઈ હતી એ વિમલબાબુ સમજી શક્યા હતા. કેટલી ગંભીર વેદનાના અંતે અતિ પ્રિય નામ આજે સર્વનામમાં રૂપાન્તરિત થયું છે એ તેમનાથી અજાણ્યું રહ્યું નહિ.

"શું નક્કી કર્યું સવિતા ?" વિમલબાબુએ પૂછ્યું.

"સિંગાપુર જવાનું નક્કી કર્યું છે."

"થોડાક દિવસ જાત્રા કર્યા પછી જ્યાં મરજી હશે ત્યાં જઈશું. એમજ ને ?"

"ના, હવે ક્યાંય જાત્રાએ જવું નથી. માણુસને હાથે બનેલા આ રમકડા જેવા, પત્થર–માટીના પુતળા જેવા દેવસ્થાનોમાં ફરતાં ફરતાં એક જાતનો નશો ચઢે છે અને એમાં વખત પસાર થઈ જાય છે. અંતરની પ્રકાંડ જિજ્ઞાસાનો અહીં ઉત્તર મળતો નથી. આ ખેલ-બાજીને મન ભૂલી જઈ સત્ય ઈચ્છે છે. એને હવે કંઈ સારું લાગતું નથી. હવે તો આરામ ઈચ્છે છે."

"પરંતુ જે સ્થળે જઈને આરામ મેળવવાની આશા રાખો છો ત્યાં જવા છતાંય એ આશા નહિ ફળે તો ?" વિમલબાબુ જવાને જરા ગલાંતલાં કરતા બોલ્યા.

"એનો ભય ન કરો. હવે મારાથી વધુ ભૂલ થશે નહિ. તમારા હાથમાં સોંપીને ભગવાને મારાં જીવનના આખરી દિવસોમાં જે સાધન-સામગ્રી આપેલ છે એ કંઈ સામાન્ય નથી. છોડ પરથી જે ફુલ ખરીને જમીન પર પડયું છે એ ફુલ ફરીને છોડ પર ચઢી કદી યે ખીલી શકે નહિ. દુઃખ દૂર કરવા જતાં એ વધતું જ રહ્યું છે એ હવે મને બરાબર સમજાઈ ગયું છે." આટલું બોલી સવિતા ચૂપ થઈ ગઈ.

અનેક ક્ષણો નિસ્તબ્ધતામાં પસાર થઈ ગઈ.

"ત્યારે સિંગાપુરની સ્ટીમરમાં બે કેબીન રીઝર્વ કરવાને ટેલિગ્રામ કરી દઉં?" વિમલબાબુએ પૂછ્યું.

સવિતાએ માથું હલાવી પોતાની સંમતિ જણાવી.

* * * *

"વ્રજબાબુએ તમને તેમને મકાને આવવાનું આમંત્રણ આપ્યું છે. ચાલો આવો છોને?" ત્રીજે દિવસે સવારે વિમલબાબુએ મથુરાથી મોટર દ્વારા વૃન્દાવન જવાને સવિતા તૈયાર થઈ ત્યારે પૂછ્યું.

સવિતા જવાને અસંમત થઈ એટલે વિમલબાબુ એકલાજ ગયા. વૃન્દાવનમાં વ્રજબાબુનું ઠેકાણું શોધી કાઢી તેમને મકાને જઈ તેમણે જોયું કે રેણુને આગલા દિવસે રાતથી કોલેરા થયો છે. ચિકિત્સા અને શુશ્રુષાનો બરોબર બંદોબસ્ત ન્હોતો. રોગીને હરિનામ સંકિર્તન સંભળાવવામાં આવે છે! વ્રજબાબુ પુજાની ઓરડીમાં દેવની સહાય યાચી રહ્યા છે. વચ્ચે વચ્ચે ઉઠી આવીને રોગથી કષ્ટાતી દીકરીના મોંમાં ચર્ણામૃત મુકે છે. પાછા વ્યાકુળ ચિત્તે ઝડપથી પુજાની ઓરડીમાં જઈને દેવ પ્રતિમા સામે પછડાઈ પડે છે. તેમના ગુરૂદેવ વૈકુંઠદાસ બાબાજીના કુંજે ખબર મોકલાવ્યાથી તેમણે આશ્રમની એક વૈષ્ણવી સેવાદાસીને રોગીની સારવાર કરવા મોકલી છે. એ મથુરા જીલ્લાની યુવતી હતી. બંગાળી ભાષા બરોબર સમજતી ન હતી. શુશ્રુષા સંબંધી

એને વિશેષ જ્ઞાન ન હતું. બેચેન રોગીને તરસ લાગતા પાણી પાવાનું અને વૈકુંઠદાસ બાબાજીએ મોકલેલ દવાની ગોળી અને ઠાકોરજીનું ચરણામૃત આપવાનું કામ એ કરતી હતી. રોગીની પથારી અને પહેરવા ઓઢવાની ખામી વિમલબાબુની નજરે પડયા વગર રહી નહિ.

આવી પરિસ્થિતિ જોઈ વિમલબાબુ સવિતાને બોલાવી લાવવા માટે ઝટ મથુરા પાછા ફર્યાં. રેણુની હાલત શંકાજનક હતી એમ તે સમજી ગયા હતા.

એમને મોઢે આવી ખબર સાંભળી સવિતા પથ્થરની જેમ સજ્જડ થઈ ગઈ.

વિમલબાબુ સવિતાને લઈ વખત ગુમાવ્યા સિવાય ફરીને વૃન્દાવન જવા નીકળ્યા.

મોટરમાં બેઠેલી સવિતાના મોં સામું જોયું જાય તેમ ન હતું. તેના અંતરમાં જાણે એક વિરાટ ઝંઝાવત સ્તબ્ધ થઈ છુપાઈ રહ્યો હતો.

"આહ ! ગાડી આટલી બધી ધીમી ધીમી કેમ ચાલે છે ? મારો તો જાણે શ્વાસ બંધ થઈ જાય છે !" ઘણી વાર પછી પાણીમાં ડુબતાં માણસની માફક તરફડીયા મારી રૂંધાએલા શ્વાસે સવિતા બોલી ઉઠી.

વિમલબાબુએ એક બે સમયોચિત વાતો કહી પણ એ સવિતાના કાન સુધી પહોંચી નહિ.

"દયામય, તમે તો અનેક દેશોના અનેક ઈતિહાસ વાંચ્યા છે." સવિતા પાછી એકાએક બોલવા લાગી: "પોતાની મા તેના સંતાનની આટલી હદ સુધીની અવદશાનું કારણ બની હોય એવી વાત તમે કયાંય સાંભળી કે વાંચી છે ખરી ?"

વિમલબાબુ નિરૂત્તર રહ્યાં.

રસ્તામાં એક જગ્યાએ એક કુવા પાસે મોટર રેડિયેટરમાં પાણી ભરવાને રોકાઈ. રસ્તાની પડખે દૂર આવેલા ખેડુતોનાં ઝુંપડામાંથી બાળકનાં રૂદનનો અવાજ પવનના સપાટા સાથે કાને અથડાયો.

"અરે! આ શું? કોઈના રડવાનો અવાજ છે નહિ! તમને સંભળાય છે કે?" એકાએક ચમકીને ધ્રુજી ઉઠી સવિતા વ્યાકુળ કંઠે બોલી.

વિમલબાબુ સવિતાની માનસિક અવસ્થા સમજી ભારે ચિંતામાં પડ્યા. "તમે જો આમ અત્યારથી વ્યાકુળ બની હિંમત હારી જશો તો પછી ત્યાં રોગીની સેવા–શુશ્રુષા કરવાની જવાબદારી કેમ લઈ શકશો?"

"ના ના, હું જરાય અસ્થિર થઈ નથી. "સવિતા અતિશય વ્યસ્ત થઈ બોલી. અત્યારે મને જે થાય છે એ ત્યાં પહોંચ્યા પછી–તેને એક વાર છાતીએ ચાંપીશ એટલે બધુંય ઠીક થઇ જશે. આ પંદર વરસ મારી છાતી જાણે સાવ ખાલી રહી છે. ભલે એ મારા પર ક્રોધ કરે, મારી ધૃણા કરે. અને એ એમ કરે એમાં ખોટુંય શું છે? એ તો કરવા જેવું જ છે. એ ગમે એ કરે, ગમે એટલી ભૂલો કરે, તોય આખર મારી દીકરી છે. મારી પણ ગમે એટલી ભૂલો હોય તોય હું એની મા છું. આટલું એ સમજશે? ખરેખર સમજશે. હમણાંજ જોઈ શકાશે કે એનો પોતાની મા પર ક્રોધ નથી, ધૃણા નથી. મારી દિકરી નાનપણમાં ભારે અભિમાની હતી!"

વિમલબાબુ ઉંડો નિશ્વાસ નાખી સવિતાના આ બધા આવેશભર્યા ઉદ્દગારો સાંભળી રહ્યા.

* * * *

જેમ બને તેમ અતિશય ઝડપથી તેઓ વૃન્દાવનમાં વ્રજબાબુને મકાને આવી પહોંચ્યા.

મકાનની સામે મુંજ લઇને ભગવા વસ્ત્રોવાળા વૈષ્ણવો જોઇને વિમલબાબુ શંક્તિ નેત્રે સવિતાની સામે તાકી રહ્યા. સવિતાનાં સ્થિર ધીર મુખ પર હવે પહેલાનાં જેટલું ચાંચલ્ય કે ઉદ્વેગ–વ્યાકુળતાનું લેશ માત્ર ચિહ્ન રહ્યું ન હતું. ભારે ખિન્નતા અને અતિશય કઠિનતાનો પડદો પડી ચૂકયો હતો. વિમલબાબુ ચમકી ગયા. તેમનાં મનમાં થયું

કે તેમણે પહેલવહેલા જે દિવસે સવિતાને જોઈ હતી એ દિવસે સવિતાનાં મુખ પર આટલું અને આવું આશ્ચર્ય દેખાયું ન હતું. નિગૂઢ વિષાદ–વ્યંજક છાયા ત્યારે જોવામાં આવી હતી.

સવિતાએ જરા જેટલી યે અસ્થિરતા દાખવી નહિ. મોટરમાંથી ઝટ દઈને ઉતરી કોઈને કશું ય પૂછ્યાગાછ્યા વિના તે મકાનની અંદર દોડી ગઈ.

"આવો નવી વહુ! આ બધા રેણુને લઈ જવા માટે ઉતાવળ કરી રહ્યા છે, પણ મેં એમ ન કરવાને કહ્યું છે." સવિતાને આવેલી જોઈ શોકથી બેજાર બનેલા વ્રજબાપુ ચોધાર આંસુથી રડતા રડતા બોલ્યા: "જેનું એ ધન છે એને આવવા દો. એ આવ્યા પછી તમારે જે કાંઈ કરવું હોય એ કરજો એમ મેં એમને કહ્યું છે. તારી સોંપેલી વસ્તુ હું સાચવી શક્યો નથી. હું એ હારી–ગુમાવી બેઠો છું! મને માફ કરીશ કે?"

સવિતા કંઈ બોલી નહિ. કંપિત હોઠને જોરથી દાંત વતી દબાવી નિર્વાક્ મુખે ઓરડાની ભોંય પર એક ખુણા સામે તે મોં માંડી ઉભી રહી. ભોંય પર ગંદી પથારીમાં ગંદા કપડામાં વિંટાળાયેલો અચેતન શિતલ દેહ પડયો હતો. આસપાસ પાણીના લોટા, ચરણામૃતના ઘડા, વૈદ્યની દવાના પડીકાઓ, દવા વાટવાની ખરલ વિગેરે આમ તેમ પડયા હતા.

સવિતાએ બે ડગલા આગળ વધી કંપિત હાથે શબનાં મુખ પરથી ઢાંકેલું કપડું જરા ઉંચકી લીધું. અતિશય સુકાઈ ગયેલું, પીળું–ફીકકું પડી ગયેલું લોહી વગરનું મોં અને કાજળ આંજ્યા વગરની બીડાઈ ગયેલી આંખો ઘણી ઉંડી ઉતરી ગયેલી હતી. ગળાનો હડીઓ બહાર નિકળીને ઉંચો આવ્યો હતો. તેલ વગરના જુથરકા જેવા માથાના વાળ ધડ નીચે ઢગલો થઈ પડયા હતા. સ્નેહમયી જનનીની આંખો અને મુખ પર વિશ્વના ગંભીર દુઃખ અને વેદનાની નિગૂઢ છાયા સ્પષ્ટ તરી વળ્યા હતા.

મૃત્યુથી ઝાંખા-કાળા પડી ગયેલાં મોં સામે ઘણીવાર સુધી નિષ્પલક નેત્રે તાકી રહી સવિતાએ નીચી નમી દિકરીનાં હિમ જેવા ટાઢાબોળ કપાળ પર આંસુ નીગળતી આંખે ઉપરાઉપરી બે ચાર ચુંબન લઈ લીધા.

ડાઘુએ આગળ આવ્યા એટલે તે તરત આઘી ખસી જઈને ઉભી રહી. પરંતુ વ્રજબાપુ જીંદગીભરના સંયમ, સાધના અને ભગવદ્દજ્ઞાન ભૂલી જઈ આજે બેબાકળા બની જઈ એક બાળકની માફક રોતા રોતા જમીન પર આળોટી પડયાં અને મોટેથી પોક મુકી: “રે...બ્હે...ન...રે! તારા આ બુઢ્ઢા બાપને કોને ભરોસે...મુકી ચાલી...ગ...ઈ...”

* * * *

રેણુના સ્વર્ગવાસને ઘણા દિવસો વીતી ગયા છે. એ દુર્ઘટનાના સમાચાર મળતા કલકત્તાથી રાજુ પણ આવી ગયો છે.

રાજુની સાથે એવા સમાચાર આવ્યા હતા કે વ્રજબાપુની નવી પત્ની એટલે રેણુની ઓરમાન મા આવનાર છે. કદાચ વ્રજબાપુની સંભાળ લેવા માટે તે આવતા હશે એમ બધાનું અનુમાન હતું.

આટલા દિવસમાં તો સવિતાના દેહ પર કોણ જાણે કયાંથી વૃદ્ધાવસ્થાના ચિહ્નો સ્પષ્ટ દેખાઈ આવ્યા હતા. આંખ અને મોં અનેક રાત્રીઓના ઉજાગરા અને ભારે શોકથી કાળા પડી ગયા હતા. સુકાઈ ગયેલાં હોઠ પર લાવણ્યનો લેશ પણ છાંટો ન હતો. મુખનો ભાવ સાવ બદલાઈ ગયો હતો.

શોકજીર્ણ વ્રજબાપુની સેવાનો બધોય બોજો સવિતાએ ઉપાડી લીધો હતો. એ કામમાં તે રાતદિવસ પોતાની જાતને નિમગ્ન રાખતી હતી.

માંદગીના બિછાના પાસે નીચે ભોંય પર બેસીને સવિતા વ્રજબાપુની અહોરાત સેવા-ચાકરી કરી રહી હતી. તેની પહેરવાની સાડી

અતિશય મેલી અને ઠેકઠેકાણે તેલ–ઘીના ડાઘાવાળી બની ગઈ હતી. માથાનો સેંથો વિખરાયેલો હતો. માથાના વાળની વેરવિખેર લટોના કોઈ ઠેકાણા ન્હોતા રહ્યા.

વિમલ બાબુ આવીને એની પાસે ઉભા.

"હવે તમે અહિંયા કેટલા દિવસ રોકાશો ?" સવિતાએ ઉંચુ મોં કરી તેમની સામે જોઈ પૂછ્યું.

"તમે કહેશો એટલા દિવસ."

"નાની વહુ આજે આવે છે. એના આવ્યા પછી મારે અહિંયા રહેવું કે અહીંથી ચાલ્યા જવું ઉચિત છે? તમારો શો અભિપ્રાય છે ?"

"એ તો તમારે પોતાનેજ વિચારવાનું છે."

"પરંતુ હું જે સમજી શકું છું એ પરથી કહું છું કે એ એમને શાંતિપૂર્વક રહેવા દેશે નહિં. એ એમને અહિંયાથી કલકત્તા લઈ જવાની મતલબથીજ આવે છે."

"એમાં ખોટું શું છે ? વાંધો શો છે ?"

"એમ કદી યે નહિં બને." સવિતા માથું હલાવી બોલી. "આ અસહાય, અશકત, રોગ–શોકથી જીર્ણ થઈ ગયેલા વૃદ્ધ માણુસને તેમની છેવટની આશા અને આશરા સમા વૃન્દાવનથી બીજે લઇ જવા જેવી નિષ્ઠુરતા અન્ય કોઈ નથી."

વિમલ બાબુ ચૂપ રહ્યાં.

"અહીં તમને ઘણીજ તકલીફ પડે છે, એ હું બરાબર સમજું છું. હવે તમે પાછા ફરો તો સારૂં. હું તો અહિંયાજ રહીશ." સવિતા બોલી.

"ભલે, જેવી તમારી ઇચ્છા."

આટલું કહી વિમલબાબુએ ચાલ્યા જવા માંડયું.

"સાંભળો." સવિતાએ પાછળથી બૂમ મારી તેમને જતા થોભાવ્યા. પોતાને બોલાવવાની બૂમ સાંભળી વિમલબાબુ પાછા ફર્યા.

"એક વાતનો મને ઉત્તર આપતા જશોકે?" સવિતાએ વિમલબાબુ સામે વિહ્વળ દ્રષ્ટિએ જોઈ પૂછયું.

"બોલો!"

"જન્મ-જન્માંતરે પણ શું મારે આ ક્ષમાહીન ગ્લાનિનો બોજો ઉંચકવો પડશે?" બોલતા બોલતા સવિતાનો અવાજ રૂંધાઈ ગયો. "પરંતુ રેણુએ મોટા થયા પછી મને એક દિવસ "મા" કહીને બોલાવી હતી, અને પોતાને હાથે સેવા કરવાનો યત્ન કર્યો હતો, એથી શું મારૂં કલંક ધોવાઈ ગયું નથી?"

"તમારૂં મન જ આ સવાલનો સાચો ઉત્તર આપશે, સવિતા!"

"વારૂ, બીજી એક વાત. માણસનાં અંતરનો મુખ્ય અને એકનો એક આધાર આમ ભાંગી પડે ત્યારે માણસ કેમ કરી જીવતો રહી શકે—શાને માટે જીવતો રહી શકે એ તમે જાણો છો?"

"મને એમ લાગે છે કે તમે જે ગુમાવ્યું છે એ તો સંસારના સર્વ દુઃખી જનો અને અભાગીઆઓએ પણ ગુમાવેલ હોય છે."

* * * *

સવિતા બોલી હતી એમ જ થયું. નાની વહુ તેની બ્હેનના એક છોકરાને સાથે લઇને આવી હતી. એ વ્રજબાબુને કલકત્તા લઈ જવા માગતી હતી.

"તેમને આવી ગંભીર અવસ્થામાં કલકત્તા લઈ જવા ઠીક નથી. આખરી ઉંમરના દુઃખદ દિવસો એઓ હવે અહિયા જ શાંતિમાં વીતાવશે." વ્રજબાબુ કંઈ પણ કહે એ પહેલાં જ સવિતાએ જવાબ આપી દીધો.

"અહિંયા રહીને એક માણસે તો સેવાચાકરી કે દવાદારૂ વગર પ્રાણ ગુમાવ્યા. એ તાજા બનાવ પછી પણ આ સાહસ શા માટે? વળી અહીં એમની સેવાચાકરી કોણ કરશે? સગાંવહાલાં ને સ્નેહી-સંબંધીઓ મને શું કહેશે?" નાની વહુએ સવિતાના જવાબનું ખંડન કરતા કહ્યું.

"સેવાચાકરી માટે તમે પોતે અહિંયા રહી શકો છો, પણ તેમને તો અહીંથી લઇ જવાશે નહિં." સવિતા જરા અવાજમાં મક્કમતા દર્શાવીને બોલી.

"એમના વતી આટલું કહેનાર તમને હું બરોબર ઓળખી શકી નહિ."

"હું તમારા સાસરીયા પક્ષની–ઘરનીજ છું. તમે મને કદીયે જોયેલ નથી, એટલે ક્યાંથી ઓળખી શકો ?" સવિતાએ કહ્યું.

નાની વહુ કંઈ એવી ખરાબ માણસ ન હતી. એ થોડીક અણુસમજુ, સાદી, સીધી અને આરામપ્રિય હતી. સુક્ષ્મ ભાવે એ કંઈ સમજી કે વિચારી શકતી ન હતી.

"હું વૃન્દાવન વધારે દિવસ રોકાઉં એમ મારા મોટા ભાઈ ઇચ્છતા નથી. મેં જ્યારે બહુ બહુ હાથ પગ જોડયા ત્યારે એમણે મને અહિંયા થોડા દિવસ માટે આવવા દીધી છે. એમને લઈ જવા માટે મને બધી યે સગવડતા અને સરળતા છે."

"એ તો હું જાણું છું, પરંતુ તેમને ઘણી અગવડ પડે તેમ છે."

"મારી સાથે એ નહિં આવે તો અહિંથી તેમની દેખભાળ કોણ રાખશે ? સેવાચાકરી કોણ કરશે વારૂ ? કારણ કે મારે તો બનતા સુધી કોલેજ પાછા ફરવું પડશે."

"જ્યારે એમનું કોઈ ન હતું અને એમને કોઈ ઓળખતું પણ ન હતું, ત્યારે જે એમના હતા અને જે એમની સંભાળ રાખતા હતા, તે બધા એમની દેખરેખ અને સેવાચાકરી કરવાનો ભાર ઉપાડવાને હજુ હયાત છે, એમ તમારા ભાઇને કહેજો."

"એ કોણ ?" નાની વહુએ વિસ્મિત થઇ પૂછ્યું.

"એ તમે નહિ સમજી શકો, પણ તમારા ભાઇ સમજી જશે."

*　　*　　*　　*

નાની વહુ પોતાની બ્હેનના છોકરા સાથે આવી હતી એમ કલકત્તા પાછી ચાલી ગઈ. વિમલબાબુએ પણ સિંગાપુર પાછા ફરવાની વ્યવસ્થા કરી લીધી હતી. એ રવાના થાય એ પહેલાં સવિતાએ આવી એમને પ્રણામ કર્યાં.

"બોલો કંઈ કહેવું છે?" ભગ્નહૃદયી સવિતાનાં મોઢાં સામે જોઈને વિમલબાબુએ ગદ્‌ગદ્‌ સ્વરે પૂછયું.

"તમે મને ભૂલી જતા નહિ. જીવનમાં વારંવાર ભ્રષ્ટ થવાનું જ મારૂં ભાગ્ય છે." સવિતા મૃદુ કંઠે અપરાધીનીની માફક બોલી.

થોડી પળ પછી વિમલબાબુની મોટી મોટર વૃન્દાવનની રાતી ધૂળથી દિશા ઢાંકી દઈ સવિતાની દ્રષ્ટિથી અદ્રસ્ય થઈ ગઈ. સ્તબ્ધ–મૂર્તિ સવિતાના લોહી વિનાનાં શુદ્ધ મોં સામે જોઈ રાખાલ ભયભીત અવાજે બોલ્યો: "મા...મા...નવી મા..."

રાખાલે બુમ પાડતા પાડતા દ્રષ્ટિ ફેરવી. સવિતા એકાએક રડી પડી જમીન પર ઢળી પડી અને આર્ત્તનાદે બોલવા લાગી:

"રાજુ, મારી રેણુએ જ્યારે મને ક્ષમા આપી નથી ત્યારે હવે હું બરાબર જાણું છું કે દુનિયામાં કોઇની પાસેથી હું ક્ષમા મેળવી શકીશ નહિ."

* * * *

એકાદ મહિના પછી "એડન" બંદરની પોસ્ટ ઓફીસની છાપવાળો એક પત્ર સવિતાને નામે વૃન્દાવનમાં આવ્યો. વિમલબાબુએ એમાં લખ્યું હતું કે:

રેણુની મા,

તમારા દેશનો પ્રવાસ પુરો થયો છે. હવે હું દુનિયાના પ્રવાસે ઉપડયો છું. તમારા પ્રતિ બિન્દુમાત્ર દુઃખ કે ક્ષોભ અંતરમાં રાખ્યો છે એવો સંદેહ કરતા નહિ. સારૂંયે જીવન બૃહત્‌ વ્યાપ્તિમાં વ્યાપ્ત રાખી વર્તમાન જીવનની આ અલ્પતા મને જાણે સંકુચિત કરી નાખે છે, એટલે જ આ પ્રવાસ મેં ખેડયો છે.

અંતરના અનુભવ તરફ જોતાં તમારી સાથેના મારા પરિચયનું મૂલ્ય ઘણું ભારે છે; પરંતુ જે પુરૂષનાં જીવનને બહાર પણ વિસ્તૃત ઉન્નત અને ઉન્મુક્ત કરી શકે નહિ તે પુરૂષના માટે કલ્યાણકર નથી. જીવનમાં ક્યાંય ગૃહ મેળવ્યું નથી. અર્થ અને ઐશ્વર્યનો જ માત્ર લાભ કર્યો છે. પ્રવાસવૃત્તિને લીધે નાનપણ અને યુવાવસ્થા મેં પ્રવાસમાં જ વીતાવી દીધા છે. આજે પ્રૌઢાવસ્થામાંય એ પ્રવાસવૃત્તિનો અંત આવ્યો નથી. જીવનની આ વેળાએ ગૃહ–આનંદની પ્રાપ્તિ તમારી પાસેથી કરી મેં પૂર્ણ તૃપ્તિ અનુભવી છે. એ માટે અકૃત્રિમ કૃતજ્ઞતા વ્યક્ત કરૂં છું.

તમારા પ્રતિ ગંભીર સહાનુભૂતિ અને અસિમ શ્રદ્ધા અંતરે ધારણ કરી તમારાથી બહુ જ દુર હું ચાલી ગયો છું. મને એક જ ભરોસો છે કે આજના આ પ્રવાસમાં જે દૂર અસીમ સાગરે તણાઈ રહેલ છે તેના કિનારાનું લંગર તમે જ રહ્યાં છો.

જે દિવસે, જ્યારે ય, કોઈ પણ કારણવશાત્ મારી તમને જરૂર પડે ત્યારે 'થોમસ કુક કંપનીની કેર'માં ટેલિગ્રામ કરી દેજો. જીવતો હોઈશ તો પૃથ્વીના જે ભાગમાં હોઈશ ત્યાંથી વિમાન દ્વારા હું સત્વર તમારી પાસે આવી પહોંચીશ.

વળી હું એ પણ જાણું છું કે એવી એક વ્યક્તિ પૃથ્વીમાં રહેલ છે કે જે મારો છેલ્લો વિદાય દિન આવી પહોંચતા બધી યે અડચણો અને આફતોને તુચ્છ ગણી મારી પાછળ ઉભી રહી શકે તેમ છે. આ શું અસ્તાચલમુખી જીવન માટે યોગ્ય પાથેય નથી?

લી૦
શુભેચ્છક વિમલબાબુ

આંખોમાંથી બે ઉષ્ણ બિન્દુઓ ટપકી પડ્યાં પત્ર જેમને તેમ હાથમાં રહી ગયો. સવિતા બેઠી હતી ત્યાં જ મૂર્ચ્છા ખાઈ જમીન પર ઢળી પડી. એની પાપણો બીડાઈ ગઈ.

પત્રના મથાળાના બે શબ્દ ચેરાઈ ગયાઃ **રે...ણુ...ની...મા.**

**|| સમાપ્ત ||**

# શરદ્બાબુનો નવો સેટ તમે વાંચ્યો ?

| | | | | |
|---|---|---|---|---|
| પથેર દાબી (પૂર્વાર્ધ) | .... | .... | રૂા. | ૨- ૮-૦ |
| પથેર દાબી (ઉત્તરાર્ધ) | ... | .... | ,, | ૨- ૦-૦ |
| ચરિત્રહીન (ભાગ ૧-૨ સાથે) | | .... | ,, | ૩- ૮-૦ |
| શુભદા. (ભાગ ૧-૨ સાથે) | | .... | ,, | ૨- ૮-૦ |
| શેષપ્રશ્ન (ભાગ ૧-૨ સાથે) | | .... | ,, | ૩- ૦-૦ |
| બડી દીદી | .... | .... .... | ,, | ૧-૧૨-૦ |
| દત્તા .... | .... | .... .... | ,, | ૨- ૦-૦ |
| અનુરાધા | .... | .... .... | ,, | ૨- ૦-૦ |

સાહિત્ય સમ્રાટ બંકીમબાબુનું અલૌકિક સર્જન

**દુર્ગેશ નન્દિની** ,, ૩- ૦-૦

**જાતિય વિજ્ઞાનનું એક અમૂલ્ય પુસ્તક**

જેની લાખો નકલો પરભાષામાં અનુવાદ થઇ છે,

તે વાત્સાયન મુનીનું બનાવેલું

અસલ

**વાત્સાયન કામસૂત્ર** ,, ૫- ૦-૦

**બીજાં પુસ્તકો માટે અમારૂં સૂચીપત્ર મફત મંગાવો.**